॥ श्री सनातन वेद धर्मो विजयतेतराम् ॥




ब्रह्मर्षि हरेराम सुखराम शर्मा कृत ग्रंथमाला.

# श्री सनातन धर्म रहस्यम्

गुर्जरटीका समेतम्

## भाग १ धर्मशास्त्रं आयुर्वेदश्च

## भाग २ ब्रह्मविद्या नीतिशास्त्रंच

श्री गुर्जर मंडलान्तर्गत स्तंभतीर्थ (खंभात) निवासिना साम्प्रतम् श्रीनगर (अमदावाद) स्थितेन शुक्लयजुर्वेदान्तर्गतमाध्यन्दिनीशाखाध्यायिना औदिच्य-टोळक ज्ञातिमंडनशाण्डिल्यगोत्रसमुद्भवेन ब्रह्मर्षि हरेरामशर्मणा संगृहीतम् प्रकाशितश्च

ब्रह्मर्षि हरेराम सुखराम शर्मा.

ऋषि आश्रम, तळीआनी पोळ-अमदावाद.

सं. १९८४. शाके १८५०. सने १९२८.

मूल्य रू. २-८-० पो. जुदुं.

प्रथमावृत्ति — प्रत १०००.

कर्त्ता — ब्रह्मर्षि हेरराम सुन्नराम शर्मा.

अमदावाद.



मुद्रणस्थान — श्री ज्ञानमन्दिर मुद्रणालय.

मुद्रक — शंकरराय अमृतराय.

रायपुर, अमदावाद.



# प्रस्तावना.

---

## सनातन धर्मरहस्यम् भाग १ लो तथा बीजो.

હાલના સમયમાં હિન્દુસ્થાનની પ્રજાઓમાં અનેક ધર્મો ચાલી રહેલા છે. જેઓનાં નામ ગણવામાં આવે તો ઘણોજ સમય વ્યતિત થાય તોપણ કોઇકે ધર્મમત પંથનું નામ રહી પણ જાય, છતાં તે બધા મતવાદીઓ, આચાર્યો અને તદનુયાયી, પ્રજાવર્ગ, સર્વે, સનાતન ધર્મના નામથી અજ્ઞાત નથી. કેટલાએક આચાર્યોએ પોતાના મતપંથનેજ સનાતન માન્યો છે, અને કેટલાએકો બીજા મતપંથોથી સનાતન ધર્મ જુદો છે એ પ્રમાણે માને છે. આવા ભ્રમ મૂલક ઉહાપોહવાળા સમયમાં મનુ, યાજ્ઞવલ્કયાદિના ધર્મ-શાસ્ત્રો ઇતિહાસો, પુરાણો અને તે તમામ કરતાં વિશેષ શ્રદ્ધેય અને પ્રમાણિક શ્રુતિઓ, વર્ણાશ્રમ ધર્મ અને સદા-ચારદ્વારા સનાતન ધર્મના મૂળતત્વને અને સમગ્ર પ્રજાના સ્વસ્વાધિકાર યુક્ત કર્તવ્ય પરાયણતાને સૂચવે છે. પરંતુ તે ગ્રંથોદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવાને હાલની પ્રજા પ્રમાદી થઈ ગઈ છે, એટલું જ નહીં પણ ચાલુ જમાનાના દ્રવ્ય-સંપાદન કરી ઉદર પોષણ કરવાના કાર્યમાં મહાન કલેશો વેઠી કંટાળી ગયેલી હોવાથી તે ગ્રંથો તરફ લક્ષ્ય માત્ર

પણ આપી શકતી નથી. કદાચિત કોઇકને તે શાસ્ત્રો અવલોકન કરવાનો પૂર્વ પુણ્યના ઉદયથી વિચાર થાય તો પણ તે ગ્રંથો સંસ્કૃત ભાષામાં લખાયેલા હોવાથી તેનું યથાર્થ જ્ઞાન થવું તે ભાષાના અજ્ઞાત મનુષ્યોને દુર્લભ છે, અને તેવા કારણથીજ હિન્દુસ્થાનની શ્રદ્ધાળુ પ્રજા અનાદિ કાળથી પિતૃપરંપરાથી ચાલુ આવેલો પાલન કરવા યોગ્ય સનાતન-ધર્મથી ભ્રષ્ટ થઇ મતવાદીઓનું અનુકરણ કરતાં શીખી છે. અને હજુ પણ તેવીજ દશામાં પડી રહી છે જો કે હાલમાં યન્ત્રાલયોની સુગમતાથી ધર્મશાસ્ત્રો, પુરાણો ઇત્યાદિનાં ભાષાન્તરો ગુજરાતી ભાષામાં થયેલાં છે. પરંતુ તે સંપૂર્ણ ગ્રંથ વાંચવાનો સમય રહેતો નથી. કેટલાક લોકોને તે સમગ્ર ગ્રંથો વાંચી જવા છતાં નિત્ય પાલન કરવા યોગ્ય ધર્મતત્વનો નિશ્ચય કરવો દુર્ઘટ થઈ પડે છે. આવા અનેક વિચારો કરી સનાતન ધર્મનું મૂળતત્વ તથા નિરંતર વર્તન કરવા યોગ્ય સદાચાર, ધર્મશાસ્ત્ર શ્રુતિ, પુરાણ, શાંકરવેદાન્ત ઇત્યાદિ ગ્રંથોના સારાંશ રૂપે એકજ ગ્રંથમાં પ્રગટ કરવામાં આવ્યો છે. આ ગ્રંથના બે ભાગ રાખવામાં આવ્યા છે. તેમાં પહેલા ભાગમાં ધર્મશાસ્ત્રસાર, તથા આયુર્વેદોપદેશ અને બીજા ભાગમાં બ્રહ્મજ્ઞાન, શાંકરવેદાન્ત વિગેરે વિષયો તથા નીતિશાસ્ત્ર લખવામાં આવ્યું છે જો કે આ વિષયોની ગૌરવતા જણાવવા તેમાં કયા કયા ઉપયોગી પ્રકરણો છે તેનો ઉલ્લેખ આ જગાએ કરવો ઉચિત છે, તથાપિ લેખકે પોતાનું વખાણ પોતેજ કરવું તે કરતાં સદ્‌ગુણી વાંચકવૃન્દ સ્વાનુભવ કરી, સત્ય માને એ વધારે શ્રેષ્ટ છે. એમ માની એક વખત આ ગ્રંથના બન્ને ભાગોને આદિથી અંત સુધી અવલોકન કરવા

અમે વિનવિયે છીએ. આશા છે કે હિન્દુસ્થાનની ધર્મ[illegible] સુજ્ઞ પ્રજા આ ગ્રંથોનું વાચન કરી સનાતન ધર્મના તત્ત્વ ગ્રહણ કરી અમારા પરિશ્રમને સફળ કરશે.

આ ગ્રંથમાં પ્રમાદથી, અગર દ્રષ્ટિદોષથી કોઇ [illegible] ક્ષતિ રહી ગએલી જણાય અને જે મહાશયો તેની સૂચ[illegible] કરશે તો તેમનો આભાર માની યોગ્ય લાગે સુધારવા પ્રય[illegible] કરીશું. એજ.

લે. ધર્માનુયાયી,

**ब्रह्मर्षि हरेराम सुज्ञराम शम[illegible]**



# धर्मशास्त्रं आयुर्वेदश्च.

## प्रथम भाग.

## विषयानुक्रमणिका.

---

### अथ धर्मशास्त्रसार.



---





**परब्रह्म स्वरूप माताजी श्रीमती विष्णुदेवी**

विधेयव्रतम् :—

" यज्ञाध्ययन दान च,
दया दानं दमर्मिति। "

---

## स्तोत्रमाला.

# ब्रह्मविद्या नीतिशास्त्रञ्च.

## द्वितीय भाग.

---

### विषयानुक्रमणिका.



# अर्पणपत्रिका.

---

પૂજ્યપાદારવિંદ માતાજી વિષ્ણુદેવી !

**नमातुः परदैवतम्** માતા કરતાં બીજું દૈવત કોઇ પણ નથી.

---

**आस्तां तावदियं प्रसूतिसमये दुर्वारशूलव्यथा ।**
**नैरुज्ये तनुशोषणं मलमयी शय्या च सांवत्सरी ॥**
**एकस्यापि न गर्भभारभरणक्लेशस्य यस्याः क्षमो ।**
**दातुं निष्कृति मुन्नतोऽपि तनयस्तस्यैजनन्यै नमः ॥ १ ॥**

માતાને પ્રસૂતિ સમયે અત્યન્ત શલ વ્યથા થાય છે. તેનો વિચાર ન કરૂં, મારા શરીરને નીરોગી રાખવા ભોજનના આસ્વાદો ત્યાગ કરી, શરીરને સુકાવી નાખ્યું; તે બાબત પણ આઘી મૂકું. અને એક વર્ષ પર્યન્ત મલીન શય્યામાં પડી રહેવા સંબંધી દુઃખ સહન કર્યું તેનો પણ વિચાર ન કરૂં. પરંતુ નવ માસ સુધી ગર્ભમાં ધારણ કરી રાખ્યો અને તે સંબંધી જે ક્લેશ સહન કર્યો તેનો

એકલાનો બદલો આપવાને માટે પણ સારી યોગ્યતાવાળો બનેલો હું, સમર્થ નથી. તેથી ફક્ત નમસ્કારજ કરૂં છું.

આપના આગ્રહથી વૈરાગ્યરસિક પ્રિય હોવા છતાં મ્હેં ગૃહસ્થાશ્રમનો સ્વિકાર કર્યો અને યથાશક્તિ તન મન અને ધનથી લોકોપકાર કરવા પ્રવૃત્ત થયો છું. તેમ સનાતન ધર્મરહસ્યમ્ નામનો આ ગ્રંથ અનેક શાસ્ત્રોનું અવ લોકન કરી વિદ્વાનોની સલાહ પ્રમાણે લોકોપકારાર્થે તૈયાર કર્યો છે. તે આપને સાદર ભક્તિપૂર્વક સમર્પણ કરી મારી પુત્ર તરીકેની માતૃભક્તિરૂપી ફરજ બજાવું છું. તો આપ સ્વીકાર કરી મારા પરિશ્રમને કૃતાર્થ કરશોજી.

લે. ભવદાજ્ઞા વશંવદ,

**બ્રહ્મર્ષિ હરેરામ સુજ્ઞરામ શર્મા.**





॥ श्री ॥

# ॥ जीवनचरितम् ॥



श्रीमद्गुर्जरदेशभूमितिलकं श्री स्तंभतीर्थाभिधम् ।
नानागोत्रसमुद्भवैर्द्विजवरैरन्यैश्च सद्धार्मिकैः ॥
संयुक्तं नगरं सदा सुचरितैः समृद्धिसंपूरितम् ।
तत्राभूद्द्विजपुंगवोऽतिकुशलः शाण्डिल्यगोत्रोद्भवः ॥ १ ॥
कृपारामात्मजः श्रीमद्घेलारामाभिधोद्द्विजः ॥
तत्सूनुः सुज्ञरामाख्यो विष्णुदेवीपतिः पुरा ॥ २ ॥

ભાવાર્થ:—શ્રીમાન્ ગુજરાત દેશની ભૂમિને તિલકની માફક શોભા આપનાર ખંભાત નામનું નગર છે, કે જે નગર જુદા જુદા ગોત્રમાં ઉત્પન્ન થયેલા શ્રેષ્ઠ બ્રાહ્મણો તથા તે સિવાયની સારા વર્ણાશ્રમ ધર્મને પાલન કરનારી ચાતુર્વર્ણ્ય પ્રજાથી યુક્ત અને સમૃદ્ધિથી પરિપૂર્ણ છે. તે નગરમાં પવિત્ર શાંડિલ્ય ગોત્રમાં ઉત્પન્ન થયેલા, અત્યન્ત કુશલ અને બ્રાહ્મણ મંડલમાં શ્રેષ્ઠ એવા કૃપારામના પુત્ર શ્રીમાન્ ઘેલારામ નામના દ્વિજવર થઈ ગયા છે. તેમના પુત્ર સુજ્ઞરામ નામના થયા હતા કે જે વિષ્ણુદેવીના પતિ હતા. ૧–૨

तत्सूनुरस्त्यत्रसुधर्मशाली बाल्यात्समारभ्य मतिप्रपन्नः ॥
श्रीमद्धरेराम इतिप्रसिद्धो जगज्जनानंदकरो गुणाढ्यः ॥३॥

ભાવાર્થઃ—તત્સૂનુઃ ઉપર બતાવેલા સુન્નરામ નામના પિતા, અને વિષ્ણુદેવી નામની માતાથી ઉત્પન્ન થયેલા અને બાળક અવસ્થાથી આરંભી ધાર્મિક બુદ્ધિવાળા સમગ્ર સદ્-ગુણોથી પરિપૂર્ણ અને જગતના મનુષ્યોને આનંદ આપનાર એવા હરેરામ નામથી પ્રસિદ્ધિ પામેલા પુત્ર થયા. ૩.

शाकेऽग्निचन्द्रनागेन्दु मितेवैशाखसंज्ञके ॥
मासिशुक्लत्रयोदश्यां गुरोर्वारेह्यभूज्जनिः ॥ ४ ॥

ભાવાર્થઃ—જેમનો જન્મ શાકે ૧૮૧૩ ના વૈશાખ માસમાં શુકલપક્ષની ત્રયોદશી અને ગુરૂવારે થયો. ૪.

सम्प्राप्य वर्षेऽष्टमिते द्विजन्म योऽधीतवान् वैदिकमंत्रजालम् ॥
तथैव शास्त्राणि सनातनानि परोपकारैकपरायणोऽयम् ॥५॥

ભાવાર્થઃ—જેઓએ આઠમે વર્ષે દ્વિજન્મ ( ઉપનયન ) પ્રાપ્ત કરીને, પ્રથમ વૈદિક મંત્રોનો અભ્યાસ કર્યો અને તેવીજ રીતે પરોપકાર કરવાની બુદ્ધિવાળા તેઓએ પ્રાચીન સનાતન ધર્મશાસ્ત્રોનો ( શ્રુતિ સ્મૃતિ ઇત્યાદિનો ) અભ્યાસ કર્યો. ૫.

देशानटन् भूरितरान्स्वकीय चारित्र्यमादर्शसमं जनेषु ॥
प्रख्यापयन्पूर्वभवर्षिजुष्टं ब्रह्मर्षितामापकलौयुगेऽस्मिन् ॥६॥

ભાવાર્થ:—ત્યાર પછી, પ્રાચીનકાલના ઋષિઓ જેવું વર્તન રાખતા હતા તેવું પવિત્ર આદર્શના જેવું પોતાનું ચારિત્ર્ય તમામ મનુષ્યોમાં પ્રસિદ્ધ કરવા અર્થાત્ લોકો પણ તેવું વર્તન રાખે તેવા આશયથી ઘણા દેશોમાં ગમન કરીને તે પવિત્ર મહાત્મા હરેરામ શર્માએ આ ઘોર કલિકાલમાં પણ બ્રહ્મર્ષિ પદવીને પ્રાપ્ત કરી છે. ૬.

**ततो महादेवीति सौम्यनाम्नी मुवोढजायां खलु शुद्धगोत्राम् ॥**
**तस्यांस्ववंशस्यविभूषणञ्च संप्राप्तवान्सूनुमुदारचेष्टम् ॥ ७ ॥**

ભાવાર્થ:—ત્યાર પછી પોતાને કેવળ બ્રહ્મજ્ઞાન દ્વારા મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોવા છતાં પણ લોકોના આગ્રહથી અને ઋષિજીવનનું ઉદાહરણ આ કલિકાલમાં પણ લોકોને પ્રત્યક્ષ કરાવવા માટે શુદ્ધ ગોત્રમાં ઉત્પન્ન થયેલા અને મહાદેવી એવા સુંદર નામવાળા પવિત્ર પત્ની સાથે લગ્ન કર્યું. અને ત્યાર પછી પોતાના વંશને શોભાવનાર ઉદાર ચેષ્ટાવાળા પુત્રને પ્રાપ્ત કર્યા. જેઓનું પવિત્ર નામ ગુરૂદેવ રાખવામાં આવ્યું છે. ૭.

**सनातनं वैदिकधर्ममत्र जनाः समस्ताः परिपालयेयुः ॥**
**एवं विचार्यात्मनि यः प्रयत्नं करोति नित्यंविपुलव्ययेन ॥८॥**

ભાવાર્થ:—આ કલિયુગમાં પણ તમામ મનુષ્યો, સનાતન વૈદિક ધર્મને પાલન કરનારા થાય એવા ઉદાર આશયથી, જે મહાત્મા નિરંતર અત્યન્ત દ્રવ્યનો વ્યય કરીને પ્રાચીન ધર્મશાસ્ત્રોનો સંગ્રહ કરી અલ્પજ્ઞાનિઓને

ઉપયોગમાં આવે અને તે દ્વારા સત્ય ધર્મનું જ્ઞાન થાય તેવા હેતુથી ગુજરાતી ભાષાન્તર સાથે ગ્રંથો છપાવવા નિરંતર પ્રયત્ન કરે છે. ૮.

सोऽयं ब्रह्मर्षिमुख्यो विबुधजनमतो वेदधर्माञ्जगत्याम् ।
व्यक्तान्कुर्वंश्चरित्रै रबुधजनमनःकल्मषं क्षालयंश्च ॥
सद्वाग्वार्भिः पवित्रै रनुकरणविधौ सज्जनैः संमतश्च ।
जीयादाचन्द्रतारं क्षितितलतिलकः श्रीहरेरामशर्मा ॥ ९ ॥

ભાવાર્થઃ—તેજ આ બ્રહ્મર્ષિ મુખ્ય, પંડિત જનોએ જેમને માન આપેલું છે એવા, અને પોતાના સદાચરણથી જગતમાં વેદધર્મનો પ્રકાશ કરનાર, અને ઉપદેશની પવિત્ર વાણીથી અજ્ઞાની જનોના મનોમલને શુદ્ધ કરનાર, તથા સજ્જનોને પણ અનુકરણ કરવા લાયક વર્તનવાળા પૃથ્વીને તિલકની માફક શોભા આપનાર, શ્રી હરેરામ શર્મા આકાશમાં ચન્દ્રમંડલ તથા તારાઓ રહે ત્યાં સુધી દીર્ઘ આયુષ્ય ભોગવનારા થાઓ. ૯.

**શાસ્ત્રી અનુપમરામ સદાશિવ શર્મા.**
મધવાસકર.

ॐ शांतिः शांतिः शांतिः





# अथ धर्मशास्त्रसार

## अथातो धर्म जिज्ञासा.

उभाभ्यामेव पक्षाभ्यां यथा खे पक्षिणां गतिः ॥
तथैव ज्ञानकर्मभ्यां प्राप्यते ब्रह्म शाश्वतम् ॥ १ ॥

અર્થઃ—બે પાંખોવડે જેમ આકાશમાં પક્ષિઓ ગતિ કરી શકે છે તેમજ જ્ઞાન અને કર્મવડે શાશ્વત બ્રહ્મ પ્રાપ્ત કરી શકાય છે ૧.

## वेदगुच्छ ॥ १ ॥

यज्ञानां तपसां चैव शुभानां चैव कर्मणाम् ।
वेद एव द्विजातीनां निःश्रेयसकरः परः ॥ १ ॥

બ્રાહ્મણો ક્ષત્રિઓ અને વૈશ્યો એ દ્વિજાતિને યજ્ઞો, તપશ્ચર્યાઓ તથા શુભ કર્મોમાં વેદજ કલ્યાણ કરનાર છે. ૧.

वेदमेव सदाभ्यस्येत्तपस्तप्स्यन्द्विजोत्तमः ।
वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते ॥ २ ॥

ઉત્તમ દ્વિજાતિએ તપશ્ચર્યા કરીને હંમેશાં વેદનોજ અભ્યાસ કરવો જોઇએ અથવા આ લોકમાં વેદાભ્યાસ કરવો એજ પરમ તપ કહેવાય છે. ૨.

योऽनधीत्य द्विजो वेद मन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्व माशु गच्छति सान्वयः ॥ ३ ॥

જે બ્રાહ્મણ વેદનો અભ્યાસ કર્યા સિવાય બીજા કાર્યોમાં પ્રવૃત્તિ કરે છે. તે જીવતાં છતાંજ પોતાના વંશ સાથે જલદીથી શૂદ્રપણાને પામે છે. ૩.

वेदमेवाभ्यसेन्नित्यं यथाकालमतन्द्रितः ।
तंह्यस्याहुः परं धर्म मुप धर्मोऽन्य उच्यते ॥ ४ ॥

હંમેશાં નિયમિત સમયે આળસ રાખ્યા સિવાય વેદનોજ અભ્યાસ કરવો જોઇએ. તેને ઋષિઓએ પરમધર્મ કહેલો છે. તે સિવાયનો બીજો બધો ઉપધર્મ કહેવાય છે. ૪.

वेदाभ्यासेन सततं शौचेन तपसैवच ।
अद्रोहेण च भूतानां जातिं स्मरति पौर्विकाम् ॥ ५ ॥

હંમેશાં વેદાભ્યાસ કરવાથી, પવિત્રતા રાખવાથી તથા તપશ્ચર્યા કરવાથી અને પ્રાણિ માત્ર ઉપર ઇર્ષા ન કરવાથી પૂર્વની જાતિનું સ્મરણ થાય છે. ૫.

वेदाभ्यासोऽन्वहंशक्त्या महायज्ञक्रिया क्षमा ।
नाशयन्त्याशु पापानि महापातकजान्यपि ॥ ६ ॥

હંમેશાં શક્તિ પ્રમાણે કરેલો વેદાભ્યાસ, યજ્ઞક્રિયા તથા ક્ષમા, એ અનેક ઘોર કર્મથી થયેલા પાપોને જલદીથી નાશ કરી નાખે છે. ૬.

पितृदेवमनुष्याणां वेदश्चक्षुः सनातनम् ।
अशक्यं चाप्रमेयंच वेदशास्त्र मिति स्थितिः ॥ ७ ॥

પિતૃઓ, દેવતાઓ તથા મનુષ્યોનું વેદજ સનાતન ચક્ષુ રૂપે છે તેમ વેદશાસ્ત્ર સામાન્ય મનુષ્યથી ઉત્પન્ન કરવાને અશકય અને ન માપી શકાય તેવું છે. ૭

बिभर्ति सर्वभूतानि वेदशास्त्रं सनातनम् ।
तस्मा देतत्परं मन्ये यज्जन्तोरस्य साधनम् ॥ ८ ॥

સનાતન ( જુનામાં જુનું ) વેદશાસ્ત્ર તમામ પ્રાણીમાત્રનું ભરણપોષણ કરે છે. તેથી આ મનુષ્ય લોકને એનાથી બીજું શ્રેષ્ઠ સાધન કોઈપણ નથી. ૮.

चातुर्वर्ण्यं त्रयो लोकाश्चत्वार श्चाश्रमाः पृथक् ।
भूतं भव्यं भविष्यं च सर्वं वेदात्प्रसिध्यति ॥ ९ ॥

ચાતુર્વર્ણ્ય ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ) ત્રણ લોકો. ( સ્વર્ગ, મૃત્યુ, પાતાલ ) ચાર આશ્રમો ( બ્રહ્મચર્ય; ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ ) એ પૃથક્ પૃથક્ ભૂત, ભવ્ય અને ભવિષ્ય એ બધુ વેદથી સિદ્ધ થાય છે. ૯.

या वेदबाह्याः स्मृतयो याश्च काश्च कुदृष्टयः ।
सर्वास्ता निष्फलाः प्रेत्य तमोनिष्ठा हि ताः स्मृताः ॥१०॥

જે વેદ બાહ્ય સ્મૃતિઓ હોય તથા શાસ્ત્રમાં વેદ વિરૂદ્ધ કરેલી કુદ્રષ્ટિઓ તે બધી નિષ્ફલ છે એટલુંજ નહિં પરંતુ મરણ થયા પછી નરકમાં લેઈ જનાર છે. ૧૦.

उत्पद्यन्ते च्यवन्ते च यान्यतोऽन्यानिकानिचित् ।
तान्यर्वाकालिकतया निष्फलान्य नृतानि च ॥ ११ ॥

વેદથી ભિન્ન જે કોઈ શાસ્ત્રો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે તે બધાં આધુનિક કાલમાં ઉત્પન્ન થયેલાં હોવાથી નિષ્ફલ છે અને જુઠાં છે, વેદજ સત્ય છે. ૧૧.

वेदशास्त्रार्थतत्त्वज्ञो यत्र तत्राश्रमे वसन् ।
इहैव लोके तिष्ठन्स ब्रह्मभूयाय कल्पते ॥ १२ ॥

ચાર આશ્રમોમાં કોઈપણ આશ્રમમાં રહેલો છતાં વેદ-શાસ્ત્રના અર્થને તથા તત્ત્વને જાણનાર બ્રાહ્મણ બ્રહ્મસ્વરૂપી કહેવાય છે. ૧૨.

एतद्धि जन्मसाफल्यं ब्राह्मणस्य विशेषतः ।
प्राप्यै तत्कृतकृत्यो हि द्विजो भवति नान्यथा ॥ १३ ॥

વેદાભ્યાસ કરવો એજ દ્વિજજાતિને જન્મ ધારણ કર્યાનું સાફલ્ય છે અને બ્રાહ્મણોને તો વિશેષ પ્રકારે વેદાભ્યાસજ કરવાનો છે. દ્વિજજાતિ વેદ પ્રાપ્ત કરીનેજ કૃતાર્થ થાય છે, બીજી કોઈપણ રીતે કૃતાર્થ થતિ નથી માટે વેદાભ્યાસ અવશ્ય કરવો જોઇએ. ૫૩.

अज्ञेभ्यो ग्रन्थिनः श्रेष्ठा ग्रन्थिभ्यो धारिणो वराः ।
धारिभ्यो ज्ञानिनः श्रेष्ठा ज्ञानिभ्यो व्यवसायिनः ॥ १४ ॥

મૂર્ખાઓ કરતાં ગ્રંથોનો અભ્યાસ કરનારા શ્રેષ્ઠ છે. ગ્રંથોનો અભ્યાસ કરનારા કરતાં પણ મુખ પાઠ કરનારા શ્રેષ્ઠ છે, મુખપાઠ કરનારા કરતાં જ્ઞાન મેળવનારા શ્રેષ્ઠ છે. અને જ્ઞાનીઓ કરતાં પણ તે પ્રમાણે વર્તનારા શ્રેષ્ઠ છે. ૧૪.

मन्वत्रिविष्णुहारीतयाज्ञवल्क्योशनोगिराः ।
यमापस्तम्ब संवर्ताः कात्यायन बृहस्पती ॥ १५ ॥

पराशरव्यासशंखलिखिता दक्षगौतमौ ।
शातातपो वसिष्ठश्च धर्मशास्त्रप्रयोजकाः ॥ १६ ॥

મનુ, અત્રિ, વિષ્ણુ, હારિત, યાજ્ઞવલ્ક્ય, ઉશના, અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત દક્ષ, ગૌતમ, શાતાતપ અને વસિષ્ઠ એ (૨૦) ઋષિઓ ધર્મશાસ્ત્રના પ્રયોજકો છે. ૧૫-૧૬.

नास्ति वेदात्परं शास्त्रं नास्ति मातुः परोगुरुः ।
नास्ति दानात्परं मित्र मिहलोके परत्रच ॥ १७ ॥

વેદથી બીજું ઉત્તમ શાસ્ત્ર નથી, માતાથી બીજો ગુરૂ નથી તેમજ આલોક તથા પરલોકમાં દાનથી બીજો મિત્ર નથી. ૧૭.

वेदैर्विहीनाश्च पठंति शास्त्रं शास्त्रेण हीनाश्च पुराण पाठाः ।
पुराण हीना कृषिणो भवंति भ्रष्टास्ततो भागवता भवन्ति ॥१८॥

વેદથી હીન થયેલા શાસ્ત્રને ભણે છે, શાસ્ત્રથી હીન થયેલા પુરાણો ભણે છે, પુરાણથી હીન થયેલા કૃષિ કરનારા થાય છે અને તેથી પણ ભ્રષ્ટ થયેલા ભાગવત (કલ્પિત લૌકીક ભગત) થાય છે. ૧૮.

प्रदोष पश्चिमौ यामौ वेदाभ्यासेन तौ नयेत् ।
यामद्वयं शयानस्तु ब्रह्म भूयाय कल्पते ॥ १९ ॥

પ્રદોષ અને પાછલો એ બે પ્રહરો વેદાભ્યાસથી ગાળવા જોઇએ અને બે પ્રહર શયન કરવું. એ પ્રમાણે કરનાર વેદમય બને છે. ૧૯.

सूर्यः सोमो महीपुत्रः सोमपुत्रो बृहस्पतिः ।
शुक्रः शनैश्चरो राहुः केतु श्चेति ग्रहाः स्मृताः ॥ २० ॥

સૂર્ય, ચન્દ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ નવ ગ્રહો છે. ૨૦.

अर्कः पलाशः खदिर अपामार्गो थपिप्पलः ।
उदुम्बरः शमी दूर्वा कुशाश्च समिधः क्रमात् ॥ २१ ॥

આકડો, ખાખરો, ખેર અંગેડો, પિંપળો, ઉમેડો, શમડી, દૂર્વા તથા દર્ભ એ સૂર્યાદિ નવગ્રહોની નવ સમિધાઓ છે. ૨૧.

इतिश्री सुज्ञराम तनुजनुषा ब्रह्मर्षि हरेराम शर्मणा संग्रहीतो धर्मशास्त्र सारे प्रथमो वेद गुच्छः संपूर्णः ॥

એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા શ્રીસુજ્ઞરામના પુત્ર બ્રહ્મર્ષિ હરેરામ શર્માજીયે સંગ્રહ કરેલા ધર્મશાસ્ત્રસારના પહેલા વેદગુચ્છની ગુજરાતી ભાષાટીકા પુરી થઈ.

---

## अनध्याय गुच्छ ॥ २ ॥

---

अध्यायाना मुपाकर्म श्रावण्यां श्रवणेन वा ।
हस्तेनौषधिभावे वा पञ्चम्यां श्रावणस्यतु ॥ १ ॥

વેદસંહિતાના અધ્યાયોનું ઉપાકર્મ શ્રાવણ શુકલ પૂર્ણિમાને દિવસે તથા શ્રવણ નક્ષત્ર હોય ત્યારે તથા હસ્ત નક્ષત્ર હોય ત્યારે તથા શ્રાવણ શુકલ પંચમીને દિવસે ઓષધિનો પ્રાદુર્ભાવ થયો હોય ત્યારે કરવું. ૧.

पौषमासस्य रोहिण्या मष्टकाया मथापिवा ।
जलान्ते छन्दसां कुर्या दुत्सर्गं विधिवद्बहिः ॥ २ ॥

પોષ માસમાં રોહિણી નક્ષત્ર હોય ત્યારે અથવા અષ્ટકાને દિવસે ગામથી બહાર વિધિ પ્રમાણે જલાશય પાસે વેદનો ઉત્સર્ગ કરવો. ૨.

त्र्यहंप्रेतेष्वनध्यायः शिष्यर्त्विग्गुरुबन्धुषु ।
उपाकर्मणि चोत्सर्गे स्वशाखाश्रोत्रिये तथा ॥ ३ ॥

શિષ્ય ઋત્વિક્ અને ગુરૂના મરણ પછી તથા પોતાની શાખાનો શ્રોત્રિય મરણ પામ્યો હોય ત્યારપછી તેમ ઉપાકર્મમાં અને ઉત્સર્ગમાં ત્રણ દિવસનો અનધ્યાય પાળવો. ૩.

संध्या गर्जित निर्घात भूकम्पोल्कानि पातने ।
समाप्य वेदं द्युनिश मारण्यक मधीत्यच ॥ ४ ॥

સંધ્યાકાલે મેઘની ગર્જના થાય, ઉત્પાત થાય, ભૂકંપ થાય, વિજળી પડે ત્યારે તથા આરણ્યકનું અધ્યયન કરી અહોરાત્ર અનધ્યાય પાળવો. ૪.

पञ्चदश्यां चतुर्दश्या मष्टम्यां राहुसूतके ।
ऋतुसंधिषु भुक्त्वा वा श्राद्धिकं प्रतिगृह्यच ॥ ५ ॥

પંચદશી, ચતુર્દશી, અષ્ટમી, રાહુથી થયેલું સૂતક, (ગ્રહણ) ઋતુઓની સંધિમાં તથા શ્રાદ્ધમાં પ્રતિગ્રહ કરીને અનધ્યાય પાળવો. ૫.

पशु मण्डूक नकुलश्वाहि मार्जार मूषकैः ।
कृतेऽन्तरे त्वहोरात्रं शक्रपाते तथोच्छ्रये ॥ ६ ॥

ગુરૂ અને શિષ્યની વચમાં થઈ, દેડકું, નોળીયું, શ્વાન, સર્પ, માર્જાર, ઉંદર તથા બીજા પશુઓ ગમન કરે તો તથા શક્રપાત અને ઉચ્છ્રય સમયે અહોરાત્ર અનધ્યાય પાળવો. ૬.

**श्वक्रोष्टृ गर्दभोलूक साम बाणार्त निःस्वने ।**
**अमेध्यशव शूद्रान्त्य श्मशान पतितान्तिके ॥ ७ ॥**

શ્વાન, શિયાળ, ગર્દભ, ઘુવડ, સામ, વંશ તથા દુઃખી પુરૂષોનો શબ્દ થતો હોય તે વખતે અનધ્યાય પાળવો. તથા અપવિત્ર, શવ, શૂદ્ર, અન્ત્યજ, શ્મશાન અને પતિત પુરૂષની પાસે અનધ્યાય પાળવો. ૭.

**देशेऽशुचा वात्मनिच विद्युत्स्तनित संप्लवे ।**
**भुक्त्वार्द्रपाणि रम्भोन्त रर्धं रात्रेऽतिमारुते ॥ ८ ॥**

અપવિત્ર પ્રદેશમાં તથા પોતાનું શરીર અપવિત્ર હોય ત્યારે તથા વિજળી ચમકતી હોય, મેઘની ગર્જના થતી હોય, ભોજન કર્યા પછી હાથ ભીના હોય, અર્ધરાત્રિ હોય અને અત્યન્ત પવન વાતો હોય ત્યારે અનધ્યાય પાળવો. ૮.

**पांसुप्रवर्षे दिग्दाहे संध्यानीहारभीतिषु ।**
**धावतः पूतिगन्धे च शिष्टे च गृह मागते ॥ ९ ॥**

અત્યન્ત ધૂળ ઉડતી હોય, દિશામાં અગ્નિ સળગ્યો હોય તેમ જણાતું હોય, સંધ્યાકાળે, ધૂમ વર્ષતો હોય, ભય પ્રાપ્ત થયું હોય, પોતે દોડતો હોય, અપવિત્ર દુર્ગંધ આવતો હોય અને કોઇ શ્રેષ્ટ પુરૂષ પોતાની પાસે આવ્યો હોય ત્યારે અનધ્યાય પાળવો. ૯.

खरोष्ट्रयान हस्त्यश्व नौवृक्षेरिण रोहणे ।
सप्त त्रिंशदन ध्याया नेतांस्तात्कालिकान्विदुः ॥१०॥

ગર્દભ, ઉંટ, રથ હાથી, અશ્વ, નૌકા, વૃક્ષ અને ઉપર જમીન ઉપરજ ચઢતી વખતે અનધ્યાય પાળવો. આ પ્રમાણે આડત્રીશ અનધ્યાયો તાત્કાલિક અનધ્યાયો કહેલા છે. ૧૦.

इति श्री सुन्नराम तनुजनुषाब्रह्मर्षि हरेराम शर्मणा संग्रहीतो धर्मशास्त्रसारे द्वितीयो अनध्याय गुच्छ संपूर्णः

---

## कर्म गुच्छ ॥ ३ ॥

यथाकारी यथाचारी तथा भवति साधुकारी साधुर्भवति पापकारी पापो भवति पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेन ॥ १ ॥

જેવા આકારવાળો તથા જેવા આચારવાળો હોય છે તેવો થાય છે. સારૂં કામ કરનાર સારો પુરૂષ થાય છે, અને પાપકર્મ કરનાર પાપી પુરૂષ થાય છે, પુણ્ય કર્મથી પુણ્યવાન થાય છે, અને પાપકર્મથી પાપવાન્ થાય છે. ૧.

यथा वृक्षस्य संपुष्पितस्य दूराद्गन्धो वात्येवं पुण्यस्य कर्मणो दूराद्गन्धो वाति ॥ २ ॥

જેમ સારાં પુષ્પવાળા વૃક્ષનો સુગંધ ઘણે દૂર સુધી ફેલાય છે તેમ પુણ્યકર્મનો ગંધ પણ ઘણે દૂર સુધી ફેલાય છે. ૨.

तद्यइह रमणीय चरणा अभ्यासो हयत्ते रमणोयां योनि मापद्येर न्ब्राह्मण योनिंवा क्षत्रिय योनिं वा वैश्ययोनिंवाथ यइह कपूय चरणा अभ्याशो हयत्ते कपूयां योनि मापद्येरन् श्वयोनिंवा सूकर योनिंवा चाण्डाल योनिंवा ॥ ३ ॥

તેથી જેઓ રમણીય આચારનો અભ્યાસ કરે છે તેઓ રમણીય યોનિને પ્રાપ્ત કરે છે એટલે બ્રાહ્મણ,, ક્ષત્રિય અગર વૈશ્ય યોનિને પ્રાપ્ત કરે છે. તેમ જે દુષ્ટાચારનો અભ્યાસ કરનાર હોય છે તે દુષ્ટ યોનિને જેમકે શ્વયોનિ, સૂકરયોનિ અગર ચંડાળયોનિને પ્રાપ્ત કરે છે. ૩.

स्तेनो हिरण्यस्य सुरां पिबꣳश्च गुरोस्तल्प मावसन्ब्रह्महा चैते पतन्ति चत्वारः पञ्चमश्चाचरꣳस्तैरिति ॥ ४ ॥

સુવર્ણની ચોરી કરનાર, મદિરાપાન કરનાર, ગુરૂની સ્ત્રીનું ગમન કરનાર, બ્રહ્મહત્યા કરનાર. એ ચાર પુરૂષો નરકમાં જાય છે તેમ તેમની સાથે વ્યવહાર રાખનાર પાંચમો પુરૂષ પણ નરકમાં જાય છે. ૪.

तस्माद्यत्पुरुषो मनसाभि गच्छति तद्वाचावदति तत्कर्मणा करोति ॥ ५ ॥

તેટલા માટે મનુષ્ય જેવો મનથી વિચાર કરે છે, તેવુંજ વાણીથી બોલે છે, અને તે પ્રમાણેજ કર્મ કરે છે. ૫.

पुण्येन पुण्यं लोकंनयति पापेन पाप मुभाभ्या मेव मनुष्य लोकम् ॥ ६ ॥

પુણ્યકર્મ કરવાથી પુણ્યલોકમાં ગતિ થાય છે.

પાપકર્મ કરવાથી પાપલોકમાં ગતિ થાય છે, અને પુણ્ય-પાપ બન્ને કરવાથી મનુષ્યલોકમાં ગતિ થાય છે.

**परद्रव्येष्वभिध्यानं मनसानिष्ट चिंतनम् ।**
**वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ॥ ७ ॥**

પારકાના દ્રવ્યને લેઈ લેવાનો વિચાર મનમાં કોઈનું અશુભ ચિન્તન કરવું. અસત્યમાં આગ્રહ એ ત્રણ પ્રકારનું માનસિક પાપકર્મ છે. (૭)

**पारुष्य मनृतं चैव पैशून्यं चापि सर्वशः ।**
**असंबद्ध प्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥ ८ ॥**

કોઇનું મન દુઃખે તેવું બોલવું અગર તેવો વ્યવહાર કરવો. જુઠું બોલવું, ચાડી કરવી, અસંબદ્ધ ભાષણ કરવું, એ ચાર પ્રકારનું વાઙ્મય પાપકર્મ છે. (૮)

**अदत्ताना मुपादानं हिंसाचैवा विधानतः ।**
**परदारोपसेवाच शारीरं त्रिविधं स्मृतम् ॥ ९ ॥**

પારકી વસ્તુ તેના માલિકના આપ્યા સિવાય લેઇ લેવી. વિધિ સિવાય હિંસા કરવી, અને પરસ્ત્રીનું સેવન કરવું એ ત્રણ પ્રકારનું શારિરિક (શરીર) સંબંધી પાપકર્મ છે. (૯)

**शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः ।**
**वाचिकैः पक्षि मृगतां मानसै रन्त्य जातिताम् ॥ १० ॥**

શરીરથી ઉત્પન્ન થયેલા કર્મના દોષોથી સ્થાવર (વૃક્ષ પર્વત) વિગેરે યોનિને પ્રાપ્ત કરે છે. વચનથી થયેલા પાપકર્મથી પક્ષિ અગર મૃગનીયોનિને પ્રાપ્ત કરે છે.

અને માનસિક પાપ કર્મથી અન્ત્યજ (ચાંડાલ) યોનિને પ્રાપ્ત કરે છે. (૧૦)

**वेदोक्त मेव कुर्वाणो निःसंगोऽर्पित मीश्वरे ।**
**नैष्कर्म्यां लभते सिद्धिरोचनार्था फलश्रुतिः ॥ ११ ॥**

વેદમાં કહેલાં કર્મ કરનાર તમામ પ્રકારના સાંસારિક પ્રસંગોથી મુક્ત થયેલો અને કરેલાં શુભ કર્મોનું ફલ ઇશ્વરને અર્પણ કરનારો પુરૂષ કોઈપણ ઉપાધિ સિવાયની સિદ્ધિને પ્રાપ્ત કરે છે. તે સિવાય लक्ष्मी कामो श्रियं यजेत. લક્ષ્મિની ઇચ્છાવાળો શ્રી દેવીનું પૂજન કરે. આ પ્રમાણેની જે શ્રુતિઓમાં જુદાં જુદાં ફલ બતાવ્યાં છે તે કર્મમાર્ગમાં રૂચિ ઉત્પન્ન થાય તેટલા માટે છે. (૧૧)

**नाचरेद्यस्तु वेदोक्तं स्वयमज्ञोऽजितेन्द्रियः ।**
**विकर्मणा ह्यधर्मेण मृत्यो मृत्यु मुपैतिसः ॥ १२ ॥**

પોતે મૂર્ખ હોવાથી તથા ઇન્દ્રિયોનો જય ન કરવાથી વેદોક્ત કર્મનું જે આચરણ કરતો નથી. અને વિરૂદ્ધ કર્મ કરે છે તથા અધર્મ કરે છે તેથી વારંવાર મનુષ્ય લોકમાંજ ભટકયા કરે છે. (૧૨)

**इति श्री सुन्दरराम तनुजनुषा ब्रह्मर्षि हरेराम शर्मणा संग्रहीतो धर्मशास्त्रसारे तृतीयः कर्मगुच्छः संपूर्णः**

---

# सदाचार गुच्छ ॥ ४ ॥

श्रुतिस्मृत्युदितं सम्यङ्निबद्धं स्वेषु कर्मसु ।
धर्ममूलं निषेवेत सदाचार मतन्द्रितः ॥ १ ॥

શ્રુતિ સ્મૃતિમાં કહેલું. તથા પોતાની શાખામાં સારી રીતે બતાવેલું જે કર્મ તે ધર્મ કર્મ કહેવાય છે. અને સદાચાર કહેવાય છે માટે તે કર્મનું આચરણ આળસ રાખ્યા સિવાય કરવું. (૧)

आचाराल्लभते ह्यायुराचारा दीप्सिताः प्रजा ।
आचाराद्धन मक्षय्य माचारो हन्त्य लक्षणम् ॥ २ ॥

આચારથી આયુષ્ય પ્રાપ્ત થાય છે. ઇચ્છેલી પ્રજાઓ મેળવે છે. અક્ષય્ય (નક્ષય પામે તેવું) ધન મળે છે, અને અશુભ લક્ષણોનો નાશ થાય છે. (૨)

आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्तएवच ।
तस्मादस्मिन्सदायुक्तो नित्यं स्यादात्म वान्द्विजः ॥ ३ ॥

શ્રુતિમાં તથા સ્મૃતિઓમાં બતાવેલો જે આચાર છે તેજ મુખ્ય ધર્મ છે. તેટલા માટે હંમેશાં આચારનું પાલન કરનારો દ્વિજ આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે. (૩)

आचाराद्विच्युतो विप्रो नवेदफल मश्नुते ।
आचारेण तु संयुक्तः संपूर्णफलभाग्भवेत् ॥ ४ ॥

આચારથી ભ્રષ્ટ થયેલો પુરૂષ વેદ કર્મના ફલને પણ ભોગવી શકતો નથી. પરંતુ આચારનું પાલન કરનાર સંપૂર્ણ ફલ મેળવી શકે છે. (૪)

सर्वलक्षणहीनोऽपि यः सदाचार वान्नरः ।
श्रद्दधानोऽनसूयश्च शतं वर्षाणि जीवति ॥ ५ ॥

માણસ કોઇપણ લક્ષણોથી રહિત હોય છતાં હંમેશાં આચારનું પાલન કરતો હોય શ્રદ્ધા રાખતો હોય અને ઇર્ષ્યા ન કરતો હોય તો સો વર્ષ પર્યન્ત જીવે છે. (૫)

एवमाचारतो दृष्ट्वा धर्मस्य मुनयोगतिम् ।
सर्वस्य तपसो मूल माचारं जगृहुः परम् ॥ ६ ॥

એ પ્રમાણે ધર્મનું આચરણ કરનારની ગતિ જોઇને મુનિઓએ તમામ તપશ્ચર્યાનું મૂલ આચારનેજ કહેલું છે. (૬)

चतुर्णामपि वर्णाना माचारो धर्मपालकः ।
आचारभ्रष्टदेहानां भवेद्धर्मः पराङ्मुखः ॥ ७ ॥

ચાતુર્વર્ણ્ય પ્રજાના ધર્મનું પાલન કરનાર આચારજ છે. અને આચારથી ભ્રષ્ટ થયેલા દેહવાળા પુરૂષોથી ધર્મ વેગળો રહે છે. (૭)

दुराचारो हि पुरुषो लोके भवति निन्दितः ।
दुःख भागी च सततं व्याधितोऽल्पायु रेवच ॥ ८ ॥

દુરાચાર પાલન કરનારો પુરૂષ લોકોમાં નિંદાપાત્ર ગણાય છે. દુઃખ ભોગવે છે. હંમેશાં વ્યાધિવાળો રહે છે. અને અલ્પ આયુષ્યવાળો થાય છે. (૮)

आचारहीनं न पुनंति वेदा यद्यप्यधीताः सहषड्भिरंगैः ।
छंदांस्येनं मृत्युकाले त्यजंति नीडं शकुंता इव जातपक्षाः॥९॥

જો કે છ અંગ સાથે ભણવામાં આવેલા વેદો પણ આચારહીન પુરૂષને પવિત્ર કરતા નથી અને મૃત્યુ વખતે

જેમ પાંખો આવ્યા પછી પક્ષિઓ જે ઝાડમાં માળો બાંધ્યો હોય તેને છોડી દે છે. તેમ તે પુરૂષનો ત્યાગ કરે છે. (૯)

**नैनं छंदांसि वृजिना त्तारयंति मायाविनं मायया वर्तमानम् ।**
**तत्राक्षरे सम्यगधीयमाने पुनाति तद्ब्रह्म यथा वदिष्टम् ॥१०॥**

માયાવાળો અને માયાથી વર્તન કરનાર પુરૂષને વેદો પણ પાપથી તારી શકતા નથી, તેમાં સારી રીતે અક્ષર બ્રહ્મનો અભ્યાસ કર્યો હોય અર્થાત્ વેદાભ્યાસ કરી સદાચારનું પાલન કર્યું હોય તો તે મનુષ્ય દેહને પવિત્ર કરે છે. (૧૦)

**इतिश्री सुन्नराम तनुजनुषा ब्रह्मर्षि हरेराम शर्मणा संग्रहीतो धर्मशास्त्रसारे चतुर्थः सदाचारो गुच्छः संपूर्णः ॥**

---

## धर्मगुच्छ ॥ ५ ॥

## अथातो धर्म जिज्ञासा ॥

---

**धर्मंचर ॥ धर्मान्न प्रमदितव्यम् ॥ १ ॥**

ધર્મનું આચરણ કરવું. ધર્મથી પ્રમાદ કરવો નહિ. (૧)

**त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनंदानमिति ॥ २ ॥**

ધર્મના ત્રણ સ્કંધ છે. યજ્ઞ, અધ્યયન, દાન. (૨)

**धर्मेण सर्वमिदं परिगृहीतं धर्मान्नाति दुष्करं**
**तस्मा द्धर्मे रमन्ते ॥ ३ ॥**

ધર્મથીજ આ બધું જગત ધારણ કરાયેલું છે. ધર્મથી કોઈ પણ વસ્તુ ન બની શકે તેવી નથી તેટલા માટે ઋષિઓ ધર્મમાંજ આનંદ માને છે. (૩)

धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा लोके धर्मिष्ठं प्रजा उपसर्पन्ति धर्मेण पापमप नुदंति धर्मे सर्वं प्रतिष्ठितं तस्माद्धर्मं परमं वदन्ति। यन्त्वार्याः क्रियमाणं प्रशंसन्ति स धर्मो; यंगर्हन्ते सोऽधर्मः। यतोऽभ्युदयनिः श्रेयस सिद्धिः सधर्म ॥ ४ ॥

ધર્મ એ તમામ જગતની પ્રતિષ્ઠા છે. જગતમાં ધર્મ કરનાર પુરૂષ ઉપર પ્રજાઓ પ્રેમ રાખે છે. ધર્મથી પાપકર્મનો ક્ષય થાય છે. ધર્મમાં તમામ વસ્તુ પ્રતિષ્ઠા પામેલું છે. તેટલા માટે ધર્મને શ્રેષ્ઠ કહે છે. સજ્જન પુરૂષો જે કર્મની પ્રસંશા કરે છે તે ધર્મ કહેવાય છે. જે કર્મની નિંદા કરે છે તેને અધર્મ કહેવાય છે. વળી જેનાથી અભ્યુદય અને કલ્યાણ થાય છે તેનું નામ ધર્મ છે. (૪)

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः।
तस्माद्धर्मो न हन्तव्यो मानो धर्मो हतोऽवधीत् ॥ ५ ॥

ધર્મનો નાશ કર્યો હોય છે તો તે ધર્મ તેનો નાશ કરે છે. અને ધર્મનું રક્ષણ કરનારનું ધર્મજ રક્ષણ કરે છે તેટલા માટે ધર્મનો નાશ ન કરવો કારણ કે નાશ કરેલો ધર્મ આપણો નાશ ન કરે! (૫)

एक एव सुहृद्धर्मो निधनेऽप्यनु याति यः।
शरीरेण समंनाशं सर्वं मन्यद्धि गच्छति ॥ ६ ॥

આ સંસારમાં ધર્મરૂપી એક મિત્ર છે કે જે મરણ

વખતે પણ પોતાની સાથે રહે છે અને ધર્મ સિવાયના તમામ પદાર્થો શરીરની સાથે નાશ પામે છે. ૬.

धर्मं शनैः संचिनुयाद्वल्मीकमिव पुत्तिकाः ।
परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥ ७ ॥

પરલોકમાં સહાય કરે તેટલા માટે કોઈપણ પ્રાણિને પીડા કર્યા સિવાય ધીમે ધીમે કીડીઓ જેમ દરમાં અનાજ એકઠું કરે છે, તેમ ધર્મનો સંચય કરવો. ૭.

नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः ।
न पुत्र दारा न ज्ञाति धर्मस्तिष्ठति केवलः ॥ ८ ॥

પરલોકમાં સહાય કરવા માટે પિતા અગર માતા ઉભા રહેતા નથી તેમ પુત્ર સ્ત્રી અને જ્ઞાતિ પણ સહાય કરતી નથી. ફક્ત ધર્મ એકલો જ સહાય કરવા ઉભો રહે છે. ૮.

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।
नित्यं सन्निहितो मृत्युः कर्तव्यं धर्मरक्षणम् ॥ ९ ॥

પ્રાણિ માત્રનાં શરીર (અનિત્ય) નાશવંત છે, વૈભવ પણ ચિરસ્થાયી હોતો નથી અને મૃત્યુ તો હંમેશાં પાસેજ રહેલો હોય છે, માટે ધર્મનું રક્ષણ કરવું જોઇએ. ૯.

एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते ।
एकोऽनुभुङ्क्ते सुकृतमेक एव च दुष्कृतम् ॥ १० ॥

માણસ પોતે એકલો જ ઉત્પન્ન થાય છે અને એકલો જ નાશ પામે છે. તેમ પાપ અગર પુણ્યને પણ પોતે એકલો જ ભોગવે છે. ૧૦.

मृतं शरीरमुत्सृज्य काष्ठ लोष्ठ समं क्षितौ ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ ११ ॥

મરણ પામેલા શરીરને લાકડાં અગર માટીના ઢેફાની માફક પૃથ્વીમાં નાખી દેઇને તેના બંધુઓ પાછા વળે છે. પરંતુ પોતે કરેલો ધર્મ તેની પાછળ જાય છે. ૧૧.

तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ।
धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥ १२ ॥

તેટલા માટે પોતાને સહાયની અપેક્ષાથી થોડો થોડો પણ ધર્મનો સંચય કરવો જોઈએ. કારણ કે ધર્મની સહાયતાથી, ન તરી શકાય તેવા પણ પાપકર્મ રૂપી અંધકારને, તરી શકાય છે. ૧૨.

धर्मप्रधानं पुरुषं तपसा हतकिल्विषम् ।
परलोकं नयत्याशु भास्वन्तं स्वशरीरिणम् ॥ १३ ॥

મુખ્યત્વે ધર્મનું પાલન કરનાર અને તપશ્ચર્યાથી જેનું પાપ દૂર થઈ ગએલું છે તેવા પુરૂષને પોતાના દેદીપ્યમાન શરીર સાથે ધર્મજ પરલોકમાં જલદીથી લઇ જાય છે. ૧૩.

श्रुतिस्मृत्युदितं सम्यङ्निबद्धं स्वेषु कर्मसु ।
धर्ममूलं निषेवेत सदाचारमतन्द्रितः ॥ १४ ॥

શ્રુતિ સ્મૃતિમાં કહેલા અને પોતાના કર્મકાંડમાં બતાવેલા ધર્મનું સેવન કરવું જોઈએ. તથા આળસ રાખ્યા સિવાય સદાચારનું પાલન કરવું. ૧૪.

श्रुतिः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।
सम्यक्संकल्पजः कामो धर्ममूलमिदं स्मृतम् ॥ १५ ॥

શ્રુતિ, સ્મૃતિ, સદાચાર તથા પોતાને તે ત્રણમાંથી પ્રિય તથા સારા વિચારોથી ઉત્પન્ન થયેલી વાસના એ ધર્મનું મૂલ કહેલું છે. ૧૫.

अर्थकामेष्वसक्तानां धर्मज्ञानं विधीयते ।
धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥ १६ ॥

અર્થ અને કામમાં આસક્તિ નહિ રાખનારાઓને ધર્મજ્ઞાન કરી શકાય છે, અને ધર્મજ્ઞાનની ઇચ્છા રાખનારાઓને માટે ઉત્તમ પ્રમાણ વેદ છે. ૧૬.

विद्वद्भिः सेवितः सद्भि र्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥ १७ ॥

હંમેશાં દ્વેષ અને રાગ સિવાયના શ્રેષ્ઠ વિદ્વાનોએ સેવેલો અને પોતાના હૃદયથી માનેલો જે ધર્મ છે તેને હે મનુષ્યો તમો જાણો. (૧૭)

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ १८ ॥

સારી રીતે આચરણ કરેલા પારકા ધર્મ કરતાં વિગુણ હોવા છતાં પણ પોતાનો ધર્મ કલ્યાણકારક છે, અને પોતાના મનમાં ફાવે તેવા ધર્મનું પાલન કરનાર અને પોતાના સ્વધર્મનો ત્યાગ કરનાર પુરૂષ પાપ ભોગવનારો થાય છે. (૧૮)

येनास्य पितरो याता येन याताः पितामहाः ।
तेन यायात्सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥ १९ ॥

જે ધર્મમાર્ગે પોતાના પિતા તથા પિતામહો ગયા છે, તે જ માર્ગે ગમન કરવું, અને તેમ કરનાર માણસ પાપી ગણાતો નથી. ૧૯.

परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।
धर्मंचाप्यसुखोदर्कं लोकविक्रुष्टमेव च ॥ २० ॥

જેમાં ધર્મ ન હોય તેવા અર્થ અને કામનો ત્યાગ કરવો. તેમ લોકોમાં નિન્દા થાય તેવા અને પરિણામે દુઃખ થાય તેવા ધર્મનો પણ ત્યાગ કરવો. ૨૦.

न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥ २१ ॥

સદ્ધર્મ સેવન કરતાં કદાચિત દુઃખ પડે તોપણ અધર્મમાં મનને જોડવું નહિં, કારણ કે અધર્મ કરનારા પાપીઓનો તો જલદીથી નાશ થાય છે જ. ૨૧.

अधार्मिको नरो योहि यस्य चाप्यनृतं धनम् ।
हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥ २२ ॥

જે માણસ અધર્મ કરનારો હોય છે અને જે માણસ જુઠથી ધન મેળવે છે, તેમ નિરંતર હિંસા કરવામાં પ્રેમ રાખે છે તે મનુષ્ય આલોકમાં સુખ પામતો નથી. ૨૨.

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥ २३ ॥

અધર્મનું આચરણ કરવાથી આલોકમાં તુરત વંધ્યા ગાયના સેવનની માફક કાંઈપણ ફલ મળતું નથી. પણ ધીમે ધીમે વૃદ્ધિ પામતો અધર્મ મૂલથી ઉખેડી નાખે છે. ૨૩.

यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
न त्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥ २४ ॥

કરવામાં આવેલો અધર્મ શરીરને, પુત્રને, પૌત્રને, પ્રપૌત્રને કોઈને પણ અનિષ્ટ ફલ આપતો નથી, પરંતુ પોતાને જ અનિષ્ટ ફલ આપે છે. ૨૪.

अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।
ततः सपत्ना अयति समूलस्तु विनश्यति ॥ २५ ॥

જો કે અધર્મથી વૃદ્ધિ પ્રાપ્ત થતી હોય, ત્યાર પછી કલ્યાણ થતું જણાતું હોય, ત્યારપછી શત્રુઓનો જય કરાય તેમ હોય. તોપણ છેવટે અધર્મ તો પોતાનો જ નાશ કરે છે. અર્થાત્ અધર્મ કરનાર પોતે જ નાશ પામે છે. ૨૫.

विधर्मः परधर्मश्च आभास उपमा छलः ।
अधर्मशाखाः पञ्चेमा धर्मज्ञोऽधर्मवत्त्यजेत् ॥ २६ ॥

વિધર્મ, પરધર્મ, આભાસ, ઉપમા, છલ એ પાંચ અધર્મની શાખાઓ છે. માટે ધર્મ જાણનાર પુરૂષે તેઓનો ત્યાગ કરવો. ૨૬.

धर्मबाधो विधर्मः स्यात्परधर्मोऽन्य चोदितः ।
उपधर्मस्तु पाखण्डो दम्भोवा शब्दभिच्छलः ॥ २७ ॥

ધર્મનો બાધ કરનાર વિધર્મ કહેવાય છે. પોતાના આચાર્યો સિવાયનાએ કહેલો તે પરધર્મ કહેવાય છે. પાખંડ

અથવા દંભને ઉપધર્મ કહ્યો છે, અને શબ્દના ભેદથી કરવામાં આવતી ઠગાઇને છલ કહેલો છે. ૨૭.

**यस्त्विच्छया कृतः पुम्भिराभासो ह्याश्रमात्पृथक् ।**
**स्वभावविहितो धर्मः कस्य नेष्टः प्रशान्तये ॥ २८ ॥**

ચાર આશ્રમોના ધર્મથી ભિન્ન અને પોતાની મરજીથી કલ્પના કરી કરવામાં આવેલો જે ધર્મ તે આભાસ કહેવાય છે. તો આવી પાંચ અધર્મની શાખાઓનું સેવન કરતાં પોતાનો સનાતન જે સ્વધર્મ હોય તેનું પાલન કરનારને શાન્તિ કેમ ન પ્રાપ્ત થાય? થાય જ. ૨૮.

**इज्याचार दयाहिंसा दान स्वाध्याय कर्मणाम् ।**
**अयंतु परमो धर्मो यद्योगेनात्मदर्शनम् ॥ २९ ॥**

યજન, આચાર, દયા, અહિંસા, દાન અને સ્વાધ્યાય એ કર્મોની અંદર એ જ પરમ ધર્મ છે કે જે યોગમાર્ગથી આત્મદર્શન કરવું. ૨૯.

**एकाकी चिन्तयेन्नित्यं विविक्ते हितमात्मनः ।**
**एकाकी चिन्तयानो हि परं श्रेयोऽधि गच्छति ॥ ३० ॥**

એકાન્ત પ્રદેશમાં એકલા જ મનુષ્યે પોતાના હિતનું ચિંતન કરવું; કારણ કે એકાન્તમાં ચિન્તન કરનાર પુરૂષ પરમ શ્રેયને પ્રાપ્ત કરે છે. ૩૦.

**इतिश्री मुञ्जराम तनुजनुषा ब्रह्मर्षि हरराम शर्मणा संग्रहीतो धर्मशास्त्रसारे पंचमो धर्मगुच्छः संपूर्णः**

# ब्राह्मणगुच्छ ॥ ६ ॥

यावती वै देवतास्ताः सर्वा वेदविद्ब्राह्मणे वसन्ति ।
( ऋग्वेद ) ॥ १ ॥

જેટલા દેવતાઓ છે તે બધા વેદ જાણનાર બ્રાહ્મણને વિષે રહે છે. ૧. ऋग्वेद.

उत्तमाङ्गोद्भवाज्ज्यैष्ठ्याद्ब्रह्मण श्चैव धारणात् ।
सर्वस्यै वास्य सर्गस्य धर्मतो ब्राह्मणः प्रभुः ॥ २ ॥

બ્રહ્માના ઉત્તમ અંગથી ઉત્પન્ન થવાને લીધે પ્રથમ ઉત્પન્ન થવાને લીધે અને વેદને મુખપાઠ રાખનાર હોવાને લીધે, આ તમામ જગતના ધર્મથી પ્રભુ તરીકે બ્રાહ્મણ જ છે. ૨.

वैशेष्यात्प्रकृतिश्रैष्ठ्यान्नियमस्य च धारणात् ।
संस्कारस्य विशेषाच्च वर्णानां ब्राह्मणः प्रभुः ॥ ३ ॥

સ્વભાવથી વિશેષ શ્રેષ્ઠતા હોવાને લીધે, નિયમોનું પાલન કરવાને લીધે તથા વિશેષ સંસ્કારો કરેલા હોવાને લીધે તમામ વર્ણોના બ્રાહ્મણો જ પ્રભુ છે. ૩.

तंहि स्वयंभूः स्वादास्या त्तपस्तत्प्वादितोऽसृजत् ।
हव्यकव्याभिवाह्याय सर्वस्या च गुप्तये ॥ ४ ॥

બ્રહ્માએ ઘણા કાલ સુધી તપશ્ચર્યા કરીને આ જગતની ઉત્પત્તિ કરતા પહેલાં બ્રાહ્મણ જાતિને ઉત્પન્ન કરેલી

છે. અને એ બ્રાહ્મણોદ્વારાએ દેવતા તથા પિતૃઓને [1]હવ્ય [2]કવ્ય પ્રાપ્ત થાય છે, અને આ જગતનું રક્ષણ કરાય છે. ૪.

**यस्यास्येन सदाश्नन्ति हव्यानि त्रिदिवौकसः ।**
**कव्यानि चैव पितरः किंभूतमधिकं ततः ॥ ५ ॥**

જે બ્રાહ્મણ જાતિના મુખદ્વારાએ દેવતાઓ હવ્યનું ભક્ષણ કરે છે અને પિતૃઓ કવ્યનું ભક્ષણ કરે છે તે બ્રાહ્મણ જાતિ કરતાં વિશેષ યોગ્યતાવાળી કઈ જાતિ છે. કોઈ પણ નથી. ૫.

**भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिनां बुद्धिजीविनः ।**
**बुद्धिमत्सु नराः श्रेष्ठा नरेषु ब्राह्मणाः स्मृताः ॥ ६ ॥**

ભૌતિક પદાર્થોમાં પ્રાણધારીઓ શ્રેષ્ઠ છે. પ્રાણધારીઓમાં બુદ્ધિવાળા શ્રેષ્ઠ છે. બુદ્ધિવાનોમાં મનુષ્ય જાતિ શ્રેષ્ઠ છે, અને મનુષ્ય જાતિમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે. ૬.

**ब्राह्मणेषु च विद्वांसो विद्वत्सु कृतबुद्धयः ।**
**कृतबुद्धिषु कर्तारः कर्तृषु ब्रह्मवेदिनः ॥ ७ ॥**

બ્રાહ્મણોમાં વિદ્વાનો શ્રેષ્ઠ છે. વિદ્વાનોમાં કુશલ બુદ્ધિવાળા શ્રેષ્ઠ છે. કર્મ જાણનારા કરતાં પોતે કર્મ કરનારા શ્રેષ્ઠ છે. અને તેઓમાં પણ જ્ઞાનિઓ શ્રેષ્ઠ છે. ૭.

**उत्पत्ति रेव विप्रस्य मूर्ति र्धर्मस्य शाश्वती ।**
**सहि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥ ८ ॥**

---

૧ યજ્ઞ ક્રિયામાં અગ્નિમાં આપેલી આહુતી રૂપિ અમૃત.

૨ શ્રાદ્ધ ક્રિયામાં પિતૃઓને આપેલું પિંડદાન તથા બ્રાહ્મણ ભોજન.

બ્રાહ્મણોની ઉત્પત્તિ જ શાશ્વત ધર્મની મૂર્તિ છે. કારણ કે બ્રાહ્મણો ધર્મને માટે જ ઉત્પન્ન થયા છે અને બ્રહ્મ રૂપ છે. ૮.

ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ।
ईश्वरः सर्वभूतानां धर्मकोशस्य गुप्तये ॥ ९ ॥

બ્રાહ્મણ ઉત્પન્ન થયો ત્યાંથી જ પૃથ્વીમાં સર્વ પ્રાણિઓના ઇશ્વર રૂપ અને ધર્મનું રક્ષણ કરવા માટે અધિકારી છે. ૯.

सर्वस्वं ब्राह्मणस्येदं यत्किंचिज्जगती गतम् ।
श्रैष्ठ्येनाभिजनेनेदं सर्वं वै ब्राह्मणोऽर्हति ॥ १० ॥

આ પૃથ્વીમાં જે કોઈ વસ્તુઓ છે તે બ્રાહ્મણનીજ છે. અથવા શ્રેષ્ઠ હોવાને લીધે અને જગતનું હિત ઇચ્છનાર હોવાથી તમામ વસ્તુઓનો અધિકારી થવા બ્રાહ્મણ જ યોગ્ય છે. ૧૦.

जन्मना ब्राह्मणो ज्ञेयः संस्कारै र्द्विज उच्यते ।
विद्यया याति विप्रत्वं श्रोत्रियस्त्रिभिरेवच ॥ ११ ॥

બ્રાહ્મણ યોનિમાં જન્મ ધારણ કરવાથી બ્રાહ્મણ કહેવાય છે અને ઉપનયનાદિ સંસ્કારો કરવાથી દ્વિજ કહેવાય છે અને વેદ વિદ્યાનો અભ્યાસ કરવાથી વિપ્ર કહેવાય છે. તેમ ઉપર બતાવેલા ત્રણે કારણોને લીધે શ્રોત્રિય કહેવાય છે. ૧૧.

तपस्तप्त्वा सृजद्ब्रह्माब्राह्मणान्वेदगुप्तये ।
तृप्त्यर्थं पितृ देवानां धर्म संरक्षणायच ॥ १२ ॥

તપશ્ચર્યા કરીને બ્રહ્માએ વેદનું તથા ધર્મનું રક્ષણ કરવા માટે અને દેવતા તથા પિતૃઓની તૃપ્તિને માટે બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા છે. ૧૨.

सर्वस्य प्रभवो विप्राः श्रुताध्ययनशीलिनः ।
तेभ्यः क्रियापराः श्रेष्ठास्तेभ्योऽप्यध्यात्मवित्तमाः ॥ १३ ॥

તમામ જગતના પ્રભુરૂપે બ્રાહ્મણો છે. તેમાં પણ શાસ્ત્રનું અધ્યયન કરનારા શ્રેષ્ઠ છે, તેઓમાં પણ શાસ્ત્રોક્ત ક્રિયા કરનારા શ્રેષ્ઠ છે, અને તેઓમાં પણ અધ્યાત્મ જ્ઞાનિઓ વિશેષ શ્રેષ્ઠ ગણાય છે. ૧૩.

ये पठन्ति द्विजा वेदं पञ्चयज्ञरताश्च ये ।
त्रैलोक्यं तारयन्ते ते पञ्चेन्द्रियरता अपि ॥ १४ ॥

જે બ્રાહ્મણો વેદાભ્યાસ કરે છે તથા પંચ મહા યજ્ઞોમાં પ્રીતિ રાખે છે, તે બ્રાહ્મણો પાંચે ઇન્દ્રિઓથી વિષયનું સેવન કરનારા છતાં આખા ત્રૈલોક્યને તારે છે. ૧૪.

ब्राह्मणा यानि भाषंते मन्यंते तानि देवताः ।
सर्वदेवमया विप्रा न तद्वचनमन्यथा ॥ १५ ॥

બ્રાહ્મણો જે વચન બોલે છે તે વચનોને દેવતાઓ પણ માન આપે છે. કારણ કે બ્રાહ્મણો સર્વ દેવતામય છે. તેથી તેઓનું વચન મિથ્યા જતું નથી. ૧૫.

उपवासो व्रतं चैव स्नानं तीर्थं जपस्तपः ।
विप्रैः सम्पादितं यस्य संपूर्णं तस्य तत्फलम् ॥ १६ ॥

જેને ઉદ્દેશીને બ્રાહ્મણોએ ઉપવાસ, વ્રત, સ્નાનતીર્થ,

જપ, તપ વિગેરે જે કંઈ કર્યું હોય તેનું તેને સંપૂર્ણ ફલ પ્રાપ્ત થાય છે. ૧૬.

ब्राह्मणा जंगमं तीर्थं तीर्थभूताहि साधवः ।
तेषां वाक्योदकेनैव शुद्ध्यन्ति मलिना जनाः ॥ १७ ॥

બ્રાહ્મણો જંગમ તીર્થ કહેવાય છે. સાધુઓ પણ તીર્થ રૂપ છે. અને તેઓના વાકયરૂપી જલથી મલીન માણસો શુદ્ધ થાય છે. ૧૭.

अग्निरापश्च वेदाश्च सोमसूर्यानिलास्तथा ।
सर्वे एवतु विप्रस्य श्रोत्रे तिष्ठन्ति दक्षिणे ॥ १८ ॥

અગ્નિ, જલ, વેદો, સૂર્ય, ચન્દ્ર તથા અગ્નિ એ બધા બ્રાહ્મણના જમણા કાનમાં રહેલા છે. ૧૮.

ब्राह्मणस्य मुखं क्षेत्रं निरूषरमकण्टकम् ।
वापयेत्सर्वबीजानि सा कृषिः सार्वकामिकी ॥ १९ ॥

બ્રાહ્મણનું મુખ કાંટા અને ક્ષાર વગરના ક્ષેત્રરૂપ છે. માટે તેમાં તમામ બીજો વાવ્યાં હોય તો તે સર્વ કામનાઓ સિદ્ધ કરનારી ખેતી કહેવાય છે. ૧૯.

दुःशीलोपि द्विजः पूज्यो न तु शूद्रो जितेन्द्रियः ।
कः परित्यज्य गां दुष्टां दुहेच्छीलवतीं खरीम् ॥ २० ॥

ખોટું આચરણ કરનારો હોવા છતાં બ્રાહ્મણ પૂજનીય ગણાય છે; અને જીતેન્દ્રિય હોવા છતાં પણ શુદ્ર પૂજન કરવા લાયક નથી. જેમકે દુષ્ટ હોવા છતાં ગાયનો ત્યાગ કરીને સારા સ્વભાવવાળી ગધેડીનું કોણ સેવન કરે છે. ૨૦.

देवो मुनिर्द्विजो राजा वैश्यः शूद्रो निषादकः ।
पशु म्लेच्छोऽपि चंडालो विप्रा दश विधाः स्मृताः ॥२१॥

દેવ, મુનિ, દ્વિજ, રાજા, વૈશ્ય, શૂદ્ર, નિષાદ, પશુ, મ્લેચ્છ અને ચંડાળ એ પ્રમાણે બ્રાહ્મણો દશ પ્રકારના છે. ૨૧.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयेत् ॥ २२ ॥

વેદાભ્યાસ કરવો તથા કરાવવો, યજ્ઞ કરવો તથા યજ્ઞ કરાવવો, દાન આપવું તથા પ્રતિગ્રહ કરવો, એ પ્રમાણે બ્રાહ્મણોનાં છ કર્મ કલ્પેલાં છે. ૨૨.

शमोदमस्तपः शौचं शांतिरार्जवमेव च ।
ज्ञानविज्ञानमास्तिक्यं ब्रह्मकर्मस्वभावजम् ॥ २३ ॥

શમ, દમ, તપ, પવિત્રતા, શાન્તિ, આર્જવ (સરલતા) જ્ઞાન–વિજ્ઞાન, આસ્તિકતા એટલાં બ્રાહ્મણોનાં સ્વાભાવિક કર્મ છે. ૨૩.

विधाता शासिता वक्ता मैत्रो ब्राह्मण उच्यते ।
तस्मै नाकुशलंब्रूयान्न शुष्कां गिरमीरयेत् ॥ २४ ॥

વિધાન કરનાર, આજ્ઞા કરનાર, વક્તા અને સર્વનું હિત ઇચ્છનાર બ્રાહ્મણ જ છે. માટે તેને ખોટું વચન કહેવું નહીં તેમ તેનું મન દુભાવવું નહીં. ૨૪.

मद्यस्त्वेव गायत्रीं ब्राह्मणा यानुब्रूया दाग्नेयो
वै ब्राह्मणः इति श्रुतः ॥ २५ ॥

બ્રાહ્મણને તરત જ ગાયત્રીનો ઉપદેશ કરવો કારણ કે બ્રાહ્મણ આગ્નેય કહેવાય છે. એ પ્રમાણે શ્રુતિઓમાં કહેલું છે. ૨૫.

**सर्वत्रदांताः श्रूतिपूर्णकर्णा जितेन्द्रियाः प्राणिवधेनिवृत्ताः ।**
**प्रतिग्रहे संकुचिता गृहस्थास्ते ब्राह्मणा स्तारयितुं समर्थाः ॥२६॥**

સર્વત્ર સારા સ્વભાવવાળા વેદાભ્યાસ કરનારા જીતેન્દ્રિય પ્રાણિ માત્રની હિંસા ન કરનારા અને પ્રતિગ્રહ કરતાં સંકોચ રાખનારા ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણો જગતને તારવા માટે સમર્થ છે. ૨૬.

**तपो दानोपहारेषु व्रतेषु नियमेषु च ।**
**इज्याध्ययनधर्मेषु यो नासक्तः स निष्क्रियः ॥ २७ ॥**

તપ, દાન, ઉપહાર, વ્રત, નિયમો, યજ્ઞયાગાદિક ક્રિયાઓ, અધ્યયન તથા તે સિવાયના બીજા ધર્મોમાં વિશેષ આસક્તિ ન રાખનાર બ્રાહ્મણ નિષ્ક્રિય કહેવાય છે. ૨૭.

**यथा काष्ठमयो हस्ती यथा चर्ममयोमृगः ।**
**ब्राह्मणस्त्वनधीयानस्त्रयस्ते नामधारकाः ॥ २८ ॥**

જેમ લાકડાનો બનાવેલો હાથી હોય, ચામડાથી બનાવેલો મૃગ હોય અને વેદાભ્યાસ ન કરનાર બ્રાહ્મણ, એ ત્રણ નામધારી જ કહેવાય છે. આ સાચો હાથી મૃગ કે બ્રાહ્મણ નથી. ૨૮.

**अव्रता ह्यनधीयाना यत्र भैक्ष्यचरा द्विजाः ।**
**तं ग्रामं दण्डयेद्राजा चोरभक्तप्रदो हि सः ॥ २९ ॥**

વ્રતનું પાલન ન કરનારા, વેદાભ્યાસ ન કરનારા અને

ભિક્ષાવૃત્તિથી જ પોતાનો ઉદર નિર્વાહ કરનારા જ્યાં બ્રાહ્મણો રહેતા હોય તેવા ગામને રાજાએ દંડવું જોઈએ. કારણ કે ચોરને શિક્ષા કરવી એ રાજાનો ધર્મ છે. જો તે પ્રમાણે શિક્ષા ન કરે તો તે રાજા ચોરને ભોજન (ઉત્તેજન) આપનાર ગણાય છે. ૨૯.

**अग्निकार्यात्परिभ्रष्टाः संध्योपासनवर्जिताः ।**
**वेदं चैवानधीयानाः सर्वे ते वृषलाः स्मृताः ॥ ३० ॥**

જે બ્રાહ્મણો અગ્નિકાર્યથી ભ્રષ્ટ થયેલા હોય, સંધ્યોપાસન ન કરતા હોય તથા વેદાધ્યયન ન કરતા હોય તે સર્વે શૂદ્રો જ કહેવાય છે. ૩૦.

**अनभ्यासेन वेदानामाचारस्य च वर्जनात् ।**
**आलस्याद न्नदोषाच्च मृत्यु र्विप्राञ्जिघांसति ॥ ३१ ॥**

વેદનું અધ્યયન ન કરવાથી, આચારનો ત્યાગ કરવાથી, આલસ્ય રાખવાથી તથા દુષ્ટ અન્નનું ભક્ષણ કરવાથી મૃત્યુ બ્રાહ્મણોનો ગ્રાસ કરી જાય છે. ૩૧.

**पावका इव दीप्यंते जपहोमैर्द्विजोत्तमाः ।**
**प्रतिग्रहेण नश्यन्ति वारिणा इव पावकः ॥ ३२ ॥**

જપ અને હોમ કરવાથી ઉત્તમ બ્રાહ્મણો અગ્નિની માફક દેદિપ્યમાન થાય છે. પરંતુ અત્યન્ત પરિગ્રહ કરવાથી પાણીથી અગ્નિ જેમ નાશ પામે છે તેમ નાશ પામે છે. માટે અતિ પરિગ્રહ ન કરવો. ૩૨.

**इतिश्री सुन्नराम तनुजनुषा ब्रह्मर्षि हरेराम शर्मणा संग्रहीतो**
**धर्मशास्त्रसारे षष्ठः ब्राह्मण गुच्छः संपूर्णः**

---

# क्षात्र गुच्छ ॥ ७ ॥

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ १ ॥

શૂરતા રાખવી, તેજસ્વી રહેવું, ધીરતા રાખવી, ડહાપણ રાખવું, યુદ્ધમાં નાશી ન જવું, દાન કરવું અને સામર્થ્યવાન્ બનવું એ ક્ષત્રિઓનું સ્વાભાવિક કર્મ છે. ૧.

प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेवच ।
विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥ २ ॥

ટુંકાણમાં પ્રજાઓનું રક્ષણ કરવું, દાન કરવું, યજ્ઞ કરવો, અધ્યયન કરવું, વિષયોમાં વિશેષ આસક્તિ ન રાખવી એ ક્ષત્રિઓનું કર્મ કહેલું છે. ૨.

दुष्टस्य दंडः सुजनस्य पूजा न्यायेन कोशस्य च संप्रवृद्धिः ।
अपक्षपातोऽर्थिषु राष्ट्ररक्षा पंचैव यज्ञाः कथिता नृपाणाम् ।३।

દુષ્ટને દંડ આપવો, સારા માણસનું પૂજન કરવું, ન્યાયથી ભંડારની વૃદ્ધિ કરવી, ન્યાય માગનારાઓ ઉપર પક્ષપાત ન કરવો અને પોતાના રાજ્યનું રક્ષણ કરવું, એ રાજાઓના પાંચ યજ્ઞો કહેલા છે. ૩.

अदण्ड्यान्दण्डयन्राजा दण्ड्यांश्चैवाप्यदण्डयन् ।
अयशो महदाप्नोति नरकं चैव गच्छति ॥ ४ ॥

દંડ કરવા લાયક ન હોય તેનો દંડ કરનાર અને

દંડવા લાયક હોય તેનો દંડ ન કરનાર રાજા આલોકમાં મોટી અપકીર્તિ પામે છે અને અન્તે નરકમાં જાય છે. ૪.

**सर्वतो धर्मषड्भागो राज्ञो भवति रक्षतः ।**
**अधर्मादपि षड् भागो भवत्यस्य ह्यरक्षतः ॥ ५ ॥**

રક્ષણ કરનાર રાજાને તમામ વર્ણોએ કરેલા ધર્મનો છઠ્ઠો ભાગ મલે છે, અને રક્ષણ ન કરનાર રાજાને તમામ વર્ણોએ કરેલા અધર્મનો છઠ્ઠો ભાગ મલે છે. ૫.

**योऽरक्षन्बलिमादत्ते करं शुल्कं च पार्थिवः ।**
**प्रतिभागं च दण्डं च स सद्यो नरकं व्रजेत् ॥ ६ ॥**

જે રાજા પ્રજાઓનું રક્ષણ કર્યા સિવાય કર વિગેરે જે કાંઇ પ્રજા પાસેથી લે છે અથવા દંડ કરે છે, તે રાજા તુરત નરકમાં જાય છે. ૬.

**नातः परतरो धर्मो नृपाणां यद्रणार्जितम् ।**
**विप्रेभ्यो दीयते द्रव्यं प्रजाभ्य श्चाभयं सदा ॥ ७ ॥**

યુદ્ધમાં જય મેળવીને જે દ્રવ્ય પ્રાપ્ત કર્યું હોય તે બ્રાહ્મણોને જ અર્પણ કરવું. તેમ પ્રજાઓને અભયદાન આપવું. આનાથી બીજો કોઇપણ રાજાને માટે શ્રેષ્ઠ ધર્મ નથી. ૭.

**इतिश्री सुन्दरराम तनुजनुपा ब्रह्मर्षि हरेराम शर्मणा संग्रहीता धर्मशास्त्र सारे सप्तमः क्षात्र गुच्छः संपूर्णः**

---

## वैश्य गुच्छः ॥ ८ ॥

कृषि गौरक्ष वाणिज्यं वैश्यकर्म स्वभावजम् ॥ १ ॥

ખેતી કરવી, ગાયોનું રક્ષણ કરવું, વ્યાપાર કરવો, અન્ય પશુઓનું રક્ષણ કરવું એ વૈશ્યોનો સ્વાભાવિક ધર્મ છે.૧

पशूनां रक्षणं दानमिज्याध्ययनमेवच ।
वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषि मेवच ॥ २ ॥

વ્યાપાર કરવો, વ્યાજનો ધંધો કરવો અને ખેતી કરવી એ વૈશ્ય ધર્મ છે. ૨

सप्त वित्तागमा धर्म्या दायोलाभः क्रयोजयः ।
प्रयोगः कर्मयोग श्च सत्प्रतिग्रह एव च ॥ ३ ॥

ધર્મથી કોઈ વસ્તુ મેળવી લાભ મેળવવો, વ્યાપાર કરવો, જય મેળવવો, શ્રેષ્ઠ વસ્તુનો સંગ્રહ કરવો, સારાં કર્મ કરવાં અને સત્યપ્રતિગ્રહ કરવો એ સાત રસ્તાએ દ્રવ્ય પ્રાપ્ત કરવું.૩

विद्या शिल्पं भृतिः सेवा गोरक्ष्यं विपणिः कृषिः ।
धृति भैक्ष्यं कुसीदं च दश जीवनहेतवः ॥ ४ ॥

વિદ્યા, શિલ્પ (કારીગરી) નોકરી, સેવા, ગાયોનું રક્ષણ, વ્યાપાર, ખેતી, ધીરતા, ભૈક્ષ્ય (ભીખ માગવી) અને વ્યાજ લેવું એ દશ પ્રકારે આજીવીકા નભવવી. એ સર્વનો સામાન્ય ધર્મ છે. (૪)

इतिश्री सुन्नराम तनुजनुषा ब्रह्मर्षि हरेराम शर्मणा संग्रहीतो
धर्मशास्त्र सारे अष्टमः वैश्य गुच्छः संपूर्णः ॥

## शूद्र गुच्छः ॥ ९ ॥

परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ १ ॥

શૂદ્રને તો સેવા કરવી એ જ સ્વાભાવિક કર્મ છે. ૧.

एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।
एतेषामेव वर्णानां शुश्रूषा मनसूयया ॥ २ ॥

પ્રભુએ શૂદ્રોને તો ત્રણે વર્ણની ઇર્ષ્યા કર્યા સિવાય સેવા કરવી એવું એકજ કર્મ કહેલું છે. ૨.

शूद्रस्य द्विजशुश्रूषा तयाऽजीवन्वणिग्भवेत् ।
शिल्पैर्वा विविधैर्जीवेद् द्विजातिहितमाचरन् ॥ ३ ॥

શૂદ્રને દ્વિજની સેવા કરવી અને તેનાથી આજીવિકા ન નભે તો વ્યાપાર કરવો અથવા દ્વિજ જાતિનું હિત થાય તેવી અનેક પ્રકારની કારીગરીથી આજીવીકા નીભાવવી. ૩.

भार्यारतिः शुचि र्भृत्यभर्ता श्राद्धक्रियारतः ।
नमस्कारेण मन्त्रेण पञ्चयज्ञान्न हापयेत् ॥ ४ ॥

પોતાની સ્ત્રી ઉપર પ્રેમ રાખવો, પવિત્રતા રાખવી, શ્રાદ્ધક્રિયામાં તત્પર રહેવું અને સર્વને નમસ્કાર કરવા એ પ્રમાણે પાંચ મહાયજ્ઞો શૂદ્રના કહેલા છે. તેનો ત્યાગ ન કરવો. ૪.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभतेनरः ॥ ५ ॥
श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ६ ॥

પોતાના જ કર્મમાં પ્રીતિ રાખનાર પુરૂષ સિદ્ધિ મેળવે છે. ૫. કારણ કે અન્ય ધર્મનું અનુષ્ટાન કરવા કરતાં વિગુણ હોવા છતાં પોતાનો ધર્મ શ્રેયસ્કર છે. પોતાનું સ્વાભાવિક કર્મ કરનાર કોઇ દિવસ પાપી બનતો નથી. ૬.

**धर्मेप्सवस्तु धर्मज्ञाः सतां वृत्तमनुष्ठिताः।**
**मन्त्रवर्ज्यं न दुष्यन्ति प्रशंसां प्राप्नुवन्ति च ॥ ७ ॥**

ધર્મની ઇચ્છા રાખનારા, ધર્મને જાણનારા અને સજ્જનોના માર્ગને અનુસરનારા ઋષિઓ શૂદ્રોને ઘેર મન્ત્ર રહિત કર્મને દૂષિત ગણતા નથી. પરંતુ કર્મ કરનાર પ્રશંસાને પામે છે. ૭.

**शूद्रो वर्णश्चतुर्थोऽपि वर्णत्वाद्धर्ममर्हति ।**
**वेदमन्त्र स्वधा स्वाहा वषट्कारादिभिर्विना ॥ ८ ॥**

વેદમન્ત્ર, સ્વધા, સ્વાહા અને વષટ્કાર સિવાયની ધર્મક્રિયા કરવાનો તેનો અધિકાર છે. ૮.

**दीर्घ वैर मसूयांच असत्यं ब्रह्म दूषणम् ।**
**पैशून्यं निर्दयत्वं च जानीयाच्छूद्रलक्षणम् ॥ ९ ॥**

ઉપર બતાવેલા સ્વાભાવિક શૂદ્રો સિવાય પણ લાંબા કાલ સુધી વેર રાખનારા, ઇર્ષ્યા કરનારા, અસત્ય બોલનાર, બ્રાહ્મણોનું દૂષણ જોનાર, ચાડી કરનાર અને દયા વગરના જે હોય છે તે પણ શૂદ્ર જ છે. ૯.

**इतिश्री सुन्नराम तनुजनुषा ब्रह्मर्षि हरेराम शर्मणा संग्रहीतो धर्मशास्त्र सारे नवमः शूद्र गुच्छः संपूर्णः ॥**

## ब्रह्मचर्य गुच्छः ॥ १० ॥

उपनीय गुरुः शिष्यं महाव्याहृतिपूर्वकम् ।
वेदमध्यापयेदेनं शौचाचारांश्च शिक्षयेत् ॥ १ ॥

ગુરૂએ શિષ્યને ઉપવિત સંસ્કાર કરીને પછી તેને મહાવ્યાહૃતિ પૂર્વક વેદનું અધ્યયન કરાવવું અને પવિત્ર આચારો શિખવવા. ૧.

संध्यां प्राक्प्रात रेवंहि तिष्टेदा सूर्शनात् ।
अग्निकार्यं ततः कुर्यात्संध्ययो रुभयोरपि ॥ २ ॥

સૂર્યદર્શન થતા પહેલાં પ્રાતઃસંધ્યા કરવી ત્યાર પછી બન્ને સંધ્યા સમયે અગ્નિકાર્ય કરવું, અર્થાત્ સાયંપ્રાત હોમ કરવો. ૨.

ततोऽभि वादयेद्वृद्धानसावहमिति ब्रुवन् ।
गुरुं चैवाप्यु पाशीत स्वाध्यायार्थं समाहितः ॥ ३ ॥

ત્યારપછી અમુક શર્મા (પોતાનું નામ લઇ) હું વંદન કરૂં છું એમ બોલી વૃદ્ધોને વંદન કરી સ્વસ્થ થઇ સ્વાધ્યાય માટે ગુરૂની સેવા કરવી. (૩)

आहूतश्चाप्य धीयीत लब्धं चास्मै निवेदयेत् ।
हितं तस्याचरेन्नित्यं मनोवाक्काय कर्मभिः ॥ ४ ॥

ગુરૂ બોલાવે કે તુરત અધ્યયન કરવા જવું. અને પ્રથમ દિવસે ભણેલું ગુરૂને નિવેદન કરવું. અને નિરંતર મન, વાણી અને દેહથી ગુરૂના હિતનું આચરણ કરવું. (૪).

प्रतिवेदं ब्रह्मचर्यं द्वादशाब्दानि पञ्चवा ।
ग्रहणान्तिक मित्येके केशान्तश्चैव षोडशे ॥ ५ ॥

દરેક વેદાભ્યાસ માટે બાર અગર પાંચ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું. કેટલાએક ઋષિઓ વેદાભ્યાસ કરતા સુધી બ્રહ્મચર્ય રાખવું એમ કહે છે, અને કેશાન્ત સંસ્કાર સોળમા વર્ષમાં કરવો. ૫.

कृतज्ञाद्रोहिमेधाविशुचिकल्पानसूयकाः ।
अध्याप्याधर्मतः साधुशक्ताप्तज्ञानवित्तदाः ॥ ६ ॥

કૃતજ્ઞ, દ્રોહ ન કરનાર, બુદ્ધિવાન, પવિત્રતા રાખનાર, ઈર્ષ્યા ન કરનાર, સજ્જન પુરૂષોમાં પ્રેમ રાખનાર, પોતાના સ્નેહી સામું જ્ઞાન આપનાર અને દ્રવ્ય આપનારાઓને ધર્મથી ભણાવવા જોઇએ. ૬.

दण्डाजिनोपवीतानि मेखलां चैव धारयेत् ।
कार्पासमुपवीतं स्याद्विप्रस्योर्ध्ववृत्तं त्रिवृत् ॥ ७ ॥

દંડ, અજીન, ઉપવિત, મેખલા અને કપાસના સૂત્રથી બનાવેલું અને ત્રણ સેરોવાળું યજ્ઞોપવિત બ્રાહ્મણે ધારણ કરવું. ૭.

शणसूत्रमयं राज्ञो वैश्यस्याविक सौत्रिकम् ।
मौञ्जी त्रिवृत्समाश्लक्ष्णा कार्या विप्रस्य मेखला ॥ ८ ॥

ક્ષત્રિયને શણથી બનાવેલું અને વૈશ્યને આવિક (ઉન) સૂત્રથી બનાવેલું યજ્ઞોપવિત ધારણ કરવું. તેમ બ્રાહ્મણે મુંજની બનાવેલી ત્રણ વળવાળી અને પવિત્ર મેખલા ધારણ કરવી. ૮.

क्षत्रियस्य तु मौर्वीज्या वैश्यस्य शणतान्तवी ॥ ९ ॥

ક્ષત્રિયોએ મૌર્વી મેખલા ધારણ કરવી. અને વૈશ્યોએ શણના તન્તુઓથી બનાવેલી મેખલા ધારણ કરવી. ૯.

मुञ्जालाभे तु कर्तव्याः कुशाश्मन्तक बल्वजैः ।
त्रिवृता ग्रन्थिनैकेनत्रिभिः पञ्चभिरेवचा ॥ १० ॥

મુંજ ન મલે તેમ હોય તો કુશ અશ્મન્તક અને બલ્વજથી બનાવેલી, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ ત્રણ વળ વાળી એક ત્રણ અગર પાંચ ગ્રંથિઓવાળી મેખલા ધારણ કરવી. ૧૦.

कार्ष्णं रौरव बास्तानि चर्माणि ब्रह्मचारिणः ।
वसीरन्नानु पूर्व्येण शाणक्षौमाविकानिच ॥ ११ ॥

અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય બ્રહ્મચારીઓએ કાર્ષ્ણ, રૌરવ અને બાસ્ત નામના મૃગોનાં ચર્મ ધારણ કરવાં. અને તે ન પ્રાપ્ત થાય તો [1]શાણ, [2]ક્ષૌમ અને [3]આવિક ધારણ કરવાં ૧૧.

ब्राह्मणो बैल्व पालाशौ क्षत्रियो वाट खादिरौ ।
पैलवौदुम्बरौ वैश्यो दण्डानर्हन्ति धर्मतः ॥ १२ ॥

બ્રાહ્મણે બિલિ અગર ખાખરાનો દંડ ધારણ કરવો, ક્ષત્રિએ વડ અગર ખેરનો દંડ ધારણ કરવો અને વૈશ્યે પિલુ અગર ઉદમ્બરના કાષ્ટથી બનાવેલ દંડ ધારણ કરવો. ૧૨.

केशान्तिको ब्राह्मणस्य दण्डः कार्यः प्रमाणतः ।
ललाटसंमितो राज्ञः स्यात्तु नासान्तिको विशः ॥ १३ ॥

---

૧. સણથી બનાવેલું. ૨ રેશમી. ૩ ઉનનું.

બ્રાહ્મણે કેશ સુધી લાંબો દંડ રાખવો, ક્ષત્રિએ લલાટ સુધી ઉંચો દંડ રાખવો અને વૈશ્યે નાસિકાના અગ્ર ભાગ સુધી ઉંચો દંડ રાખવો. ૧૩.

**ऋजवस्ते तु सर्वेस्युरव्रणाः सौम्यदर्शनाः ।**
**अनुद्वेगकरा नृणां सत्वचोऽनग्नि दूषिताः ॥ १४ ॥**

તમામ દંડ સીધા, છિદ્ર સિવાયના, સારા દેખાતા. ઇજા ન કરે તેવા, છાલવાળા અને અગ્નિથી દૂષિત ન થયેલા તેવા ધારણ કરવા. ૧૪.

**प्रतिगृह्येप्सितं दण्डमुपस्थाय च भास्करम् ।**
**प्रदक्षिणं परीत्याग्निं चरेद्भैक्षं यथाविधि ॥ १५ ॥**

પોતાને યોગ્ય દંડ ધારણ કરી સૂર્યોપસ્થાન કરી અગ્નિની પ્રદક્ષિણા કરી વિધિ પ્રમાણે ભિક્ષા માગવા જવું. ૧૫.

**मेखलामजिनं दण्डमुपवीतं कमण्डलुम् ।**
**अप्सु प्रास्य विनष्टानि गृह्णीतान्यानि मन्त्रवत् ॥ १६ ॥**

મેખલા, અજીન, દંડ, યજ્ઞોપવિત અને કમંડલુ ભાંગી તૂટી ગયાં હોય તો તેને પાણીવાળી નદી અગર તલાવમાં નાખી દઈ મંત્ર ભણી બીજાં ધારણ કરવાં. ૧૬.

**ब्राह्मणेषु चरेद्भैक्षमनिन्द्येष्वात्मवृत्तये ।**
**आदि मध्यावसानेषु भवच्छब्दोप लक्षिता ॥ १७ ॥**
**ब्राह्मण क्षत्रिय विशां भैक्षचर्या यथाक्रमम् ॥ १८ ॥**

પોતાનું ઉદર પોષણ કરવા માટે પવિત્ર બ્રાહ્મણોને ઘેરથી ભિક્ષા લાવવી અને તેમાં અનુક્રમ બ્રાહ્મણ, ક્ષત્રિય

અને વૈશ્યને ઘેર [1]ભવત્ શબ્દનો પ્રયોગ કરવો. ૧૭-૧૮.

मातरं वा स्वसारं वामातुर्वा भगिनीं निजाम् ।
भिक्षेत भिक्षां प्रथमं या चैनं नावमानयेत् ॥ १९ ॥

समाहृत्य तु तद्भैक्षं यावदन्नममायया ।
निवेद्य गुरवेऽश्नीयादाचम्य प्राङ्मुखः शुचिः ॥ २० ॥

गुरोः कुले नभिक्षेत न ज्ञाति कुल बन्धुषु ।
अलाभेत्वन्य गेहानां पूर्वं पूर्वं विवर्जयेत् ॥ २१ ॥

सर्वं वापिचरेद्ग्रामं पूर्वोक्तानामसंभवे ।
नियम्य प्रयतो वाचमभिशस्तांस्तु वर्जयेत् ॥ २२ ॥

માતા માસી અગર પોતાની બેન એઓમાંથી જે પોતાનું અપમાન ન કરે તેને ઘેરથી પ્રથમ ભિક્ષા માગી લાવવી. ૧૯.

નિષ્કપટપણે ભિક્ષા માગતાં જેટલું અનાજ મળે તેટલું લાવીને ગુરૂને નિવેદન કરવું. ત્યાર પછી પવિત્રતાથી પૂર્વ દિશાના મુખથી બેસી આચમન કરી પોતાની રૂચિ પ્રમાણે ભોજન કરવું. ૨૦.

ગુરૂને ઘેરથી અગર પોતાની જ્ઞાતિ અને કુટુંબિઓના ઘેરથી ભિક્ષા ન માગવી. પરંતુ બીજાઓને ઘેરથી ભિક્ષા માગવી. બીજાઓને ઘેરથી ભિક્ષા ન મલે તેમ હોય તો પૂર્વ પૂર્વનો ત્યાગ કરી ભિક્ષા માગી લાવવી. ૨૧.

ઉપર જણાવેલાઓનો અભાવ હોય તો પોતે નિય-

---

૧ બ્રાહ્મણને ઘેર भवति भिक्षांदेहि, ક્ષત્રિયને ઘેર भिक्षां भवति देहि અને વૈશ્યને ઘેર भिक्षांदेहि भवति.

મિતપણે વાણીને નિયમમાં રાખી નિંદિત મનુષ્યોના ઘરનો ત્યાગ કરી આખા ગામમાં ભિક્ષા માગવી. ૨૨

भैक्षेण वर्तयेन्नित्यं नैकान्नादी भवेद्व्रतो ।
भैक्षेण व्रतिनो वृत्ति रुपवास समा स्मृता ॥ २३ ॥

બ્રહ્મચારીએ ભિક્ષાવૃત્તિથી હંમેશાં પોતાનું ઉદર પોષણ કરવું. પરંતુ એક જ અન્નનું ભક્ષણ ન કરવું. ભિક્ષાવૃત્તિ કરનાર બ્રહ્મચારીને ઉપવાસ કર્યા જેટલું ફલ પ્રાપ્ત થાય છે.[1] ૨૩.

व्रत वद्देव दैवन्ये पित्र्ये कर्मण्य थर्षिवत् ।
काम मभ्यर्थितोऽश्नीयाद्व्रतमस्य नलुप्यते ॥ २४ ॥

બ્રહ્મચારીને શ્રાદ્ધમાં ભોજન કરવા આમંત્રણ કરી વિશ્વેદેવાના આસને બેસાડયો હોય તો પોતાના વ્રતને યોગ્ય પદાર્થોનું ભક્ષણ કરવું. પિતૃઓના આસને બેસાડયો હોય તો ઋષિઓને યોગ્ય અન્નનું ભક્ષણ કરવું અને અતિથિને આસને બેસાડયો હોય તો પોતાની ઈચ્છામાં આવે તે જમવાથી વ્રત લોપાતું નથી. ૨૪.

ब्राह्मणस्यैव कर्मैतदुपदिष्टंमनीषिभिः ।
राजन्य वैश्ययो स्त्वेवं नैतत्कर्म विधियते ॥ २५ ॥

વિદ્વાનોએ આ પ્રમાણેનું કર્મ બ્રાહ્મણને માટે જ કહેલું છે. ક્ષત્રિય તથા વૈશ્યોને માટે આ કર્મ કહેલું નથી. ૨૫.

---

૧ અર્થાત્ ભિક્ષાવૃત્તિ ઉપવાસ રૂપજ ગણાય છે.

कृताग्निकार्यो भुञ्जीत वाग्यतो गुर्वनुज्ञया ।
अपोशनक्रियापूर्वं सत्कृत्यान्नमकुत्सयन् ॥ २६ ॥

અગ્નિકાર્ય (હોમાદિક) કર્યા પછી વાણીને નિયમમાં રાખી ગુરૂની આજ્ઞાથી ભોજન કરવું. ભોજન કરતા પહેલાં અપોશન ક્રિયા કરી અન્નની સ્તુતિ કરી, નિન્દા કર્યા સિવાય ભોજન કરવું. ૨૬.

ब्रह्मचर्ये स्थितो नैक मन्न मद्यादना पदि ।
ब्राह्मणः काम मश्नी याच्छ्राद्धे व्रतम पीडयन् ॥ २७ ॥

બ્રહ્મચર્ય આશ્રમમાં રહી આપત્તિ ન આવી હોય ત્યાં સુધી એક જ અન્નનું હંમેશાં ભોજન કરવું નહિં. શ્રાદ્ધમાં પણ વ્રતનો ભંગ કર્યા સિવાય ઇચ્છા પ્રમાણે ભોજન કરવું. ૨૭.

मधुमांसाञ्जनोच्छिष्ट शुक्त स्त्री प्राणि हिंसनम् ।
भास्करालोकना श्लील परिवादादि वर्जयेत् ॥ २८ ॥
अभ्यंग मञ्जनं चाक्ष्णो रुपानच्छत्रधारणम् ।
कामं क्रोधंच लोभंच नर्तनं गीतवादनम् ॥ २९ ॥
द्युतं च जनवादं च परिवादं तथा नृतम् ।
स्त्रीणां च प्रेक्षणा लम्भ मुपघातं परस्य च ॥ ३० ॥

બ્રહ્મચારીઓએ મદ્ય, માંસ, અંજન, ઉચ્છિષ્ટ, સ્ત્રી અને બીજા પ્રાણીઓની હિંસા, સૂર્યનું દર્શન, અપશબ્દ, અભ્યંગ-સ્નાન, આંખોએ કાજળ આંજવું, જોડા પહેરવા, છત્ર ધારણ કરવું, કામ, ક્રોધ, લોભ, નૃત્ય, ગીત, વાજીંત્ર, જુગાર,

માણસો સાથે વાદવિવાદ, અપવાદ, જુઠુ બોલવું, સ્ત્રીઓના સામું જોઇ રહેવું, તથા તેઓની સાથે અથડાવું વિગેરે કાંઇ પણ કરવું નહીં. ૨૮–૨૯–૩૦.

एकः शयीत सर्वत्र न रेतः स्कन्दयेत्क्वचित् ।
कामाद्धि स्कन्दयन्रेतो हिनस्ति व्रतमात्मनः ॥ ३१ ॥

બ્રહ્મચારીએ એકલા સૂઈ રહેવું, તેમ કોઇ જગાએ વીર્યપાત કરવો નહીં. કામ વશ થઇ વીર્યપાત કરનાર પોતાના વ્રતને નાશ કરે છે. ૩૧

स्वप्ने सिक्त्वा ब्रह्मचारी द्विजः शुक्र मकामतः ।
स्नात्वार्क मर्चयित्वा त्रिः पुनर्मामित्यृचं जपेत् ॥ ३२ ॥

બ્રહ્મચારીએ અજાણથી સ્વપ્નમાં વીર્યપાત થાય તો સ્નાન કરી સૂર્યનું પૂજન કરિ ત્રણ વખત પુનર્મામ ઇતિ ઋચાઓ ભણવી. ૩૨

स्मरणं किर्तनं केलिः प्रेक्षणं गुह्य भाषणम् ।
संकल्पोऽध्यवसायश्च क्रिया निवृत्तिरे वच ॥ ३३ ॥
एतन्मैथुन मष्टांगं प्रवदन्ति मनीषिणः ॥ ३४ ॥

સ્ત્રીનું સ્મરણ કરવું, વખાણ કરવા, મશ્કરી કરવી, તેના સામું જોઈ રહેવું, એકાન્તમાં વાતચિત કરવી, સંકલ્પ વિકલ્પ કરવો, તેને મળવાનો નિશ્ચય કરવો અને પોતાના નિત્ય કર્મથી વિરામ પામવું એ પ્રમાણે મૈથુનના આઠ અંગો વિદ્વાનોએ કહેલાં છે. ૩૩–૩૪.

न ध्यातव्यं नवक्तव्यं नस्मर्तव्यं कदाचन ।
एतैरष्टै र्विनिर्मुक्तो यति र्भवति नेतरः ॥ ३५ ॥

માટે બ્રહ્મચર્ય વ્રત પાળનારે કોઈ દિવસ સ્ત્રીનું ધ્યાન ન કરવું, તેનું સ્મરણ ન કરવું તથા પ્રત્યક્ષમાં તેની સાથે વાતચિત પણ ન કરવી. ઉપર બતાવેલા મૈથુનના આઠ અંગોથી જે માણસ મુક્ત થયો હોય છે તે યતિ થવાને અધિકારી છે બીજાઓનો અધિકાર નથી. ૩૫.

**नित्यं स्नात्वा शुचिः कुर्या द्देवर्षिपितृतर्पणम् ।**
**देवताभ्यर्चनं चैव समिदाधानमेवच ॥ ३६ ॥**

નિત્ય સ્નાન કરી પવિત્ર થઈ દેવ ઋષિ અને પિતૃઓનું તર્પણ તેમ દેવપૂજન કરવું, તથા સમિધાઓ લાવવી. ૩૬.

**उदकुम्भं सुमनसो गोशकृन्मृत्तिका कुशान् ।**
**आहरेद्यावदर्थानि भैक्षं चाहरहश्चरेत् ॥ ३७ ॥**

હોમ માટે પાણીથી ભરેલો કલશ, પુષ્પો, ગોમય, (ગાયનું છાણ) મૃત્તિકા, દર્ભ વિગેરે વસ્તુઓ જેટલી જોઈતી હોય તેટલી જ લાવવી. તેમ હંમેશાં ભિક્ષા માગી પોતાનો નિર્વાહ કરવો. ૩૭.

**क्षेत्रं हिरण्यं गामश्वं छत्रोपानह मासनम् ।**
**धान्यं शाकं च वासांसि गुरवे प्रीतिमा वहेत् ॥ ३८ ॥**

ક્ષેત્ર, સુવર્ણ, ગાય, અશ્વ, છત્ર, ઉપાનહ, આસન, ધાન્ય, શાક અને વસ્ત્રો ગુરૂને પ્રીતિ ઉત્પન્ન કરનાર છે. માટે ગુરૂને આપવાં. ૩૮.

**चोदितो गुरुणा नित्यम प्रोदित एव वा ।**
**कुर्याद ध्ययने यत्न माचार्यस्य हितेषु च ॥ ३९ ॥**

ગુરૂએ પ્રેરણા કરી હોય અગર ન કરી હોય તોપણ અધ્યયન કરવામાં અને ગુરૂનું હિતકાર્ય કરવામાં પ્રવૃત થવું. ૩૯.

शरीरं चैव वाचं च बुद्धीन्द्रिय मनांसि च ।
नियम्य प्राञ्जलि स्तिष्ठे द्वीक्षमाणो गुरोर्मुखम् ॥ ४० ॥

અધ્યયન કરતી વખતે શરીર, બુદ્ધિ, ઇન્દ્રિઓ, મન વિગેરેને નિયમમાં રાખી ગુરૂના મુખ સામે દ્રષ્ટિ રાખી બે હાથ જોડી અધ્યયન કરવા બેસવું. ૪૦.

दूरस्थो नार्चये देनं न क्रुद्धो नान्तिके स्त्रियाः ।
यानासनस्थ श्चैवैनमवरुह्याभिवादयेत ॥ ४१ ॥

દૂર રહિને ગુરૂનુ પૂજન ન કરવું, ક્રોધ કરી પૂજન કરવું નહીં, સ્ત્રીના પાસે બેઠેલા હોય ત્યારે પૂજન ન કરવું તેમ વાહનમાં બેઠેલો હોય તો નીચે ઉતરી પછીથી વંદન તથા પૂજન કરવું. ૪૧.

प्रतिवातेऽनुवाते च नासीत गुरुणा सह ।
असंश्रवे चैव गुरोर्न किं चिदपि कीर्तयेत् ॥ ४२ ॥

સામો વાયુ આવતો હોય અગર પાછળથી વાયુ આવતો હોય તો ગુરૂની સાથે બેસવું નહિં. ૪૨.

गोऽश्वोष्ट्रयानप्रासादस्रस्तरेषु कटकेषु च ।
आसीत गुरुणा सार्धं शिलाफलकनौषु च ॥ ४३ ॥

ગોયાન, અશ્વયાન, પ્રાસાદ, પાથરણું, સાદડી, શિલા, પાટીયું તથા નૌકામાં ગુરૂની સાથે બેસવાનો નિષેધ નથી. ૪૩.

गुरोर्गुरौ सन्निहिते गुरु वद्वृत्तिमा चरेत् ।
न चातिसृष्टो गुरुणा स्वान्गुरूनभिवादयेत् ॥ ४४ ॥

ગુરૂના ગુરૂ આવ્યા હોય ત્યારે ગુરૂની માફક તેમની પણ સેવા કરવી. ૪૪.

विद्या गुरुष्वे तदेव नित्या वृत्तिः स्वयोनिषु ।
प्रतिषेधत्सु चाधर्मान्हितं चोपदिशत्स्वपि ॥ ४५ ॥

વિદ્યા ગુરૂને વિષે તથા પોતાની જ્ઞાતિના વૃદ્ધો જે અધર્મ કરતાં રોકતા હોય તેમને વિષે તથા હિતનો ઉપદેશ કરતા હોય તેવાઓને વીષે હંમેશાં ઉપર પ્રમાણે વર્તવું. ૪૫.

श्रेयःसु गुरु वद्वृत्तिं नित्य मेव समाचरेत् ।
गुरुपुत्रेषु चार्येषु गुरोश्चैव स्वबन्धुषु ॥ ४६ ॥

હિત ઇચ્છનારાઓ વિષે, આર્યોને વિષે, ગુરૂના પુત્રોને વિષે તથા ગુરૂના બંધુઓને વિષે, ગુરૂના જેવી વૃત્તિ રાખવી. ૪૬.

बालः समानजन्मा वा शिष्यो वा यज्ञ कर्मणि ।
अध्यापयन्गुरुसुतो गुरु वन्मान मर्हति ॥ ४७ ॥

ગુરૂનો પુત્ર પોતાનાથી નાનો હોય અગર સરખી વય વાળો હોય, શિષ્ય હોય અગર યજ્ઞ કર્મમાં અધ્યયન કરાવતો હોય તો ગુરૂના જેટલું માન આપવાને તે લાયક છે. ૪૭.

उत्सादनं च गात्राणां स्नापनो च्छिष्ट भोजने ।
नकुर्याद्गुरु पुत्रस्य पादयो श्चावनेजनम् ॥ ४८ ॥

ગુરૂ પુત્રનું ગાત્રોત્સાદન, સ્નાપન, ઉચ્છિષ્ટ ભોજન તથા પાદાવનેજન વિગેરે કરવું નહિ. ૪૮.

गुरुवत्प्रतिपूज्या स्युः सवर्णा गुरुयोषितः ।
असवर्णास्तु संपूज्याः प्रत्युत्थाभिवादनैः ॥ ४९ ॥

ગુરૂની સમાન વર્ણવાળી સ્ત્રીઓ હોય તેઓનુ ગુરૂની માફક પૂજન કરવું અને અસવર્ણ સ્ત્રીઓ હોય તો પ્રત્યુત્થાન અને અભિવાદન કરવું. ૪૯.

नित्य मुद्धृत पाणिः स्यात्साध्वाचारः सुसंयतः ।
आस्यता मिति चोक्तः सन्नासीताभिमुखं गुरोः ॥ ५० ॥

હંમેશાં ગુરૂને નમસ્કાર કરી ઉભા રહેવું, સારા આચાર પાળવા, નિયમ પાળવા, તથા બેસવાનું કહે ત્યારે ગુરૂના સામું બેસવું. ૫૦.

हीनान्नवस्त्रवेषः स्या त्सर्वदा गुरुसन्निधौ ।
उत्तिष्ठे त्प्रथमं चास्य चरमं चैव संविशेत ॥ ५१ ॥

ગુરૂની પાસે ગુરૂ કરતાં ઉતરતાં વસ્ત્ર તથા વેષ રાખવો. ગુરૂના ઉભા થતા પહેલાં ઉભા થવું અને ગુરૂની સાથે કોઈ જગાએ જવાનું થાય તો ગુરૂ પ્રવેશ કરે ત્યાર પછી પ્રવેશ કરવો. ૫૧.

प्रति श्रवण संभाषे शयानो न समा चरेत् ।
नासीनो न च भुञ्जानो न तिष्ठन्न पराङ्मुखः ॥ ५२ ॥

સૂતે સૂતે ગુરૂ કહેતા હોય તે સાંભળવું તથા ઉત્તર આપવો નહીં. તેમ બેસી રહીને ભોજન કરીને તથા અવળું જોઈને ઉત્તર આપવો નહીં. ૫૨.

आसीनस्य स्थितः कुर्यादभि गच्छंस्तु तिष्ठतः ।
प्रत्युद्गम्य त्वाव्रजतः पश्चाद्धावंस्तु धावतः ॥ ५३ ॥

ગુરૂ બેઠેલા હોય તેમની પાસે બેસવું તથા ચાલતા હોય તેમની પાછળ જવું, આવતા હોય તો સામા જવું તથા દોડતા હોય તો પાછળ દોડવું. ૫૩.

पराङ्मुखस्याभिमुखो दूरस्थस्यैत्य चान्तिकम् ।
प्रणम्य तुशयानस्य निदेशे चैव तिष्ठतः ॥ ५४ ॥

ગુરૂ અવળા મુખથી બોલાવે તો સામા જવું. દૂરથી બોલાવે તો પાસે જવું. અને સૂઇ રહેલા હોય તો પ્રણામ કરી તેમની આજ્ઞામાં રહેવું. ૫૪.

न चं शय्यासनं चास्य सर्वदा गुरु सन्निधौ ।
गुरोस्तु चक्षु र्विषये न यथेष्टासनो भवेत् ॥ ५५ ॥

ગુરૂની સાનિધ્યમાં શય્યા ઉપર બેસવું નહિ. તેમ ગુરૂ દેખતા હોય તે વખતે પોતાની ઇચ્છા પ્રમાણે બેસવું નહિ. ૫૫.

नोदाहरेदस्य नाम परोक्ष मपि केवलम् ।
नचैवा स्यानु कुर्वीत गति भाषित चेष्टितम् ॥ ५६ ॥

પરોક્ષમાં ગુરૂનું કેવળ નામોચ્ચારણ કરવું નહીં. તેમ તેમનું અનુકરણ ન કરવું. તેમ તે ચાલતા હોય તેમ ચાલવું નહીં. તેમ બોલતા હોય તે પ્રમાણે બોલવું નહિ. ૫૬.

गुरोर्यत्र परीवादो निंदावापि प्रवर्तते ।
कर्णौतत्र पिधातव्यौ गन्तव्यं वा ततोऽन्यतः ॥ ५७ ॥

જે જગાએ ગુરૂનો અપવાદ થતો હોય, અગર નિંદા થતી હોય ત્યાં કાન ઢાંકી દેવા; અથવા તે જગાએથી બીજી જગાએ જવું. ૫૭.

**परिवादात्खरो भवति श्वा वै भवति निन्दकः ।**
**परिभोक्ता कृमि र्भवति कीटो भवति मत्सरी ॥ ५८॥**

ગુરૂને અપવાદ મૂકવાથી ખર થાય છે, નિંદા કરનારો શ્વાન થાય છે, ગુરૂની વસ્તુ ભોગવનાર કૃમિયોનિમાં જન્મ લે છે તથા મત્સર કરનારો કીટયોનિમાં જન્મ લે છે. ૫૮.

**अभ्यञ्जनं स्नापनं च गात्रोत्सादनमेव च ।**
**गुरुपत्न्या न कार्याणि केशानां च प्रसाधनम् ॥५९॥**

શરીરે તેલ ચોળીને સ્નાન કરાવવું, શરીરે ચંદન વિગેરે ચોપડવું, કેશમાં માલાઓ વિગેરે બાંધવી એ પ્રમાણે ગુરૂની સ્ત્રીને ન કરવું. ૫૯.

**गुरुपत्नी तु युवति र्नाभिवाद्येह पादयोः ।**
**पूर्णविंशतिवर्षेण गुणदोषौ विजानता ॥६०॥**

વીસ વર્ષની વયવાળા અને ગુણદોષને જાણનારા યુવાન પુરૂષે, યુવાવસ્થાવાળી ગુરૂપત્નીનું પાદાભિવંદન કરવું નહીં. (પગમાં પડી નમસ્કાર કરવો નહીં, પરંતુ છેટેથી નમસ્કાર કરવો.) ૬૦.

**कामं तु गुरुपत्नीनां युवतीनां युवा भुवि ।**
**विधिवद्वन्दनं कुर्यादसावहमिति ब्रुवन् ॥ ६१ ॥**

ગુરૂની સ્ત્રી યુવાવસ્થાળી હોય, અને શિષ્ય પણ યુવાન

અવસ્થાવાળો હોય તો તેણે, अभिवादयेऽमुकशर्माहंभोः (હું અમુક શર્માઅભિવાદન કરૂં છું.) એમ મુખથી ઉચ્ચારણ કરીને નમસ્કાર કરવા. ૬૧.

**विप्रोष्य पादग्रहण मन्वहं चाभिवादनम् ।**
**गुरुदारेषु कुर्वीत सतां धर्म मनुस्मरन् ॥६२॥**

શિષ્ટાચારને જાણનારા યુવાન શિષ્યે દરેક વખતે પ્રવાસથી આવીને ગુરૂપત્નિનું પાદગ્રહણ તથા પૃથ્વીમાં અભિવાદન કરવું. ૬૨.

**यथा खनन्खनित्रेण नरो वार्यधिगच्छति ।**
**तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥ ६३ ॥**

જેમ પૃથ્વીમાં કોદાળાથી ખોદનારો પુરૂષ પાણી મેળવી શકે છે, તેમ સેવા કરનારો શિષ્ય ગુરૂમાં રહેલી વિદ્યા મેળવી શકે છે. ૬૩.

**स गुरु यः क्रियाः कृत्वा वेदमस्मै प्रयच्छति ।**
**उपनीय ददद्वेदमाचार्यः स उदाहृतः ॥ ६४ ॥**

જે શિષ્યને ક્રિયા કરી વેદ ભણાવે છે, તે ગુરૂ કહેવાય છે, તેમ યજ્ઞોપવિત આપી વેદાધ્યયન કરાવનાર આચાર્ય કહેવાય છે. ૬૪.

**एकदेश मुपाध्याय ऋत्विग्यज्ञकृदुच्यते ।**
**एते मान्या यथा पूर्व मेभ्यो माता गरीयसी ॥ ६५ ॥**

એક ભાગને ભણાવનાર ઉપાધ્યાય કહેવાય છે, યજ્ઞ કરનાર ઋત્વિક્ કહેવાય છે. ગુરૂથી આરંભીને તેઓ અનુક્રમે પૂજવા લાયક છે તે બધા કરતાં માતા શ્રેષ્ઠ ગણાય છે. ૬૫.

आचार्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापतेः ।
माता पृथिव्या मूर्तिस्तु भ्राता स्वा मूर्तिरात्मनः ॥ ६६ ॥

આચાર્ય બ્રહ્માની મૂર્તિ છે, પિતા પ્રજાપતિની મૂર્તિ છે, માતા પૃથ્વીની મૂર્તિ છે, અને પોતાનો ભાઈ પોતાનીજ મૂર્તિ છે. ૬૬.

यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।
न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतै रपि ॥ ६७ ॥

માણસની ઉત્પત્તિ વખતે તેના માતા-પિતા જે ક્લેશ સહન કરે છે, તેનો બદલો સો વર્ષોએ પણ આપી શકાય તેવો નથી. ૬૭.

तयोर्नित्यं प्रियं कुर्यादाचार्यस्य च सर्वदा ।
तेष्वेव त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥ ६८ ॥

તે બન્નેનું (માતાપિતાનું) તથા આચાર્યનું હિત થાય તેવું હંમેશાં આચરણ કરવું. તે ત્રણ જણાઓ સંતુષ્ટ થાય તો તમામ તપશ્ચર્યા સમાપ્ત થાય છે. ૬૮.

तेषांत्रयाणां शुश्रूषा परमं तप उच्यते ।
न तैरभ्यननुज्ञातो धर्ममन्यं समाचरेत् ॥ ६९ ॥

તે ત્રણની સેવા કરવી એ પરમ તપ કહેલું છે, માટે તેઓની આજ્ઞા સિવાય બીજો કોઈ પણ ધર્મ આચરવો નહિ. ૬૯.

इमं लोकं मातृभक्त्या पितृभक्त्या तु मध्यम् ।
गुरुशुश्रूषया त्वेव ब्रह्मलोकं समश्नुते ॥ ७० ॥

માતૃભક્તિથી આ લોકમાં સુખ મેળવે છે, પિતૃભક્તિથી મધ્યમ (સ્વર્ગ) લોકનું સુખ મેળવે છે અને ગુરૂની સેવા કરવાથી બ્રહ્મલોકનું સુખ પ્રાપ્ત કરે છે. ૭૦.

श्रद्दधानः शुभां विद्या माददीता वरादपि ।
अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥ ७१ ॥

શ્રદ્ધાળુ પુરૂષે હલકા માણસ પાસેથી સારી વિદ્યા ગ્રહણ કરવી, અન્ય જન પાસેથી પણ શ્રેષ્ઠ ધર્મ પ્રાપ્ત કરવો અને નઠારા કુટુંબથી પણ સ્ત્રીરૂપી રત્ન લાવવું. ૭૧.

स्त्रियो रत्नान्यथोविद्या धर्मः शौचं सुभाषितम् ।
विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥ ७२ ॥

સ્ત્રિઓ, રત્ન, વિદ્યા, ધર્મ, શૌચ, સુભાષિત, અને અનેક પ્રકારની કારીગરી દરેક પાસેથી લાવવી. ૭૨.

विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितम् ।
अमित्रादपि सद्वृत्तममेध्यादपि कञ्चनम् ॥ ७३ ॥

વિષમાંથી પણ અમૃત મલે તો લેવું બાલક પાસેથી પણ સારૂં ભાષણ સાંભળવું, પોતાના શત્રુનું પણ સારૂં વર્તન હોય તો તેનો સ્વીકાર કરવો, અપવિત્ર વસ્તુમાંથી પણ સોનું મલે તો લેવું. ૭૩.

---

## विवाह गुच्छ ॥ ११ ॥

ब्राह्मो विवाह आहूय दीयते शक्त्यलंकृता ।
तज्जः पुनात्युभयतः पुरुषानेकविंशतिम् ॥ १ ॥

શક્તિ પ્રમાણે કન્યાને અલંકાર પહેરાવી, વરને બોલાવી કન્યાદાન કરવું તે બ્રાહ્મ્ય વિવાહ કહેવાય છે, અને બ્રાહ્મ્ય વિવાહથી પરણેલા સ્ત્રી–પુરૂષથી ઉત્પન્ન થયેલો પુત્ર બન્ને કુલના એકવીશ પુરૂષોનો ઉદ્ધાર કરનારો થાય છે. ૧.

यज्ञस्थ ऋत्विजे दैव आदायार्षस्तु गोद्वयम् ।
चतुर्दश प्रथमजः पुनात्युत्तरजश्चषट् ॥ २ ॥

યજ્ઞમાં રહેલા ઋત્વિજને કન્યાદાન આપવું, એ દૈવ વિવાહ કહેવાય છે. ગોમિથુન લેઈને કન્યાદાન આપવું એ આર્ષવિવાહ કહેવાય છે. દૈવવિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર ચૌદ પુરૂષોનો ઉદ્ધાર કરે છે અને આર્ષવિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર છ પુરૂષોનો ઉદ્ધાર કરે છે. ૨.

इत्युक्त्वा चरतां धर्मंसह या दीयतेऽर्थिने ।
सकायः पावयेत्तज्जः षट्षट् वंश्यान्सहात्मना ॥ ३ ॥

સહ ધર્મંચરતામ્ સાથે રહી ધર્મનું આચરણ કરો. આમ બોલીને માગણી કરનારને કન્યા આપી હોય તેનાથી ઉત્પન્ન થયેલો પુત્ર પોતાની સાથે છ વંશજોને પવિત્ર કરે છે. ૩.

आसुरो द्रविणादानाद्गान्धर्वः समयान्मिथः ।
राक्षसो युद्धहरणात्पैशाचः कन्यकाछलात् ॥ ४ ॥

વિશેષ ધન લેઈને કન્યા આપવી એ આસુર વિવાહ કહેવાય છે, અને વરકન્યા એકાન્તમાં પોતાની ઇચ્છાથી લગ્ન કરે તે ગાન્ધર્વ વિવાહ કહેવાય છે. યુદ્ધમાં હરણ કરી કન્યા સાથે લગ્ન કરવું તેને રાક્ષસ વિવાહ કહેવાય છે. ૪.

पाणिर्ग्राह्यः सवर्णासु गृण्हीयात्क्षत्रिया शरम् ।
वैश्या प्रतोदमादद्याद्वेदने त्वग्रजन्मनः ॥ ५ ॥

બ્રાહ્મણની સાથે લગ્ન કરતી વખતે ક્ષત્રિયની કન્યાએ પોતાના હાથમાં શર રાખવો, તથા વૈશ્યની કન્યાએ પ્રતોદ રાખવું. અને પોતાપોતાના વર્ણની કન્યા સાથે લગ્ન કરતી વખતે હસ્તમેલાપક કરવો. ૫.

पिता पितामहो भ्राता सकुल्यो जननी तथा ।
कन्याप्रदः पूर्वनाशे प्रकृतिस्थः परः परः ॥ ६ ॥

પિતા–પિતામહ, ભાઇ, તથા માતા. એ કન્યાનું દાન કરી શકે છે, તેમાંથી પૂર્વ પૂર્વનો નાશ થયો હોય તો આગળના કન્યાદાન આપી શકે છે. જેમકે પિતા ન હોય તો પિતામહ અને તેઓ બન્ને ન હોય તો ભાઈ વિગેરે; એ પ્રમાણે. ૬.

अप्रयच्छन्समाप्नोति भ्रूणहत्यामृतावृतौ ।
गम्यं त्वभावे दातॄणां कन्या कुर्यात्स्वयंवरम् ॥ ७ ॥

ઉપર જણાવેલામાંથી કોઈ પણ કન્યાદાન ન આપે તો કન્યાને જ્યારે જ્યારે ઋતુ પ્રાપ્ત થાય તેટલા વખત તેઓ બાલક હત્યાવાળા થાય છે, કોઈ પણ કન્યાદાન આપનાર ન હોય તો છોકરીએ પોતાની જાતિના વર સાથે પોતેજ લગ્ન કરવું. ૭.

अनिन्दितैः स्त्रीविवाहैरनिन्द्या भवति प्रजा ।
निन्दितै र्निन्दिता नॄणां तस्मान्निद्यान्विवर्जयेत् ॥ ८ ॥

નિન્દા વગરના (પવિત્ર) વિવાહ કરવાથી પવિત્ર પ્રજા ઉત્પન્ન થાય છે અને નિન્દિત વિવાહો કરવાથી નિન્દિત પ્રજા ઉત્પન્ન થાય છે. તેટલા માટે આસુર વિગેરે નિન્દિત વિવાહ કરવા નહીં. ૮.

**वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम ।**
**अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममावसेत् ॥ ९ ॥**

ચાર, ત્રણ, બે, એક એ પ્રમાણે શક્તિ પ્રમાણે યથાક્રમે વેદોનું અધ્યયન કરી બ્રહ્મચર્યનો ભંગ કર્યા સિવાયજ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. ૯.

**दया लज्जा क्षमा श्रद्धा प्रज्ञा त्यागः कृतज्ञता ।**
**गुणा यस्य भवंत्येते गृहस्थो मुख्य एवसः ॥ १० ॥**

દયા, લજ્જા, શાન્તિ, શ્રદ્ધા, બુદ્ધિ, ત્યાગ, કૃતજ્ઞતા વિગેરે જેનામાં ગુણો હોય છે, તે મુખ્ય ગૃહસ્થ કહેવાય છે. ૧૦.

**विभागशीलो यो नित्यं क्षमायुक्तो दयाकुलः ।**
**देवतातिथिभक्तश्च गृहस्थः सतु धार्मिकः ॥ ११ ॥**

જે ગૃહસ્થ પોતાની આવકમાંથી યોગ્ય ભાગ કરી દાન કરનારો હોય, ક્ષમા રાખનાર હોય, દયાળુ હોય, તેમ દેવતા અને અતિથિઓની ભક્તિ કરનારો હોય છે તે ધાર્મિક કહેવાય છે. ૧૧.

## दंपती गुच्छ ॥ १२ ॥

अथास्यै दक्षिणांसमधिहृदयमालभते ।
मम व्रते ते हृदयं दधामि मम चित्तमनुचित्तं ते अस्तु ।
ममवाचमेकमनाजुषस्व प्रजापतिष्ट्वानियुनक्तुमह्यमिति ॥ १ ॥

સ્રીને તેનો પતિ જમણા ખભા આગળ થઇ, હૃદયને અડકે તેમ હાથ રાખી કહે છે કે મારા વ્રતની સાથે તારા હૃદયને જોડું છું, મારી ઇચ્છા પ્રમાણે તારી ચિત્તવૃત્તિ થાઓ, મારી વાણીને એક ચિત્તથી તું સેવ, અને પ્રજા-પતિ, તને મારે વિષે જોડી દેનાર થાઓ. ૧.

अथैनां स्थालीपाकं प्राशयति प्राणैस्ते प्राणान्संदधाम्य स्थिभिरस्थीनि मांसैर्मांसानि त्वचा त्वचमिति ॥ २ ॥

સ્રીને પોતાનો પતિ સ્થાલીપાકનું પ્રાશન કરાવે છે, અને કહે છે કે, તારા પ્રાણ સાથે મારા પ્રાણને જોડી દઉં છું, હાડકા સાથે હાડકાં જોડી દઉં છું, માંસ સાથે માંસ અને ચામડી સાથે ચામડી જોડી દઉં છું. ૨.

---

## रजस्वला गुच्छ ॥ १३ ॥

मासि मासि रजोह्यासां दुष्कृतान्यपकर्षति।
त्रिरात्रंरजस्वलाऽशुचिर्भवति ।
सानाञ्ज्याम्नाभ्यंज्याम्नाप्सुस्नायात् ।
अधः शयीत दिवा न स्वप्यात् नाग्निस्पृशेत् नरज्जुं प्रमृजेन्न-

दंतान्धावयेन्न मांसमश्नीयात् नग्रहान्निरीक्षेत् नहसेन्नकिंचिदाचरेन्नांजलिना जलं पिबेत् न खर्परेणवा नलोहितायसेन वा विज्ञायते ॥ १ ॥

( वसि. स्मृ० )

મહિને મહિને સ્ત્રીઓને જે ઋતુ પ્રાપ્ત થાય છે, તેથી તેનું પાપ ધોવાઈ જાય છે. રજસ્વલા સ્ત્રી ત્રણ રાત્રિ સુધી અપવિત્ર રહે છે; રજસ્વલા સ્ત્રીએ નેત્રમાં કાજળ આંજવું નહીં, તેલ ચોળીને નહાવું નહીં, પાણીમાં ઉતરીને નહાવું નહીં, જમીન ઉપર સૂઈ રહેવું, દિવસે સૂવું નહીં, અગ્નિને સ્પર્શ કરવો નહીં, દોરી ગુંથવી નહીં, દાતણ કરવું નહીં, માંસ ખાવું નહી, ગ્રહોનું દર્શન કરવું નહીં, હસવું નહીં, કોઈ પણ જાતનું આચરણ કરવું નહીં, ખોબામાં લેઈને પાણી પીવું નહીં, ખોપરીમાં અગર લોઢાના વાસણમાં પાણી પીવું નહીં.

प्रथमेऽहनि चाण्डाली द्वितीये ब्रह्मघातिनी ।
तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शुद्धयति ॥ १ ॥

પહેલે દિવસે ચાંડાલી જેવી ગણાય છે, બીજે દિવસે બ્રહ્મઘાતિની જેવી ગણાય છે, ત્રીજે દિવસે ધોબણ જેવી ગણાય છે, અને ચોથે દિવસે શુદ્ધ થાય છે. ૧.

रोगेणयद्रजः स्त्रीणामन्वहन्तु प्रवर्त्तते ।
नाशुचिस्सा तत्स्तेन तत्स्याद्वैकालिकं मलम ॥ २ ॥

કોઈ પણ જાતના રોગને લીધે સ્ત્રીઓને હંમેશાં ઋતુ

આવ્યા કરતું હોય તો તેથી તે સ્ત્રી અપવિત્ર ગણાતી નથી. કારણકે તેને વગર વખતનો મલ કહેલો છે. ૨.

साध्वाचारा न तावत्स्याद्रजोयावत्प्रवर्तते ।
रजोनिवृत्तौ गम्यास्त्री गृहकर्मणि चैव हि ॥ ३ ॥

જ્યાં સુધી ઋતુ આવ્યા કરતું હોય, ત્યાં સુધી સ્ત્રી સારો આચાર પાળી શકતી નથી. પરંતુ ઋતુ નિવૃત્ત થઈ ગયા પછી પુરૂષે ગમન કરવાને અને ગૃહકાર્ય કરવાને યોગ્ય થાય છે. ૩.

रजस्वला यदि स्नाता पुनरेव रजस्वला ।
अष्टादशदिनादर्वागशुचित्वं न विद्यते ॥ ४ ॥

રજસ્વલા સ્ત્રી ઋતુસ્નાન કર્યા પછી ફરીથી રજસ્વલા થાય, અને તે વખતે ૧૮ દિવસો ન થયા હોય તો તે અપવિત્ર ગણાતી નથી. ૪.

एकोनविंशतेरर्वागेकाहस्याः त्ततो द्व्यहम् ।
विंशत्प्रभृत्युत्तरेषु त्रिरात्रमशुचिर्भवेत् ॥ ५ ॥

૧૯ દિવસની અંદર ફરીથી ઋતુ પ્રાપ્ત થાય તો એક દિવસ અપવિત્રતા ગણાય છે; ૨૦ દિવસ સુધીમાં બે દિવસ અપવિત્ર ગણાય છે, અને તેથી આગળ ત્રણ રાત્રિ સુધી અપવિત્ર ગણાય છે. ૫.

उदिते तु यदा सूर्ये नारीणां दृश्यते रजः ।
जननं वा विपत्तिर्वा यस्याहस्तस्य शर्वरी ॥ ६ ॥

સૂર્યોદય થયા પછી સ્ત્રીઓને ઋતુ દેખાય, અગર

બાળકની ઉત્પત્તિ થાય, અગર કોઇનું મરણ થાય તો તેજ દિવસની રાત્રિથી ગણાય છે. ૬.

पूर्वमेव दिनं ग्राह्यं यावन्नोदयते रविः ॥ ७ ॥

જ્યાં સુધી સૂર્યનો ઉદય ન થયો હોય ત્યાં સુધી પૂર્વની રાત્રિથી ગણતરી કરવી. ૭.

आतुरस्नानउत्पन्ने दशकृत्वोह्यनातुरः ।
स्नात्वा स्नात्वा स्पृशेदेनं ततः शुद्ध्येत्स आतुरः ॥८॥

કોઇ માણસ આતુર હોય અને તેને સ્નાન કરવાનો પ્રસંગ આવે ત્યારે તેનાથી સ્નાન ન બની શકે તેથી જેનું શરીર નિરોગી હોય તેવા પુરૂષે સ્નાન કરી આતુરને સ્પર્શ કરવો, એ પ્રમાણે દશ વખત સ્નાન કરી સ્પર્શ કરવાથી તે આતુર શુદ્ધ થાય છે. ૮.

अष्टवर्षा भवेद्गौरी नववर्षा तु रोहिणी ।
दशवर्षा भवेत्कन्या अत ऊर्ध्वं रजस्वला ॥ ९ ॥

આઠ વર્ષની છોકરી "ગૌરી" સંજ્ઞાવાળી છે, નવ વર્ષની છોકરી "રોહિણી" સંજ્ઞાવાળી છે, દશ વર્ષની છોકરીની "કન્યા" સંજ્ઞા છે અને તેથી આગળ રજસ્વલા કહેવાય છે. ૯.

माप्ते तु द्वादशे वर्षे यः कन्यां न प्रयच्छति ।
मासि मासि रजस्तस्याः पिबन्ति पितरोऽनिशम् ॥ १० ॥

બારમું વર્ષ બેસતાં અગાઉ જે પુરૂષ પોતાની છોકરીને પરણાવતો નથી તેના પિતૃઓ તે છોકરીને પ્રાપ્ત થતા ઋતુનું નિરંતર પાન કરે છે. ૧૦.

माता चैव पिता चैव ज्येष्ठो भ्राता तथैवच ।
त्रयस्ते नरकं यान्तिदृष्ट्वा कन्यां रजस्वलाम् ॥ ११ ॥

છોકરીને લગ્ન કરતા પહેલાં રજસ્વલા થયેલી જોઇને માતા, પિતા, અને તેનો મોટો ભાઈ એ ત્રણ જણાઓ નરકમાં જાય છે. ૧૧.

ऋतुस्नातातुयानारी भर्त्तारं नोपगच्छति ।
सा मृता नरकं याति विधवा च पुनः पुनः ॥ १२ ॥

જે સ્ત્રી ઋતુસ્નાન કરીને પોતાના સ્વામીની સાથે ક્રીડા કરતી નથી તે સ્ત્રી મરણ પામ્યા પછી નરકમાં જાય છે, અને દરેક જન્મોમાં વિધવા થાય છે. ૧૨.

ऋतुस्नातां तु यो भार्यां सन्निधौ नोपगच्छति ।
घोरायां भ्रूणहत्यायां युज्यते नात्र संशयः ॥ १३ ॥

જે પુરૂષ ઋતુસ્નાન કરનારી સ્ત્રીની પાસે સંભોગ માટે ગમન કરતો નથી, તે ઘોર બાળક હત્યાવાળો ગણાય છે. ૧૩.

षोडशर्तुनिशाः स्त्रीणां तस्मिन्युग्मासुसंविशेत् ।
ब्रह्मचार्यैव पर्वाण्याद्याश्चतस्त्रस्तु वर्जयेत् ॥ १४ ॥

સ્ત્રીઓને ૧૬ રાત્રિ સુધીનો ઋતુકાલ ગણાય છે, તેમાં એકી દિવસોમાં ગમન કરવું, તેમ ઋતુકાલની ચાર રાત્રિઓ તથા પર્વના દિવસોનો ત્યાગ કરી ગમન કરનારનું બ્રહ્મચર્ય નાશ થતું નથી. ૧૪.

एवंगच्छन् स्त्रियंक्षामां मघां मूलंचवर्जयेत् ।
सुस्थ इन्दौ सकृत्पुत्रं लक्षण्यं जनयेत्पुमान् ॥ १५ ॥

એ પ્રમાણે સારા ગુણવાળી પોતાની સ્ત્રીની ગમન કરનારા પુરૂષે મઘા અને મૂલ નક્ષત્રનો ત્યાગ કરવો. તથા સારૂં ચંદ્રબલ હોય ત્યારે ગમન કરવું જેથી સારા લક્ષણો-વાળો પુત્ર ઉત્પન્ન થાય છે. ૧૫.

**यथाकामी भवेद्वापि स्त्रीणां वरमनुस्मरन् ।**
**स्वदारनिरतश्चैव स्त्रियो रक्ष्या यतः स्मृताः ॥ १६ ॥**

સ્ત્રીઓને વરદાન થયેલું છે, તેનું સ્મરણ કરી સ્ત્રીની ઇચ્છા પ્રમાણે વર્તન કરવું, તેમ પોતાની સ્ત્રીમાં આસક્તિ રાખવી, કારણકે સ્ત્રીઓને સાચવવી એ ઉત્તમ ધર્મ કહેલો છે. ૧૬.

**भवतीनां कामविहन्ता पातकी स्यात् ॥ १७ ॥**

સ્ત્રીઓને વરદાન મલેલું છે કે, તમારી માગણીનો નાશ કરનાર પાપી થાય છે. ૧૭.

**नोपगच्छेत्प्रमत्तोऽपिस्त्रियमार्तवदर्शने ।**
**समानशयने चैव न शयीत तया सह ॥ १८ ॥**

સ્ત્રીને ઋતુ પ્રાપ્ત થયું હોય તે વખતે પુરૂષ ઘણો કામાતુર થયો હોય છતાં સ્ત્રી સાથે ગમન કરવું નહીં, તેમ તેની સાથે એક પથારીમાં સૂવું નહીં. ૧૮.

**रजसाभिप्लुतां नारीं नरस्यह्युपगच्छतः ।**
**प्रज्ञा तेजो बलं चक्षु रायुश्चैव प्रहीयते ॥ १९ ॥**

ઋતુમતી સ્ત્રીનું ગમન કરનાર પુરૂષની બુદ્ધિ, તેજ, બલ, નેત્ર, તથા આયુષ્યહીન થાય છે. ૧૯.

ऋतुकालाभिगामीस्यात् स्वदारनिरतः सदा ।
पर्ववर्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥ २० ॥

ક્રીડાની ઇચ્છા રાખનાર પુરૂષે નિરંતર પોતાનીજ સ્રીમાં પ્રીતિ રાખવી, તેમ ૧૬ રાત્રિપર્યંતનો ઋતુકાલ બતાવેલો છે તેમાં પર્વતિથિઓ આવે તેનો ત્યાગ કરી ગમન કરવું. ૨૦.

पुमान्पुंसोऽधिकेशुक्रे स्त्रीभवत्यधिकेस्त्रियाः ।
समेऽपुमान्पुंस्त्रियौवाक्षीणेऽल्पे च विपर्ययः ॥ २१ ॥

સ્રીગમન વખતે પુરૂષનું શુક્ર (વીર્ય) અધિક હોય છે તો પુત્ર ઉત્પન્ન થાય છે, સ્રીનું રજ અધિક હોય છે તો પુત્રી ઉત્પન્ન થાય છે. શુક્ર તથા રક્ત સમાન હોય છે તો નપુંસક પ્રજા ઉત્પન્ન થાય છે, અને ક્ષીણ અગર અલ્પ હોય છે, તો પ્રજા ઉત્પન્ન થતી નથી. ૨૧.

आहाराचारचेष्टाभि र्यादृशीभिः समन्वितौ ।
स्त्रीपुंसौ समुपेयातां तयोः पुत्रोऽपि तादृशः ॥ २२ ॥

સ્રી પુરૂષના, જેવા પ્રકારના આહાર આચાર અને ચેષ્ટાઓ હોય છે, તેવો પુત્ર ઉત્પન્ન થાય છે. ૨૨.

रजस्वलां नगच्छेत गर्भिणीं पतितां तथा ।
शुद्धे शुक्रार्तवे सत्वः स्वकर्मक्लेशनोदितः ॥ २३ ॥

સ્રી રજસ્વલા થઇ હોય, ગર્ભિણી થઈ હોય, તથા પતિત થયેલી હોય, તો તેની સાથે ગમન કરવું નહીં. પરંતુ પોતાના કર્મના કલેશથી પ્રેરાયેલા પુરૂષે સ્રી શુદ્ધ થાય ત્યારે ગમન કરવું. ૨૩.

रजस्वले यदानार्याविन्योन्यं स्पृशतःक्वचित् ।
शुद्ध्यतः पंचगव्येन ब्रह्मकूर्चेन चोपरि ॥ २४ ॥

રજસ્વલા સ્ત્રીઓ પરસ્પરનો સ્પર્શ કરે તો પંચગવ્ય પ્રાશન કરવાથી અને બ્રહ્મકૂર્ચથી શુદ્ધ થાય છે. ૨૪.

प्रारब्धदीर्घतपसां नारीणांयद्रजोभवेत् ।
न तेन तद्व्रतं तासां विनश्यति कदाचन ॥ २५ ॥

લાંબો વખત ચાલે તેવા વ્રતનો અગર તપશ્ચર્યાનો આરંભ કરેલો હોય તેવી સ્ત્રીઓને વચમાં ઋતુ પ્રાપ્ત થાય તેથી વ્રત અગર તપનો ભંગ થતો નથી. ૨૫.

उदक्याशुचिभिः स्नायात्संस्पृष्टस्तैरुपस्पृशेत् ।
अब्लिंगानि जपेच्चैव गायत्रीं मनसा सकृत् ॥ २६ ॥

રજસ્વલા અગર અપવિત્ર ( ચાંડાલાદિક ) નો સ્પર્શ થાય તો સ્નાન કરવું, અને તેઓને સ્પર્શ કરેલો હોય તેવાંઓનો સ્પર્શ થાય તો આચમન કરવું, તથા આપોહિષ્ઠા ઇત્યાદિ ત્રણ મન્ત્રો ભણવા અને મનમાં ગાયત્રી મંત્ર ભણી જવો. ૨૬.

दौहृदस्याप्रदानेन गर्भोदोषमवाप्नुयात् ।
वैरूप्यं मरणं वापि तस्मात्कार्यं प्रियं स्त्रियाः ॥ २७ ॥

ગર્ભિણી સ્ત્રીના મનોરથ પૂર્ણ કરવાથી ગર્ભ દૂષિત થાય છે, એટલે વિકલ અંગવાળો ઉત્પન્ન થાય છે, અગર મરણ પામે છે; માટે ગર્ભિણી સ્ત્રી જે વસ્તુની ઇચ્છા કરે તે આણી આપવી. ૨૭.

दरिद्रं व्याधितं मूर्खं भर्तारं याऽवमन्यते ।
सा शुनी जायते मृत्वा सूकरी च पुनः पुनः ॥ २८ ॥

જે સ્ત્રી પોતાનો સ્વામી દરિદ્ર, રોગી હોય, મૂર્ખ હોય, તેનું અપમાન કરે છે તે સ્ત્રી મરણ પામ્યા પછી કૂતરી અગર ભૂંડની યોનિમાં જન્મ લે છે. ૨૮.

पत्यौ जीवति या नारी उपोष्य व्रतमाचरेत् ।
आयुष्यं हरते भर्त्तुः सा नारी नरकं व्रजेत् ॥ २९ ॥

પોતાનો પતિ જીવતો હોય છતાં જે સ્ત્રી ઉપવાસ કરી વ્રત કરે છે, તે સ્ત્રી પોતાના સ્વામીનું આયુષ્ય હરણ કરે છે; અને નરકમાં જાય છે. ૨૯.

अपृष्ट्वा चैव भर्तारं या नारी कुरुते व्रतम् ।
सर्वंतद्राक्षसान्गच्छे दित्येवं मनुरब्रवीत् ॥ ३० ॥

જે સ્ત્રી પોતાના સ્વામીની આજ્ઞા લીધા સિવાય વ્રત કરે છે, તે વ્રતનું તમામ ફલ રાક્ષસોને પહોંચે છે, આ પ્રમાણે મનુભગવાન્ કહે છે. ૩૦.

नष्टे मृते प्रव्रजिते क्लीवे च पतिते पतौ ।
पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥ ३१ ॥

જે સ્ત્રીનો સ્વામી નાસી ગયો હોય, મરણ પામ્યો હોય, સંન્યાસી થઈ ગયો હોય, નપુંસક હોય, તથા પતિત થયો હોય, આવી પાંચ પ્રકારની આપત્તિમાં બીજો સ્વામી કરી શકાય છે. ૩૧.

बालया वा युवत्या वा वृद्धया वापि योषिता ।
न स्वातन्त्र्येण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥ ३२ ॥

સ્ત્રીએ પોતે બાલક હોય, યુવાન હોય, અગર વૃદ્ધ હોય છતાં પણ પોતાના ઘરમાં સ્વતન્ત્ર રીતે કોઈ પણ કાર્ય કરવું નહીં. ૩૨.

**बाल्ये पितु वंशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।**
**पुत्राणां भर्तरि प्रेते नभजेत्स्त्री स्वतन्त्रताम् ॥ ३३ ॥**

સ્ત્રીએ બાલક અવસ્થામાં હોય ત્યારે પોતાના પિતાને વશ રહેવું, યુવાન અવસ્થામાં પતિને વશ રહેવું, વૃદ્ધાવસ્થામાં પોતાનો સ્વામી મરણ પામ્યો હોય ત્યારે પુત્રોને વશ રહેવું, પરંતુ સ્વતન્ત્ર રહેવું નહીં. ૩૩.

**पित्रा भर्त्रा सुतं र्वापि नेच्छेद्विरहमात्मनः ।**
**एषांहि विरहेण स्त्री गर्ह्यं कुर्यादुभे कुले ॥ ३४ ॥**

સ્ત્રીએ પોતાના પિતાથી પતિથી અગર પુત્રોથી એકલા સ્વતન્ત્ર રહેવાનો વિચાર કરવો નહીં, કારણકે એમ કરવાથી તે સ્ત્રી પિતૃકુલ અને પતિકુલ બન્નેને નિંદાવાળાં કરનારી થાય છે. ૩૪.

**सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।**
**सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥ ३५ ॥**

સ્ત્રીએ હંમેશાં પ્રસન્ન રહેવું, પોતાના ઘરના કામમાં ડહાપણથી વર્તવું, પોતાના ઘરની વસ્તુઓ ગોઠવીને રાખવી, અને વધારે ખર્ચ કરવું નહીં. ૩૫.

**विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।**
**उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः ॥ ३६ ॥**

પોતાનો સ્વામી ખોટા સ્વભાવવાળો હોય, કામાતુર

રહેતો હોય, ગુણ વગરનો હોય તો પણ ઉત્તમ સ્ત્રીએ દેવની માફક તેની સેવા કરવી. ૩૬.

नास्तिस्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषणम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥ ३७ ॥

સ્ત્રીઓને પતિ-સેવા, સિવાય બીજો યજ્ઞ નથી, વ્રત નથી તેમ ઉપવાસાદિક પણ નથી. પરંતુ પતિની સેવા કરે છે તેથીજ સ્વર્ગમાં સુખ મેળવનારી થાય છે. ૩૭.

पाणिग्राहस्य स्वाध्वी स्त्री जीवतो वा मृतस्य वा ।
पतिलोकमभीप्सन्ती नाचरेत्किंचिदप्रियम् ॥ ३८ ॥

સાધ્વી સ્ત્રીએ પોતાનું પાણી ગ્રહણ કરનાર પતિ જીવતો હોય, અગર મરણ પામ્યો હોય છતાં તેનું અપ્રિય કરવું નહીં. તેમ કરવાથી તેણીને પતિલોકની પ્રાપ્તિ થાય છે. ૩૮.

पतिं हित्वापकृष्टं स्वमुत्कृष्टं या निषेवते ।
निन्द्यैव साभवेल्लोके परपूर्वेति चोच्यते ॥ ३९ ॥

પોતાનો પતિ ઓછી યોગ્યતાવાળો હોય, તેથી તેનો ત્યાગ કરી વધારે યોગ્યતાવાળાનું સેવન કરનારી સ્ત્રી આ લોકમાં નિન્દ્ય ગણાય છે. અને લોકો તેને નાતરૂ કરનારી કહે છે. ૩૯.

मृते भर्त्तरि या नारी ब्रह्मचर्यव्रते स्थिता ।
सा मृता लभते स्वर्गं यथा ते ब्रह्मचारिणः ॥ ४० ॥

પોતાનો સ્વામી મરણ પામે છતાં જે સ્ત્રી બ્રહ્મચર્ય

વ્રત પાલન કરે છે તે સ્ત્રી બ્રહ્મચારીઓની માફક મરણ પામીને સ્વર્ગમાં જાય છે. ૪૦.

**नान्यस्मिन्विधवा नारी नियोक्तव्या द्विजातिभिः**
**अन्यस्मिन्हि नियुञ्जाना धर्मं हन्युः सनातनम् ॥ ४१ ॥**

દ્વિજાતિઓએ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ) વિધવા સ્ત્રીને બીજાની સાથે પરણાવવી નહીં કારણકે તેમ કરનારા સનાતન ધર્મનો નાશ કરનારા કહેવાય છે. ૪૧.

**नोद्वाहिकेषु मन्त्रेषु नियोगः कीर्त्यते क्वचित् ।**
**न विवाहविधावुक्तं विधवा वेदनं पुनः ॥ ४२ ॥**

લગ્નના વિધિમંત્રોમાં કોઇ પણ જગાએ નિયોગ કહેલો નથી. તેમ વિવાહવિધિમાં વિધવાનું દુઃખ પણ બતાવેલું નથી. (અર્થાત્ વિધવાને દુઃખ પડે છે. માટે અન્ય પુરૂષ સાથે તેનો નિયોગ કરવો તેવું કોઈ પણ વિધિમાં કહેલું નથી.) ૪૨.

**अयं द्विजैर्हि विद्वद्भिः पशुधर्मो विगर्हितः ।**
**मनुष्याणामपि प्रोक्तो वेने राज्यं प्रशासति ॥ ४३ ॥**

વેન રાજા રાજ્ય કરતો હતો તે વખતે બ્રાહ્મણોએ પશુધર્મની નિંદા કરેલી છે, અને મનુષ્યોનો પણ એકથી વધારે વખત સ્ત્રીને લગ્ન કરવું તેને પશુધર્મ કહી નિંદા કરેલી છે. ૪૩.

**कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः ।**
**नतु नामापिगृह्णीयात्पत्यौ प्रेते परस्य तु ॥ ४४ ॥**

સ્ત્રીને પોતાનો પતિ મરણ પામ્યો હોય, ત્યારે ઉત્તમ

પ્રકારનાં પુષ્પો, મૂલ તથા ફુલ વિગેરે ભક્ષણ કરી પોતાના દેહને ક્ષીણ કરવો, પરંતુ અન્ય પુરૂષનું નામ પણ લેવું નહીં. ૪૪.

आसीतामरणात्क्षान्ता नियता ब्रह्मचारिणी ।
यो धर्म एकपत्नीनां कांक्षन्ती तमनुत्तमम् ॥ ४५ ॥

પતિવ્રતાનો એક ઉત્તમ ધર્મ છે. તેની ઇચ્છા કરનારી સ્ત્રીએ પોતાનો પતિ મરણ પામે છતાં દુઃખ વેઠીને પણ મરણ થતા સુધી બ્રહ્મચર્ય પાલન કરવું. ૪૫.

अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ।
दिवंगतानि विप्राणामकृत्वाकुलसंततिम् ॥ ४६ ॥

પોતાના વંશની વૃદ્ધિ માટે સંતાનને ઉત્પન્ન કર્યાં સિવાય પણ બ્રાહ્મણોના અનેક કુમાર બ્રહ્મચારીઓ સ્વર્ગમાં ગયેલા છે. ૪૬.

मृते भर्तरि साध्वी स्त्री भर्तारमतिवर्तते ।
सेहनिन्दामवाप्नोति पतिलोकाच्च हीयते ॥ ४७ ॥

જે સ્ત્રી પોતાના સ્વામીના મરણ પછી તેનું ઉલ્લંઘન કરી અન્ય પુરૂષનું સેવન કરે છે, તે સ્ત્રી આલોકમાં નિન્દા પામે છે. અને પતિલોકથી ભ્રષ્ટ થાય છે. ૪૭.

नान्योत्पन्नाप्रजास्तीह न चाप्यन्यपरिगृहे ।
नद्वितीयश्च साध्वीनां क्वचिद्भर्तोपदिश्यते ॥ ४८ ॥

આ સંસારમાં બીજાએ ઉત્પન્ન કરેલી પ્રજા પોતાની ગણાતી નથી, તેમ અન્ય જાતિની સ્ત્રી સાથે લગ્ન કરવાનું

કહ્યું નથી. તેવીજ રીતે સ્ત્રીઓને બીજો પતિ કરવાને પણ કહેલું નથી. ૪૮.

अनेन नारीवृत्तेन मनोवाग्देहसंयता ।
इहाग्र्यां कीर्तिमाप्नोति पतिलोकं परत्र च ॥ ४९ ॥

આ પ્રમાણે મન, વાણી, અને દેહથી નિયમ પાળનારી સ્ત્રી આલોકમાં શ્રેષ્ઠ કીર્તિને મેળવે છે. અને મરણ પછી પતિલોકમાં ગમન કરે છે. ૪૯.

तीर्थस्नानार्थिनी नारी पतिपादोदकं पिबेत् ।
शंकरस्यापि विष्णो र्वा प्रयाति परमं पदम् ॥ ५० ॥

તીર્થમાં સ્નાન કરવાની ઈચ્છા રાખનારી સ્ત્રી પતિના પગ ધોઈને તે પાણી પીએ છે, અગર શંકર અથવા વિષ્ણુનું ચરણોદક પીએ છે તે પરમગતિને પામે છે. ૫૦.

जीवद्भर्तरि वामांगी मृते वापि सुदक्षिणे ।
श्राद्धे यज्ञे विवाहे च पत्नी दक्षिणतः सदा ॥ ५१ ॥

પોતાનો પતિ જીવતો હોય ત્યારે સ્ત્રી વામાંગી કહેવાય છે, મરણ વખતે દક્ષિણાંગી છે. અને શ્રાદ્ધ, યજ્ઞ તથા વિવાહમાં સ્ત્રી જમણી બાજુએ રહે છે. ૫૧.

न स्त्री दुष्यति जारेण ब्राह्मणो वेदकर्मणा ।
नापोमूत्रपुरीषाभ्यां नाग्निर्दहति कर्मणा ॥ ५२ ॥

જારકર્મથી સ્ત્રી દૂષિત થતી નથી. વૈદિકકર્મથી બ્રાહ્મણ દૂષિત થતો નથી. મૂત્ર અને વિષ્ટાથી જલ દૂષિત થતું નથી. તેમ કોઈ પણ કર્મથી અગ્નિ બળતો નથી. ૫૨.

पूर्वंस्त्रियः सुरैर्भुक्ताः सोमगन्धर्ववन्हिभिः ।
भुंजते मानवाः पश्चान्न वा दुष्यंति कर्हिचित् ॥ ५३ ॥

પહેલાં સ્ત્રીઓને સોમ–ગંધર્વ અને અગ્નિએ ભોગવેલી છે. અને પાછળથી માણસો ભોગવે છે, તેથી સ્ત્રીઓ કોઇ પણ દિવસ દૂષિત ગણાતી નથી. ૫૩.

रोमकाले तु संप्राप्ते सोमोभुक्तेऽथकन्यकाम् ।
रजोदृष्ट्वा तु गन्धर्वाः कुचौ दृष्ट्वा तु पावकः ॥ ५४ ॥

સ્ત્રીને બાળક અવસ્થામાં રૂંવાટી આવે છે, ત્યારે સોમ ભોગવે છે. ઋતુકાલે ગંધર્વો ભોગવે છે; અને સ્તન દેખાય છે ત્યારે અગ્નિ ભોગવે છે. ૫૪.

द्वावेतावशूची स्यातां दंपती शयनं गतौ ।
शयनादुत्थितानारी शुचिः स्यादशुचिः पुमान् ॥५८॥

પથારીમાં સૂઈ રહેલા સ્ત્રી–પુરૂષ બન્ને અપવિત્ર થાય છે. તેમાંથી પથારીમાંથી ઉઠ્યા પછી સ્ત્રી પવિત્ર થાય છે. પરંતુ પુરૂષ અપવિત્ર રહે છે. ૫૫.

गृहवासः सुखार्थोहि पत्नीमूलं च तत्सुखम् ।
सा पत्नी या विनीता स्याच्चित्तज्ञा वशवर्त्तिनी ॥ ५६ ॥

ગૃહસ્થાશ્રમ સુખને માટે છે, અને તે સુખ સ્ત્રીને આધારે છે. માટે સ્ત્રી વિનયવાળી પોતાના સ્વામીનું મન પારખનારી અને વશ રહેનારી હોવી જોઇએ તોજ સુખ પ્રાપ્ત થાય છે. ૫૬.

दरिद्रंव्याधितं चैव भर्तारंयावमन्यते ।
शुनीगृध्री च मकरी जायते सा पुनः पुनः ॥ ५७ ॥

પોતાનો સ્વામી દરિદ્ર હોય, રોગી હોય, તેથી તેનું જે સ્ત્રી અપમાન કરે છે; તે સ્ત્રી વારંવાર કુતરી, ગીધ, તથા મગરની યોનિમાં જન્મ ધારણ કરે છે. ૫૭.

अदुष्टाऽपतितां भार्यां यौवने यः परित्यजेत् ।
स जीवनांते स्त्रीत्वं च वंध्यत्वं च समाप्नुयात् ॥५८॥

જે પુરૂષ પોતાની સ્ત્રી દુષ્ટ ન હોય, પતિત થયેલી ન હોય. છતાં તેને યુવાન અવસ્થામાં ત્યાગ કરનારો પુરૂષ મરણ પામ્યા પછી સ્ત્રીની યોનિમાં જન્મ લે છે, અને વંધ્યત્વ પ્રાપ્ત થાય છે. ૫૮.

---

## गर्भ गुच्छः ॥ १४ ॥

---

ऋतुकाले संप्रयोगादेकरात्रोषितं कललं भवति सप्तरात्रोषितं बुद्बुदंभवति अर्धमासाभ्यन्तरे पिण्डो भवति। मासाभ्यन्तरे कठिनो भवति मासद्वयेन शिरः संपद्यते मास त्रयेण पादप्रदेशो भवति। अथ चतुर्थे मासे गुल्फजठरकटि प्रदेशाः भवन्ति। पञ्चमे मासे पृष्ठवंशो भवति षष्ठे मासे मुख नासिकाक्षिश्रोत्राणि भवन्ति। सप्तमे मासे जीवेन संयुक्तो भवति। अष्टमे मासे सर्वलक्षणसंपूर्णो भवति। पितूरेताऽतिरेकात्पुरुषो मातूरेतोतिरेकात्स्त्री उभयो र्बीजतुल्यत्वान्नपुंसको भवति। व्याकुलितमनसोऽन्धाः खञ्जाः कुब्जा वामना भवन्ति । अन्योन्यवायुपरिपीडितशुक्रद्वैविध्या त्तनुस्या

ततो युग्माः प्रजायन्ते । पञ्चात्मकः समर्थः पञ्चात्मिका चेतसा बुद्धिर्गन्धरसादि ज्ञानाक्षराक्षरमोंकारं चिन्ततीति तदे तदे काक्षरं ज्ञात्वाष्टौ प्रकृतयः षोडश विकाराः शरीरे तस्यैव देहिनः। अथ मात्राशितपीतनाडीसूत्रगतेनप्राणआप्यायते। अथ नवमे मासि सर्वलक्षणज्ञानकरणसंपूर्णो भवति। पूर्वजातिं स्मरति। शुभाशुभंच कर्म विन्दति ॥

સ્રીને ઋતુકાલ પ્રાપ્ત થાય ત્યારે પુરૂષની સાથે સંગ કરવાથી, શુક્ર અને શોણિત એકઠું થઈ એક રાત્રિએ કલલ થાય છે. સાત રાત્રિએ પરપોટા જેવું બને છે, પંદર દિવસે પિંડ જેવો આકાર થાય છે. એક માસે તે પીંડ કઠીણ થાય છે, બે માસે માથું ઉત્પન્ન થાય છે, ત્રિજે માસે પગનો ભાગ થાય છે. ચોથે મહિને ઘુંટણ, જઠર અને કેડના ભાગો ઉત્પન્ન થાય છે. પાંચમે મહિને પીઠનો ભાગ થાય છે. છઠ્ઠે મહિને મુખ, નાશિકા, નેત્ર અને કાનના ભાગો બને છે. સાતમે માસે જીવનો પ્રવેશ થાય છે. આઠમે મહિને તમામ લક્ષણો પૂર્ણ થાય છે. પિતાનું શુક્ર અધિક હોય છે તો પુરૂષ-પ્રજા ઉત્પન્ન થાય છે. માતાનું રજ વિશેષ હોય છે તો સ્રી-પ્રજા ઉત્પન્ન થાય છે. બન્ને સરખા હોય છે તો નપુંસક પ્રજા ઉત્પન્ન થાય છે. તેમ વ્યાકુલ ચિત્તવાળી, આંધળી, ખોડવાળી, કુબડી તથા ઠીંગણી પ્રજા ઉત્પન્ન થાય છે. સ્રી-પુરૂષનું શુક્ર તથા રજ વાયુ વિકારવાળું હોઈ બે પ્રકારનું એકઠું થાય છે. તેથી યુગ્મ (જોડકું) પ્રજા ઉત્પન્ન થાય છે. પંચમહાભુતથી બંધાયેલા શરીરવાળો ગર્ભગત જીવ, ગંધ, રસ વિગેરેના જ્ઞાનવાળી બુદ્ધિથી ક્ષર

તથા અક્ષર એવા ૐકારનું ચિન્તન કરે છે. ૐકારને જાણીને આઠ પ્રકૃતિઓ અને શોળ વિકારો તે દેહીનાજ શરીરમાં રહે છે, ત્યાર પછી માતાએ ખાધેલા અને પાન કરેલા પદાર્થો નાડીદ્વારાએ ગર્ભમાં રહેલા પ્રાણીના પ્રાણવાયુને પુષ્ટ કરે છે. ત્યાર પછી નવમા માસમાં સર્વ લક્ષણ જ્ઞાન અને ઇન્દ્રિઓથી પૂર્ણ થાય છે, અને પૂર્વજન્મની જાતિનું સ્મરણ કરે છે. અને પોતે કરેલું શુભાશુભ કર્મ સંભાળે છે.

**पूर्वयोनिसहस्राणि दृष्ट्वा चैव ततो मया ।**
**आहारा विविधा भुक्ताः पीता नानाविधाः स्तनाः ॥ १ ॥**

મેં પહેલાં હજારો યોનિઓમાં જન્મ લેઇને તે તે યોનિઓમાં અનેક પ્રકારના આહારો લીધા તથા અનેક પ્રકારના સ્તનોનું પાન કર્યું. ૧.

**जातश्चैव मृतश्चैव जन्म चैव पुनः पुनः ।**
**मया परिजनस्यार्थे कृतं कर्म शुभाशुभम् ॥ २ ॥**

મ્હેં મારા સંબંધીઓના માટે જે શુભાશુભ કર્મ કર્યું તેનાજ પ્રભાવથી વારંવાર જન્મ લીધા અને મરણ પામ્યો. ૨.

**एकाकी तेन दह्येहं गता स्तेफलभोगीनः ।**
**अहो दुःखोदधौ मग्नो न पश्यामि प्रतिक्रियाम् ॥ ३ ॥**

મ્હેં જેઓને માટે પાપકર્મ કર્યું તે તો જણાતા નથી. પરંતુ હું એકલોજ આ દુઃખથી બળું છું. અને હવે આ દુઃખરૂપી સમુદ્રમાંથી નિકળવાનો કોઈ પણ ઉપાય સૂઝતો નથી. ૩.

यदि योन्याः प्रमुच्येऽहं तत्प्रपद्ये महेश्वरम् ॥ ४ ॥

જો હું યોનિથી બહાર નિકળું તો અશુભકર્મનું ક્ષય કરનાર અને મોક્ષફલ આપનાર મહેશ્વરને શરણે જાઉં. ૪.

अशुभक्षयकर्त्तारं फलमुक्तिप्रदायकम् ।
यदि योन्याः प्रमुच्येऽहं तत्प्रपद्ये नरोत्तमम् ॥
अशुभक्षयकर्तारं फलमुक्तिप्रदायकम् ।
यदि योन्याः प्रमुच्येऽहं तत्सांख्यं योगमभ्यसे ।
अशुभक्षयकर्त्तारं फलमुक्तिप्रदायकम् ॥ ५ ॥

જો હું યોનિથી બહાર નિકળું તો સાંખ્યયોગનો અભ્યાસ કરૂં. જેથી અશુભકર્મનો ક્ષય થાય અને મોક્ષફલ પ્રાપ્ત થાય. ૫.

यदि योन्याः प्रमुच्यामि ध्याये ब्रह्म सनातनम् ॥ ६ ॥

જો હું યોનિથી બહાર નિકળું તો સનાતન બ્રહ્મનું ધ્યાન કરૂં. ૬.

अथ योनिद्वारं संप्राप्तो यन्त्रेणापीड्यमानो महत्ता दुःखेन जातमात्रस्तु वैष्णवेन वायुना संस्पृष्टस्तदा न स्मरति जन्म मरणानि नच कर्म शुभाशुभं विन्दति ॥

આ પ્રમાણે જ્ઞાન થયા પછી યોનિદ્વારને પ્રાપ્ત થયેલો જીવાત્મા યન્ત્રથી પીડા પામતો ઘણા દુઃખથી ઉત્પન્ન થાય છે. તે વખતે વિષ્ણુ ભગવાનની માયાના આવરણથી સ્પર્શ થવાને લીધે પૂર્વનું જાતિસ્મરણ તથા શુભાશુભકર્મ ભુલી જાય છે.

---

## संस्कार गुच्छः ॥ १५ ॥

---

ब्रह्मक्षत्रियविट्शूद्रा वर्णास्त्वाद्यास्त्रयो द्विजाः ।
निषेकाद्याः श्मशानान्ता स्तेषां वै मन्त्रतः क्रिया ॥ १ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણોમાં પહેલાની ત્રણ વર્ણો દ્વિજ કહેવાય છે. અને ગર્ભાધાનથી આરંભી ઉત્તરક્રિયા સુધીની તમામ ક્રિયાઓ તેઓને વૈદિક મન્ત્રોથી કરી શકાય છે. ૧.

गर्भाधानमृतौ पुंसः सवनं स्यन्दनात्पुरा ।
षष्ठेऽष्टमेवा सीमन्तो मास्येते जातकर्म च ॥ २ ॥

સ્ત્રીને ઋતુકાલ પ્રાપ્ત થાય ત્યારે ગર્ભાધાન ગર્ભ સ્ફુરવા લાગે તે પહેલાં પુંસવન છઠ્ઠે અગર આઠમે મહિને સીમન્ત સંસ્કાર અને બાલક ઉત્પન્ન થાય ત્યારે જાતકર્મ સંસ્કાર કરવો. ૨.

अहन्येकादशे नाम चतुर्थे मासि निष्क्रमः ।
षष्ठेऽन्नमाशनं मासिचूडा कार्या यथाकुलम् ॥ ३ ॥

બાળક ઉત્પન્ન થયા પછી અગિઆરમે દિવસે નામકરણ સંસ્કાર કરવો, ચોથે મહિને નિષ્ક્રમણ સંસ્કાર કરવો, છઠ્ઠે મહિને અન્ન પ્રાશન અને ત્યાર પછી પોતાના કુલાચાર પ્રમાણે ચૌલસંસ્કાર કરવો. ૩.

एव मेनःशमं याति बीजगर्भसमुद्भवम् ।
तूष्णीमेताः क्रियाः स्त्रीणां विवाहस्तु समन्त्रकः ॥ ४ ॥

એ પ્રમાણે સંસ્કારો કરવાથી શુક્રશોણિત એકઠું થવાથી

થયેલું પાપ નાશ પામે છે. આ પ્રમાણે સ્ત્રીના સંસ્કારો છે, તે સમય પ્રમાણે મંત્રોચ્ચાર કર્યા સિવાય કરવા. અને વિવાહસંસ્કાર વૈદિક મન્ત્રો ભણીને કરવો. ૪.

गर्भाष्टमेऽष्टमे वाब्दे ब्राह्मणस्योपनायनम् ।
राज्ञा मेकादशे सैके विशामेके यथाकुलम् ॥ ५ ॥

ગર્ભથી અગર જન્મથી આઠમે વર્ષે બ્રાહ્મણને ઉપનયન સંસ્કાર કરવો; ક્ષત્રિઓને અગિઆરમે વર્ષે, અને વૈશ્યોને બારમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવો. કેટલાએક મુનિઓ કુલાચાર પ્રમાણે ઉપનયન સંસ્કાર કરવો એમ કહે છે. ૫.

आषोडशादाद्द्वाविंशाच्चतुर्विंशाच्च वत्सरात् ।
ब्रह्मक्षत्रविशां काल औपनायनिकः परः ॥ ६ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોને મોડામાં મોડો ઉપનયન સંસ્કાર કરવાનો સમય અનુક્રમે શોળમા વર્ષ સુધી બાવીસમા વર્ષ સુધી તથા ચોવીસમા વર્ષ સુધીનો છે. ૬.

अतऊर्ध्वं पतन्त्येते सर्वधर्मबहिष्कृताः ।
सावित्री पतिता व्रात्याः व्रात्यस्तोमादृतेक्रतोः ॥ ७ ॥

ઉપર બતાવેલા મોડામાં મોડા સમય સુધી જેને ઉપનયન સંસ્કાર ન કર્યો હોય તેઓનો તમામ ધાર્મિક કાર્યોમાં બહિષ્કાર કરેલો છે. અને તેઓ અધોગતિને પામે છે. તેમ સાવત્રી પતિત થાય છે. અને વ્રાત્યસ્તોમ યજ્ઞ કર્યા સિવાય વ્રાત્ય ( સંસ્કારહીન ) કહેવાય છે. ૭.

मातुर्यदग्रे जायन्ते द्वितीयं मौञ्जिबन्धनात् ।
ब्राह्मणक्षत्रियविशस्तस्मा देते द्विजाः स्मृताः ॥ ८ ॥

પહેલો જન્મ માતાની આગળ થાય છે. અને બીજો જન્મ મૌંજીબંધન કરવાથી થાય છે. તેટલા માટે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો દ્વિજ કહેવાય છે. ૮.

**केशान्तः षोडशे वर्षे ब्राह्मणस्य विधीयते ।**
**राजन्यबन्धोर्द्वाविंशे वैश्यस्यद्व्यधिके ततः ॥ ९ ॥**

બ્રાહ્મણને કેશાન્તસંસ્કાર શોલમે વર્ષે કરવો, ક્ષત્રિયને બાવીસમે વર્ષે કરવો, અને વૈશ્યને ચોવીસમે વર્ષે કરવો. ૯.

**सकृच्च संस्कृता नारी सर्वगर्भेषु संस्कृता ।**
**यंयं गर्भं प्रसूयेत स सर्वः संस्कृतो भवेत् ॥ १० ॥**

ગર્ભાધાનાદિ સીમન્ત સુધીના સ્ત્રી–સંસ્કારો છે. તેથી પ્રથમ ગર્ભ વખતેજ તે સંસ્કારો કર્યા હોય તો તે સ્ત્રી સંસ્કાર વાળીજ કહેવાય છે. અને જે જે ગર્ભને ઉત્પન્ન કરે છે, તે તમામ ગર્ભ સંસ્કાર કરેલોજ ગણાય છે. ૧૦.

**वैवाहिको विधिः स्त्रीणां संस्कारो वैदिकः स्मृतः ।**
**पतिसेवा गुरौवासो गृहार्थोऽग्नि परिक्रिया ॥ ११ ॥**

સ્ત્રીઓને વિવાહવિધિ એજ વૈદિક સંસ્કાર ( ઉપનયન સંસ્કાર ) કહેવાય છે. પતિની સેવા કરવી એજ વેદાધ્યયન કરવા ગુરૂકુલમાં રહેવું ગણાય છે. અને પોતાના ઘરનું કાર્ય કરવું એજ સાયંપ્રાતર્હોમ કરવારૂપી અગ્નિકાર્ય કહેવાય છે. ૧૧

**गुरवे तु वरं दत्त्वा स्नायीत तदनुज्ञया ।**
**वेदं व्रतानि वा पारं नीत्वा ह्युभयमेववा ॥ १२ ॥**

---

૧ વિવાહનેજ ઉપનયનની સ્થાને ગણેલો હોવાથી સ્ત્રીઓને ઉપનયન સંસ્કાર કરવામાં આવતો નથી.

વેદનો અભ્યાસ સમાપ્ત કરી, બ્રહ્મચર્ય વ્રતની સમાપ્તિ કરી, અગર બન્નેની સમાપ્તિ કરી, ગુરૂને તેમની ઈચ્છા પ્રમાણે અગર પોતાની શક્તિ પ્રમાણે દક્ષિણા આપી સ્નાન કરવું. ૧૨.

अविपूलुत ब्रह्मचर्यो लक्षण्यां स्त्रिय मुद्वहेत् ।
अनन्यपूर्विकां कान्ता मसपिण्डां यवीयसीम् ॥ १३ ॥

દાન અગર ઉપભોગથી પહેલાં કોઇએ નહિ સ્વીકારેલી અને ભિન્નગોત્રવાળી તથા પોતાનાથી નાની વયવાળી અને સારા લક્ષણોવાળી સ્રીનું બ્રહ્મચર્યનો ભંગ કર્યા સિવાય લગ્ન કરવું. ૧૩.

अरोगिर्णी भ्रातृमती मसमानार्षगोत्रजाम् ।
पञ्चमात्सप्तमादूर्ध्वं मातृतः पितृतस्तथा ॥ १४ ॥

વળી કન્યાનાં લક્ષણો કહે છે કે, રોગ વગરની ભિન્ન-ગોત્ર તથા ભિન્ન પ્રવરવાળી તથા ભાઈવાળી અને માતાના સંતાનોમાં પાંચ સંતાનોથી આગળ તથા પિતાના સંતાનોમાં સાત સંતાનોમાં આગળ ઉત્પન્ન થયેલાની કન્યા પરણવી. ૧૪

दशपूरुषविख्याताच्छ्रोत्रियाणां महाकुलात् ।
स्फीतादपि न संचारिरोगदोषसमन्वितात् ॥ १५ ॥

માતાથી પાંચ પુરૂષોથી, અને પિતાથી પાંચ પુરૂષોથી પ્રસિદ્ધ અને વેદાધ્યયન કરનાર તથા પુત્ર, પૌત્ર, પશુ, દાસી, ગ્રામ વિગેરે સમૃદ્ધિવાળા ઉત્તમ કુલની કન્યા પરણવી. પરંતુ ઉત્તમ કુલ પણ શ્વેતકોડ અપસ્માર વિગેરે શુક્રશોણિત દ્વારાએ વંશજોમાં ચાલુ રહેનારા રોગોવાળું હોય તો તેની કન્યા પરણવી નહીં. ૧૫.

एतैरेव गुणैर्युक्तः सवर्णः श्रोत्रियो वरः ।
यत्नात्परीक्षितः पुंस्त्वे युवा धीमान्जनप्रियः ॥ १६ ॥

વર પણ ગોત્રકુલથી શુદ્ધ, વેદાધ્યયન કરનાર, વિશેષે કરીને પુરૂષપણાની પરીક્ષા કરેલી હોય તેવો યુવાન માણુસોને પ્રિય અને બુદ્ધિશાળી હોવો જોઇએ. ૧૬.

महान्त्यपि समृद्धानि गोजाविधनधान्यतः ।
स्त्रीसंबन्धे दशैतानि कुलानि परिवर्जयेत् ॥ १७ ॥

ગોધન વિગેરે ધનધાન્યથી સમૃદ્ધિવાળાં અને ઉત્તમ હોવા છતાં પણ સ્ત્રીનો સંબંધ કરવા માટે નીચે બતાવેલાં દશ કુલનો ત્યાગ કરવો. ૧૭.

हीनक्रियं निष्पुरुषं निशछन्दो रोमशार्शसम् ।
क्षय्यामयाव्ययस्मारिश्वित्रिकुष्ठिकुलानिच ॥ १८ ॥

(૧) જાતકર્માદિ સંસ્કાર ન થયો હોય તેવું કુલ, (૨) જેને છોકરીઓની પ્રજા ઉત્પન્ન થતી હોય, (૩) વેદાધ્યાપનથી શૂન્ય, (૪) ઘણી લાંબી રૂવાટીવાળું, (૫) અર્શના રોગવાળું, (૬) ક્ષયરોગવાળું, (૭) મન્દાગ્નિવાળું, (૮) અપસ્મારરોગવાળું, (૯) કરોળીયાના રોગવાળું, તથા (૧૦) ગલત્કુષ્ઠવાળું; એ પ્રમાણે દશ કુલની કન્યા સાથે લગ્ન કરવું નહીં. ૧૮.

नोद्वहेत्कपिलां कन्यां नाधिकाङ्गीं नरोगिणीम् ।
नालोमिकां नातिलोमां नवाचाटां न पिङ्गलाम् ॥ १९ ॥
नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।
नपक्ष्यहिप्रेष्यनाम्नीं नच भीषणनामिकाम् ॥ २० ॥

હવે કન્યાઓના દોષ બતાવે છે. કપિલ કેશવાળી, અધિક અંગવાળી, રોગવાળી, રૂંવાટી વગરની અને અધિક રૂંવાટીવાળી, બહુ બોલનારી, પીળા નેત્રવાળી, નક્ષત્રના નામવાળી, અર્થાત્ આર્દ્રા, રેવતી, એવા નક્ષત્રના નામવાળી તથા વૃક્ષ, નદી, મ્લેચ્છ, પર્વત, પક્ષિ, સર્પ તથા દાસ, વિગેરે ભયાનક નામવાળી કન્યા સાથે લગ્ન કરવું નહીં. ૧૯–૨૦.

**अव्यङ्गाङ्गीं सौम्यनाम्नीं हंसवारणगामिनीम् ।**
**तनुलोमकेशदशनां मृद्वङ्गी मुद्वहेत्स्त्रियम् ॥ २१ ॥**

પરંતુ અવિકલ અંગવાળી, મધુર નામવાળી, હંસ અગર હાથીની જેવી ગતિવાળી, રૂંવાટી, વાળ તથા દાંત જેના બહુ લાંબા ન હોય તેવી. અને કોમલ અંગવાળી કન્યા સાથે લગ્ન કરવું. ૨૧.

**प्राङ्नाभिवर्धनात्पुंसो जातकर्म विधीयते ।**
**मन्त्रवत्प्राशनं चास्य हिरण्यमधुसर्पिषाम् ॥ २२ ॥**

નાભિ છેદન કરતા પહેલાં પુરૂષને જાતકર્મ સંસ્કાર કરવો, અને તે વખતે પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલા મન્ત્રો વડે સ્વર્ણ, મધુ અને ઘૃતનું પ્રાશન કરાવવું. ૨૨.

**मंगल्यं ब्राह्मणस्य स्यात्क्षत्रियस्य बलान्वितम् ।**
**वैश्यस्य धनसंयुक्तं शूद्रस्य तु जुगुप्सितम् ॥ २३ ॥**

બ્રાહ્મણનું મંગલકારી નામ પાડવું, ક્ષત્રિયનું બલવાળું નામ પાડવું, વૈશ્યનું ધનવાળું નામ પાડવું, તથા શૂદ્રનું નિન્દાવાળું નામ પાડવું. ૨૩.

शर्मवद्ब्राह्मणस्यस्या द्राज्ञो रक्षासमन्वितम् ।
वैश्यस्य पुष्टिसंयुक्तं शूद्रस्य प्रेष्यसंयुतम् ॥ २४ ॥

બ્રાહ્મણનું નામ શર્મવાળું, ક્ષત્રિયનું રક્ષાવાળું, વૈશ્યનું પુષ્ટિવાળું, તથા શૂદ્રનું પ્રેષ્યવાળું નામ પાડવું, જેમકે બ્રાહ્મણનું શુભશર્મા, ક્ષત્રિયનું બલવર્મા, વૈશ્યનું વસુભૂતિ, તથા શૂદ્રનું રીનદાસ, એ પ્રમાણે નામ ધારણ કરવું. ૨૪.

स्त्रीणां सुखोद्य मक्रूरं विस्पष्टार्थं मनोहरम् ।
मङ्गल्यं दीर्घवर्णान्त माशीर्वादाभिधानवत् ॥ २५ ॥

સ્ત્રીઓનું સુખથી બોલી શકાય તેવું, સારા અર્થવાળું, સ્પષ્ટ અર્થવાળું, મનોહર, મંગલવાચક, દીર્ઘસ્વરાન્ત, અને આશીર્વાદાત્મક શબ્દવાળું, નામ ધારણ કરવું, જેમકે યશોદાદેવી. ૨૫.

स्वाध्यायेन व्रतैर्होमै स्त्रैविद्येनेज्यया सुतैः ।
महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥ २६ ॥

વેદાધ્યયન કરવાથી, વ્રત પાળવાથી, હોમ કરવાથી, ત્રૈવિદ્યથી ઈજ્યાથી (બ્રહ્મચર્યાવસ્થામાં દેવર્ષિ પિતૃતર્પણ કરવું તે, તથા ગૃહસ્થાવસ્થામાં પુત્રોત્પાદન કરવું તે) પંચમહાયજ્ઞોથી અને જ્યોતિષ્ટોમ વિગેરે યજ્ઞો કરવાથી આ શરીર બ્રહ્મપ્રાપ્તિને લાયક બને છે. ૨૬.

विघसाशी भवेन्नित्यं नित्यं वामृतभोजनः ।
विघसो भुक्तशेषं तुयज्ञशेषं तथामृतम् ॥ २७ ॥

હમેશાં વિસઘસનું ભોજન કરનાર, અથવા અમૃતનું

ભોજન કરનાર થવું જોઈએ; ખાતાં વધે તે વિઘસ કહે-
વાય છે, અને યજ્ઞશેષ રહેલું તે અમૃત કહેવાય છે. ૨૭.

ऋतमुञ्छशिलं ज्ञेय ममृतंस्यादयाचितम् ।
मृतं तुयाचितं भैक्षं प्रमृतं कर्षणं स्मृतम् ॥ २८ ॥

શિલોઞ્છ વૃત્તિથી ભિક્ષા કરવી એ ઋત કહેવાય છે, અયાચિત ભિક્ષા પ્રાપ્ત થાય તે અમૃત કહેવાય છે; યાચના કરવાથી ભિક્ષા મલે તે મૃત કહેવાય છે. અને ખેતી કર-વાથી ભિક્ષા મલે તે પ્રમૃત કહેવાય છે. ૨૮.

सत्यानृतं तु वाणिज्यं तेन चैवापि जीव्यते ।
सेवा श्ववृत्ति राख्याता तस्मात्तां परिवर्जयेद् ॥ २९ ॥

વ્યાપારને સત્યાનૃત કહેલો છે, તેનાથી પણ આજીવિકા નીભાવવી. પરંતુ સેવા કરવી એ શ્વવૃત્તિ કહેવાય છે, માટે તેનો ત્યાગ કરવો. ૨૯.

संतोषं परमास्थाय सुखार्थी संयतो भवेत् ।
संतोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः ॥ ३० ॥

પરમ સંતોષ રાખીને સુખની ઇચ્છાવાળાએ નિયમમાં રહેવું. કારણકે સંતોષથી સુખ પ્રાપ્ત થાય છે. અને અ-સંતોષથી દુઃખ પ્રાપ્ત થાય છે. ૩૦.

---

# स्त्री धर्मगुच्छ ॥ १६ ॥

---

मातृदेवो भव ।

सोमः शौचं ददावासां गन्धर्वश्च शुभां गिरम् ।
पावकः सर्वमेध्यत्वं मेध्या वै योषितो ह्यतः ॥ १ ॥

"मातृदेवो भव" માતા ઉપર દેવની બુદ્ધિ રાખવીઃ-

ચન્દ્રમાએ સ્ત્રીઓને પવિત્રતા આપેલી છે, ગન્ધર્વે શુભ-વાણી આપેલી છે, અગ્નિએ તમામ પ્રકારે શુદ્ધતા આપી છે. એટલા માટે સ્ત્રીઓ શુદ્ધજ છે. ૧.

रक्षेत्कन्यां पिता विन्नां पतिः पुत्राश्च वार्धके ।
अभावे ज्ञातय स्तेषां न स्वातन्त्र्यं क्वचित्स्त्रियाः ॥ २ ॥

પરણાવ્યા સિવાયની બાળક-કન્યાનું પિતાએ રક્ષણ કરવું, પરણાવ્યા પછી તેના પતિએ રક્ષણ કરવું; અને વૃદ્ધાવસ્થામાં પુત્રે રક્ષણ કરવું. ઉપર બતાવેલા કોઇ રક્ષણ કરનાર ન હોય તો જ્ઞાતિવાળાઓએ રક્ષણ કરવું. પરંતુ સ્ત્રીઓને કોઇ પણ દિવસ સ્વતન્ત્રતા નથી. ૨.

प्रजनार्थं स्त्रियः सृष्टाः संतानार्थं च मानवाः ।
तस्मात्साधारणो धर्मः श्रुतौ पत्न्या सहोदितः ॥ ३ ॥

ઉત્પત્તિને માટે સ્ત્રીઓને ઉત્પન્ન કરી છે. અને સંતાનને માટે પુરૂષોને ઉત્પન્ન કરેલા છે. એ પ્રમાણે સ્ત્રી-પુરૂષ બન્ને-થીજ સંસાર વૃદ્ધિ પામતો હોવાથી વેદમાં સામાન્ય ધર્મ

સ્ત્રી–પુરૂષોએ સાથે રહીનેજ પાલન કરવાનું કહ્યું છે, અથવા વૈદિક વિધિઓ સ્ત્રીઓને સાથે રાખીને કરાય છે. ૩.

प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥ ४ ॥

ગૃહકાર્યો કરવા તથા પ્રજા ઉત્પન્ન કરવા, પૂજવા લાયક અને ઘરને શોભાવનાર સ્ત્રીઓ અને લક્ષ્મી, એ સરખાંજ છે, એમાં વિશેષ નથી. ૪.

भर्तृभ्रातृपितृज्ञातिश्वश्रूश्वशुरदेवरैः ।
बन्धुभिश्च स्त्रियः पूज्या भूषणाच्छादनाशनैः ॥ ५ ॥

સ્વામી, ભાઈ, પિતા, જ્ઞાતિ, સાસુ, સસરા, દીયર અને બંધુઓએ આભુષણ તથા વસ્ત્રો, વિગેરેથી સ્ત્રીઓનું સનમાન કરવું. ૫.

उत्पादन मपत्यस्य जातस्य परिपालनम् ।
प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबन्धनम् ॥ ६ ॥

પ્રજાને ઉત્પન્ન કરવી, ઉત્પન્ન થયેલી પ્રજાનું રક્ષણ કરવું. એ પ્રમાણે આ સંસારયાત્રામાં સ્ત્રીઓ ઉપર મુખ્ય આધાર છે. ૬.

अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ।
दाराधीनस्तथा स्वर्गः पितृणा मात्मनश्चह ॥ ७ ॥

પ્રજાઓ ઉત્પન્ન કરવી, ધર્મકાર્યો કરવાં, પતિની સેવા, ઉત્તમ પ્રકારની ક્રીડા, પોતાને અને પિતૃઓને સ્વર્ગગમન એ બધું સ્ત્રીઓને આધીન છે. માટે સ્ત્રીઓને સંતોષ પમાડવો. ૭.

स्त्रीभि र्भर्तृवचः कार्यमेष धर्मः परः स्त्रियाः ।
आशुद्धेः संप्रतीक्ष्यो हि महापातकदूषितः ॥ ८ ॥

સ્ત્રીઓએ પોતાના સ્વામીનું વચન રાખવું, એજ ઉત્તમોત્તમ ધર્મ છે. અને સ્વામી પાપથી દૂષિત થયો હોય તો જ્યાં સુધી પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થાય, ત્યાં સુધી તેની પ્રતીક્ષા ( તેની દરકાર રાખી અન્ય પુરૂષ તરફ ચિત્તવૃત્તિ કરવી નહીં. ) ૮.

पतिप्रियहिते युक्ता स्वाचारा विजितेन्द्रिया ।
सेहकीर्ति मवाप्नोति प्रेत्य चानुत्तमां गतिम् ॥ ९ ॥

જે સ્ત્રી પોતાના સ્વામીનું પ્રિય કરવામાં તત્પર રહેતી હોય, સારો આચાર પાળતી હોય, ઇન્દ્રિઓનો જય કરનારી હોય, તે સ્ત્રી આ સંસારમાં કીર્તિ મેળવી પરલોકમાં ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે છે. ૯.

संयतोपस्करा दक्षा हृष्टा व्ययपराङ्मुखी ।
कुर्याच्छ्वशुरयोः पादवंन्दनं भर्तृतत्परा ॥ १० ॥

ઘરનો ઉપસ્કર યોગ્ય સ્થાને મૂકનારી, ડહાપણવાળી, આનંદમાં રહેનારી, ખર્ચ ન કરનારી, અને પોતાના પતિની આજ્ઞામાં રહેનારી સ્ત્રીએ સાસુ—સસરાના ચરણમાં નમસ્કાર કરવા. ૧૦.

पितृभि र्भ्रातृभिश्चैताः पतिभि र्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥ ११ ॥

પોતાના કુલની વૃદ્ધિને ઇચ્છા રાખનારા પિતા, ભાઈ,

પતિ અને દિયર; વિગેરેએ વસ્ત્ર અને આભરણોથી સ્ત્રીઓને સંતોષ પમાડવો. ૧૧.

**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।**
**यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ १२ ॥**

જેને ઘેર સ્ત્રીઓ આનંદમાં રહે છે, તેને ઘેર દેવતાઓ નિવાસ કરે છે. અને જ્યાં સ્ત્રીઓનું સન્માન થતું નથી ત્યાં તમામ કાર્યો નિષ્ફલ થાય છે. ૧૨.

**शोचन्ति जामयोयत्र विनश्यत्याशु तत्कुलम् ।**
**नशोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥ १३ ॥**

જેના કુટુંબમાં સ્ત્રીઓને કલેશ હોય છે, તેના કુલનો ક્ષય થાય છે. અને જેના કુટુંબમાં સ્ત્રીઓ આનંદથી રહે છે, તેનું કુલ વૃદ્ધિ પામે છે. ૧૩.

**जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः ।**
**तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः ॥ १४ ॥**

જેના કુલમાં સ્ત્રીઓ કલેશ ભોગવે છે, અને શાપ દે છે, તે કુલ, હત્યાથી, પાપથી હણાયું હોય તેમ નાશ પામે છે. ૧૪.

**तस्मादेताः सदापूज्या भूषणाच्छादनाशनैः ।**
**भूतिकामै र्नरै र्नित्यं सत्कारेषूत्सवेषुच ॥ १५ ॥**

ઉત્કર્ષની ઇચ્છા રાખનારા પુરૂષે, સત્કાર કરતી વખતે કોઇ પણ ઉત્સવોમાં, આભૂષણો અને વસ્ત્રોથી સ્ત્રીઓનું પૂજન કરવું. ૧૫.

**संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैवच ।**
**यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ १६ ॥**

જે કુટુંબમાં સ્ત્રીથી તેના સ્વામીને સંતોષ થતો હોય, અને જે પુરૂષથી તેની સ્ત્રીને સંતોષ થતો હોય તે કુલનું કલ્યાણ થાય છે. ૧૬.

**यदिहि स्त्री न रोचेत पुमांसं न प्रमोदयेत् ।**
**अप्रमोदात्पुनः पुंसः प्रजनं न प्रवर्तते ॥ १७ ॥**

જે પુરૂષને પોતાની સ્ત્રી ઉપર રૂચિ થતી ન હોય, અથવા જે સ્ત્રી પોતાના પતિને ખુશી કરતી ન હોય તો પ્રજાની વૃદ્ધિ થતી નથી. ૧૭.

**स्त्रियांतु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ।**
**तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥ १८ ॥**

સ્ત્રી ઉપર રૂચિ થતી હોય તો આખું કુટુંબ વહાલું લાગે છે. અને સ્ત્રી ન રૂચતી હોય તો કાંઇ પણ રૂચતું નથી. ૧૮.

**उपचारक्रिया केलिः स्पर्शो भूषणवाससाम् ।**
**सहशय्यासनं चैव सर्वं संग्रहणं स्मृतम् ॥ १९ ॥**

પુષ્પમાલા, ચંદન વિગેરે ઉપચારો સ્ત્રીની પાસે મોકલવા તેની મશ્કરી કરવી, તેના અલંકાર તથા વસ્ત્રો ઉપર હાથ નાખવો, અને શય્યા વિગેરે એક આસને બેસવું તેનું નામ સંગ્રહણ ( ક્રીડા માટે એકઠા થવું ) કહેવાય છે. ૧૯.

**स्त्रियं स्पृशेददेशे यः स्पृष्टो वा मर्षयेत्तया ।**
**परस्पर स्यानु मतेः सर्वं संग्रहणं स्मृतम् ॥ २० ॥**

જે પુરૂષ પરસ્ત્રીના ન સ્પર્શ કરવા લાયક સ્તન (છાતી) અને જઘન (પેઢુ) ના ભાગમાં સ્પર્શ કરે છે, તેમ કોઇ સ્ત્રી પુરૂષને વૃષણ વિગેરે ભાગમાં સ્પર્શ કરે તેને સહન કરે. એ પ્રમાણે પરસ્પર અંગીકાર કરે તેને સંગ્રહણ કહેવાય છે. ૨૦.

मृते जीवति वा पत्यौ या नान्यमुपगच्छति ।
सेह कीर्तिमवाप्नोति मोदते चोमया सह ॥ २१ ॥

પોતાનો સ્વામી જીવતો હોય, અગર મરણ પામ્યો હોય, છતાં જે સ્ત્રી અન્ય પુરૂષથી ભોગ ભોગવતી નથી, તે સ્ત્રી આ સંસારમાં કીર્તિ મેળવે છે. અને પરલોકમાં પાર્વતી સાથે આનંદ કરે છે. ૨૧.

सा भार्या या गृहेदक्षा सा भार्या या पतिव्रता ।
सा भार्या या पतिप्राणा सा भार्या या प्रजावती ॥ २२ ॥

જે સ્ત્રી ઘરનું કાર્ય યોગ્ય રીતે કરતી હોય, તેનું નામજ સ્ત્રી. વળી જે પતિવ્રત પાળતી હોય તેજ સ્ત્રી કહેવાય છે; અને જે પ્રજાવાળી હોય તેજ સ્ત્રી કહેવાય છે. ૨૨.

लालनीया सदा भार्या ताडनीया तथैवच ।
ताडिता लालिता चैव स्त्री श्रीर्भवति नान्यथा ॥ २३ ॥

હંમેશાં સ્ત્રીને આનંદમાં રાખવી, તેમ તેવીજ રીતે તાડન પણ કરતા રહેવું. કારણકે તાડન કરવામાં આવેલી સ્ત્રી ગૃહલક્ષ્મી છે. અન્યથા તેવી થતી નથી. ૨૩.

पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।
सा भर्तृलोकानाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥ २४ ॥

જે સ્ત્રી મન, વાણી અને દેહને નિયમમાં રાખી પતિનું ઉલ્લંઘન કરતી નથી તે સ્ત્રી ભર્તૃલોકને પ્રાપ્ત કરે છે, અને આ લોકમાં શ્રેષ્ઠ પુરૂષો તેને સાધ્વી સ્ત્રી કહે છે. ૨૪.

**व्यभिचारात्तु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम् ।**
**सृगालयोनिं चाप्नोति पापरोगैश्च पीड्यते ॥ २५ ॥**

જે સ્ત્રી પતિનો ત્યાગ કરી વ્યભિચાર કરે છે, તે મહા રોગોથી પીડા પામે છે. અને બીજા જન્મમાં શિયાળની યોનિમાં જન્મ લે છે. ૨૫.

**अन्योन्यस्याव्यभीचारो भवेदामरणान्तिकः ।**
**एष धर्मः समासेन ज्ञेयः स्त्री पुंसयोः परः ॥ २६ ॥**

લગ્ન થયા પછી મરણ થતાં સુધી જે સ્ત્રી-પુરૂષો પરસ્પર વ્યભિચાર કરતાં નથી, એજ ટુંકાણમાં ઉત્તમ ધર્મ બતાવેલો છે. ૨૬.

**यथा नित्यं यतेयातां स्त्री पुंसौतु कृतक्रियौ ।**
**यथा नाभिचरेतां तौ वियुक्तावितरेतरम् ॥ २७ ॥**

સ્ત્રી-પુરૂષોએ પોતાના ઘરના કાર્યો કરતા રહીને તેવો પ્રયાસ કરવો કે જેથી પરસ્પર છૂટાં પડે તેવી દશામાં પણ વ્યભિચાર કરવાનો વિચાર થાય નહીં. ૨૭.

**पितृ मातृ सुत भ्रातृ श्वश्रूश्वशुरमातुलैः ।**
**हीना न स्याद्विना भर्त्रा गर्हणीयान्यथा भवेत् ॥ २८ ॥**

પોતાના પતિથી વિરહિત થયેલી સ્ત્રીએ પિતા, માતા, પુત્ર, ભાઈ, સાસુ, સસરા તથા મામાની પાસે રહેવું જોઇએ.

એમાંના કોઈની પણ પાસે ન રહેતાં એકલી રહેનારી સ્ત્રી નિન્દિત ગણાય છે. ૨૮.

क्षेत्रभूता स्मृता नारी बीजभूतः स्मृतः पुमान् ।
क्षेत्रबीजसमायोगा त्संभवः सर्वदेहिनाम् ॥ २९ ॥

સ્ત્રીઓને ક્ષેત્રરૂપે કહેલી છે, અને પુરૂષને બીજરૂપે કહેલો છે. તેથી સ્ત્રી–પુરૂષના (ક્ષેત્ર અને બીજના) યોગથી પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે. ૨૯.

याद्दग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ।
ताद्दग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥ ३० ॥

વિધિ પ્રમાણે જેવા ગુણવાળા પુરૂષ સાથે, સ્ત્રીનો સંબંધ (લગ્ન) થાય છે; તેવા ગુણવાળી સ્ત્રી બને છે. જેમકે સમુદ્રમાં મળેલી નદીઓ સમુદ્રના સરખા ખારા પાણીવાળી બને છે. ૩૦.

याद्दशं भजतेहि स्त्री सुतं सूते तथाविधम् ।
तस्मात्प्रजाविशुद्धयर्थं स्त्रियंरक्षेत्प्रयत्नतः ॥ ३१ ॥

સ્ત્રી જેવા પુરૂષનો સંગ કરે છે, તેવા પુત્રને ઉત્પન્ન કરે છે. માટે શુદ્ધ પ્રજા ઉત્પન્ન કરવા માટે પ્રયત્ન કરીને પણ સ્ત્રીને સાચવવી કે જેથી વ્યભિચાર કરી શકે નહીં. ૩૧.

अस्वतन्त्राः स्त्रियः कार्याः पुरुषैः स्वै र्दिवानिशम् ।
विषयेषु च सज्जन्त्यः संस्थाप्या आत्मनो वशे ॥ ३२ ॥

શ્વસુરપક્ષના તથા પિતૃપક્ષના પુરૂષોએ, દિવસે અગર રાત્રિએ સ્ત્રીઓને સ્વતન્ત્ર રાખવી નહીં. પરંતુ વિષયોમાં આસક્તિ રાખનારી સ્ત્રીઓને પોતાને વશ કરવી. ૩૨.

सूक्ष्मेभ्योऽपि प्रसङ्गेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः ।
द्वयोर्हि कुलयोः शोक मावहेयु ररक्षिताः ॥ ३३ ॥

વ્યભિચાર કરે તેવા નાના પ્રસંગોથી પણ સ્ત્રીઓનું રક્ષણ કરવું. જો સ્ત્રીઓનું રક્ષણ ન કરવામાં આવે તો શ્વસુર-પક્ષને તથા પિતૃપક્ષને મહાન ક્લેશમાં પડવું પડે છે. ૩૩.

इमं हि सर्ववर्णानां पश्यन्तो धर्ममुत्तमम् ।
यतन्ते रक्षितुं भार्यां भर्तारो दुर्बला अपि ॥ ३४ ॥

તમામ વર્ણોનો એજ ઉત્તમ ધર્મ છે કે, સ્ત્રીઓનું રક્ષણ કરવું એમ સમજીને તેનો દુર્બલ સ્વામી પણ સ્ત્રીનું રક્ષણ કરવા પ્રયત્ન કરે છે. ૩૪.

स्वां प्रसूतिं चरित्रं च कुल मात्मान मेवच ।
स्वंच धर्मं प्रयत्नेन जायां रक्षन्हि रक्षति ॥ ३५ ॥

જે પુરૂષ પોતાની સ્ત્રીને દુરાચાર કરતાં સાચવે છે, તે પુરૂષ પોતાના સંતાનોને પોતાના ચારિત્ર્યને પોતાના વંશને અને પોતાના ધર્મને સાચવી શકે છે. ૩૫.

न कश्चिद्योषितः शक्तः प्रसह्य परिरक्षितुम् ।
एतै रुपाययोगै स्तु शक्यास्ताः परिरक्षितुम् ॥ ३६ ॥

કોઈ પણ પુરૂષ બલાત્કારે જોર જુલમથી સ્ત્રીઓનું રક્ષણ કરી શકવાને સમર્થ નથી. પરંતુ નીચે બતાવેલા ઉપાયોથી સ્ત્રીઓનું રક્ષણ કરી શકાય છે. ૩૬.

अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत् ।
शौचे धर्मेऽन्नपंकत्यां च पारिणाह्यस्य वेक्षणे ॥ ३७ ॥

ધનનો સંગ્રહ કરવામાં તથા વ્યય કરવામાં સ્ત્રીઓને

જોડવી. તથા પવિત્રતા રાખવી, રસોઈ બનાવવી, ઘરમાંના તમામ ઉપકરણોની સંભાળ રાખવામાં તેને જોડવી. તેથી સ્ત્રીઓ બગડતી નથી. ૩૭.

अरक्षिता गृहे रुद्धाः पुरुषैराप्तकारिभिः ।
आत्मान मात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः ॥ ३८ ॥

પોતાના નોકરોથી ઘરમાં રોકીને રાખવામાં આવેલી સ્ત્રી સાચવી શકાતી નથી. પરંતુ જે સ્ત્રી પોતેજ પોતાના શરીરને સાચવે છે તેજ સ્ત્રી રક્ષિત ગણાય છે. માટે ધર્મ અધર્મનો બોધ કરી પોતે દુરાચાર કરતાં અટકે તેવો ઉપદેશ કરવો. ૩૮.

पानंदुर्जनसंसर्गः पत्याच विरहोऽटनम् ।
स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट् ॥ ३९ ॥

મદ્યપાન કરવું, દુર્જન પુરૂષનો સંગ કરવો, પોતાના સ્વામીથી વિખુટા રહેવું, ભ્રમણ કરવું, વગર વખતે સૂઈ રહેવું તથા પરપુરૂષને ઘેર રહેવું. એ છ સ્ત્રીઓનાં દૂષણો છે. ૩૯.

नैता रूपं परीक्षन्ते नासां वयसि संस्थितिः ।
सुरूपंवा विरूपंवा पुमानित्येव भुञ्जते ॥ ४० ॥

સ્ત્રીઓ સુંદર રૂપનો વિચાર કરતી નથી તેમ યુવાવસ્થાનો પણ વિચાર કરતી નથી. પરંતુ સારા રૂપવાળા અગર ખોટા રૂપવાળા પુરૂષનુંજ સેવન કરે છે. અર્થાત્ કામવશ થઈ ગમે તેવા પુરૂષ સાથે ભોગ ભોગવે છે. ૪૦.

पौंश्चल्याच्चलचित्ताच्च नैस्नेह्याच्च स्वभावतः ।
रक्षिता यत्नतोऽपीह भर्तृष्वेता विकुर्वते ॥ ४१ ॥

વ્યભિચારીપણાથી ચંચલ સ્વભાવથી અને સ્વાભાવિક નિઃસ્નેહતાથી સ્રીઓ સાચવી રાખવામાં આવતી હોય તો પણ વ્યભિચાર કરીને પોતાના સ્વામી તરફ વિક્રિયાવાળી થાય છે. ૪૧.

**एवं स्वभावं ज्ञात्वासां प्रजापतिनिसर्गजम् ।**
**परमंयत्न मातिष्ठेत्पुरुषो रक्षणं प्रति ॥ ४२ ॥**

બ્રહ્માના સૃષ્ટિકાલથી ચાલતો આવેલો સ્રીઓનો સ્વભાવ જાણીને તેના સ્વામીએ તેનું રક્ષણ કરવા ઘણોજ પ્રયત્ન કરવો. ૪૨.

**शय्यासनमलंकारं कामं क्रोध मनार्जवम् ।**
**द्रोहभावं कुचर्यांच स्त्रीभ्यो मनुरकल्पयत् ॥ ४३ ॥**

શય્યા આસન અને અલંકારના ઉપર પ્રીતિ કામ, ક્રોધ, કુટિલતા, દ્રોહ કરવો, તથા ખોટું આચરણ કરવું. એ, સ્રીઓનો સ્વાભાવિક ધર્મ છે. એમ મનુ ભગવાને કલ્પના કરી નક્કી કરેલું છે. ૪૩.

**नास्ति स्त्रीणां क्रिया मन्त्रै रिति धर्मे व्यवस्थितिः ।**
**निरिन्द्रिया ह्यमन्त्राश्च स्त्रियोऽनृतमिति स्थितिः ॥ ४४ ॥**

સ્રીઓને કોઈ પણ ક્રિયા વૈદિકમંત્રોથી કરવાને કહેલું નથી એવી શાસ્રની મર્યાદા છે. તેથી પાપ કરનારી સ્રીઓને શ્રુતિ સ્મૃતિના પ્રમાણોની ખબર પડતી નથી. અને ધર્મમાર્ગ જાણી શકતી નથી. તેમ પાપ દૂર કરવા મન્ત્રના જપ વિગેરે કરી શકતી નથી. તેથી સ્રીઓ અશુભ રહે છે. ૪૪.

**स्वभाव एष नारीणां नराणामिह दूषणम् ।**
**अतोऽर्थान्न प्रमाद्यन्ति प्रमदासु विपश्चितः ॥ ४५ ॥**

પુરૂષોને દૂષણવાળા કરવા એ સ્ત્રીઓનો સ્વભાવજ છે. તેટલા માટે વિદ્વાન પુરૂષો સ્ત્રીઓને વિષે બેદરકારી રાખતા નથી. ૪૫.

अविद्वांसमलं लोके विद्वांसमपि वा पुनः ।
प्रमदा ह्युत्पथं नेतुं कामक्रोधवशानुगम् ॥ ४६ ॥

સ્ત્રીઓ, પુરૂષ વિદ્વાન હોય અગર વિદ્વાન ન હોય. પરંતુ કામક્રોધને વશ થયેલો હોય તો તેને અવળે રસ્તે ચઢાવવાને સમર્થ થાય છે. ૪૬.

मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ ४७ ॥

કોઇ પણ પુરૂષે માતા, બેન અગર પોતાની પુત્રી સાથે એકાન્તમાં એક આસને બેસવું નહીં. કારણકે ઇન્દ્રિઓ બલવાન છે અને વિદ્વાન્ પુરૂષને પણ વિષયો તરફ ખેંચી જાય છે. ૪૭.

विधाय वृत्तिं भार्यायाः प्रवसेत्कार्यवान्नरः ।
अवृत्तिकर्षिता हि स्त्री प्रदुष्येत्स्थितिमत्यपि ॥ ४८ ॥

કોઈ પણ કાર્ય માટે પુરૂષને પરગામ જવાની જરૂર પડે ત્યારે ઘેર રહેનારી સ્રી માટે અન્નવસ્રનો બંદોબસ્ત કરીને જવું. કારણકે અન્નવસ્રનો બંદોબસ્ત ન કર્યો હોય તો તેને માટે શિયળ પાળનારી સ્રી પણ બીજા પુરૂષનો સંગ કરે છે. ૪૮.

विधाय प्रोषिते वृत्तिंजीवेन्नियम मास्थिता ।
प्रोषिते त्वविधायैव जीवे च्छिल्पैरगर्हितैः ॥ ४९ ॥

અન્નવસ્ત્ર આપીને પોતાનો સ્વામી પરદેશ ગયો હોય ત્યારે નિયમ પાળીને પોતાની આજીવિકા નિભાવવી. અને અન્નવસ્ત્ર ન આપ્યાં હોય તો લોકોમાં નિન્દા ન થાય તેવું કામ કરી આજીવિકા નિભાવવી. ૪૯.

**क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनम् ।**
**हास्यं परगृहेयानं त्यजेत्प्रोषितभर्तृका ॥ ५० ॥**

જે સ્ત્રીનો સ્વામી પરદેશ ગયો હોય તે સ્ત્રીએ ક્રીડા, શરીરના સંસ્કારો, મેળામાં, તથા ઉત્સવોમાં જોવા જવું. હાસ્યમશ્કરી કરવી, તથા પરપુરૂષને ઘેર જવું; એટલા વાનાં કરવાં નહીં. ૫૦.

---

## स्नातक धर्मगुच्छ ॥ १७ ॥

---

**नस्वाध्याय विरोध्यर्थे मीहेत न यतस्ततः ।**
**न विरुद्धप्रसंगेन संतोषीच भवेत्सदा ॥ १ ॥**

સ્વાધ્યાયનો વિરોધ કરનાર નિષિદ્ધ ન હોય તેવા છતાં પણ દ્રવ્યની ઇચ્છા ન કરવી. જેનો કુલાચાર ન જાણવામાં હોય તેવાનું દ્રવ્ય ન લેવું. વિરૂદ્ધ પ્રસંગથી ( અયાજ્ય યાજન કરવાથી ) તથા ( નૃત્યગીત વિગેરેથી ) દ્રવ્ય લેવાની ઇચ્છા ન કરવી. પરંતુ દ્રવ્ય ન મલે તો સંતોષ રાખવો. ૧.

राजान्तेवासियाज्येभ्यः सीदेन्निच्छेद्धनं क्षुधा ।
दम्भिहैतुकपाखण्डिबकवृत्तींश्च वर्जयेत् ॥ २ ॥

ભુખથી પીડા પામનારા સ્નાતકે રાજા અન્તેવાસી તથા યજ્ઞ કરાવવાને યોગ્ય માણુસ પાસેથી ધન લેઈ શકાય છે. પરન્તુ દંભી, હૈતુક, પાખંડી અને બકવૃત્તિવાળાઓની પાસેથી ધન લેવું નહીં. ૨.

पाखण्डिनो विकर्मस्थान्वैडालव्रतिकान्शठान् ।
हैतुकान्बकवृत्तींश्च वाङ्मात्रेणापि नार्चयेत् ॥ ३ ॥

વેદબાહ્ય વ્રત ધારણ કરનાર, નિષિદ્ધ આચરણ કરી પોતાનું ઉદરપોષણ કરનાર, બિડાલવ્રતી અને બકવૃત્તિવાળા શઠ અને વેદવિરૂદ્ધ તર્ક કરનારાઓને વાણીમાત્રથી પણ સત્કાર કરવો નહીં. ૩.

अधोदृष्टि र्नैकृतिकः स्वार्थसाधनतत्परः ।
शठो मिथ्याविनीतश्च बकवृत्ति रुदाहृतः ॥ ४ ॥

હંમેશાં નીચુ જોઈ રહેનાર, નિષ્ઠુરતાવાળો, સ્વાર્થ સાધવામાં તત્પર શઠ અને મિથ્યા વિનયવાળો બ્રાહ્મણ બક વૃત્તિવાળો કહેવાય છે. ૪.

धर्मध्वजी सदालुब्ध श्छाद्मिको लोकदम्भकः ।
बैडालवृतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसंधकः ॥ ५ ॥

ધર્મનો ડોળ કરનાર, પરધનની ઇચ્છા કરનાર, લોકોને ઠગનાર, હિંસા કરનાર, પારકાના ગુણોને સહન ન કરતાં આક્ષેપ કરનાર, પુરૂષ બિડાલ વૃત્તિવાળો કહેવાય છે. ૫.

शुक्लाम्बरधरो नीचकेशश्मश्रुनखः शुचिः ।
न भार्यादर्शनेऽश्नीयान्नैकवासा न संस्थितः ॥ ६ ॥

ધોએલાં વસ્ત્રોને ધારણ કરનાર, માથાના તથા દાઢીના વાળ અને નખ કાપેલા છે જેના એવો, પવિત્ર રહેનાર, સ્ત્રીની સાથે ભોજન ન કરનાર, એકનું એકજ વસ્ત્ર ન પહેરનાર અને ઉભે ઉભે ભોજન ન કરનાર એવો સ્નાતક હોય છે. ૬.

नसंशयं प्रपद्येत नाकस्माद्प्रियं वदेत् ।
नाहितं नानृतं चैव न स्तेनः स्यान्न वार्धुषी ॥ ७ ॥

જે કામ કરવાથી પ્રાણ વિપત્તિનો સંશય રહેતો હોય તેવું કામ ન કરવું. વગર કારણે કોઇ સ્ત્રી અગર પુરૂષને ઉદ્વેગ થાય તેવું ભાષણ ન કરવું. જે બોલવાથી કોઇનું અહિત થાય તેવું બોલવું નહી, તેમ અસત્ય ભાષણ કરવું નહીં. ચોરી કરવી નહીં, તેમ અયોગ્ય રીતે વ્યાજ વટાવનો ધંધો કરવો નહીં. ૭.

दाक्षायणी ब्रह्मसूत्री वेणुमान्सकमण्डलुः ।
कुर्यात्प्रदक्षिणं देवंमृद्गोविप्रवनस्पतीन् ॥ ८ ॥

સુવર્ણ રાખવું, યજ્ઞોપવિત ધારણ કરી રાખવું, વાંસની યષ્ટિકા રાખવી; કમંડળ રાખવું, અને કોઇ જગાએ ગમન કરતી વખતે દેવ, માટી તથા બ્રાહ્મણ અને વનસ્પતિનું દર્શન થાય તો તેની જમણી બાજુએ થઇને જવું. ૮.

वैणवीं धारयेद्यष्टिं सोदकंच कमण्डलुम् ।
यज्ञोपवीतं वेदंच शुभे रौक्मेच कुण्डले ॥ ९ ॥

વાંસની યષ્ટિકા ધારણ કરવી, પાણી ભરેલું કમંડલ રાખવું, યજ્ઞોપવિત ધારણ કરવું, વેદાધ્યયન કરવું અને સારાં કુંડલો ધારણ કરવાં. ૯.

नतु मेहेन्नदीछायावर्त्मगोष्ठाम्बुभस्मसु ।
न प्रत्यग्न्यर्कगोसोमसंध्याम्बुस्त्रीद्विजन्मनः ॥ १० ॥

નદી, છાયા, માર્ગ ગોષ્ઠ (ગાયો રહેતી હોય તે જગો) જલ તથા ભસ્મને વિષે અને અગ્નિ, સૂર્ય, ગાયો, ચંદ્ર, સંધ્યા, જલ, સ્ત્રીઓ તથા દ્વિજો સામું, મૂત્ર તથા પુરીષોત્સર્ગ કરવું નહીં. ૧૦.

नेक्षेतार्कं न नग्नां स्त्रीं नच संसृष्टमैथुनाम् ।
नचमूत्रं पुरीषं वा नाशुची राहुतारकाः ॥ ११ ॥

ઉદય, અસ્ત, તથા ગ્રહણ વખતે સૂર્યનું દર્શન કરવું નહીં, મૈથુન સિવાય નગ્ન સ્ત્રીનું દર્શન કરવું નહીં, તેમ ઉપભોગ ભોગવેલી સ્ત્રીનું દર્શન કરવું નહીં, મૂત્ર તથા પુરીષનું દર્શન કરવું નહીં અને અપવિત્ર શરીરે રાહુ તથા તારાઓનું દર્શન કરવું નહીં. ૧૧.

नेक्षेतोद्यन्त मादित्यं नास्तं यान्तं कदाचन ।
नोपसृष्टं नवारिस्थं नमध्यं नभसोगतम् ॥ १२ ॥

ઉદય પામનાર, અસ્ત પામનાર, ગ્રહણથી ઉપરાગયુક્ત જલમાં પ્રતિબિંબત અને મધ્યાન્હ સમયના સૂર્યનું દર્શન કરવું નહીં. ૧૨.

नाश्नीयाद्भार्यया सार्धं नैनामीक्षेत चाश्नतीम् ।
क्षुवतीं जृम्भमाणां च न चासीनां यथासुखम् ॥ १३ ॥

સ્ત્રીની સાથે એકજ પાત્રમાં ભોજન કરવું નહીં, ભોજન કરનારી, વમન કરનારી, અને પોતાની ઇચ્છા પ્રમાણે અસ્વસ્થપણે બેઠેલી સ્ત્રીનું દર્શન કરવું નહીં. ૧૩.

**नाञ्जयन्तीं स्वके नेत्रे न चाभ्यक्ता मनावृताम् ।**
**न पश्येत्प्रवसन्तीं च श्रेयस्कामो द्विजोत्तमः ॥ १४ ॥**

તેજની ઇચ્છા રાખનારા બ્રાહ્મણે પોતાનાં નેત્રોમાં કાજલ, આંજતી, તેલમર્દન કરનારી, સ્તન વિગેરે જેનાં ઢાંકેલા ન હોય તેવી, બાળકનો જન્મ આપતી હોય તેવી, (પ્રસવકાલવાળી) સ્ત્રીનું દર્શન કરવું નહીં. ૧૪.

**अयंमेवज्र इत्येवं सर्वं मन्त्रमुदारयेत् ।**
**वर्षत्यप्रावृतो गच्छेत्स्वपेत्प्रत्यकुशिरा नच ॥ १५ ॥**

વૃષ્ટિ થતી હોય ત્યારે " अयंमेवज्रः पाप्मानमपहन्तु " એ મન્ત્રનું ઉચ્ચારણ કરવું. તથા ઉઘાડા શરીરે ચાલવું નહીં, તેમ પશ્ચીમ દીશા તરફ મસ્તક કરીને સૂઇ રહેવું નહીં. ૧૫.

**ष्ठीवनसृक्शकृन्मूत्र रेतांस्यप्सु न निक्षिपेत् ।**
**पदौ प्रतापयेन्नाग्नो न चैनमभिलङ्घयेत् ॥ १६ ॥**

ઉદ્ગિરણ રક્ત, પુરીષ, મૂત્ર, અને વીર્ય એઓને પાણીમાં ન નાખવાં. અગ્નિમાં પગ તપાવવા નહીં, અગ્નિનું ઉલ્લંઘન કરવું નહીં. ૧૬.

**जलं पिबेन्नाञ्जलिना नशयानं प्रबोधयेत् ।**
**नाक्षैः क्रीडेन्न धर्मघ्नैर्व्याधितैर्वा न संविशेत् ॥ १७ ॥**

ખોબામાં પાણી પીવું નહીં, તેમ વિદ્યા વિગેરેથી પોતાના કરતાં અધિક પુરૂષને જગાડવો નહીં, પાસાઓ

વિગેરેની રમત કરવી નહીં, અધર્મીઓની સાથે રમત કરવી નહીં, તેમ રોગી માણસોની સાથે એક જગાએ રહેવું નહીં. ૧૭.

**विरुद्धं वर्जयेत्कर्म प्रेतधूमं नदीतरम् ।**
**केशभस्मतुषाङ्गारकपालेषु च संस्थितिम् ॥ १८ ॥**

દેશ, ગામ, અને કુલાચારથી વિરૂદ્ધ કર્મ કરવું નહીં, પ્રેતનો ધૂમ લેવો નહીં, અને નદીમાં તરવા પડવું નહીં, તેમ વાળ, ભસ્મ, તુષ, અંગાર અને કપાલ ઉપર બેસવું નહીં. ૧૮.

**नाचक्षीत धयन्तीं गां नाद्वारेण विशेत्कचित् ।**
**नराज्ञः प्रतिगृण्हीयाल्लुब्धस्योच्छास्त्रवर्तिनः ॥ १९ ॥**

કોઈ પરાયાનું દૂધ વિગેરે પી જનારી ગાય પોતે જોઈ હોય છતાં બીજાને કહેવું નહીં. વગર દ્વારે અગર અવળે રસ્તે થઈને કોઈ નગર, ગામ અગર મંદિરમાં પ્રવેશ કરવો નહીં. તથા લોભી અને અવળે માર્ગે શાસ્ત્રનું ઉલ્લંઘન કરીને વર્તન કરનાર રાજાનો પ્રતિગ્રહ કરવો નહીં. ૧૯.

**प्रतिग्रहे सूनिचक्रिध्वजिवेश्यानराधिपाः ।**
**दुष्टा दशगुणं पूर्वात्पूर्वादेते यथाक्रमम् ॥ २० ॥**

પ્રતિગ્રહ કરવામાં સૂની (પ્રાણી હીંસા કરનાર) ચક્રી (તલ વિગેરે પીલનાર) ધ્વજી વેશ્યા, અને રાજા. એ પ્રથમના કરતાં આગળ આગળ દશ ગણા દુષ્ટ ગણાય છે. જેમકે પ્રાણીહિંસા કરનાર કરતાં ચક્રીનું દાન લેવું તે દશગણું દુષ્ટ છે. તેનાથી વેશ્યાનું તથા તેનાથી રાજાનું દશ દશ ગણું દુષ્ટ છે. ૨૦.

देवर्त्विक्स्नातकाचार्यराज्ञांछायां परस्त्रियाः ।
नाक्रामेद्रक्तविण्मूत्रष्ठीवनोद्वर्तनादि च ॥ २१ ॥

દેવ ઋત્વિક્ સ્નાતક આચાર્ય રાજા અને પરસ્ત્રી એ-ઓની બુદ્ધિપૂર્વક છાયા ઓળંગવી નહીં. તેમ વિષ્ટા, મૂત્ર, વમન થયેલું હોય તે, તથા સ્નાન કરેલા જલનું ઉલ્લંઘન કરવું નહીં. ૨૧.

विप्राहिक्षत्रियात्मानो नावज्ञेयाः कदाचन ।
आमृत्योः श्रियमाकाङ्क्षेन्न कंचिन्मर्मणि स्पृशेत् ॥ २२ ॥

વિદ્યાવાન બ્રાહ્મણ, સર્પ રાજા અને પોતાનું કોઇ દિવસ અપમાન કરવું નહીં. જીવતા સુધી લક્ષ્મીની ઇચ્છા કરવી. અને કોઇને મર્મઘાત થાય તેવું કહેવું નહીં. અર્થાત્ કોઇનું મર્મ ( ખોટું આચરણ ) ઉઘાડવું નહીં. ૨૨.

दूरादुच्छिष्टविण्मूत्रपादाम्भांसि समुत्सृजेत् ।
श्रुतिस्मृत्युदितं सम्यङ्नित्यमाचार माचरेत् ॥ २३ ॥

ઉચ્છિષ્ટ, વિષ્ટા, મૂત્ર અને પાદપ્રક્ષાલન એ પોતાના ઘરથી દૂર કરવું. અને શ્રુતિસ્મૃતિમાં કહેલો આચાર હંમેશાં પાલન કરવો. ૨૩.

गोब्राह्मणानलान्नानि नोच्छिष्टो न पदा स्पृशेत् ।
न निन्दाताडने कुर्यात्पुत्रं शिष्यं च ताडयेत् ॥ २४ ॥

પોતે અપવિત્ર હોય તે વખતે ગાયો, બ્રાહ્મણો, અગ્નિ અને ખાવાના અન્નને સ્પર્શ કરવો નહીં. અને પવિત્ર હોય છતાં પણ પગથી સ્પર્શ કરવો નહીં. તેમ કોઇની નીંદા તથા તાડન કરવું નહીં. પરંતુ શીખામણને માટે પુત્ર અને શિષ્યનું. તાડન કરવું. ૨૪.

**कर्मणा मनसा वाचा यत्नाद्धर्मं समाचरेत् ।**
**अस्वर्ग्यं लोकविद्विष्टं धर्म्यमप्याचरेन्नतु ॥ २५ ॥**

વાણી, મન, અને કર્મથી પ્રયાસ કરીને પણ ધર્મ પાળવો. પરંતુ જેની લોકોમાં નિન્દા થતી હોય અને સ્વર્ગ સાધન ભૂત ન હોય તેવા ધર્મનું પણ પાલન કરવું નહીં. ૨૫.

**मातृपित्रतिथिभ्रातृजामिसंबन्धिमातुलैः ।**
**वृद्धबालातुराचार्यवैद्यसंश्रितबान्धवैः ॥ २६ ॥**
**ऋत्विक्पुरोहितापत्यभार्यादाससनाभिभिः ।**
**विवादं वर्जयित्वातु सर्वाँल्लोकान्जयेद्गृही ॥ २७ ॥**

માતા, પિતા, અતિથિ, ભાઈ. સુવાસિની સ્ત્રીઓ, સંબંધીઓ, માતુલ, (મામો) વૃદ્ધ, બાલક, આતુર, (રોગી) આચાર્ય (જનોઈ દેનાર) વૈદ્ય પોતાનો આશ્રિત, બાન્ધવો (પિતૃપક્ષ તથા માતૃપક્ષના સગાઓ) ઋત્વિક્, પુરોહિત, પુત્રાદિ સ્ત્રી, દાસ, સોદરો, એટલાઓની સાથે વાક્કલહનો ત્યાગ કરી ગૃહસ્થાશ્રમી તમામ લોકોનો જય કરે છે. ૨૬-૨૭.

**पञ्च पिण्डाननुद्धृत्य न स्नायात्परवारिषु ।**
**स्नायान्नदीदेवखात[1]ह्रद[2]प्रस्रवणेषु[3][4]च ॥ २८ ॥**

બીજાએ (અન્ય પુરૂષે) બંધાવેલા જલાશયમાંથી માટીના પાંચ પિંડ (લોચા) બહાર કાઢી નાખ્યા શિવાય સ્નાન કરવું નહીં; નદી, દેવ, ખાત, હ્રદ અને પ્રસ્રવણમાં સ્નાન કરવું. ૨૮.

---

૧ વરસાદનું જલ, ૨ ખાઇ, ૩ પાણીનો ઉંડો ધરો, ૪ ઝરણું.

परशय्यासनोद्यानगृहयानानि वर्जयेत् ।
अदत्तान्यग्निहीनस्य नान्नमद्यादनापदि ॥ २९ ॥

અન્ય પુરૂષની શય્યા ઉદ્યાન ( બગીચો ) ગૃહ અને વાહન એનો આજ્ઞા સિવાય ઉપયોગ કરવો નહીં. તેમ આપત્તિ ન આવી હોય તો અગ્નિહીન ( શ્રૌતસ્માર્ત કર્મનો જેને અધિકાર નથી તેવા ) પુરૂષનું અન્ન લેવું નહીં. ૨૯.

कदर्यबद्धचौराणां क्लीबरंगावतारिणाम् ।
वैणाभिशस्तवार्धुष्यगणिकागणदीक्षिणाम् ॥ ३० ॥

કદર્ય, બંધનમાં આવેલો, ( બેડીથી અગર વચનથી) ચોર, નપુંસક, નટ, ચારણ, મલ્લ વિગેરે વાંસડાના કકડા કરી વેચનાર પાપકર્મ કરનાર અયોગ્ય વ્યાજ લેનાર, ગણિકા, અને ઘણા માણસોને યજ્ઞ કરાવનારનું અન્ન ખાવું નહીં. ૩૦.

चिकित्सकातुरक्रुद्धपुंश्चलीमत्तविद्विषाम् ।
क्रूरोग्रपतितव्रात्यदाम्भिकोच्छिष्टभोजिनाम् ॥ ३१ ॥

વૈદ્ય આતુર ( મહારોગી ) ક્રોધી, વ્યભિચારી ગર્વવાળો શત્રુ, ક્રૂર, ઉગ્ર બ્રહ્મહત્યાદિ પાપવાળો, વ્રાત્ય (પતિતસાવિત્રીક) ઠગારો અને પારકાનું એંઠું ખાનારનું અન્ન ખાવું નહીં. ૩૧.

अवीरा स्त्री स्वर्णकारस्त्रीजितग्रामयाजिनाम् ।
शस्त्रविक्रयिकर्मारतन्तुवायश्ववृत्तिनाम् ॥ ३२ ॥

વ્યભિચાર ન કરતી હોય છતાં સ્વતન્ત્ર રહેનારી અગર પતિ તથા પુત્ર સિવાયની સ્ત્રી, સોની, સ્ત્રીને વશ રહેનાર, આખા ગામની શાન્ત્યાદિ કર્મ કરાવનાર શસ્ત્રનો વ્યાપાર કરનાર, લુહાર, વણાટ કરનાર તથા શ્વવૃત્તિ કરનારનું અન્ન ખાવું નહીં. ૩૨.

नृशंसराजरजककृतघ्नवधजीविनाम् ।
चैलधावसुराजीवसहोपपतिवेश्मनाम् ॥ ३३ ॥
पिशुनानृतिनोश्चैव तथा चाक्रिकबन्दिनाम् ।
एषामन्नं न भोक्तव्यं सोमविक्रयिणस्तथा ॥ ३४ ॥

નિર્દય રાજા, પુરોહિત, ધોબી, (વસ્ત્રોમાં ગળી નાખનાર) કૃતઘ્ન, પ્રાણીવધ કરીને પોતાનું પોષણ કરનાર, વસ્ત્રો ધોનાર મદ્યનો વ્યાપાર કરનાર, જેને ઘેર જારપુરૂષ આવતો હોય તેવો પુરૂષ, ચાડી કરનાર, જુઠું બોલનાર, ઘાંણી કરનાર, બંદિવાન અને સોમલતાને વેચનાર પુરૂષ, એઓનું અન્ન ખાવું નહીં. ૩૩-૩૪.

शूद्रेषु दासगोपालकुलमित्रार्धसीरिणः ।
भोज्यान्ना नापितश्चैव यश्चात्मानं निवेदयेत् ॥ ३५ ॥

શૂદ્રોની અંદર દાસ, ગાયોનું પાલન કરનાર, કુલપરંપરાથી જેની સાથે સંબંધ ચાલુ આવતો હોય તેવો પુરૂષ, ખેતી કરાવનાર, પોતાના ઘરનું કામ કરનાર, અને પોતાની ઓળખાણ આપતો હોય, તેવાઓનું અન્ન લેઇ શકાય છે. ૩૫.

केचिद्दैवात्स्वभावाद्वाकालात्पुरुषकारतः ।
संयोगे केचिदिच्छन्ति फलं कुशलबुद्धयः ॥ ३६ ॥

કેટલાએક મુનિઓ સારૂં અગર ખોટું ફલ દૈવયોગથી થાય છે એમ માને છે. કેટલાએક મુનિઓ સ્વાભાવિક રીતે ફલ મલે છે એમ માને છે. કેટલાએક પુરૂષાર્થથી ફલ મલે છે એમ માને છે. પરંતુ કેટલાએક મનુ વિગેરે તે

બધાનો યોગ એકઠો થાય છે, ત્યારેજ સારૂં અગર ખોટું ફલ મલે છે એમ માને છે. ૩૬.

**दैवे पुरुषकारेच कर्मसिद्धिर्व्यवस्थिता ।**
**तत्र दैव मभिव्यक्तं पौरुषं पौर्वदेहिकम् ॥ ३७ ॥**

સારા અગર ખોટા કર્મના ફલની પ્રાપ્તિ દૈવમાં તથા પુરૂષાર્થમાં રહેલી છે. કારણકે, પૂર્વજન્મમાં કરેલો પુરૂષાર્થ એજ દૈવ કહેવાય છે. ૩૭.

**यथा ह्येकेन चक्रेण रथस्य न गति र्भवेत् ।**
**एवं पुरुषकारेण विना दैवं न सिद्ध्यति ॥ ३८ ॥**

જેમ એકજ ચક્રથી રથ ચાલી શકતો નથી તેમ પુરૂષાર્થ સિવાય દૈવ (ભાગ્ય) સિદ્ધ થતું નથી. ૩૮.

**वेदोक्त मायुर्मर्त्याना माशिषश्चैव कर्मणाम् ।**
**फलन्त्यनुयुगं लोके प्रभावाश्च शरीरिणाम् ॥ ३९ ॥**

વેદમાં કહેલું મનુષ્યઆયુષ્ય (शतायुर्वै पुरुषः इति) કર્મના આશીર્વાદો અને બ્રાહ્મણોના શાપાનુગ્રહના પ્રભાવો યુગ પ્રમાણે ફલ આવે છે. ૩૯.

**तपः परं कृतयुगे त्रेतायां ज्ञान मुच्यते ।**
**द्वापरेयज्ञ मेवाहुर्दान मेकं कलौ युगे ॥ ४० ॥**

સત્યયુગમાં તપશ્ચર્યા, મહાફલદાયક હતી, ત્રેતાયુગમાં આત્મજ્ઞાન દ્વાપરયુગમાં યજ્ઞ અને કલિયુગમાં કેવલદાનથીજ શ્રેષ્ઠ ફલ પ્રાપ્ત થાય છે. ૪૦.

**कृतेत्वस्थिगताः प्राणास्त्रेतायां मांसमाश्रिताः ।**
**द्वापरे रुधिरं चैव कलौत्वन्नादिषु स्थिताः ॥ ४१ ॥**

સત્યયુગમાં પ્રાણિઓના પ્રાણ હાડકામાં હતા. ત્રેતામાં માંસનો આશ્રય કરી રહેતા હતા. દ્વાપરમાં રૂધિરનો આશ્રય કરી રહેતા હતા, અને કલિયુગમાં અન્ન વિગેરેમાં પ્રાણ રહેલા હોય છે. ૪૧.

**त्यजेद्देशं कृतयुगे त्रेतायां ग्राममुत्सृजेत् ।**
**द्वापरे कुलमेकंतु कर्तारं तु कलौ युगे ॥ ४२ ॥**

સત્યયુગમાં પાપ કરનારના દેશનો ત્યાગ કરવામાં આવતો, ત્રેતાયુગમાં ગામનો ત્યાગ કરવામાં આવતો, દ્વાપરમાં કુલનો ત્યાગ કરતા, અને કલિયુગમાં જેણે પાપ કર્યું હોય તેનોજ ત્યાગ કરવો. ૪૨.

**कृते सम्भाषणादेव त्रेतायां स्पर्शनेनच ।**
**द्वापरेत्वन्न मादाय कलौ पतति कर्मणा ॥ ४३ ॥**

સત્યયુગમાં ભાષણ કરવાથી, ત્રેતામાં સ્પર્શ કરવાથી, દ્વાપરમાં અન્ન લેવાથી અને કલિયુગમાં કર્મથી પતિત થાય છે. ૪૩.

**निषेकादि श्मशानान्तो मन्त्रैर्यस्योदितो विधिः ।**
**तस्य शास्त्रेऽधिकारोऽस्मिञ्ज्ञेयो नान्यस्य कस्यचित् ॥४४॥**

જેને ગર્ભાધાનથી આરંભી મરણ સુધીનો વિધિ વૈદિક મન્ત્રોથી કરવાનો અધિકાર હોય તેનોજ આ શાસ્ત્રમાં અધિકાર છે બીજાનો નથી. ૪૪.

**सरस्वती दृषद्वत्यो र्देवनद्योर्यदन्तरम् ।**
**तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते ॥ ४५ ॥**

સરસ્વતી અને દૃષદ્વતી એ બન્ને દેવનદીઓ કહેવાય

છે અને તે બન્નેના મધ્ય ભાગને બ્રહ્માવર્ત કહેવાય છે, તે દેશ પણ દેવનિર્મિત છે. ૪૫.

**तस्मिन्देशेय आचारः पारंपार्यक्रमागतः ।**
**वर्णानां सान्तरालानां स सदाचार उच्यते ॥ ४६ ॥**

તે દેશમાં કુલપરંપરાથી જેવો આચાર ચાલુ આવતો હોય, તેવોજ આચાર વચલી પ્રજાએ પણ પાળવો તેનું નામ સદાચાર કહેવાય છે. ૪૬.

**एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।**
**स्वं स्वं चरित्रं शिक्षेरन्पृथिव्यां सर्वमानवाः ॥ ४७ ॥**

પોતાના ( કુરૂક્ષેત્રાદિક ) દેશમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણ પાસેથી તમામ મનુષ્યોએ પોતાનો સદાચાર જાણી લેવો. ૪૭.

**कुरुक्षेत्रं च मत्स्याश्च पञ्चालाः शूरसेनकाः ।**
**एष ब्रह्मर्षिदेशो वै ब्रह्मावर्तादनन्तरः ॥ ४८ ॥**

કુરૂક્ષેત્ર, મત્સ્ય, પંચાલ, શૂરસેન એ દેશોને બ્રહ્મર્ષિ દેશ કહેવાય છે. અને તે બ્રહ્માવર્તથી સહેજ ઉન ગણાય છે. ૪૮.

**हिमवद्विन्ध्ययोर्मध्यं यत्प्राग्विनशनादपि ।**
**प्रत्यगेव प्रयागाच्च मध्यदेशः प्रकीर्तितः ॥ ४९ ॥**

હિમાલય અને વિંધ્યાચલનો મધ્ય ભાગ વિનશન ( સરસ્વતી જ્યાં અન્તર્ધાન થયેલી છે તે દેશ ) થી પૂર્વ ભાગ અને પ્રયાગથી પશ્ચિમ ભાગને મધ્યદેશ કહેવામાં આવે છે. ૪૯.

**आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् ।**
**तयोरेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥ ५० ॥**

પૂર્વ સમુદ્ર અને પશ્ચિમ સમુદ્રનો વચલો પ્રદેશ તથા હિમાલય અને વિંધ્યાચલનો વચલો પ્રદેશ આર્યાવર્ત કહેવાય છે. ૫૦.

**कृष्णसारस्तु चरति मृगो यत्र स्वभावतः ।**
**सज्ञेयो यज्ञियो देशो म्लेच्छदेशस्त्वतः परः ॥ ५१ ॥**

જે દેશમાં સ્વાભાવિક રીતે કૃષ્ણસાર મૃગ ફરતો હોય તે દેશને યજ્ઞિયદેશ (યજ્ઞ કરવાને યોગ્ય) કહેવાય છે અને તેથી અન્યને મ્લેચ્છદેશ કહેવાય છે. ૫૧.

**सत्यंब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।**
**प्रियंच नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥ ५२ ॥**

સાચું અને મધુર ભાષણ કરવું. પરંતુ સાચું હોવા છતાં ખોટું લાગે તેવું બોલવું નહિ. મધુર હોવા છતાં જુઠું ન બોલવું એવો સનાતન ધર્મ છે. ૫૨.

**भद्रंभद्रमिति ब्रूयाद्भद्रमित्येव वावदेत् ।**
**शुष्कवैरं विवादंच न कुर्यात्केनचित्सह ॥५३॥**

સારૂં સારૂંજ બોલવું, કોઇને ખોટું લાગે તેવું બોલવું નહીં. તેમ શુષ્ક, વૈર અને વિવાદ કરવો નહીં. ૫૩.

**नापृष्टः कस्यचिद्ब्रूयान्न चान्यायेन पृच्छतः ।**
**जानन्नपि हि मेधावी जडवल्लोक आचरेत् ॥ ५४ ॥**

બુદ્ધિશાળી પુરૂષ કોઈ વાત જાણતો હોય છતાં વગર પૂછે કહેવી નહીં. તેમ કપટ અગર અન્યાયથી પૂછતો હોય તો પણ કહેવી નહીં. પરંતુ લોકોમાં જડની માફક રહેવું. ૫૪

अधर्मेण च यः प्राहयश्चाधर्मेण पृच्छति ।
तयो रन्यतरः प्रैति विद्वेषं वाधिगच्छति ॥ ५५ ॥

જે અધર્મથી બોલે છે, અગર જે અધર્મથી પૂછે છે. તે બન્નેમાંનો એક નાશ પામે છે. અગર દ્વેષી બને છે. ૫૫.

नहायनै नं पलितै नं वित्तेन न बन्धुभिः ।
ऋषयश्चक्रिरे धर्मंयोऽनूचानः स नो महान् ॥ ५६ ॥

બહુ વર્ષની ઉમ્મરવાળો હોય, માથે પળીયાં આવેલાં હોય, ધનવાન હોય તથા બહુ કુટુંબપરિવાર વાળો હોય તેથી મોટો ગણાતો નથી. પરંતુ જે અમોને વેદાધ્યયન કરાવનાર છે. તેજ મોટો છે. એ પ્રમાણે ઋષિઓએ ધર્મ કહેલો છે. ૫૬.

नतेन वृद्धो भवति येनास्य पलितं शिरः ।
यो वै युवाप्यधीयानस्तंदेवाः स्थविरंविदुः ॥ ५७ ॥

માથે પળીયાં આવે તેથી પુરૂષ વૃદ્ધ ગણાતો નથી. પરંતુ જુવાન હોય છતાં વેદાધ્યય કરેલું હોય તો તેને દેવતાઓ વૃદ્ધ કહે છે. ૫૭.

संमाना द्ब्राह्मणो नित्य मुद्विजेत विषादिव ।
अमृतस्येवचाकाङ्क्षे दवमानस्य सर्वदा ॥ ५८ ॥

બ્રાહ્મણ પોતાને કોઇ માન આપે તેથી ઝેર આપવાથી જેમ ખેદ પામે તેમ ખેદ પામે છે. અર્થાત્ પોતાને માન મલવાથી ખુશી થતો નથી. અને કોઇ અપમાન કરે તેનું અમૃતની પ્રાપ્તિ માફક ચીંતન કરે છે. અર્થાત્ કોઇ અપમાન કરે તેથી ખેદ પામતો નથી. ૫૮.

नारुंतुदः स्यादर्तोऽपि न परद्रोहकर्मधीः ।
ययास्योद्विजतेवाचानालोक्यांतामुदीरयेत् ॥ ५९ ॥

પોતે પીડા પામતો હોય તો પણ કોઇને પીડા થાય તેવું વચન બોલવું નહીં. તેમ અન્યનો દ્રોહ થાય તેવું કામ કરવાની બુદ્ધિ પણ ન કરવી. તેમ જે બોલવાથી અન્યને ઉદ્વેગ થાય તેવું સ્વર્ગ પ્રાપ્તિમાં વિરોધ કરનારૂં વચન બોલવું નહીં. ૫૯.

सुखं ह्यवमतः शेते सुखंच प्रतिबुद्ध्यते ।
सुखं चरति लोकेऽस्मिन्नवमन्ता विनश्यति ॥ ६० ॥

કોઈ બીજાએ પોતાનું અપમાન કર્યું હોય તેથી ખેદ ન પામનારો પુરૂષ પોતે સુખથી નિદ્રા લેઇ શકે છે. અને સુખથી જાગ્રત થાય છે, અને સુખથી આ સંસારમાં ફરે છે. તેમ અપમાન કરનારો નાશ પામે છે. ૬૦.

आकारैरिङ्गितैर्गत्या चेष्टया भाषितेन च ।
नेत्रवक्त्रविकारैश्च गृह्यतेऽन्तर्गतं मनः ॥ ६१ ॥

દેહના આકારથી માનસિક ચેષ્ટાથી તથા બાહ્યચેષ્ટાથી ભાષણ કરવાથી આંખો તથા મોઢાના વિકારથી મનુષ્યના અન્તર્ગત વિચારો જાણી શકાય છે. ૬૧.

आपदर्थं धनं रक्षेद्दारान्रक्षेद्धनैरपि ।
आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥ ६२ ॥

આપત્તિને માટે ધનનું રક્ષણ કરવું, ધનનો વ્યય થાય છતાં સ્ત્રીનું રક્ષણ કરવું, અને ધન તથા સ્ત્રી કરતાં પણ પોતાનું રક્ષણ કરવું. ૬૨.

**वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसिच ।**
**न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥ ६३ ॥**

વેદ, યજ્ઞ, દાન, નિયમો, તપશ્ચર્યા વિગેરે દુષ્ટ ભાવનાવાળા બ્રાહ્મણને અગર બ્રાહ્મણ ઉપર દુષ્ટ ભાવનાવાળાને કોઇ પણ દિવસ સારાં ફલ આપનાર થતાં નથી. ૬૩.

**न जातु कामः कामाना मुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ ६४ ॥**

કામોનો ઉપભોગ કરવાથી કામ કોઇપણ દિવસ શાન્ત થતો નથી, પરંતુ ઘૃતથી જેમ અગ્નિ વૃદ્ધિ પામે છે. તેમ વારંવાર કામ વધતો જાય છે. ૬૪.

**बुद्धीन्द्रियाणि पञ्चैषां श्रोत्रादीन्यनुपूर्वशः ।**
**कर्मेन्द्रियाणि पञ्चैषां पाय्वादीनि प्रचक्षते ॥ ६५ ॥**

પંચ મહાભૂતોની શ્રોત્ર, ત્વક, ચક્ષુ, જીહ્વા અને ઘ્રાણ એ પાંચ ઇન્દ્રિઓને બુદ્ધીન્દ્રિયો, ( જ્ઞાનેન્દ્રિયો ) કહે છે. અને વાણી, પાદ, હસ્ત, પાયુ ( ગુદા ) ઉપસ્થ, ( લિંગ, અથવા યોનિ ) એને કર્મેન્દ્રિયો કહે છે. ૬૫.

**एकादशं मनोज्ञेयं स्वगुणेनोभयात्मकम् ।**
**यस्मिञ्जिते जितावेतौ भवतः पञ्चकौ गणौ ॥ ६६ ॥**

અગિઆરમું ઇન્દ્રિય મન, છે, અને જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિય બન્ને સ્વરૂપે છે. કે જે મનને જીતવાથી તે બન્ને ઇન્દ્રિઓનું પંચક જીતાય છે. ૬૬.

**श्रुत्वा स्पृष्ट्वाच दृष्ट्वाच भुक्त्वा घ्रात्वा च यो नरः ।**
**नहृष्यति ग्लायति वा स विज्ञेयो जितेन्द्रियः ॥ ६७ ॥**

કોઇ પણ વસ્તુનું શ્રવણ કરવાથી, સ્પર્શ કરવાથી, દર્શન કરવાથી, ભોગવવાથી, સુંઘવાથી જે પુરૂષ હર્ષ અગર શોક પામતો નથી તે પુરૂષ જીતેન્દ્રિય કહેવાય છે. ૬૭.

वशेकृत्वेन्द्रियग्रामं संयम्यच मनस्तथा ।
सर्वान्संसाधयेदर्थान् नक्षिण्वन्योगतस्तनुम् ॥ ६८ ॥

તમામ ઇન્દ્રિઓને તથા મનને વશ કરીને યોગથી દેહને ક્ષીણ ન કરવા છતાં પણ મનુષ્ય તમામ અર્થોને સિદ્ધ કરે છે. ૬૮.

अहिंसयैव भूतानां कार्यं श्रेयोनुसाधनम् ।
वाक्चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥ ६९ ॥

ધર્મની ઇચ્છા કરનારા પુરૂષે હિંસાનો ત્યાગ કરી, તમામ પ્રાણીઓનું શ્રેય થાય તેવું કરવું. તેમ મધુર અને સ્નેહ ઉત્પન્ન થાય તેવી વાણી બોલવી. ૬૯.

यस्यवाङ्‌ मनसी शुद्धे सम्यग्गुप्ते च सर्वदा ।
स वै सर्वमवाप्नोति वेदान्तोपगतं फलम् ॥ ७० ॥

જેનાં વાણી અને મન શુદ્ધ હોય છે, અને નિષિદ્ધ આચરણથી રક્ષણ કરાયેલાં ( નિષિદ્ધાચરણ ન કરનારાં ) હોય છે તે વેદાન્તમાં બતાવેલું અગર વેદાન્ત જ્ઞાનથી પ્રાપ્ત થતું સર્વ ફલ પ્રાપ્ત કરે છે. ૭૦.

धर्मार्थौ यत्रनस्यातां शुश्रूषा वापि तद्विधा ।
तत्रविद्यान वक्तव्या शुभंबीजमिवोषिरे ॥ ७१ ॥

જ્યાં ધર્મ તથા અર્થ નથી હોતા તેમ તેવા પ્રકારની સેવા પણ નથી હોતી. ત્યાં વિદ્યાજ નથી એમ કહેવું.

જેમકે ઉષર ભૂમિમાં વાવેલા બીજની માફક ઉષર ભૂમિમાં નાંખેલું બીજ નાશ પામે છે તેમ. ૭૧.

वेदोदितं स्वकं कर्म नित्यं कुर्यादतन्द्रितः।
तद्धि कुर्वन्यथाशक्ति प्राप्नोति परमां गतिम् ॥ ७२ ॥

હંમેશાં વેદમાં કહેલું પોતાનું કર્મ આળસનો ત્યાગ કરી કરવું, કારણ કે પોતાની શક્તિ પ્રમાણે વેદોક્ત કર્મ કરનાર પરમગતિને પામે છે. ૭૨.

बुद्धिवृद्धिकराण्याशु धन्यानिच हितानिच ।
नित्यं शास्त्राण्यवेक्षेत निगमांश्चैव वैदिकान् ॥ ७३ ॥

બુદ્ધિની વૃદ્ધિ કરનારાં ધન્ય અને હિતકારક શાસ્ત્રો તથા વૈદિક આગમોને હંમેશાં જોવાં જોઈએ. ૭૩.

यथा यथाहि पुरुषः शास्त्रं समधिगच्छति ।
तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥ ७४ ॥

પુરૂષ જેમ જેમ શાસ્ત્રોનું જ્ઞાન સંપાદન કરે છે તેમ તેમ તેને બોધ થાય છે, અને જ્ઞાનની રૂચિ થાય છે. ૭૪.

उत्तमै रुत्तमै र्नित्यं संबन्धानाचरेत्सह ।
निनीषुः कुलमुत्कर्ष मधमांनधमांस्त्यजेत् ॥ ७५ ॥

પોતાના કુલની ઉન્નતિ ઇચ્છનારા પુરૂષે દરરોજ ઉત્તમોત્તમ પુરૂષોની સાથે સંબંધો કરવા અને અધમ અધમ પુરૂષોનો ત્યાગ કરવો. ૭૫.

अलिङ्गी लिङ्गिवेषेण यो वृत्तिमुपजीवति ।
स लिंगिनां हरत्येनस्तिर्यग्योनौ च जायते ॥ ७६ ॥

જે પુરૂષ બ્રહ્મચારી વિગેરેનો વેષ ધારણ કરી, પોતે તેવો ન હોવા છતાં પોતાના ઉદર પોષણ માટે લોકોને તેવો વેશ બતાવી ઉદર પોષણ કરે છે તે તેવાઓના પાપને ભોગવનારો થાય છે, અને મરણ પછી તિર્યગ્ યોનિમાં (પક્ષિ યોનિમાં) જન્મ લે છે. ૭૬.

**ये बकव्रतिनो विप्रा ये च मार्जारलिंगिनः ।**
**तेपतन्त्यन्धतामिस्त्रे तेन पापेन कर्मणा ॥ ७७ ॥**

જે બ્રાહ્મણો બકવ્રતવાળા હોય છે તેમ જે બ્રાહ્મણો માજારવ્રતવાળા હોય છે, તે બ્રાહ્મણો પોતાના પાપકર્મથી અંધતામિસ્ર નામના નરકમાં જાય છે. ૭૭.

**न धर्मस्यापदेशेन पापं कृत्वा व्रतं चरेत् ।**
**व्रतेन पापं प्रच्छाद्य कुर्वन्स्त्रीशूद्रदम्भनम् ॥ ७८ ॥**
**प्रेत्येह चेदृशा विप्रा गर्ह्यन्ते ब्रह्मवादिभिः ।**
**छद्मना चरितं यच्च व्रतं रक्षांसि गच्छति ॥ ७९ ॥**

ધર્મના બાને પાપ કરીને વ્રત કરવું નહીં. વ્રતથી પાપને ઢાંકીને તથા સ્ત્રી-શુદ્ર વિગેરેને ઠગાઇ કરીને આ લોકમાં તથા પરલોકમાં બ્રહ્મવાદિઓથી નિન્દિત થાય છે, અને કપટથી આચરેલું વ્રત રાક્ષસોને પહોંચે છે. ૭૮-૭૯.

**सत्यधर्मार्यवृत्तेषु शौचे चैवारमेत्सदा ।**
**शिष्यांश्च शिष्याद्धर्मेण वाग्बाहूदरसंयतः ॥ ८० ॥**

સત્ય ધર્મ તથા આર્યોના વર્તનમાં હંમેશાં મનને પરોવી આનંદમાં રહેવું. તેમ વાણી વગેરે નિયમમાં રાખી શીષ્યોને પણ ધાર્મિક શિક્ષણ આપવું. ૮૦.

न पाणिपादचपलो न नेत्रचपलोऽनृजुः ।
न स्याद्वाक्चपलश्चैव न परद्रोहकर्मधीः ॥ ८१ ॥

હાથ પગની ચપલતા કરવી નહીં, નેત્રની ચપલતા કરવી નહીં, કુટિલતા રાખવી નહીં, વાણીની ચપળતા કરવી નહીં, તેમ પરાયાનો દ્રોહ થાય તેવું કર્મ કરવાની બુદ્ધિ કરવી નહીં. ૮૧.

परदारेषु जायेते द्वौ सुतौ कुण्डगोलकौ ।
पत्यौ जीवति कुण्डः स्यान्मृते भर्तरि गोलकः ॥ ८२ ॥

પરસ્ત્રીમાં જારકર્મથી ઉત્પન્ન થયેલા કુંડ તથા ગોલક સંજ્ઞાવાળા બે પુત્રો હોય છે; તેમાં પતિ જીવતે છતે જારથી ઉત્પન્ન થયેલો કુંડ કહેવાય છે અને પતિના મરણ પછી જારથી ઉત્પન્ન થયેલો ગોલક કહેવાય છે. ૮૨.

नास्तिक्यं वेदनिंदां च देवतानां च कुत्सनम् ।
द्वेषं दम्भंच मानंच क्रोधं तैक्ष्ण्यंच वर्जयेत् ॥ ८३ ॥

નાસિકપણું, વેદની નિન્દા, દેવતાઓનો તિરસ્કાર, દ્વેષ, દંભ, માન, ક્રોધ અને તિક્ષ્ણતાનો ત્યાગ કરવો. ૮૩.

यत्कर्म कुर्वतोऽस्य स्यात्परितोषोऽन्तरात्मनः ।
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥ ८४ ॥

જે કર્મ કરવાથી અંતરાત્માને સંતોષ થાય તે કર્મ પ્રયત્ન કરીને પણ કરવું; અને જેનાથી અસંતોષ અગર દુઃખ થાય તે કર્મ કરવું નહીં. ૮૪.

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।
एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ ८५ ॥

ટુંકાણુમાં સુખ અગર દુઃખનું લક્ષણુ એટલુંજ છે કે જેટલું પરાધીન હોય તેટલું દુઃખ અને પોતાને આધિન હોય તેટલુંજ સુખ છે. ૮૫.

यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।
यद्यदात्मवशं तुस्यात्तत्तत्सेवेत यत्नतः ॥ ८६ ॥

જેટલું જેટલું પરાધીન હોય, તેટલું તેટલું પ્રયત્ન કરીને પણ ત્યાગ કરવું. અને જેટલું પોતાને આધીન હોય, તેનું પ્રયત્ન કરીને પણ સેવન કરવું. ૮૬.

ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ।
कायक्लेशांश्च तन्मूलान्वेदतत्त्वार्थमेवच ॥ ८७ ॥

બ્રાહ્મ્ય મુહૂર્તમાં જાગવું અને ધર્મ, અર્થ તથા તેને લીધે શરીરને થતો કલેશ, તેમ વેદના તત્વનું ચિન્તન કરવું. ૮૭.

दूरादावसथान्मूत्रं दूरात्पादावसेचनम ।
उच्छिष्टान्ननिषेकं च दूरादेव समाचरेत् ॥ ८८ ॥

પોતાને રહેવાના સ્થાનથી કેટલેક દૂર જઈ મૂત્રોત્સર્ગ કરવો, પાદ પ્રક્ષાલન કરવું, તથા ઉચ્છિષ્ટ અન્ન નાંખવું. ૮૮.

मैत्रमसाधनं स्नानं दन्तधावनमञ्जनम ।
पूर्वाह्न एव कुर्वीत देवतानां च पूजनम ॥ ८९ ॥

પુરીષોત્સર્ગ, પ્રાતઃસ્નાન, દંતધાવન, અંજન, અને દેવતાઓનું પૂજન એટલું પૂર્વાહ્નકાલમાંજ કરવું. ૮૯.

दैवतान्यभिगच्छेत्तु धार्मिकांश्च द्विजोत्तमान् ।
ईश्वरं चैव रक्षार्थं गुरूनेव च पर्वसु ॥ ९० ॥

પર્વને દિવસે દેવતાઓના મંદિરોમાં ધર્મને જાણનારા બ્રાહ્મણોને ઘેર તથા રક્ષણને માટે રાજા વિગેરેની પાસે તેમ પોતાના વડીલોની પાસે જવું. ૯૦.

अभिवादयेद्वृद्धांश्च दद्याच्चैवासनं स्वकम् ।
कृताञ्जलिरुपासीत गच्छतः पृष्ठतोऽन्वियात् ॥ ९१ ॥

પોતાને ઘેર આવેલા વૃદ્ધોને વંદન કરવું તેમ પોતાનું આસન આપવું; અને બન્ને હાથ જોડી તેમની પાસે બેસવું તથા જ્યારે ઉઠીને ચાલવા માંડે ત્યારે તેમની પાછળ જવું. ૯૧.

सावित्र्याञ्छान्तिहोमांश्च कुर्यात्पर्वसु नित्यशः ।
पितृंश्चैवाष्टकास्वर्चे न्नित्य मन्वष्टकासुच ॥ ९२ ॥

પૂર્ણિમા તથા અમાવાસ્યાને દિવસે સૂર્ય દેવતાવાળા હોમ તથા અનિષ્ટની નિવૃત્તિ માટે નિરંતર શાન્તિ હોમ કરવા, તથા અષ્ટકા અને અન્વષ્ટકા નામના શ્રાદ્ધથી પિતૃઓને તૃપ્ત કરવા. ૯૨.

मंगलाचारयुक्तः स्यात्प्रयतात्मा जितेन्द्रियः ।
जपेच्च जुहुयाच्चैव नित्यमग्नि मतन्द्रितः ॥ ९३ ॥

મંગલકારક આચાર પાળવો, નિયમો પાળવા, ઇન્દ્રિયોનો જય કરવો, જપ કરવો, તથા આળસ રાખ્યા સિવાય હમેશાં હોમ કરવો. ૯૩.

मंगलाचारयुक्तानां नित्यंच प्रयतात्मनाम् ।
जपतां जुह्वतां चैव विनिपातो न विद्यते ॥ ९४ ॥

મંગળકારક આચાર પાળનારાઓનો, નિયમ પાળનારાઓનો, જપ કરનારાઓનો અને હોમ કરનારાઓનો વિનિપાત (અધોગતી) થતો નથી. ૯૪,

**नाग्निं मुखेनोपधमेन्नग्नां नेक्षेतच स्त्रियम् ।**
**नामेध्यं प्रक्षिपेदग्नौ न च पादौ प्रतापयेत् ॥ ९५ ॥**

મુખથી ફુંક મારી અગ્નિ સળગાવવો નહીં, નગ્ન સ્ત્રીને જોવી નહીં. અપવિત્ર વસ્તુ અગ્નિમાં નાખવી નહીં, તેમ પગને તપાવવા નહીં. ૯૫.

**अधस्तान्नोपदध्याच्च न चैनमभिलङ्घयेत् ।**
**नचैनं पादतः कुर्यान्न प्राणाबाधमाचरेत् ॥ ९६ ॥**

અગ્નિને પગતળે દબાવવો નહીં, તેમ તેનું ઉલ્લંઘન કરવું નહીં, તેમ આસનની નીચે નાખવો નહીં, તેમ પ્રાણુને કલેશ થાય તેવું કરવું નહીં. ૯૬.

**नाश्नीयात्संधिवेलायां नगच्छेन्नापि संविशेत् ।**
**नचैव प्रलिखेद्भूमिं नात्मनोपहरेत्स्रजम् ॥ ९७ ॥**

સંધ્યાકાળ વખતે ભોજન, ગ્રામાન્તર ગમન, નિન્દ્રા વિગેરે કરવું નહીં. તેમ ભૂમિખનન કરવું નહીં. તેમ પોતે પહેરેલી માળા પોતે ગળામાંથી કાઢી મૂકવી નહીં, અર્થાત બીજા પાસે કાઢી લેવડાવવી. ૯૭.

**नाप्सु मूत्रं पुरीषं वा ष्ठीवनं वा समुत्सृजेत् ।**
**अमेध्यलिप्तमन्य द्वालोहितं वा विषाणिवा ॥ ९८ ॥**

પાણીને વિષે મળ-મૂત્ર-શ્લેષ્મ (ગળફા) મૂત્ર વિગેરે અપવિત્ર વસ્તુ, વાળુંવસ્ત્ર, રૂધિર તથા વિષ નાખવું નહીં. ૯૮.

नैकः सुप्याच्छून्यगेहे श्रेयांसं न प्रबोधयेत् ।
नोदक्ययाभिभाषेत यज्ञं गच्छेन्न चावृतः ॥ ९९ ॥

માણુસ વગરના શૂન્ય ઘરમાં એકલાએ સૂવું નહીં, વિત્ત અગર વિદ્યાથી અધિક પુરૂષને નિદ્રામાંથી જગાડવો નહીં. રજસ્વલાની સાથે બોલવું નહીં. તથા વગર આમંત્રણે યજ્ઞમાં જવું નહીં, દર્શન માટે જવું. ૯૯.

अग्न्यगारे गवां गोष्ठे ब्राह्मणानां च सन्निधौ ।
स्वाध्याये भोजने चैव दक्षिणं पाणि मुद्धरेत् ॥ १०० ॥

અગ્નિ ગૃહમાં, ગાયના નિવાસ સ્થાનમાં, બ્રાહ્મણોની સાનિધ્યમાં સ્વાધ્યાય તથા ભોજન વખતે વસ્ત્રમાંથી જમણો હાથ બહાર રાખવો. ૧૦૦.

नाधार्मिके वसेद् ग्रामे न व्याधिबहुले भृशम् ।
नैकः प्रपद्येताध्वानं न चिरं पर्वते वसेत् ॥ १०१ ॥

જે ગામમાં અધર્મી પુરૂષો રહેતા હોય તે ગામમાં રહેવું નહી, તેમ જે ગામમાં વિશેષ વ્યાધિ થતો હોય તે ગામમાં રહેવું નહીં. એકાકીએ લાંબે માર્ગે જવું નહીં, તેમ ઘણો વખત પર્વત ઉપર રહેવું નહીં. ૧૦૧.

न शूद्रराज्ये निवसेन्नाधार्मिकजनावृते ।
न पाषण्डिगणाक्रान्ते नोपसृष्टेऽन्त्यजैर्नृभिः ॥ १०२ ॥

શૂદ્રના રાજ્યમાં રહેવું નહીં, અધર્મી માણસો બહુ રહેતા હોય ત્યાં રહેવું નહીં, પાખંડી માણસો રહેતા હોય ત્યાં રહેવું નહીં; તેમ ચાંડાલોથી ઉપદ્રવવાળા ગામમાં રહેવું નહીં. ૧૦૨.

न कुर्वीत वृथाचेष्टां न वार्यञ्जलिना पिबेत् ।
नोत्संगे भक्षयेद्भक्ष्यान्न जातु स्यात्कुतूहली ॥ १०३ ॥

વૃથા ચેષ્ટા કરવી નહીં, ખોબામાં લેઈને પાણી પીવું નહીં, તેમ પોતાના ખોળામાં મૂકીને ખાવાના પદાર્થો ખાવા નહીં; તેમ વગર કારણે કોઇ પણ દિવસ કુતૂહલવાળા બનવું નહીં. ૧૦૩.

उपानहौ च वासश्चधृतमन्यै र्नधारयेत् ।
उपवीत मलंकारं स्त्रजं करकमेवच ॥ १०४ ॥

ઉપાનહ (જોડા), વસ્ત્ર, ઉપવીત અલંકાર, માળા અને કમંડલ બીજાએ ધારણ કરેલા હોય તેવા ધારણ કરવા નહીં. ૧૦૪.

लोष्ठमर्दी तृणच्छेदी नखखादी च यो नरः ।
स विनाशं व्रजत्याशु सूचकोऽशुचिरेव च ॥ १०५ ॥

માટીનાં ઢેફાનું મર્દન કરનાર, તૃણનો ઉચ્છેદ કરનાર, તેમ દાંતથી નખ કાપનાર, ચાડી કરનાર, તથા અપવિત્ર રહેનાર પુરૂષ દેહ તથા ધનથી નાશ પામે છે. ૧૦૫.

अद्वारेणच नातीयाद् ग्रामं वा वेश्म वा वृतम् ।
रात्रौ च वृक्षमूलानि दूरतः परिवर्जयेत् ॥ १०६ ॥

કોઇ ગામ અગર ઘરને ચારે બાજુએ કોટ વિગેરે કરેલું હોય તો તેના દ્વારમાં થઈ પ્રવેશ કરવો. પરંતુ ઉલ્લંઘન કરીને જવું નહીં; તેમ રાત્રિએ ઝાડના મૂલમાં બેસવું નહીં. ૧૦૬.

न संहताभ्यां पाणिभ्यां कण्डूयेदात्मनः शिरः ।
न स्पृशेच्चैत दुच्छिष्टो नच स्नायाद्विनाततः ॥ १०७ ॥

બે હાથથી માથામાં ખંજોળવું નહીં, તેમ પોતે ઉચ્છિષ્ટ હોય તે વખતે મસ્તકનો સ્પર્શ કરવો નહીં; તેમ માથુ પલાળ્યા સિવાય સ્નાન કરવું નહીં. ૧૦૭.

आर्द्रपादस्तु भुञ्जीत नार्द्रपादस्तु संविशेत् ।
आर्द्रपादस्तु भुञ्जानो दीर्घ मायुरवाप्नुयात् ॥ १०८ ॥

પાણીથી ભિના પગ હોય અને ભોજન કરવું. પરંતુ ભીના પગે સૂઈ જવું નહીં, ભીના પગથી ભોજન કરનાર, દીર્ઘ આયુષ્યવાળો થાય છે. ૧૦૮.

सायं प्रातर्द्विजातीना मशनं श्रुतिचोदितम ।
नांतरा भोजनं कुर्यादग्निहोत्रसमो विधिः ॥ १०९ ॥

વેદમાં કહ્યા પ્રમાણે બ્રાહ્મણોએ સવારે તથા સાંજે બન્ને વખત ભોજન કરવું, વચલા વખતમાં ભોજન કરવું નહીં. કારણકે ભોજન વિધિ અગ્નિહોત્રના જેવો છે. ૧૦૯.

दुष्कृतं हि मनुष्याणा मन्नमाश्रित्य तिष्ठति ।
यो यस्यान्नं समश्नाति स तस्याश्नाति किल्बिषम ॥ ११० ॥

મનુષ્યોનું પાપ અન્નનો આશ્રય કરીને રહેલું હોય છે. માટે જે માણસ જેનું અન્ન ખાય છે, તેના પાપનુંજ ભોજન કરે છે. ૧૧૦.

शूद्रहस्तेन योऽश्नीयात्पानीयं वा पिबेत्कचित् ।
अहो रात्रोषितो भूत्वा पंचगव्येन शुद्ध्यति ॥ १११ ॥

કોઈ માણસ શૂદ્રના હાથે ભોજન કરે, અગર જલ-પાન કરે તો એક, દિવસ તથા રાત્રિ ઉપવાસ કરી પંચગવ્ય પ્રાશન કરવાથી શુદ્ધ થાય છે. ૧૧૧.

दीपशय्यासनच्छायां कार्पासं दंतधावनम् ।
अजाखुररजः स्पर्शः शक्रस्यापि श्रियं हरेत् ॥ ११२ ॥

દીપ, શય્યા, આસન, વિગેરેની છાયા, કપાસ, દાતણ, તેમ બકરીઓના રજનો સ્પર્શ કર્યો હોય તો ઇન્દ્રની લક્ષ્મીનો પણ નાશ થાય છે. ૧૧૨.

आयुर्वित्तं गृहच्छिद्रं रहस्यं मंत्र मौषधम् ।
तपोदानापमानौ च नव गोप्यानि सर्वदा ॥ ११३ ॥

તપ, દાન, અપમાન, આયુષ્ય, દ્રવ્ય, પોતાના ઘરનું છિદ્ર, છાની વાત, મન્ત્ર તથા ઔષધિ, એ નવ બાબતો ગુપ્ત રાખવી. ૧૧૩.

आहारनिर्हारविहारयोगाः सुसंवृता धर्मविदा तु कार्याः ।
वाग्बुद्धिवीर्याणि तपस्तथैव धनायुषी गुप्ततमे तु कार्ये॥११४॥

ધર્મશાસ્ત્ર જાણનારા પુરૂષે આહાર, નિર્હાર, તથા વિહાર, ગુપ્ત રાખવા, તથા વાણી, બુદ્ધિ અને પરાક્રમ ગુપ્ત રાખવું, તેમજ ધન અને આયુષ્ય ગુપ્ત રાખવું. ૧૧૪.

असूयकः पिशुनश्च कृतघ्नो दीर्घरोषकः ।
चत्वारः कर्मचांडाला जन्मतश्चापि पंचमः ॥ ११५ ॥

ઈર્ષ્યા કરનાર, ચાડી કરનાર, કૃતઘ્ની, ઘણા કાલ રોષ રાખનાર, એ ચાર પુરૂષો અને જેનો ચંડાલને ઘેર જન્મ થયો હોય તે પાંચમો ચંડાલ કહેવાય છે. ૧૧૫.

उद्वाहकाले रतिसंप्रयोगे प्राणात्यये सर्वधनापहारे ।
विप्रस्य चार्थे प्यनृतं वदेयुः पंचानृतान्याहुरपातकानि ।११६।

કોઇનો વિવાહ થતો હોય, સ્ત્રીની સાથે ક્રીડા કરતી

વખતે. પ્રાણ જવાનો પ્રસંગ આવે ત્યારે, સર્વસ્વ જતું હોય તે વખતે અને બ્રાહ્મણનું શુભ થતું હોય ત્યારે, અસત્ય બોલવું, તેમાં પ્રાયશ્ચિત્ત લાગતું નથી. ૧૧૬.

**गुरुरात्मवतां शास्ता राजा शास्ता दुरात्मनाम् ।**
**इह प्रच्छन्नपापानां शास्ता वैवस्वतो यमः ॥ ११७ ॥**

આત્મજ્ઞાનિને શિક્ષા આપનાર પોતાનો ગુરૂ છે, દુર્જનોને શિક્ષા કરનાર રાજા છે, અને આ સંસારમાં ગુપ્ત પાપ કરનારને શિક્ષા કરનાર યમરાજા છે. ૧૧૭.

**अनड्वान्ब्रह्मचारी च आहिताग्निश्च ते त्रयः ।**
**भुञ्जाना एव सिद्ध्यंति नैषां सिद्धिरनश्नताम् ॥ ११८ ॥**

બળદ, બ્રહ્મચારી અને અગ્નિહોત્રી, એ ત્રણ જણાઓ ભોજન કરનારા હોય તોજ તેમની સિદ્ધિ છે. ઉપવાસ કરવામાં તેમની સિદ્ધિ નથી. ૧૧૮.

---

## गृहस्थ गुच्छ ॥ १८ ॥

---

**ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थो यतिस्तथा ।**
**एते गृहस्थप्रभवाश्चत्वारः पृथगाश्रमाः ॥ १ ॥**

બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્ત, એ જુદા જુદા ચારે આશ્રમો અનુક્રમે ગૃહસ્થાશ્રમથી ઉત્પન્ન થયેલા છે. ૧.

सर्वेऽपि क्रमशस्त्वेते यथाशास्त्रं निषेविताः ।
यथोक्तकारिणं विप्रं नयन्ति परमां गतिम् ॥ २ ॥

એ ચારે આશ્રમોનું અનુક્રમે સેવન કરવાથી અને તે આશ્રમોમાં કહેલા ધર્મ પાળવાથી બ્રાહ્મણ પરમગતિને પામે છે. ૨.

सर्वेषामपि चैतेषां वेदस्मृतिविधानतः ।
गृहस्थ उच्यते श्रेष्ठः स त्रीनेतान्बिभर्ति हि ॥ ३ ॥

એ બધા આશ્રમોમાં શ્રુતિસ્મૃતિના વિધિથી ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે કારણ કે તે બીજા ત્રણ આશ્રમોનું પાલન કરનારો છે. ૩.

यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः ।
तथा गृहस्थ माश्रित्य वर्तन्ते सर्वआश्रमाः ॥ ४ ॥

જેમ વાયુનો આશ્રય કરીને તમામ પ્રાણિઓ રહેલા છે તેમ ગૃહસ્થાશ્રમનો આશ્રય કરી બીજા બધા આશ્રમો રહેલા છે. ૪.

यथा नदी नदाः सर्वे सागरे यान्ति संस्थितिम् ।
तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥ ५ ॥

જેમ નદ, અને નદીઓ છેવટે સમુદ્રને મળે છે, તેમ તમામ આશ્રમવાળાઓ ગૃહસ્થાશ્રમમાં મળી જાય છે. ( અર્થાત્ ગૃહસ્થાશ્રમના આશ્રયથી રહે છે.) ૫.

ऋषयः पितरो देवा भूतान्यतिथयस्तथा ।
आशासते कुटुम्बिभ्यस्तेभ्यः कार्यं विजानता ॥ ६ ॥

ઋષિઓ, પિતૃઓ, દેવતાઓ, અતિથિઓ તથા બીજા

પ્રાણિઓ કુટુંબિઓની આશા રાખે છે. કારણકે તેમનાથી તેમનાં કાર્યો સિદ્ધ થાય છે. ૬.

चतुर्भिरपि चैवैते नित्य माश्रमभिर्द्विजैः ।
दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः ॥ ७ ॥

એ ચારે આશ્રમવાળા દ્વિજોએ દશ લક્ષણવાળા ધર્મનું સેવન પ્રયત્નથી કરવું જોઇએ. ૭.

धृतिः क्षमा दमोऽस्तेयं शौच मिन्द्रिय निग्रहः ।
धीर्विद्या सत्यम क्रोधो दशकं धर्मलक्षणम् ॥ ८ ॥

ધૈર્યતા, ક્ષમા, દમ, અસ્તેય (ચોરી ન કરવી) શૌચ (પવિત્રતા) ઇન્દ્રિયોનો નિગ્રહ, બુદ્ધિ, વિદ્યા, સત્ય, અક્રોધ (ક્રોધ ન કરવો) એ પ્રમાણે ધર્મનાં દશ લક્ષણો છે. ૮.

अहिंसा सत्य मस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
दानं दमोदया शान्तिः सर्वेषां धर्मसाधनम् ॥ ९ ॥

અહિંસા, સત્ય, ચોરી ન કરવી, પવિત્રતા રાખવી, ઇન્દ્રીયોનો નિગ્રહ કરવો, દાન, દમ, દયા અને શાન્તિ એ બધાઓને માટે ધર્મના સાધન છે. ૯.

अनाश्रमी न तिष्ठेत दिनमेकमपिद्विजः ।
आश्रमेण विना तिष्ठन्मायश्चित्तीयते हिसः ॥ १० ॥

દ્વિજજાતિએ એક દિવસ પણ કોઈ પણ આશ્રમધર્મ સિવાય રહેવું જોઇએ નહિ. કારણકે આશ્રમ વિનાનો દ્વિજ પ્રાયશ્ચિતવાળો કહેવાય છે. ૧૦.

---

# वानप्रस्थ गुच्छ ॥ १९ ॥

गृहस्थस्तु यदा पश्येद्वलीपलित मात्मनः ।
अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥ १ ॥

ગૃહસ્થાશ્રમમાં રહેલા પુરૂષે જ્યારે પોતાને પળીયાં (વાળ ધોળા થયા હોય તે) જોઈને તથા છોકરાને ઘેર છોકરાં જોઈને વનમાં જવું જોઈએ. ૧.

संत्यज्य ग्राम्य माहारं सर्वं चैव परिच्छदम् ।
सुतविन्यस्तपत्नीकस्तयावानुगतो वनम् ॥ २ ॥

ગ્રામમાં પ્રાપ્ત થતો આહાર તથા ગૃહસ્થાશ્રમમાં ઉપયોગી વસ્તુઓનો ત્યાગ કરવો, અને પોતાની સ્ત્રીને પુત્રને સોંપવી અગર સાથે રાખવી. ૨.

वानप्रस्थो ब्रह्मचारी साग्निः सोपासनो व्रजेत् ॥ ३ ॥

અને બ્રહ્મચર્યનું પાલન કરવું, અગ્નિહોત્ર રાખવું, તથા ઉપાસના કરવી, અને વનમાં રહેવું. ૩.

अफालकृष्टे नाग्नींश्च पितृन्देवातिथीनपि ।
भृत्यांश्च तर्पयेच्छ्मश्रु जटालोम भृदात्मवान् ॥ ४ ॥

પૃથ્વીને ખેડવાથી ઉત્પન્ન થયેલા નહીં તેવા નીવાર વિગેરેથી અગ્નિ પિતૃઓ અતિથિઓ તથા દેવતાઓને તૃપ્ત કરવા અને પોતાના નોકરોને પણ તેવાજ આહારથી તૃપ્ત કરવા અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું તથા પંચકેશ રાખવા. ૪.

अह्नो मासस्य षण्णां वा तथा संवत्सरस्यवा ।
अर्थस्य संचयं कुर्यात्कृत माश्वयुजेत्यजेत् ॥ ५ ॥

એક દિવસ ચાલે તેટલી સામગ્રી રાખવી, અગર છ માસ ચાલે તેટલી અથવા વર્ષપર્યન્ત ચાલે તેટલી ભોજન સામગ્રી એકઠી કરી રાખવી, અને તે સામગ્રી વધે તો આસો માસમાં ત્યાગ કરવી. ૫.

दान्त स्त्रिषवण स्नायी निवृत्तश्च प्रतिग्रहात् ।
स्वाध्यायवान्दानशीलः सर्वसत्वहिते रतः ॥ ६ ॥

વાનપ્રસ્થે ગર્વ કરવો નહીં, ત્રિકાલ સ્નાન કરવું, કોઇનું દાન લેવું નહીં, વેદાભ્યાસ કરવો, દાન કરવું તથા તમામ પ્રાણિમાત્રનું હીત ઇચ્છવું. ૬.

दन्तोलूखलिकः कालपक्काशी वाश्मकुट्टकः ।
श्रौतं स्मार्तं फलस्नेहैः कर्म कुर्यात्तथा क्रियाः ॥ ७ ॥

કોઈ પદાર્થનાં ફોતરાં વિગેરે દૂર કરવા ખાંડણીનો ઉપયોગ ન કરતાં દાંતથી ફોતરાં કાઢી નાખવાં, અને ઋતુ-ધર્મથી પકવ થયેલા નિવારસામા વિગેરેનું ભક્ષણ કરવું. ખાંડવા જેવી વસ્તુઓ પત્થરથી ખાંડવી તથા શ્રોતસ્માર્ત-કર્મ અને બીજી તમામ ક્રિયાઓમાં ઘી વિગેરે વાપરવું નહીં. પરંતુ ફલોમાંથી નિકળેલા સ્નેહ (તેલ) થી કરવી. (૭)

चान्द्रायणैर्नयेत्कालं कृच्छ्रैर्वा वर्तयेत्सदा ।
पक्षे गते वाप्यश्नीया न्मासे वाहनि वा गते ॥ ८ ॥

ચાન્દ્રાયણ વ્રત કરી સમય ગાળવો, અગર પ્રાજાપત્ય વિગેરે વ્રત કરી વખત ગાળવો, અગર પંદર દિવસે ભોજન કરવું, અગર એક માસે ભોજન કરવું, અથવા તેમ ન બને તો દિવસે ન જમતાં રાત્રિએ ભોજન કરવું. ૮.

स्वप्यात्भूमौ शुची रात्रौ दिवा संभ्रमणैर्नयेत् ।
स्थानासनविहारैर्वा योगाभ्यासेन वा तथा ॥ ९ ॥

દિવસે આમતેમ ફરીને સ્થાનને અથવા આસનને સ્વચ્છ રાખવા વિગેરે કર્મ કરીને અગર યોગાભ્યાસ કરીને વખત ગાળવો અને રાત્રિએ પવિત્ર થઇ ભૂમિમાં શયન કરવું. ૯.

ग्रीष्मे पञ्चाग्नि मध्यस्थो वर्षासु स्थण्डिलेशयः ।
आर्द्र वासास्तु हेमन्ते शक्त्या वा पि तपश्चरेत् ॥ १० ॥

"ऋतुः संवत्सरो ग्रीष्मो वर्षा हेमन्तः" ત્રણ ઋતુઓનું વર્ષ છે તે ત્રણ ઋતુઓ ગ્રીષ્મ વર્ષા, અને હેમન્ત કહેવાય છે. તેમાં ચૈત્રાદિ ચાર માસ ગ્રીષ્મઋતુ માનેલી છે. તેમાં પંચાગ્નિ તપ કરવું, એટલે આજુબાજુ ચાર અગ્નિ સળગાવવા અને ઉપર પાંચમા અગ્નિરૂપે સૂર્યને માનવો. શ્રાવણ વિગેરે ચાર માસો વર્ષાઋતુ કહેવાય છે તેમાં વરસાદની ધારાનું રોકાણ ન થાય તેવા પ્રદેશમાં રહેવું. ત્યાર પછી માર્ગશીર્ષ વિગેરે ચાર માસ હેમન્ત ઋતુ કહેવાય છે તેમાં ભિંજાએલું વસ્ત્ર ધારણ કરવું. આ પ્રમાણે તપશ્ચર્યા ન બને તો પોતાની શક્તિ પ્રમાણે શરીર સુકાય તેવું તપ કરવું. ૧૦.

यः कंटकैर्वितुदति चन्दनैर्यश्च लिम्पति ।
अक्रुद्धोऽपरि तुष्टश्च समस्तस्य च तस्य च ॥ ११ ॥

કોઇ માણુસ પોતાને શરીરે કાંટા ઘોચીને વેદના કરે તેના ઉપર ક્રોધ કરવો નહિ તેમ કોઈ માણુસ પોતાના શરીરે ચંદનાદિકનો લેપ કરે તેથી હર્ષ પામવો નહીં. પરંતુ તે બન્ને ઉપર સમભાવ રાખવો. ૧૧.

**अग्नीन्वाप्यात्मसात्कृत्वा वृक्षावासो मिताशनः ।**
**वानप्रस्थ गृहेष्वेव यात्रार्थं भैक्षमाचरेत् ॥ १२ ॥**

અગ્નિનો આત્મામાં સમાવેશ કરી, વૃક્ષના મૂળ નીચે રહેવું, સ્વલ્પ ભોજન કરવું, તેમ વાનપ્રસ્થ આશ્રમ પાળનારાઓને ત્યાંથી ભિક્ષા લાવવી. ૧૨.

**ग्रामादाहृत्य वा ग्रासानष्टौ भुञ्जीत वाग्यतः ।**
**वायुभक्षः प्रागुदीचीं गच्छेदावर्ष्मसंक्षयात् ॥ १३ ॥**

અથવા મૌન રાખી ગામમાંથી ભીક્ષા માગી લાવી આઠજ ગ્રાસ ભક્ષણ કરવા, અથવા વાયુનું ભક્ષણ કરવું, અને પોતાનો દેહ ક્ષીણ થાય ત્યાં સુધી પૂર્વ દિશા અગર ઉત્તર દિશા તરફ ગમન કર્યા કરવું. આનું નામ મહાપ્રસ્થાન કહેવાય છે. वानप्रस्थो वीराध्वानं ज्वलनाम्बु प्रवेशनं भृगुपतनं वानुतिष्ठेत् વાનપ્રસ્થે, મહાપ્રસ્થાન કરવું અગર અગ્નિમાં પ્રવેશ કરવો, જળમાં પ્રવેશ કરવો, અથવા ભૃગુપતન કરવું (પર્વતના શિખરથી પડવું. ૧૩.

---

## संन्यस्त गुच्छ ॥ २० ॥

---

**ब्रह्मचर्यं परिसमाप्य गृही भवेद्गृही भूत्वा वनीभवेद्वनी भूत्वा प्रव्रजेत् यदिवेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेद्गृहाद्वा वनाद्वा । यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् ॥ १ ॥**

બ્રહ્મચર્ય આશ્રમનું પાલન કરી બ્રહ્મચારીના નિયમો સમાપ્ત કરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો, ગૃહસ્થાશ્રમનું

યથાર્થ સેવન કર્યા પછી વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરવો, અને વાનપ્રસ્થાશ્રમનું સેવન કરી પાછળથી સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરવો અથવા તો બ્રહ્મચર્ય આશ્રમમાંથીજ સન્યાસ દીક્ષા લેવી, અથવા ગૃહસ્થાશ્રમથી દીક્ષા લેવી; અગર વાનપ્રસ્થ આશ્રમનું સેવન કર્યા પછી સન્યાસાશ્રમનો સ્વીકાર કરવો, અથવા જે દિવસે તીવ્રવૈરાગ્ય થાય તેજ દિવસે સન્યાસાશ્રમમાં પ્રવેશ કરવો. ૧.

**वनाद्गृहाद्वा कृत्वेष्टिं सार्ववेदसदक्षिणाम् ।**
**प्राजापत्यां तदन्ते तानग्नींनारोप्य चात्मनि ॥ २ ॥**
**अधीतवेदो जपकृत्पुत्रवानन्नदोऽग्निमान् ।**
**शक्त्याच यज्ञकृन्मोक्षे मनः कुर्यात्तु नान्यथा ॥ ३ ॥**

સન્યાસાશ્રમમાં પ્રવેશ કરતા પહેલાં વાનપ્રસ્થાશ્રમથી અગર ગૃહસ્થાશ્રમથી નિકળતી વખતે સર્વ વેદ સંબંધી દક્ષિણાવાળી અને પ્રજાપતિ દેવતાવાળી ઇષ્ટિ કરીને તથા અગ્નિહોત્રના અગ્નિને વેદોક્ત વિધાનથી આત્માને વિષે આરોપણ કરીને વેદનું જેણે અધ્યયન કરેલું છે, એવા પુરૂષ જપ કરવામાં તત્પર રહેનાર યથાશક્તિ ગરીબોને અન્નદાન કરનાર તથા અગ્નિનું આધાન જેણે કરેલું છે તેવો પુરૂષ મોક્ષમાં મન જોડી શકે છે. અર્થાત્ સંન્યાસી થઇ શકે છે, તે સિવાય સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરવો નહીં. ૨–૩.

**सर्वभूतहितः शान्तस्सदण्डी सकमण्डलुः ।**
**एकारामः परिव्रज्य भिक्षार्थी ग्राममाश्रयेत् ॥ ४ ॥**

સંન્યાસીએ તમામ પ્રાણીમાત્રનું હિત ઇચ્છવું, શાન્તિ રાખવી, ત્રિદંડ ધારણ કરવા, કમંડલું રાખવું, એકલાજ

રહેવું, કોઈ અન્ય સંન્યાસી પુરૂષ કે સ્ત્રી સાથે રહેવું નહીં. અને ભિક્ષા લેવા માટે ગામમાં જવું તે સિવાય સુખ ભોગવવાની ઇચ્છાથી ગામમાં જવું નહીં. ૪.

अप्रमत्तश्चरे द्भैक्षं सायाह्नेऽनभिलक्षितः ।
रहिते भिक्षुकै र्गामे यात्रामात्रमलोपुपः ॥ ५ ॥

દિવસના પાંચમા ભાગે (સાયંકાલે) જ્યોતિષ અગર આત્મજ્ઞાનના ઉપદેશ ન કરતાં, તેમ મિષ્ટાન્ન વિગેરેનો લોભ ન કરતાં, જેટલાથી પોતાના દેહને આધાર થાય તેટલીજ ભિક્ષા લેવા માટે જ્યાં પાખંડી લોકો ન રહેતા હોય તેવા ગામમાં જવું. ૫.

यतिपात्राणि मृद्वेणुदार्वलाबुमयानि च ।
सलिलं शुद्धिरेतेषां गोवालैश्चावघर्षणम् ॥ ६ ॥

સન્યાસીઓએ મૃત્તિકા, વાંસ, અગર અલાબુથી બનાવેલાં પાત્રો રાખવાં, અને તે પાત્રોમાં ભીક્ષા લીધી હોય તો ગાયનું છાણ ઘસીને પાણીથી ધોઇ નાખવાથી શુદ્ધ થાય છે. ૬.

संनिरुध्येन्द्रियग्रामं रागद्वेषौ प्रहायच ।
भयं हित्वा च भूताना ममृतीभवति द्विजः ॥ ७ ॥

ઇન્દ્રિયોના સમૂહને રોકવાથી અને રાગદ્વેષનો ત્યાગ કરવાથી તથા પ્રાણિમાત્રને ભય ન ઉત્પન્ન કરવાથી મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. ૭.

कर्तव्याशयशुद्धिस्तु भिक्षुकेण विशेषतः ।
ज्ञानोत्पत्तिनिमित्तत्वा त्स्वातन्त्र्यकरणाय च ॥ ८ ॥

સંન્યાસીએ વિશેષ પ્રકારે વિષયવાસનાના દોષથી દૂષિત થયેલા અંતઃકરણની શુદ્ધિ કરવી. કારણકે તે કરવાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને આત્મધ્યાન તથા ધારણા વિગેરે કરવામાં સ્વતન્ત્રતા પ્રાપ્ત થાય છે. ૮.

ध्यान योगेन संपश्येत्सूक्ष्मआत्मात्मनि स्थितः ॥ ९ ॥

બ્રહ્મને વિષે રહેલા સૂક્ષ્મ આત્માને ધ્યાનયોગથી જોવો. ૯.

नाश्रमः कारणं धर्मे क्रियमाणो भवेद्भिमः ।
अतो यदात्मनोऽपथ्यं परेषां न तदाचरेत् ॥ १० ॥

ઉપર બતાવેલા આત્મધ્યાન કરવારૂપી ધર્મમાં સન્યાસાશ્રમ કારણરૂપે નથી; કારણકે દંડકમંડલુ રાખવાથી જ્ઞાન થતું નથી. માટે પોતાને જેનાથી ઉદ્વેગ થતો હોય તેવું પરૂષવચન બીજાને કહેવું નહીં. એ પ્રમાણે વર્તવાથી આત્મજ્ઞાન થાય છે. ૧૦.

सत्य मस्तेय मक्रोधो ह्रीः शौचं धीर्धृतिर्दमः ।
संयतेन्द्रियता विद्या धर्मः सर्व उदाहृतः ॥ ११ ॥

સારૂં બોલવું, ચોરી ન કરવી, ક્રોધ ન કરવો, લજ્જા રાખવી, પવિત્રતા રાખવી, વિવેકબુદ્ધિ રાખવી, ધીરતા રાખવી, મદનો ત્યાગ કરવો, ઇન્દ્રિઓને વશ રાખવી, અને આત્મજ્ઞાન મેળવવું. એ પ્રમાણે વર્તન કરવાથી ઉપર કહેલો તમામ ધર્મ પાળી શકાય છે. ૧૧.

नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ।
कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा ॥ १२ ॥

મરણની ઇચ્છા ન કરવી, તેમ જીવવાની પણ ઇચ્છા ન કરવી. પરંતુ જેમ કોઈ માણસે રાખેલો નોકર પોતાની સત્તાથી કાંઈ પણ કામ ન કરતાં પોતાના માલીકની આજ્ઞા પ્રમાણે વર્તે છે તેમ કાલબલથી જે થાય તે સહન કરવું. ૧૨.

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ १३ ॥

નજરે જોઇને પગ મૂકવો, વસ્ત્રથી ગાળીને પાણી પીવું, સત્યથી પવિત્ર વાણી બોલવી, અને મનથી પવિત્ર થયેલાનું આચરણ કરવું, અર્થાત્ ઘણો વિચાર કરી કોઈ પણ કામ કરવું. ૧૩.

अतिवादांस्तितिक्षेत नावमन्येत कंचन ।
नचेमं देह माश्रित्य वैरं कुर्वीत केनचित् ॥ १४ ॥

કોઈ નિન્દા કરે તે સહન કરવી, તેમ કોઇનું અપમાન કરવું નહીં. તેમ આ મનુષ્યદેહનો આશ્રય કરી કોઈની સાથે વૈર કરવું નહીં. ૧૪.

क्रुद्धन्तं न प्रतिक्रुद्ध्ये दाक्रुष्टः कुशलं वदेत् ।
सप्तद्वारावकीर्णां चनवाच मनृतां वदेत् ॥ १५ ॥

પોતાના ઉપર ક્રોધ કરનાર ઉપર ક્રોધ કરવો નહીં. કોઇએ પોતાની નિન્દા કરી હોય તો પણ તેને માટે સારી વાણી બોલવી, તથા કાન, ચામડી, નેત્ર, જીહ્વા તથા નાસિકા. એ પાંચ ઇન્દ્રિઓ તથા મન, અને બુદ્ધિ એ સાત દ્વારોથી જે વિષયોનું ગ્રહણ કર્યું હોય તે વિષેની વાર્તા ન

કરવી. પરંતુ બ્રહ્મવિષયનીજ વાર્તો કરવી તેમ અસત્ય વાણી બોલવી નહીં. ૧૫.

आश्रमास्तु त्रयः प्रोक्ता वैश्यराजन्ययोस्तथा ।
पारिव्राज्याश्रमप्राप्तिं ब्राह्मणस्यैव चोदिता ॥ १६ ॥

ક્ષત્રિય તથા વૈશ્યોને બ્રહ્મચર્ય, ગૃહસ્થ તથા વાનપ્રસ્થ એ ત્રણુજ આશ્રમો કહેલા છે. અને સન્યાસાશ્રમ તો બ્રાહ્મણોનેજ માટે છે એ પ્રમાણે ઋષિઓ માને છે. ૧૬.

द्वाविमौ पुरुषौ लोके सूर्यमंडलभेदिनौ ।
परिव्राड् योगयुक्तश्च रणे चाभिमुखोहतः ॥ १७ ॥

યોગમાર્ગનું સેવન કરનાર સંન્યાસી તથા યુદ્ધમાં શત્રુના સામે યુદ્ધ કરી મરણુ પામેલો યોધ્ધો. એ બન્ને પુરૂષો આ સંસારમાંથી સૂર્યમંડલનો ભેદ કરી સ્વર્ગમાં જઈ શકે છે. ૧૭.

अतीतान्न स्मरेद्भोगान्न तथानागतानपि ।
प्राप्तांश्च नाभिनन्देद्यः सकैवल्याश्रमे वसेत् ॥ १८ ॥

પૂર્વકાલમાં ભોગવેલા ભોગોને સંભાળવા નહીં, તેમ ભવિષ્યમાં આ પ્રમાણે ભોગ ભોગવવા મલશે તેવો પણુ વિચાર કરવો નહીં. તેમ અનાયાસે પણુ ભોગ પ્રાપ્ત થયા હોય તેથી પણુ ખુશી થવું નહીં. આ પ્રમાણે ચિત્તવૃત્તિ સ્થિર રાખનારો મોક્ષ મેળવવાને યોગ્ય એવા સન્યાસાશ્રમમાં રહી શકે છે. ૧૮.

कौपीनयुगलं कन्था दण्ड एकः परिग्रहः ।
यतेः परमहंसस्य नाधिकंतु विधीयते ॥ १९ ॥

બે કૌપીન કંથા એક દંડ એટલીજ વસ્તુઓ સંન્યાસીને તથા પરમહંસને પાસે રાખવાની કહી છે. અધિક વસ્તુઓ રાખવા કહ્યું નથી. ૧૯.

यदि वा कुरुते रागादधिकस्य परिग्रहम् ।
रौरवं नरकं गत्वा तिर्यग्योनिषु जायते ॥ २० ॥

અથવા તો ઉપર કહેલી વસ્તુઓ કરતાં અધિક વસ્તુઓનો પરિગ્રહ કરે તો તે સન્યાસી રૌરવ નરકમાં જાય છે. અને પછીથી પક્ષિની યોનિમાં જન્મ ધારણ કરે છે. ૨૦.

त्यक्त्वा लोकांश्च वेदांश्च विषयानिन्द्रियाणि च ।
आत्मन्येव स्थितो यस्तु स याति परमां गतिम् ॥ २१ ॥

લોકો વેદ, વિષયો અને ઇન્દ્રિયોના વેગનો ત્યાગ કરીને આત્મજ્ઞાનમાંજ પ્રયત્ન કરનાર સંન્યાસી પરમગતિને પ્રાપ્ત કરે છે. ૨૧.

नामगोत्रादिवरणं देशं कालं श्रुतं कुलम् ।
वयोवृत्तं व्रतं शीलं ख्यापयेन्नैव सद्यतिः ॥ २२ ॥

શ્રેષ્ઠ સંન્યાસીએ પોતાનું નામ ગોત્ર વિગેરે તથા પોતાનો દેશકાલ, શાસ્ત્રોનું જ્ઞાન, કુલ, ઉમ્મર, વ્રત તથા સ્વભાવ બીજાને કહેવા નહીં. ૨૨.

नसंभाषेत्स्त्रियं कांचित्पूर्वदृष्टां च नस्मरेत् ।
कथांच वर्जयेत्तासां न पश्येल्लिखितामपि ॥ २३ ॥

કોઈ પણ સ્ત્રીની સાથે ભાષણ કરવું નહીં, તેમ પહેલાં દેખેલી કોઈ પણ સ્ત્રીનું મનમાં સ્મરણ કરવું નહીં. તેમ સ્ત્રીસંબંધી વાર્તાઓ પણ કરવી નહીં. અને સ્ત્રીનું ચિત્ર પણ જોવું નહીં. ૨૩.

माद्यति प्रमदां दृष्ट्वा सुरां दृष्ट्वा च माद्यति ।
तस्माद्दृष्टिविषां नारीं दूरतः परिवर्जयेत् ॥ २४ ॥

જેમ મદ્યપાન કરનારો પુરૂષ મદ્યને દેખીને મદોન્મત્ત બને છે. તેમ સ્ત્રીને દેખીને પણ પુરૂષ મદોન્મત્ત થાય છે. તેટલા માટે દ્રષ્ટિમાં વિષ ઉત્પન્ન કરનારી સ્ત્રીને દૂરથી ત્યાગ કરવી. ૨૪.

नटादिप्रेक्षणं द्युतं प्रमदा सुहृदं तथा ।
भक्ष्यं भोज्य मुदक्यां च षण्न पश्येत्कदाचन ॥ २५ ॥

નટ વિગેરેની રમતો, જુગારની રમત થતી હોય તે, સ્ત્રીના ઉપર મોહ રાખનાર, ખાદ્ય પદાર્થો તથા ભોજન કરવાના પદાર્થો, અને રજસ્વલા સ્ત્રી, એ છ વસ્તુઓનું કોઈ પણ દિવસ દર્શન કરવું નહીં. ૨૫.

रागं द्वेषं मदं मायां द्रोहं मोहं परात्मसु ।
षडेतानि यति र्नित्यं मनसापि न चिन्तयेत् ॥ २६ ॥

અન્ય પ્રાણી ઉપર રાગ, દ્વેષ, મદ, માયા, દ્રોહ અને મોહ. એ છ શત્રુઓનું હંમેશાં મનથી પણ ચિંતન કરવું નહીં. ૨૬.

मञ्चकं शुक्लवस्त्रं च स्त्रीकथा लौल्यमेव च ।
दिवा स्वापंच यानंच यतीनां पातकानि षट् ॥ २७ ॥

ખાટલા ઉપર સૂઈ રહેવું, ધોળાં વસ્ત્ર ધારણ કરવાં, સ્ત્રીઓની વાર્તાઓ કરવી, ચપળતા રાખવી, દિવસે સૂઈ રહેવું, અને વાહનમાં બેસવું. એ છ, સન્યાસીને પાપકર્મ કહેલાં છે. ૨૭.

नतीर्थसेवी नित्यं स्यान्नोपवासपरो यतिः ।
नचाध्ययनशीलः स्यान्न व्याख्यानपरो भवेत् ॥ २८ ॥

સન્યાસીએ હંમેશાં તીર્થનું સેવન કરવું નહીં. તેમ હંમેશાં ઉપવાસ કરવો નહીં, તેમ નિરંતર અધ્યયન કરવું નહીં. તેમ વ્યાખ્યાન પણ કરવું નહીં. ૨૮.

षष्टिं कुलान्यतीतानि षष्टि मागामिकानि च ।
कुलान्युद्धरते प्राज्ञः संन्यस्तमिति यो वदेत् ॥ २९ ॥

મ્હેં સન્યાસ લીધો, આ પ્રમાણે બોલનારો પુરૂષ પોતાની સાઠ પેઢી ગયેલી અને આવતી સાઠ પેઢી અને પોતાને એ પ્રમાણે ૧૨૧) એકસો એકવીસ પુરૂષોનો ઉદ્ધાર કરે છે. ૨૯.

संन्यासिनं द्विजं दृष्ट्वा स्थानाच्चलति भास्करः ।
एष मे मण्डलं भित्वा परं ब्रह्माधिगच्छति ॥ ३० ॥

બ્રાહ્મણને સંન્યાસી થયેલો જોઇને સૂર્યનારાયણ પણ પોતાના સ્થાનથી ચલાયમાન થાય છે. કેમકે આ પુરૂષ મારા મંડલનો ભેદ કરી બ્રહ્મપદને મેળવનાર છે. ૩૦.

संन्यासः षड्विधो भवति कुटीचक बहूदक हंस परमहंस तुरीयातीतावधूताश्च । आतुरश्चेति ॥ ३१ ॥

સંન્યાસ છ પ્રકારનો છે. કુટીચક, બહૂદક, હંસ, પરમહંસ તુરીયાતીત અથવા અવધૂત અને આતુર. ૩૧.

पुत्रेषणाया वित्तेषणाया दारेषणाया लोकेषणाया सर्वेषणाया संन्यस्तं मया ॐ भूस्संन्यस्तं मया ॐ भुवस्संन्यस्तं मया स्वस्संन्यस्तं मया ।

ॐ भूर्भुवः स्वस्संन्यस्तं मया इति संन्यस्य उदिचिं गच्छेत् ।३२।

પુત્રની ઇષણાથી, વિત્તની ઇષણાથી, સ્રીની ઇષણાથી લોકોની ઇષણાથી અથવા સર્વેષણાથી (સર્વ પ્રકારની ઇચ્છાથી) મ્હેં સન્યાસ ધારણ કર્યો છે. પૃથ્વીનો મ્હેં સન્યાસ કર્યો, પાતાલનો સન્યાસ કર્યો, અને સ્વર્ગનો સન્યાસ કર્યો. અગર ત્રણે લોકનો સન્યાસ કર્યો. આ પ્રમાણે બોલીને ઉત્તર દીશા તરફ ગમન કરવું. ૩૨.

त्रिदंडं लिंगमाश्रित्य जीवंति बहवो द्विजाः ।
न तेषांमपवर्गोऽस्ति लिंगमात्रोपजीविनाम् ॥ ३३ ॥

ત્રિદંડનું ચિન્હ ધારણ કરી ઘણા બ્રાહ્મણો આજી-વિકા નભાવે છે. તેવા ચિન્હ માત્ર ધારણ કરી આજીવિકા નિભાવનારનું કલ્યાણ થતું નથી. ૩૩.

---

## वर्णजाति विवेक गुच्छः ॥ २१ ॥

---

सवर्णेभ्यः सवर्णासु जायन्ते हि सजातयः ।
अनिन्द्येषु विवाहेषु पुत्राः संतानवर्धनाः ॥ १ ॥

સવર્ણથી સવર્ણ સ્રીઓમાં અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યો. એ પુરૂષોએ પરણેલી અનુક્રમે બ્રાહ્મણી, ક્ષત્રિયાણી અને વૈશ્યા, એ સ્રીઓમાં ઉત્પન્ન થયેલી પ્રજા સજાતિય કહેવાય છે. અને ઉત્તમ વિવાહ કર્યા પછી જે પુત્રો થાય છે તે સંતતિની વૃદ્ધિ કરનારા હોય છે. ૧.

विप्रान्मूर्धावसिक्तो हि क्षत्रियायां विशः स्त्रियाम् ।
अम्बष्ठः शूद्र्यां निषादो जातः पारशवोऽपि वा ॥ २ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય કન્યાને પરણ્યો હોય અને તેનાથી પુત્ર ઉત્પન્ન થાય તે મૂર્ધાવસિક્ત કહેવાય છે. અને બ્રાહ્મણે પરણેલી વૈશ્ય પુત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર અંબષ્ઠ નામનો કહેવાય છે. અને શુદ્ર કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર નિષાદ ( મત્સીમારની જાતિ ) અગર પારાશવ કહેવાય છે. ૨.

वैश्याशूद्र्योस्तु राजन्यान्माहिष्योग्रौ सुतौ स्मृतौ ।
वैश्यात्तुकरणः शूद्र्यां विन्नास्वेषविधिः स्मृतः ॥ ३ ॥

ક્ષત્રિયે પરણેલી વૈશ્ય કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર માહિષ્ય કહેવાય છે. અને શુદ્ર કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર ઉગ્ર સંજ્ઞાવાળો કહેવાય છે. વૈશ્યે પરણેલી શુદ્ર કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર કરણસંજ્ઞાવાળો કહેવાય છે. આ પ્રમાણે સંજ્ઞાઓ પરણેલી સ્ત્રીઓને માટે કહેલી છે. ઉપર બતાવેલા મૂર્ધાવસિક્ત અંબષ્ઠ, નિષાદ, માહિષ્ય, ઉગ્ર અને કરણ એ છ અનુલોમજ કહેવાય છે. ૩.

ब्राह्मण्यां क्षत्रियात्सूतो वैश्याद्वैदेहिकस्तथा ।
शूद्राज्जातस्तु चण्डालः सर्वधर्मबहिष्कृतः ॥ ४ ॥

ક્ષત્રિયે બ્રાહ્મણ સ્ત્રીમાં ઉત્પન્ન કરેલો પુત્ર સૂત કહેવાય છે. વૈશ્યે બ્રાહ્મણીમાં ઉત્પન્ન કરેલો પુત્ર વૈદેહિક કહેવાય છે. અને શુદ્રે બ્રાહ્મણીમાં ઉત્પન્ન કરેલો પુત્ર ચંડાલ કહેવાય છે. તેમાં ચંડાલ તમામ ધર્મથી બહિસ્કૃત ગણેલો છે. ૪.

**क्षत्रिया मागधं वैश्याच्छूद्रात्क्षत्तारमेव च ।**
**शूद्रादायोगवं वैश्या जनयामास वै सुतम् ॥ ५ ॥**

વૈશ્યથી ક્ષત્રિય કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર માગધ સંજ્ઞાવાળો કહેવાય છે. શૂદ્રથી ક્ષત્રિય કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર ક્ષત્તા સંજ્ઞાવાળો કહેવાય છે. શૂદ્રથી વૈશ્ય કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર આયોગવ સંજ્ઞાવાળો કહેવાય છે. એ પ્રમાણે સૂત, વૈદેહિક, ચંડાલ, માગધ, ક્ષતા, આયોગવ. એ છ પ્રતિલોમજ ગણાય છે. ૫.

**माहिष्येण करण्यां तु रथकारः प्रजायते ।**
**असत्सन्तस्तु विज्ञेयाः प्रतिलोमानुलोमजाः ॥ ६ ॥**

ક્ષત્રિયે વૈશ્યકન્યામાં ઉત્પન્ન કરેલો પુત્ર માહિષ્ય કહેવાય છે. અને વૈશ્યે શૂદ્રની કન્યામાં ઉત્પન્ન કરેલી છોકરી કરણી કહેવાય છે. તે કરણીમાં મહિષ્યે ઉત્પન્ન કરેલો પુત્ર રથકાર કહેવાય છે. એકંદરે સંકીર્ણ સંકર- જાતિઓ અનેક હોવાથી ગણતરી થઇ શકે તેમ નથી. પરંતુ સાર એટલોજ કે, અનુલોમજાતિ સત્જાતિ છે અને પ્રતિલોમજાતિ અસત્જાતિ કહેવાય છે. ૬.

**जात्युत्कर्षो युगेज्ञेयः सप्तमे पञ्चमेऽपिवा ।**
**व्यत्यये कर्मणां साम्यं पूर्ववच्चाधरोत्तरम् ॥ ७ ॥**

મૂર્ધાવસિક્તાદિ જાતિઓ પાંચ, છ, તથા સાતમા જન્મમાં બ્રાહ્મણ બને છે. જેમકે બ્રાહ્મણે શૂદ્રકન્યામાં ઉત્પન્ન કરેલી કન્યા નિષાત્ કહેવાય છે. તે બ્રાહ્મણને પરણે તેને પુત્રી થાય તેને પણ બ્રાહ્મણ પરણે. એ પ્રમાણે પાંચમા,

છઠ્ઠા અગર સાતમા જન્મમાં બ્રાહ્મણની જાતિ ગણાય છે. તેવીજ રીતે આપત્તિકાલે બ્રાહ્મણે હલકી વૃત્તિનો (શૂદ્રાદિ વૃત્તિનો) સ્વીકાર કર્યો હોય તો તે પણ પાંચ, છ, અગર સાતમા જન્મે તે જાતિને પ્રાપ્ત કરે છે એ પ્રમાણે ઉચ્ચ નીચ જાતિને પ્રાપ્ત કરે છે. ૭.

---

## व्रत गुच्छः ॥ २२ ॥

---

ब्रह्मचर्यं दया क्षान्तिर्दानं सत्यमकल्कता ।
अहिंसास्तेयमाधुर्ये दमश्चेति यमाः स्मृताः ॥ १ ॥

બ્રહ્મચર્ય, દયા, ક્ષાન્તિ, દાન, સત્ય બોલવું, અકુટિલતા, અહિંસા, ચોરી ન કરવી, મધુર ભાષણ કરવું, ઇન્દ્રિયોનું દમન કરવું એ યમ કહેવાય છે. ૧.

स्नानं मौनोपवासेज्या स्वाध्यायोपस्थनिग्रहाः ।
नियमा गुरुशूषा शौचाक्रोधाप्रमादता ॥ २ ॥

સ્નાન કરવું, મૌન રાખવું, ઉપવાસ, યજ્ઞ, સ્વાધ્યાય ઉપસ્થ ઇન્દ્રિયનો નિગ્રહ ગુરૂ શુશ્રુષા, પવિત્રતા, અને પ્રમાદ ન કરવો, એ નિયમ કહેવાય છે. ૨.

गोमूत्रं गोमयं क्षीरं दधि सर्पिः कुशोदकम् ।
जग्ध्वा परेह्युपवसेत्कृच्छ्रं सान्तपनं चरन् ॥ ३ ॥

પહેલે દિવસે ગોમૂત્ર, ગોમય, દૂધ, દધિ, ઘૃત, કુશોદક એટલી વસ્તુઓનું પ્રાશન કરવું, અને બીજે દિવસે

ઉપવાસ કરવો એ પ્રમાણે બે રાત્રિ મલી સાન્તપન કૃચ્છ્ર કહેવાય છે. ૩.

**पृथक सान्तपनद्रव्यैः षडहः सोपवासकः ।**

**सप्ताहेन तु कृच्छ्रोऽयं महासान्तपनः स्मृतः ॥ ४ ॥**

સાન્તપન કૃચ્છ્રમાં બતાવેલાં દ્રવ્યો પ્રત્યેક દિવસે એક એકનું ભક્ષણ કરવું અને સાતમે દિવસે ઉપવાસ કરવો એનું નામ મહા સાન્તપન કૃચ્છ્ર કહેવાય છે. ૪.

**पर्णोदुम्बर राजीव बिल्वपत्रकुशोदकैः ।**

**प्रत्येकं प्रत्यहं पीतैः पर्णकृच्छ्र उदाहृतः ॥ ५ ॥**

પલાશ ( ખાખરો ) ઉદુમ્બર ( ઉમેડો ) અરવિન્દ ( કમળ ) શ્રીવૃક્ષ ( નાળીયેરનું ઝાડ ) એ ચાર વૃક્ષોનાં પાંદડાં દરેક દિવસે અનુક્રમે ઉકાળીને તે જલ પીવું. અને પાંચમે દિવસે કુશોદકનું પાન કરવું. એ પાર્ણકૃચ્છ્ર કહેવાય છે. ૫.

**तप्तक्षीरघृताम्बूनामेकैकं प्रत्यहं पिबेत् ।**

**एकरात्रोपवासश्च तप्तकृच्छ्र उदाहृतः ॥ ६ ॥**

દૂધ, ઘી, તથા જલ એ દરેકને તપાવી અનુક્રમે દરેક દિવસે પાન કરવું. એ પ્રમાણે પાન કરી ચોથે દિવસે ઉપવાસ કરવો એ તપ્તકૃચ્છ્ર કહેવાય છે. ૬.

**एकभक्तेन नक्तेन तथैवायाचितेनच ।**

**उपवासेन चैवायं पादकृच्छ्रः प्रकीर्तितः ॥ ७ ॥**

એક દિવસ યાચના કર્યા સિવાય મલ્યું હોય તેવું અન્ન એકજ વખત જમવું રાત્રે ભોજન કરવું નહીં. અને બીજે દિવસે ઉપવાસ કરવો, એનું નામ પાદકૃચ્છ્ર કહેવાય છે. ૭.

यथाकथंचित्त्रगुणः प्राजापत्योऽय मुच्यते ।
अयमेवातिकृच्छ्रः स्यात्पाणिपुरान्नभोजनः ॥ ८ ॥

ઉપર બતાવેલો પાદકૃચ્છ્ર યથા કિંચિત્ એટલે દંડકલિતવદ્ આવૃત્તિથી તથા સ્વસ્થાનવૃદ્ધિથી ત્રણગણો થાય તેનું નામ પ્રાજાપત્ય કહેવાય છે, દંડકલિતવદ્ આવૃત્તિપક્ષ વસિષ્ઠ ઋષિએ આ પ્રમાણે બતાવેલો છે, જેમકે એક દિવસ પ્રાતઃકાલમાં ભોજન કરવું, એક દિવસ સાયંકાલે ભોજન કરવું, ત્રિજે દિવસે અયાચિત ભોજન કરવું, એક દિવસ પરાક તથા પાછલા બે દિવસો પૂર્વ પ્રમાણે એમ ધર્મશાસ્ત્રમાં પ્રવિણ મનુએ બ્રાહ્મણોના અનુગ્રહને અર્થે બાલક તથા વૃદ્ધ અને આતુરને માટે શિશુકૃચ્છ્ર કહેલો છે. સ્વસ્થાનવૃદ્ધિપક્ષ આનુલોમ્યથી મનુએ નિચે પ્રમાણે કહેલો છે. જેમકે ત્રણ દિવસ પ્રાતઃકાલે ત્રણ દિવસ સાયંકાલે ત્રણ દિવસ અયાચિત ભોજન કરવું, અને આગળના ત્રણ દિવસોએ કાંઇ પણ ભોજન ન કરવું. પ્રાતિલોમ્યવૃત્તિ વસિષ્ટ ઋષિએ નિચે પ્રમાણે બતાવેલી છે જેમકે ચાન્દ્રાયણ વ્રત કર્યાં પછી કૃચ્છ્રનું આચરણ કરવું, એ પ્રતિલોમ્ય વ્રત કહેવાય છે. ઉપર કહેલા પ્રાજાપત્ય કૃચ્છ્રનેજ અતિકૃચ્છ્ર કહેલો છે એમાં વિશેષ માત્ર એટલોજ છે કે પહેલાં ત્રણ દિવસ હાથેલીમાં રહે તેટલુંજ અન્ન ખાવું. ૮.

कृच्छ्रातिकृच्छ्रः पयसा दिवसानेकविंशतिम् ।
द्वादशाहोपवासेन पराकः परिकीर्तितः ॥ ९ ॥

એકવિસ દિવસ દુધ–પાન કરીને રહેવું એજ કૃચ્છ્રાતિકૃચ્છ્ર અને બાર દિવસ ઉપવાસ કરવો એને પરાકવ્રત કહેલું છે. ૯.

पिण्याकाचामतक्राम्बुसक्तूनां प्रतिवासरम् ।
एकरात्रोपवासश्च कृच्छ्रः सौम्योऽय मुच्यते ॥ १० ॥

પિણ્યાક, આચામ, તક્ર, જલ અને સક્તુ એ પાંચ વસ્તુઓ એકેક દિવસે ખાવી અને છઠ્ઠે દિવસે ઉપવાસ કરવો એ સૌમ્યકૃછ્ર કહેવાય છે. ૧૦.

एषां त्रिरात्रमभ्यासादेकैकस्य यथाक्रमम् ।
तुलापुरुष इत्येष ज्ञेयः पञ्चदशाहिकः ॥ ११ ॥

ઉપર ગણાવેલી વસ્તુઓમાં દરેક વસ્તુ ત્રણ ત્રણ દિવસ ખાવી એ પ્રમાણે પંદર દિવસે તુલાપુરૂષ નામનો કૃચ્છ્ર થાય છે. ૧૧.

तिथिवृद्ध्या चरेत्पिण्डान् शुक्ले शिख्यण्डसंमितान् ।
एकैकं ह्रासयेत्कृष्णे पिण्डंचान्द्रायणं चरन् ॥ १२ ॥

શુકલપક્ષમાં પ્રતિપદાથી આરંભી મોરના ઇંડા જેટલા એકેક ગ્રાસથી વૃદ્ધિ કરવી. જેમકે શુકલપ્રતિપદાએ એક દ્વિતીયાએ બે, એ પ્રમાણે પૂર્ણિમાએ ૧૫ કૃષ્ણપતિપદાએ ૧૪ એ પ્રમાણે હ્રાસ કરતાં કૃષ્ણચતુર્દશીએ એક અને અમાંસે ઉપવાસ કરવો એનું નામ ચાન્દ્રાયણવ્રત કહેવાય છે. ૧૨.

यथाकथंचित्पिण्डानां चत्वारिंशच्छतद्वयम् ।
मासेनैवोपभुञ्जीत चान्द्रायणमथापरम् ॥ १३ ॥

એક માસે ૨૪૦ ગ્રાસનું ભોજન કરવું, એ પણ ચાન્દ્રાયણવ્રત કહેવાય છે, તેનો ક્રમ નીચે પ્રમાણે છે. જેમકે પ્રતિદિન આઠ કોળીયા અથવા દિવસે ૪ અથવા રાત્રિએ ૪ એ પ્રમાણે આઠ અથવા એક દિવસ ૪ અને બીજે

દિવસે ૧૨ એ પ્રમાણે અથવા એક દિવસ ઉપવાસ કરવો અને બીજે દિવસે સોળ એ પ્રમાણે એક માસે ૨૪૦ ગ્રાસનું ભોજન કરવું. એ પણ ચાન્દ્રાયણવ્રત કહેવાય છે. ૧૩.

कुर्यात्रिषवणस्नायी कृच्छं चान्द्रायणं तथा ।
पवित्राणि जपेत्पिण्डान्गायत्र्याचाभिमन्त्रयेत् ॥ १४ ॥

કૃચ્છ્રાદિક તથા ચાન્દ્રાયણવ્રત કરનારે ત્રિષવણ સ્નાન કરવું તથા પવિત્ર મન્ત્રોનો જપ કરવો અને ગાયત્રી મન્ત્રથી ગ્રાસનું અભિમંત્રણ કરવું. ૧૪.

अनादिष्टेषु पापेषु शुद्धिश्चान्द्रायणेन तु ।
धर्मार्थं यश्चरेदेतच्चन्द्रस्यैति स लोकताम् ॥ १५ ॥

જે પાપને માટે પ્રાયશ્ચિત્ત ન કહ્યું હોય તે પાપને દૂર કરવા માટે ચાન્દ્રાયણ વ્રત કરવું તથા ધર્મને માટે ચાન્દ્રાયણવ્રત કરે તો ચન્દ્રલોકમાં ગતિ થાય છે. ૧૫.

अहिंसा सत्याऽस्तेय ब्रह्मचर्याऽपरिग्रहायमा ।
(एते) जातिदेशकालसमयाऽनवच्छिन्नाः
सार्वभौमामहाव्रतम् ॥ १६ ॥

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ યમ કહેવાય છે. અને જાતિ, દેશ, કાલ અને સમયની અપેક્ષા રાખતા નથી. કારણકે સાર્વભૌમ છે. અને તેને મહાવ્રતમાં ગણેલા છે. ૧૬.

---

## प्रायश्चित्त गुच्छ ॥ २३ ॥

अकुर्वन्विहितं कर्मनिन्दितं च समाचरन् ।
प्रसक्तश्चेन्द्रियार्थेषु प्रायश्चित्तीयते नरः ॥ १ ॥

વેદવિહિતકર્મને ન કરનાર તથા નિંદિતકર્મનું અનુષ્ઠાન કરનાર તેમ ઇન્દ્રિયોના અર્થની (વિષયોની) આસક્તિ રાખનાર મનુષ્ય પ્રાયશ્ચિત્તવાળો થાય છે. ૧.

विहितस्याननुष्ठानान्निन्दितस्य च सेवनात् ।
अनिग्रहाच्चेन्द्रियाणां नरः पतनमृच्छति ॥ २ ॥

વેદવિહિત કર્મનું અનુષ્ઠાન ન કરવાથી અને નિંદિત કર્મનું સેવન કરવાથી તથા ઇન્દ્રિયોનો નિગ્રહ ન કરવાથી માણુસ અધોગતિને પામે છે ૨.

तस्मात्तेनेह कर्तव्यं प्रायश्चितं विशुद्धये ।
एवमस्यान्तरात्मा च लोकश्चैव प्रसीदति ॥ ३ ॥

તેટલા માટે પાપથી શુદ્ધ થવા પ્રાયશ્ચિત્ત કરવું જે કરવાથી પાપ કરનારનો અંતરાત્મા અને લોકો પ્રસન્ન થાય છે. ૩.

प्रायश्चितमकुर्वाणाः पापेषु निरता नराः ।
अपश्चात्तापिनः कष्टान्नरकान्यान्तिदारुणान् ॥ ४ ॥

પ્રાયશ્ચિત્તને ન કરનારા અને પાપાચરણુ કરવામાંજ પ્રેમ રાખનારા તથા પશ્ચાત્તાપ કરનારા લોકો કષ્ટકારી અને દારૂણુ નરકમાં જાય છે. ૪.

प्रायश्चित्तैरपैत्येनो यदज्ञानकृतं भवेत् ।
कामतोऽव्यवहार्यस्तु वचनादिह जायते ॥ ५ ॥

જે પાપ અજ્ઞાનથી થયું હોય તે પ્રાયશ્ચિત્તથી દૂર થાય છે. પરંતુ જાણીને પાપ કર્યું હોય તો પ્રાયશ્ચિત્તથી શુદ્ધિ થતી નથી. પરન્તુ પ્રાયશ્ચિત્ત વચનોના બલથી વ્યવહારયોગ્ય થઇ શકે છે. ૫.

ब्रह्महा मद्यपः स्तेनस्तथैवगुरुतल्पगः ।
एते महापातकिनो यश्च तैः सह संवसेत् ॥ ६ ॥

બ્રાહ્મણનો વધ કરનાર મદ્યપાન કરનાર ચોરી કરનાર તથા ગુરૂપત્નીનું ગમન કરનાર એટલા પુરૂષો મહા પાપી ગણાય છે, અને તેઓની સાથે રહેનારો પણ પાપી ગણાય છે. ૬.

तामिस्त्रं लोहशङ्कूच महानिरयशाल्मली ।
रौरवंकुड्मलं पूतिमृत्तिकं कालसूत्रकम् ॥ ७ ॥
संघातं लोहितोदं च सविषं संप्रपातनम् ।
महानरककाकोलं संजीवनमहापथम् ॥ ८ ॥
अवीचिमन्धतामिस्त्रं कुम्भीपाकं तथैवच ।
असिपत्रवनं चैव तपनं चैकविंशकम् ॥ ९ ॥

તામિસ્ર, લોહ, શંકુ, મહાનિરય, શાલ્મલી, રૌરવ, કુડ્મલ, પૂતિમૃત્તિક, કાલસૂત્ર, સંઘાત, લોહિતોદ, સવિષ, સંપ્રપાતન મહાનરક કાકોલ, સંજીવન, મહાપથ, અવીચિ, અન્ધતામિસ્ર કુંભિપાક, અસિપત્રનવ, અને તપન. એ પ્રમાણે એકવિસ નરકો છે. ૭–૮–૯.

महापातकजैर्घोरै रुपपातकजैस्तथा ।
अन्विता यान्त्यचरितप्रायश्चित्ता नराधमाः ॥ १० ॥

ઘોર, મહાપાતકથી તથા ઉપપાતકથી યુક્ત અધમ મનુષ્યો પ્રાયશ્ચિત્ત ન કરવાથી અધોગતિને પામે છે. ૧૦.

गोवधोव्रात्यता स्तेयमृणानां चानपक्रिया ।
अनाहिताग्नितापण्यविक्रयः परिवेदनम् ॥ ११ ॥
भृताद्ध्ययनादानं भृतकाध्यापनं तथा ।
पारदार्यंपारिवित्त्यं वार्धुष्यंलवणक्रिया ॥ १२ ॥
स्त्रीशूद्रविट्क्षत्रवधो निन्दितार्थोपजीवनम् ।
नास्तिक्यं व्रतलोपश्चसुतानां चैव विक्रयः ॥ १३ ॥
धान्यकुप्य पशुस्तेयमयाज्यानां च याजनम् ।
पितृमातृसुतत्याग स्तडागारामविक्रयः ॥ १४ ॥
कन्यासंदूषणं चैव परिविन्दकयाजनम् ।
कन्याप्रदानं तस्यैव कौटिल्यं व्रतलोपनम् ॥ १५ ॥
आत्मनोऽर्थे क्रियारम्भोमद्यपस्त्रीनिषेवणम् ।
स्वाध्यायाग्नि सुतत्यागोबान्धवत्याग एव च ॥ १६ ॥
इन्धनार्थंद्रुमच्छेदः स्त्रीहिंसौषधजीवनम् ।
हिंस्रयन्त्रविधानं च व्यसनान्यात्मविक्रयः ॥ १७ ॥
शूद्रप्रेष्यं हीनसख्यं हीनयोनिनिषेवणम् ।
तथैवानाश्रमेवासः परान्नपरिपुष्टता ॥ १८ ॥
असच्छास्त्राधिगमनमाकरेष्वधिकारिता ।
भार्याया विक्रयश्चैषा मेकैकमुपपातकम् ॥ १९ ॥

ગોવધ, વ્રાત્યતા, ચોરી, દેવું ન આપવું તે, અગ્નિહોત્ર ન રાખવું, નિંદિત વસ્તુનો ક્રય કરવો, પરિવેદન, સેવક પાસેથી અધ્યયન કરવું તથા દાન લેવું તેમ અધ્યયન કરાવવું, પરસ્ત્રી સેવન, પરદ્રવ્યની લિપ્સા, વ્યાજનો ધંધો, લવણક્રિયા, સ્ત્રી, શૂદ્ર, વૈશ્ય તથા ક્ષત્રિયોનો વધ નિન્દિત-વસ્તુથી આજીવિકા નિભાવવી, નાસ્તિકતા, વ્રતલોપ, છોકરાઓનો વિક્રય, ધાન્ય, લોઢું, તથા પશુઓની ચોરી કરવી, અયાજ્યને યજ્ઞ કરાવવો, પિતા માતા તથા પુત્રનો ત્યાગ કરવો, તલાવ તથા બગીચાનો વિક્રય કરવો, કન્યા, દૂષણ, પરિવિન્દકનું યાજન તથા પરિવિન્દકને કન્યાદાન કરવું, કુટીલતા, વ્રતલોપ, પોતાને માટે કર્મનો આરંભ, મદ્યપાન કરનાર સ્ત્રીનું સેવન, સ્વાધ્યાય, અગ્નિ તથા પુત્રનો ત્યાગ કરવો, બાન્ધવોનો ત્યાગ કરવો, બાળવાને માટે વૃક્ષછેદ, સ્ત્રી, હિંસા, તથા ઔષધિથી આજીવિકા નિભાવવી, હિંસા થાય તેવાં યન્ત્ર બનાવવાં, વ્યસન કરવાં, આત્મવિક્રય કરવો, શૂદ્રની નોકરી, હીનની મૈત્રી, હીનયોનિનું સેવન, તેવીજ રીતે આશ્રમ સિવાય રહેવું, પરાન્ન ભોજન કરી શરીરને પુષ્ટ કરવું, અસત્ શાસ્ત્રોનું અધ્યયન કરવું, ભંડાર ઉપર અધિકાર પ્રાપ્ત કરવો, તથા સ્ત્રીનો વિક્રય કરવો, એમાંનું એક એક ઉપપાતક ગણાય છે. ૧૧-૧૨-૧૩-૧૪-૧૫-૧૬-૧૭-૧૮-૧૯.

**गोवृषाणां विपत्तौ च यावन्तः प्रेक्षका जनाः ।**
**अनिवारयतां तेषांसर्वेषां पातकंभवेत् ॥ २० ॥**

ગાયો, તથા બળદોનું મરણ થતું હોય તે વખતે

લા માણુસો જોનારા હોય તેઓમાંથી જે વધ કરનારને
નહિં તે બધાઓને પાપ લાગે છે. ૨૦.

ानां रक्षणार्थाय द्विगुणं व्रतमाचरेत् ।
ुणे व्रत आदिष्टे दक्षिणाद्विगुणा भवेत् ॥ २१ ॥

જે વ્રતના પ્રાયશ્ચિત્તમાં કેશવપન કરવાનું કહ્યું હોય
કેશવપન ન કરવું હોય તો તેથી બમણું વ્રત કરવું,
દ્વિગુણવ્રતમાં દક્ષિણા પણ બેગણી આપવી. ૨૧.

ा वा राजपुत्रो वा ब्राह्मणो वा बहुश्रुतः ।
त्वा वपनं तेषां पायश्चित्तं विनिर्दिशेत् ॥ २२ ॥

રાજા, રાજપુત્ર અથવા બહુશ્રુત બ્રાહ્મણને પ્રાયશ્ચિત્ત
નું હોય તો તેઓને વપન કરાવ્યા સિવાય પ્રાયશ્ચિત્ત
નો આદેશ કરવો. ૨૨.

न्केशान्समुध्धृत्यछेदयेदंगुलद्वयम ।
ारी कुमारीणां शिरसोमुंडनंस्मृतम ॥ २३ ॥

તમામ કેશોને ઉંચા કરી મુઠીમાં રાખીને બે આંગળ
કાપી નાખવા તે, સ્ત્રીઓ તથા કુમારીકાઓને મુંડન
કહેવાય છે. ૨૩

र्वर्ण्येषुसर्वेषुहितां वक्ष्यामि निष्कृतिम ।
न्यागमने चैव शुद्धयैचान्द्रायणं चरेत् ॥ २४ ॥

તમામ ચાતુર્વર્ણ્યને વિષે હિતકારક પ્રાયશ્ચિત્ત કહીશ.
કે અગમ્ય સ્ત્રીનું ગમન કર્યું હોય તો તેની શુદ્ધિ
ચાન્દ્રાયણ વ્રત કરવું. ૨૪.

चातुर्वर्ण्यस्य नारीणां कृच्छ्रं चान्द्रायणं व्रतम् ।
यथाभूमिस्तथानारी तस्मात्तां न तु दूषयेत् ॥ २५ ॥

ચારે વર્ણની સ્ત્રીઓને શુદ્ધિને માટે કૃચ્છ્રચાન્દ્રાયણ વ્રત કરાવવું, અને શુદ્ધ કરી વ્યવહારયોગ્ય ગણવી. કારણકે જેમ પૃથ્વી છે. તેવીજ સ્ત્રીઓ છે માટે તેઓને દૂષિત ગણી તિરસ્કાર કરવો નહીં. ૨૫.

उपवासै व्रतैः पुण्यैः स्नानसन्ध्यार्चनादिभिः ।
जपहोमदयादानैः शुद्ध्यन्ते ब्राह्मणादयः ॥ २६ ॥

બ્રાહ્મણ વિગેરે ચારે વર્ણના માણસો ઉપવાસ કરવાથી વ્રત કરવાથી પુણ્યકારક સ્નાનસંધ્યા તથા પૂજન કરવાથી અને જપ હોમ દયા તથા દાન કરવાથી શુદ્ધ થાય છે. ૨૬.

आकाशं वायुरग्निश्चमेध्यं भूमिगतं जलम् ।
न दुष्यन्ति च दर्भाश्चयज्ञेषु चमसा यथा ॥ २७ ॥

આકાશ, વાયુ, અગ્નિ અને પૃથ્વી ઉપર વહેતું જલ પવિત્ર છે. તેમજ યજ્ઞમાં ચમસની માફક દર્ભો દુષણવાળા થતા નથી. ૨૭.

अजिनं मेखला दंडोभैक्ष्यचर्या व्रतानि च ।
निवर्तन्ते द्विजातीनां पुनः संस्कारकर्मणि ॥ २८ ॥

દ્વિજાતિઓને પુનઃ સંસ્કાર કરતી વખતે અજિન, મેખલા, દંડ ભૈક્ષચર્યા અને વ્રતો એ પ્રથમનાં ઉપયોગમાં ન લેતાં અન્ય ધારણ કરવાં. ૨૮.

शूद्रान्नं शूद्रसंपर्कः शूद्रेण च सहासनम् ।
शूद्राज्ज्ञानागमश्चापिज्वलन्तमपि पातयेत् ॥ २९ ॥

શૂદ્રનું અન્ન શૂદ્રનો સંબંધ શૂદ્રની સાથે આસન ઉપર
સવું, શૂદ્રની પાસેથી જ્ઞાન મેળવવું એ પાપ છે, અને
નિને પણ અધોગતિએ પહોંચાડે છે. ૨૯.

ज्ञानात्तुसुरांपीत्वा रेतो विण्मूत्रमेवच ।
ः संस्कारमर्हन्ति त्रयोवर्णा द्विजातयः ॥ ३० ॥

અજ્ઞાનથી મદિરા, શુક્ર, વિષ્ટા, મૂત્ર વિગેરેનું પાન કરે
દ્વિજાતિને પુનઃ સંસ્કાર કરવો જોઇએ. ૩૦.

तापकशुद्धिः स्यादेवंचान्द्रायणेन वा ।
सा वापिमासेन पराकेणाथवापुनः ॥ ३१ ॥

એ પ્રમાણે ચાન્દ્રાયણ કરવાથી માસ પર્યન્તપયઃ પાન
ાથી અને પરાક નામનું વ્રત કરવાથી ઉપપાતકની શુદ્ધિ
ય છે. ૩૧.

ંકાલં વયઃ શક્તિ पापंचावेक्ष्ययत्नतः ।
ायश्चित्तं प्रकल्प्यंस्याद्यत्रचोक्ता न निष्कृतिः ॥ ३२ ॥

જે પાપમાં શાસ્ત્રોક્ત નિષ્કૃતિ ન કહેલી હોય તેના
યશ્ચિત્ત માટે દેશકાલ વય, શક્તિ તથા પાપનો પ્રયત્નથી
ચાર કરી પ્રાયશ્ચિત્તની કલ્પના કરવી. ૩૨.

ाशायां वा दिवावापि यदज्ञानकृतं भवेत् ।
ालयसंध्याकरणात्तत्सर्वं विप्रणश्यति ॥ ३३ ॥

રાત્રિએ અથવા દિવસે જે અજ્ઞાનથી પાપ થયું હોય
તે ત્રિકાલ સંધ્યા કરવાથી તમામ નાશ પામે છે. ૩૩.

क्रियारण्यकजपो गायत्र्याश्च विशेषतः ।
ंपापहराह्येतेरुद्रैकादशिनी तथा ॥ ३४ ॥

સુક્રિયા, આરણ્યકનો જપ, તથા વિશેષ પ્રકારે ગાયત્રીનો જપ તથા એકાદશ રૂદ્ર જપ કરવાથી તમામ પાપ નાશ પામે છે. ૩૪.

यत्रयत्र च संकीर्णमात्मानं मन्यतेद्विजः ।
तत्रतत्र तिलैर्होमोगायत्र्या वाचनं तथा ॥ ३५ ॥

દ્વિજાતિએ જે જે વખતે પોતાના આત્માને પાપ લાગ્યું હોય તેવો સંદેહ પડે તે તે વખતે તિલ હોમ કરવો તથા ગાયત્રી જપ કરવો. ૩૫.

वेदाभ्यासरतं क्षान्तं पञ्चयज्ञक्रियापरम् ।
न स्पृशन्तीह पापानि महापातकजान्यपि ॥ ३६ ॥

વેદાભ્યાસ કરનાર શાન્તિ રાખનાર પંચમહાયજ્ઞ કરનાર એ પ્રમાણે ક્રિયા કરનારને મહાપાતકો પણ સ્પર્શ કરી શકતાં નથી. ૩૬.

अशीतिर्यस्यवर्षाणि बालोवाप्यूनषोडशः ।
प्रायश्चितार्द्धमर्हंति स्त्रियो रोगिण एव च ॥ ३७ ॥

જે પુરૂષને ૮૦ એંશી વર્ષો થઇ ગયાં હોય તથા જેને ૧૬ સોળ વર્ષ પૂરાં ન થયાં હોય તેવો બાલક તથા સ્ત્રીઓ તથા રોગિઓ અર્ધું પ્રાયશ્ચિત્ત કરવાને યોગ્ય છે. ૩૭.

स्त्रियाधनं तुयेमोहादुपजीवंति मानवाः ।
स्त्रिया यानानि वासांसि ते पापा यांत्यधोगतिम् ॥ ३८ ॥

જે મનુષ્યો મોહથી સ્ત્રીના ધનથી વાહનથી તથા વસ્ત્રોથી પોતાની આજીવિકા નીભાવનાર હોય તે પાપી પુરૂષો અધોગતિમાં જાય છે. ૩૮.

मृतसूतकपुष्टांगं द्विजंशूद्रान्नभोजिनम् ।
अहंतन्नविजानामि कांकां योनिं गमिष्यति ॥ ३९ ॥

મરણમાં આવેલા સૂતકનું અન્ન ખાઇને શરીરને પુષ્ટ કરનાર તથા શૂદ્રાન્નનું ભોજન કરનાર બ્રાહ્મણ કઇ કઇ હલકી યોનિમાં જન્મ ધારણ કરશે તે હું જાણી શકતો નથી. ૩૯.

गृध्रोद्वादशजन्मानि दशजन्मानिसूकरः ।
श्वयोनौसप्तजन्मानि इत्येवं मनुरब्रवीत् ॥ ४० ॥

મનુ ભગવાન તો કહે છે કે, બાર જન્મપર્યન્ત ગીધયોનિ ત્યારપછી દશ જન્મપર્યન્ત ભુંડની યોનિ તથા ત્યાર પછી સાત જન્મપર્યન્ત શ્વાનયોનિને પ્રાપ્ત કરે છે. ૪૦

आसनाच्छयनाद्याना त्संभाषात्सह भोजनात् ।
संक्रामन्तीह पापानि तैलबिन्दुरिवांभसि ॥ ४१ ॥

જેમ પાણીમાં નાખેલા તેલના બિન્દુઓ પ્રસરી જાય છે. તે પ્રમાણે પાપીઓની સાથે એક આસન ઉપર બેસવાથી સૂઇ રહેવાથી તથા એક વાહનમાં બેસી ગમન કરવાથી ભાષણ કરવાથી તથા ભોજન કરવાથી પાપ સંક્રાન્ત થાય છે. ૪૧.

दुराचारस्य विप्रस्य निषिद्धाचरणस्य च ।
अन्नंभुक्त्वाद्विजः कुर्याद्दिनमेकम भोजनम् ॥ ४२ ॥

દુરાચાર કરનાર તથા નિષિધ્ધાચરણ કરનાર બ્રાહ્મણના અન્નનું ભોજન કરી એક દિવસ ઉપવાસ કરવાથી શુદ્ધિ થાય છે. ૪૨.

सदाचारस्य विप्रस्य तथा वेदान्तवेदिनः ।
भुक्त्वान्नं मुच्यते पापादहोरात्रान्तरान्नरः ॥ ५३ ॥

સદાચારનું પાલન કરનાર તથા વેદાન્તશાસ્ત્ર જાણનાર બ્રાહ્મણના અન્નનું ભોજન કરવાથી પાપ કરનારો માણસ એક અહોરાત્ર પછી શુદ્ધ થાય છે. ૪૩

शूद्राणां नोपवासः स्याच्छूद्रो दानेन शुद्धयति ।
ब्रह्मकूर्चं महोरात्रंश्वपाकमपिशोधयेत् ॥ ४४ ॥

શૂદ્રોને ઉપવાસ કરવાથી પાપ દૂર થતું નથી. પણ દાન કરવાથી શુદ્ધિ થાય છે, અહોરાત્ર બ્રહ્મકૂર્ચ ચંડાલને પણ શુદ્ધ કરે છે. ૪૪.

गोमूत्रं गोमयं क्षीरंदधिसर्पिः कुशोदकम् ।
निर्दिष्टं पञ्चगव्यंतु पवित्रं पापशोधनम् ॥ ४५ ॥

ગોમૂત્ર, ગોમય, ક્ષીર, દધિ, ઘૃત તથા કુશોદક; એ વસ્તુઓ પંચગવ્ય કહેવાય છે, અને પવિત્ર છે તથા પાપને શુદ્ધ કરનાર છે. ૪૫.

गोमूत्रं कृष्णवर्णायाः श्वेतायाश्चैव गोमयम् ।
पयश्च ताम्रवर्णाया रक्ताया गृह्यतेदधि ॥ ४६ ॥
कपिलायाघृतं ग्राह्यं सर्वं कापिलमेववा ।
मूत्रमेक पलंदद्यादंगुष्ठार्धंतु गोमयम् ॥ ४७ ॥

કૃષ્ણવર્ણવાળી ગાયનું ગોમૂત્ર શ્વેત ગાયનું ગોમય તામ્ર વર્ણવાળી ગાયનું દૂધ, રક્તવર્ણવાળી ગાયનું દહિ, કપિલા ગાયનું ઘૃત, અથવા તમામ પદાર્થો કપિલા ગાયનાંજ લેવાં. મૂત્ર એક પલ લેવું તથા અંગુષ્ઠાર્ધમિત ગોમય લેવું. ૪૬-૪૭.

क्षीरं सप्तपलं दद्याद्दधि त्रिपल मुच्यते ।
घृत मेकपलं दद्यात्पलमेकं कुशोदकम् ॥ ४८ ॥

સાત પલ દૂધ આપવું, ત્રણ પલ દહિં આપવું, એક પલ ઘી આપવું, તથા એક પલ કુશોદક આપવું. ૪૮.

गायत्र्यादाय गोमूत्रं गंधद्वारेति गोमयम् ।
आप्यायस्वेतिच क्षीरं दधिक्राव्णस्तथा दधि ॥ ४९ ॥
तेजोसि शुक्रमित्याज्यं देवस्यत्वा कुशोदकम् ।
पञ्चगव्यमृचा पूतंस्थापयेदग्निसन्निधौ ॥ ५० ॥

ગાયત્રી મંત્ર ભણી ગેૌમૂત્ર લેવું, ગંધદ્વારા એ મંત્ર ભણી ગોમય લેવું, આપ્યાયસ્વ એ મંત્ર ભણી દૂધ લેવું, દધિક્રાવ્ણઃ એ મંત્ર ભણી દહિં લેવુ, તેજોસિ એ મંત્ર ભણી ઘૃત લેવું, અને દેવસ્યત્વા એ મંત્ર ભણી કુશોદક લેવું, એ પ્રમાણે મન્ત્રથી પવિત્ર કરેલું પંચગવ્ય અગ્નિની સાનિધ્ય સ્થાપન કરવું. ૪૯–૫૦.

आपोहिष्ठेति चालोडय मानस्तोकेति मन्थयेत् ।
सप्तावरास्तु ये दर्भा अच्छिन्नाग्राः शुकत्विषः ॥ ५१ ॥
एतैरुद्धृत्य होतव्यं पञ्चगव्यं यथा विधि ।
इरावती इदं विष्णुर्मानस्तो केतिशंवती ॥ ५२ ॥
एताभिश्चैव होतव्यं हुतशेषं पिबेद्द्विजः ।
आलोडय प्रणवेनैव निर्मथ्य प्रणवेनतु ॥ ५३ ॥
उधृत्य प्रणवेनैव पिबेच्च प्रणवेनतु ।
यत्त्वगस्थि गतं पापं देहेतिष्ठति देहिनाम् ॥ ५४ ॥

**ब्रह्मकूर्चं दहेत्सर्वं प्रदीप्तोग्नि रिवेन्धनम् ।**
**पवित्रं त्रिषुलोकेषु देवताभिरधिष्ठम ॥ ५५ ॥**

આપોહિષ્ઠા એ મંત્રથી ઓલોડન કરવું, તથા માનસ્તોકે એ મન્ત્રથી મન્થન કરવું. તથા પોપટના જેવા રંગવાળા અચ્છિન્ન અગ્રભાગવાળા સાત દર્ભોથી પંચગવ્યને ઉધૃત કરી વિધિ પ્રમાણે હોમ કરવો. इरावती इदंविष्णुः मानस्तो वा इतिशंवती એ મંત્રોથી હોમ કરવો. અને હુતશેષનું પાન કરવું, પ્રણવથી આલોડન કરવું, પ્રણવથી મથન કરવું, પ્રણવથી ઉધૃત કરવું તથા પ્રણવથી પાન કરવું, માણસોના દેહમાં ચામડા તથા હાડકાંમાં જે પાપ રહેલું હોય છે. તે તમામને ત્રણ લોકોમાં પવિત્ર અને જેમાં દેવતાઓ રહેલા છે. તેવો બ્રહ્મકૂર્ચ દહન કરે છે. ૫૧–૫૨–૫૩–૫૪–૫૫.

**वरुणश्चैव गोमूत्रे गोमये हव्यवाहनः ।**
**दध्नि वायुस्समुद्दिष्टस्सोमः क्षीरे घृते रविः ॥ ५६ ॥**

ગોમૂત્રમાં વરૂણ દેવતા રહેલા છે. ગોમયમાં હવ્યવાહન રહેલા છે. દહિમાં વાયુ રહેલા છે. દૂધમાં સોમ દેવતા રહેલા છે, ઘૃતમાં સૂર્ય દેવતા રહેલા છે. ૫૬.

**अजागावो महिष्यश्च अमेध्यं भक्षयंतियाः ।**
**दुग्धं हव्येच कव्येच गोमयं न विलेपयेत् ॥ ५७ ॥**

બકરીઓ, ગાયો તથા ભેંસો જે અપવિત્ર પદાર્થોનું ભક્ષણ કરતી હોય તેઓનું દૂધ, હવ્ય, કવ્ય (દેવતા તથા પિતૃઓ) ના ઉપયોગમાં લેવું નહીં. તથા તેમના ગોમયથી લેપ કરવો નહીં. ૫૭.

ऊनस्तनी अधीकावा याच स्वस्तनपायिनी ।
तासांदुग्धं नहोतव्यं हुतं चैवाहुतं भवेत् ॥ ५८ ॥

જે ગાયને આંચળ ઓછા હોય અથવા અધિક હોય, અથવા પોતાના સ્તનનું બીજાને પાન કરાવતી હોય તેવી ગાયોનું દૂધ હોમમાં ઉપયોગમાં લેવું નહીં. કારણકે હોમ્યું હોય છતાં ન હોમ્યા બરાબર છે. ૫૮.

---

## द्रव्यशुद्धि गुच्छ ॥ २४ ॥

---

सौवर्णराजताब्जाना मूर्ध्वपात्रग्रहाश्मनाम् ।
शाकरज्जुमूलफलवासो विदलचर्मणाम ॥ १ ॥
पात्राणां चमसानांच वारिणा शुद्धि रिष्यते ।
चरुस्रुक्स्रुवसस्नेहपात्राण्युष्णेन वारिणा ॥ २ ॥

સોનાના રૂપાના પાણીમાં ઉત્પન્ન થયેલા મોતી, શંખ, છીપોલી વિગેરે શાક રજ્જુ ( દોર ) મૂલ (આદુ વિગેરે) આંબાની કેરી વિગેરે વસ્ત્ર વેણુ વિગેરે તથા અજા વિગેરેનાં ચર્મ પ્રોક્ષણીપાત્ર વિગેરે પાત્રો, ચમસ વિગેરે પાત્રો. એ વસ્તુઓ પાણીથી શુદ્ધ થાય છે, તેમ ચરૂસ્થાલી સ્રુક્, સ્રુવ અને ઘીવાળાં થયેલાં પ્રાશિત્ર હરણ વિગેરે પાત્રો ઉષ્ણ પાણીથી શુદ્ધ થાય છે. ૧–૨.

स्फ्यशूर्पाऽजिन धान्यानां मुसलोलूखलाऽनसाम् ।
प्रोक्षणं संहतानांच बहूनां धान्यवाससाम् ॥ ३ ॥

સ્ફ્ય, સૂર્પ, અજીન, ધાન્ય, મૂસલ, ઉલૂખલ અનેસ્રૂ ( ગાડું ) વિગેરે યજ્ઞના અંગોને પ્રોક્ષણ કરવાથી શુદ્ધ થાય છે. તેમ ધાન્ય તથા વસ્ત્રો વધારે હોય અને એકઠાં હોય તેને પણ પ્રોક્ષણ કરવાથી શુદ્ધ થાય છે. ૩.

तक्षणं दारु शृंगास्थ्नां गोवालैः फलसंभुवाम् ।
मार्जनं यज्ञपात्राणां पाणिना यज्ञकर्मणि ॥ ४ ॥

કાષ્ટ, બકરો તથા પાડા વિગેરેનાં શિંગડાં તથા હાથી વરાહ તથા શંખ વિગેરેનાં અસ્થિનો જેટલો ભાગ ઉચ્છિષ્ટ વસ્તુથી લિપ્ત થયા હોય અગર ઘી વિગેરે ચીકણા પદાર્થ-વાળાં થયાં હોય તો તેટલો ભાગ કાપી નાખવાથી બાકી રહેલો શુદ્ધ ગણાય છે. નારીકેળ વિગેરે ફલથી બનાવેલા પાત્રોને ગોવાળથી શુદ્ધ થાય છે અને યજ્ઞમાં આવેલાં યજ્ઞ-પાત્રોને જમણા હાથથી માર્જન કરવાથી શુદ્ધ થાય છે. ૪

सोषै रुदक गोमूत्रैः शुद्धयत्याविककौशिकम् ।
सश्रीफलैरंशुपट्टं सारिष्टैः कुतपं तथा ॥ ५ ॥

ઉનનાં તથા રેશમનાં વસ્ત્રો ઉસ તથા ગોમૂત્ર સહિત જલથી શુદ્ધ થાય છે. વલ્કલવસ્ત્રો બીલાં તથા ગોમૂત્ર સહિત જલથી શુદ્ધ થાય છે, અને કાંબલીઓ અરીઠાં તથા ગોમૂત્ર સાથે જલથી શુદ્ધ થાય છે. ૫.

सगौरसर्षपैः क्षौमं पुनः पाकान्महीमयम् ।
कारुहस्तः शुचिः पण्यं भैक्षं योषिन्मुखं तथा ॥ ६ ॥

અતસીના સુતરથી બનાવેલું વસ્ત્ર, ગૌરસર્ષપ સહિત ગોમૂત્ર તથા જલથી શુદ્ધ થાય છે. માટીના ઘડા વિગેરે

ઉચ્છિષ્ટ અગર ઘૃત વિગેરેનો લેપ થાય તો ફરીથી પકાવવાથી શુદ્ધ થાય છે. ધોબી તથા રસોઇ કરનારના હાથ પવિત્ર છે, વેચવાની વસ્તુઓ પવિત્ર છે. બ્રહ્મચારી ગામમાંથી ભિક્ષા માગી લાવે તે અપવિત્ર જગાએ થઇને લાવે તો પણ પવિત્ર છે, અને સંભોગ વખતે સ્ત્રીઓનું મુખ પવિત્ર ગણેલું છે. ૬.

**भूशुद्धि र्मार्जना द्दाहात्कालाद्गोक्रमणात्तथा ।**
**सेकादुल्लेखनाल्लेपाद्गृहं मार्जनलेपनात् ॥ ७ ॥**

અપવિત્ર થયેલી પૃથ્વી ઘાસ વિગેરેને દૂર કરવાથી, બાળવાથી, અપવિત્ર વસ્તુના લેપનો ક્ષય થાય તેથી, ગાયોને ફરી જવાથી, ક્ષીર, ગોમૂત્ર, ગોમય તથા જલનું સિંચન કરવાથી, અથવા ખોદવાથી, શુદ્ધ થાય છે, અને અપવિત્ર થયેલું ઘર ગોમૂત્રાદિથી માર્જન કરવાથી અગર લીંપવાથી શુદ્ધ થાય છે. ૭.

**त्रपुसीसकताम्राणां क्षाराम्लोदकवारिभिः ।**
**भस्माद्भिः कांस्यलोहानां शुद्धिः प्लावोद्रवस्यतु ॥ ८ ॥**

કલાઈ, સીસુ, તાંબુ એ ધાતુઓના વાસણોની ક્ષાર તથા ખટાસવાળા પાણીથી શુદ્ધિ થાય છે, કાંસુ તથા લોઢાના વાસણોની ભસ્મ તથા પાણીથી શુદ્ધિ થાય છે, અને દ્રવદ્રવ્ય એટલે ઘી તેલ વિગેરે દ્રવ્યને જેટલા પ્રમાણમાં તે દ્રવ્ય હોય તે કરતાં અધિક પ્રમાણવાળા વાસણમાં નાખી તેમાં બીજું દ્રવ્ય નાખતાં ઉભરાઈ જાય એટલે શુદ્ધિ થાય છે. ૮.

**अमेध्याक्तस्य मृत्तोयैः शुद्धिर्गन्धादिकर्षणात् ।**
**वाक्शस्तमम्बुनिर्णिक्त मज्ञातंच सदा शुचि ॥ ९ ॥**

અપવિત્ર વસ્તુવાળી વસ્તુની, માટી તથા જલથી શુદ્ધિ થાય છે. અગર દુર્ગંધી દૂર કરવાથી શુદ્ધિ થાય છે. જે વસ્તુની શુદ્ધિ માટે શંકા હોય તે વસ્તુને બ્રાહ્મણો કહે કે આ વસ્તુ પવિત્ર છે. તો તે વસ્તુ પવિત્ર માનવી. તેમ પાણીથી શુદ્ધ થયેલી વસ્તુને પવિત્ર માનવી. તેમ જે વસ્તુની અપવિત્રતા જાણી ન હોય તેને પણ પવિત્ર માનવી. ૯.

**शुचि गोतृप्तिकृत्तोयं प्रकृतिस्थं महीगतम् ।**
**तथा मांसं श्वचण्डालक्रव्यादादिनिपातितम् ॥ १० ॥**

પૃથ્વી ઉપર રહેલું પાણી એક ગાયને તૃપ્તિ થાય તેટલું હોય, ચંડાલાદિએ સ્પર્શ ન કર્યો હોય, તથા કોઈ રૂપ, રસ, ગંધ વિગેરે તેમાં ન પડયા હોય તો તે પાણી આચમનાદિકને માટે પવિત્ર ગણાય છે. તેમજ કુતરાં, ચંડાલ, રાક્ષસ વિગેરેએ નિપાતન કરેલું માંસ પવિત્ર ગણાય છે. ૧૦.

**रश्मि रग्नि रजश्छाया गौरश्वो वसुधानिलः ।**
**विप्रुषो मक्षिकाः स्पर्शे वत्सः प्रस्नवने शुचिः ॥ ११ ॥**

સૂર્ય વિગેરે તેજસ્વી પદાર્થોના કિરણો, અગ્નિ, રજ, કણ, વૃક્ષની છાયા, ગાય, અશ્વ, ભૂમિ, વાયુ, જલબિંદુઓ મક્ષિકાઓ તથા દૂધ કાઢતા પહેલાં પયઃપાન કરનાર, વાછરડો, એટલા પદાર્થો સ્પર્શ કરવાને પવિત્ર છે. અર્થાત્ ચંડાલાદિ કે તેઓને સ્પર્શ કર્યો હોય છતાં બીજાએ સ્પર્શ કરવાનો વાંધો નથી. ૧૧.

अजाश्वयो र्मुखं मेध्यं नगोर्न नरजा मलाः ।
पन्थानश्च विशुद्ध्यन्ति सोमसूर्यांशुमारुतैः ॥ १२ ॥

અજા, (બકરી) અને અશ્વનું મુખ પવિત્ર ગણાય છે. પરંતુ ગાયનું મુખ તથા મનુષ્યના શરીરથી ઉત્પન્ન થયેલા મલ, પવિત્ર ગણાતા નથી. વળી ચંડાલાદિકે સ્પર્શ કરેલા છતાં માર્ગો રાત્રે ચંદ્રના કિરણોથી, તથા દિવસે સૂર્યના કિરણોથી, તથા વાયુથી, પવિત્ર ગણાય છે. ૧૨.

मुखजा विप्रुषो मेध्यास्तथाचमनविन्दवः ।
श्मश्रुचास्य गतं दन्तसक्तं त्यक्त्वा ततः शुचिः ॥ १३ ॥

મુખમાં ઉત્પન્ન થયેલા જલબિંદુઓ પવિત્ર છે, તથા આચમનના પાણીના બિંદુઓ પગને સ્પર્શ કરે તો પવિત્ર છે. મૂછોના વાળ મુખમાં પ્રવેશ કરે તો પણ પવિત્ર છે. તથા દાંતે ચાવેલું કોઇ પણ અન્ન વિગેરે વસ્તુ ત્યાંથી નિચે ઉતરતી વખતે પવિત્ર ગણાય છે. ૧૩.

रथ्याकर्दमतोयानि स्पृष्टान्यन्त्यश्ववायसैः ।
मारुतेनैव शुद्ध्यन्ति पक्वेष्टकचितानिच ॥ १४ ॥

માર્ગમાં પડેલો કાદવ તથા પાણી ચંડાલ, કુતરો, તથા વાયસોએ સ્પર્શ કરેલાં હોય છતાં પવિત્ર છે, તેમ પાકી ઈંટોથી ચણેલાં મકાનો પણ ચંડાલ વિગેરેએ સ્પર્શ કરેલાં હોય છતાં પવનથીજ શુદ્ધ થાય છે. ૧૪.

स्नात्वा पीत्वा क्षुते सुप्ते भुक्त्वा रथ्योपसर्पणे ।
आचान्तः पुनराचामेद्वासो विपरिधाय च ॥ १५ ॥

સ્નાન કરીને કોઈ વસ્તુનું પાન કરીને ઉલટી થયા

પછી ઉંઘી ઉઠયા પછી ભોજન કર્યા પછી માર્ગમાં ચાલીને આવ્યા પછી તથા વસ્ત્ર પહેર્યા પછી એ વખત આચમન કરવાથી પવિત્ર થાય છે. ૧૫.

आत्मशय्या च वस्त्रं च जायापत्यं कमंडलुः ।
आत्मनः शुचीन्येतानि परेषामशुचीनितु ॥ १६ ॥

પોતાની પથારી, વસ્ત્ર, સ્ત્રી, બાળક તથા કમંડળ. એ વસ્તુઓ પોતાની હોય તેજ પોતાને માટે પવિત્ર છે. પણ અન્યની હોય તો પોતાને માટે પવિત્ર નથી. ૧૬.

मृण्मयेदहनाच्छुद्धिर्धान्यानां मार्जनादपि ।
वेणुवल्कलचीराणां क्षौमकार्पासवाससाम् ॥ १७ ॥

મૃત્તિકાના પાત્રને વિષે દહન કરવાથી શુદ્ધિ થાય છે; વેણુ, વલ્કલ, ચીર, અતસીના સુતરથી બનાવેલાં વસ્ત્રો તથા કપાસના સુતરના બનાવેલા વસ્ત્રોની શુદ્ધિ માર્જનથીજ થાય છે. ૧૭.

और्णनेत्रपटानांच प्रोक्षणाच्छुद्धि रिष्यते ।
मुञ्जोपस्करशूर्पाणां शाणस्य फलचर्मणाम् ॥ १८ ॥

ઉન તથા નેતરથી બનાવેલા પટો મુંજના ઉપસ્કર, શૂર્પ, શાણ, તથા ફલ, અને મૃગચર્મ, ઇત્યાદિની પ્રોક્ષણથીજ શુદ્ધિ થાય છે. ૧૮.

तृणकाष्ठस्य रज्जूना मुदकाभ्युक्षणं मतम् ॥ १९ ॥

તૃણ, કાષ્ટ, તથા રજ્જૂને ઉદકથી પોક્ષણ કરવાથી શુદ્ધિ થાય છે. ૧૯.

तूलिकाद्युपधानानि रक्तवस्त्रादिकानिच ।
शोषयित्वार्कतापेन प्रोक्षणाच्छुद्धितामियुः ॥ २० ॥

રૂના ઓસિકા, તથા ગાદી, ગાદલાં વિગેરે તથા રક્ત વસ્ત્રો અપવિત્ર થયા હોય તો સૂર્યના તાપમાં તપાવીને શુદ્ધ જલથી પ્રોક્ષણ કરવાથી શુદ્ધ થાય છે. ૨૦.

मार्जारमक्षिकाकीटपतंगकृमिदर्दुराः ।
मेध्यामेध्यं स्पृशन्तो पि नदोषो मनुरब्रवीत् ॥ २१ ॥

બિલાડી, મક્ષિકાઓ, કીડાઓ, પતંગીયા, કીડીઓ અને દેડકાઓ, એ પ્રાણીઓ અપવિત્ર વસ્તુને સ્પર્શ કરીને પવિત્ર વસ્તુને સ્પર્શ કરે તો પણ તેનો દોષ નથી. એ પ્રમાણે મનુ ભગવાન્ કહે છે. ૨૧.

ताम्बूलेक्षुफले चैव भुक्तस्नेहानुलेपने ।
मधुपर्कंच सोमेच नोच्छिष्टं धर्मतो विदुः ॥ २२ ॥

તામ્બૂલ, શેરડી, ફળ, ઉપયોગ કરતાં વધ્યું હોય તેવું તેલ, મધુપર્ક તથા સોમ, એ ઉચ્છિષ્ટ થતા નથી એમ મનુ ભગવાન્ કહે છે. ૨૨.

अदुष्टा सन्तता धारा वातोद्धूताश्चरेणवः ।
स्त्रियो वृद्धास्तथा बाला न दुष्यन्ति कदाचन ॥ २३ ॥

નિરંતર વહેતી પાણીની ધારા વાયુથી ઉડેલી રજ, સ્ત્રી, વૃદ્ધ અને બાલકો એઓ કોઇ પણ દિવસ અપવિત્ર થતાં નથી. ૨૩.

देशभङ्गे प्रवासे वा व्याधिषु व्यसनेष्वपि ।
रक्षेदेव स्वदेहादि पश्चाद्धर्मं समाचरेत् ॥ २४ ॥

દેશનો ભંગ થાય તે કાળમાં (એટલે યુદ્ધાદિ પ્રસંગમાં પ્રવાસમાં, માંદગીમાં તથા વ્યસનની દશામાં પ્રથમ પોતાન શરીરનું રક્ષણ કરવું અને પછીથી ધર્મનું આચરણકરવું. ૨૪

रजसा शुद्ध्यते नारी विकलं या न गच्छति ।
नदी वेगेन शुद्ध्येत लेपो यदि न दृश्यते ॥ २५ ॥

સ્ત્રી, જો વ્યભિચાર ન કરે તો રજોદર્શન થયેથી શુ થાય છે, અને નદીમાં જો ખરાબ પદાર્થ ન આવતો હો તો જલના પ્રવાહવડેજ તે શુદ્ધ થાય છે. ૨૫.

क्षान्त्या शुद्ध्यन्ति विद्वांसो दानेनाकार्यकारिणः ।
प्रच्छन्नपापा जप्येन तपसा वेदवित्तमाः ॥ २६ ॥

વિદ્વાન્ પુરૂષો શાન્તિથી શુદ્ધ થાય છે, ખોટું કા કરનારા દાનથી શુદ્ધ થાય છે, પોતાનું પાપ છુપાવનાર જપથી શુદ્ધ થાય છે; વેદને જાણનારાઓમાં શ્રેષ્ઠ પુરૂષ તપથી શુદ્ધ થાય છે. ૨૬.

अद्भिर्गात्राणि शुद्ध्यन्ति मनः सत्येन शुद्ध्यति ।
विद्या तपोभ्यां भूतात्मा बुद्धि र्ज्ञानेन शुद्ध्यति ॥ २७ ॥

પસીનાથી અપવિત્ર થયેલું શરીર પાણીથી શુદ્ધ થા છે, ખોટા વિચાર કરવાથી અપવિત્ર થયેલું મન સત વચનથી શુદ્ધ થાય છે, લિંગ શરીરનું અભિમાન રાખના જીવાત્મા બ્રહ્મવિદ્યા અને તપથી શુદ્ધ થાય છે, અને વિષય વાસના રાખનારી બુદ્ધિ જ્ઞાનથી શુદ્ધ થાય છે. ૨૭.

त्रीणि देवाः पवित्राणि ब्राह्मणाना मकल्पयन् ।
अदृष्ट मद्भिर्निर्णिक्तं यच्चवाचा प्रशस्यते ॥ २८ ॥

કોઈ પણ પ્રકારથી જેની અપવિત્રતા ન જોઈ હોય તે વસ્તુ, તથા અપવિત્રતા જાણી જલથી શુદ્ધ કરેલી હોય તે વસ્તુ, તથા બ્રાહ્મણોના વચનથી જે વખાણાયેલું હોય તે. એ ત્રણ પ્રકારે દેવતાઓએ બ્રાહ્મણોને માટે પવિત્રતા બતાવેલી છે. ૨૮.

**गोदोहने चर्मपुटेच तोयं यंत्राकरे कारुकशिल्पिहस्ते ।**
**स्त्रीबालवृद्धाचरितानि यान्यप्रत्यक्षदृष्टानि शुचीनि तानि ।२९।**

ગોદોહનમાં ચર્મના પાત્રમાં રહેલું પાણી યન્ત્રાલયમાં કારીગર, શિલ્પિના હાથમાં, તથા સ્ત્રી, બાલક, અને વૃદ્ધોનાં આચરણો જે પ્રત્યક્ષ ન જોયા હોય તે, પવિત્ર ગણાય છે. ૨૯.

**प्राकाररोधे विषमप्रदेशे सेवानिवेशे भवनस्य दाहे ।**
**अवास्य यज्ञेषु महोत्सवेषु तेष्वेवदोषा न विकल्पनीयाः॥३०॥**

કિલ્લાનું રોકાણ કર્યું હોય, (શત્રુ રાજાએ) વિષમ પ્રદેશમાં (અરણ્યમાં) સેવા કરવાના સ્થાનકે, મકાન બળતું હોય ત્યારે યજ્ઞમાં તથા મોટા ઉત્સવમાં શુદ્ધાશુદ્ધના દોષનો વિચાર કરવો નહીં. ૩૦.

**प्रपास्वरण्ये घटकस्य कूपे द्रोण्यां जलं कोशविनिर्गतं च ।**
**श्वपाकचंडालपरिग्रहेतु पीत्वा जलं पंचगव्येन शुद्धिः ।३१।**

પરબને વિષે અરણ્યમાં કૂવામાં કોસથી નિકળેલું પાણી ચંડાલાદિકના પરિગ્રહમાં પાન કરવાથી પંચગવ્યનું પ્રાશન કરે શુદ્ધિ થાય છે. ૩૧.

**भृष्टा भृष्टा यवाश्चैव तथैव चणकाः स्मृताः ।**
**खर्जूरं चैव कर्पूर मन्यद्भृष्टतरं शुचि ॥ ३२ ॥**

યવ તથા ચણા, કોઇ વખત ભ્રષ્ટ પણ થાય છે, અને કોઇ વખત ભ્રષ્ટ નથી પણ થતા. ખજૂર તથા કર્પૂર કેટલુંક ભ્રષ્ટ અને કેટલુંક ભ્રષ્ટ નથી પણ હોતું. ૩૨.

**देवयात्राविवाहेषु यज्ञप्रकरणेषुच ।**
**उत्सवेषुच सर्वेषु स्पृष्टास्पृष्टं न विद्यते ॥ ३३ ॥**

દેવયાત્રા, વિવાહ, યજ્ઞ પ્રકરણ તથા તમામ પ્રકારના ઉત્સવોમાં સ્પર્શાસ્પર્શનો દોષ જોવાતો નથી. ૩૩.

---

## आशौच ( सुतक ) गुच्छ ॥ २५ ॥

---

**त्रिरात्रं दशरात्रं वा शावमाशौचमिष्यते ।**
**ऊनद्विवर्ष उभयोः सूतकं मातुरेवहि ॥ १ ॥**

મરણ નિમિત્તનું આશૌચ સંપિંડીઓને (સાત પેઢી સુધીના પુરૂષોને) દશરાત્રિ સુધી લાગે છે. તથા સમાનોદકને ત્રિરાત્રિ પર્યન્ત આશૌચ લાગે છે, બે વર્ષમાં ઓછી વયનાનું મરણ થયું હોય તો માતા-પિતા બન્નેનેજ આશૌચ લાગે છે, જન્મ નિમિત્ત આશૌચ કેવળ માતાનેજ લાગે છે. અર્થાત્ ઉપર પ્રમાણે આશૌચમાં સ્પર્શ કરવાનો નિષેધ છે. ૧.

**पित्रोस्तु सूतकं मातुस्तदसृग्दर्शना द्भुवम् ।**
**तदह नं प्रदुष्येत पूर्वेषां जन्मकारणात् ॥ २ ॥**

જન્મનિમિત્તનું આશૌચ જેમાં સ્પર્શ કરવાનો નિષેધ છે, તેવું માતા-પિતાનેજ લાગે છે, બીજા તમામ સંપિંડિ

ઓને લાગતું નથી. અને માતાને તો તે સંબંધી અસૃક્નું દર્શન થાય ત્યાંથી દશ દિવસ સુધી આશોચ લાગે છે. જે દિવસે પુત્રનો જન્મ થાય તે દિવસ દૂષિત ગણાતો નથી. એટલે તે દિવસે દાન વિગેરે કરવાનો નિષેધ નથી. કારણકે તે દિવસે પૂર્વજોની પુત્રરૂપે ઉત્પત્તિ થાય છે. ૨.

अन्तरा जन्ममरणे शेषाहोभि विंशुद्धयति ।
गर्भस्रावे मासतुल्या निशाः शुद्धेस्तु कारणम् ॥ ३ ॥

વર્ણની અપેક્ષાએ અથવા વયોવસ્થાની અપેક્ષાએ જેનો જેટલો આશૌચકાલ કહેલો છે, તે કાલમાં વચમાં તે સમયના તથા તેનાથી ન્યૂન આશૌચના નિમિત્તભૂત જન્મ અગર મરણુ થયું હોય તો પહેલા આશૌચમાં અવશિષ્ટ રહેલા દિવસે તમામ આશૌચની નિવૃત્તિ થાય છે. તથા સ્ત્રીઓને ગર્ભસ્રાવ થયો હોય તો જેટલા માસે ગર્ભસ્રાવ થયો હોય તેટલી રાત્રિઓએ સ્ત્રીને શુદ્ધિ થાય છે; પુરૂષને તો સ્નાન માત્રથીજ શુદ્ધિ થાય છે. ૩.

हतानां नृपगोविप्रै रन्वक्षं चात्मघातिनाम् ।
प्रोषिते कालशेषः स्यात्पूर्णे दत्त्वोदकं शुचिः ॥ ४ ॥

નૃપ તથા શિંગડાંવાળાં પશુઓ અને વિપ્ર શબ્દ અન્ત્યજનો ઉપલક્ષ છે માટે અન્ત્યજોથી મરણુ પામેલાના સંબંધીઓને તથા આત્મઘાત કરનારના સંબંધીઓને તાત્કાલિક આશૌચ નિવૃત્ત થાય છે. અને દેશાન્તરમાં રહેલા મનુષ્યનું મરણુ થયું હોય તો દશ દિવસમાં જેટલા દિવસ બાકી હોય તેટલા દિવસ આશૌચ પાળવું. તથા દશ દિવસ થઇ ગયા હોય તો ઉદકદાન કરવાથી શુદ્ધિ થાય છે. ૪.

सर्वेषामेव वर्णानां सूतके मृतके तथा ।
दशाहाच्छुद्धिरेतेषामिति शातातपोऽब्रवीत् ॥ ५ ॥

જનના શૌચ તથા મરણાશૌચમાં તમામ વર્ણોની દશ દિવસથી શુદ્ધિ થાય છે. એ પ્રમાણે શાતાતપ મુનિ કહે છે. ૫.

आदन्तजन्मनः सद्य आचूडान्नैशिकी स्मृता ।
त्रिरात्रमाव्रतादेशाद्दशरात्रमतः परम् ॥ ६ ॥

જેટલી ઉમ્મરે દાંત આવે તેટલી ઉમ્મરે બાળક મરણ પામ્યું હોય તો તેના સંબંધીઓને તાત્કાલિક શુદ્ધિ થાય છે, ચૌલ સંસ્કાર કરવા જેટલી વયનો બાળક ચૌલ-સંસ્કાર કરતા અગાઉ મરણ પામે તો અહોરાત્ર આશૌચ પાળવું, ચૂડાકરણ કર્યા પછી ઉપનયન સંસ્કાર થતા અગાઉ ત્રિરાત્ર આશૌચ પાળવું, અને ઉપનયન સંસ્કાર થયા પછી દશ રાત્રિ આશૌચ પાળવું. ૬.

अहस्त्वदत्तकन्यासु बालेषुच विशोधनम् ।
गुर्वन्तेवास्यनूचानमातुलश्रोत्रियेषुच ॥ ७ ॥

દાન ન કરેલી કન્યાઓ, બાળકો, ગુરૂ, શિષ્ય, અધ્યાપક, મામો, તથા શ્રોત્રિયનું મરણ થયું હોય તો એક દિવસ આશૌચ પાળવાથી શુદ્ધિ થાય છે. ૭.

अनौरसेषु पुत्रेषु भार्यास्वन्यगतासु च ।
निवासराजनि प्रेते तदहः शुद्धिकारणम् ॥ ८ ॥

અનૌરસ પુત્રો, તથા બીજા પુરૂષની સાથે નાતરૂં કરી પરણેલી સ્ત્રી અને જે દેશમાં રહેતા હોય તે દેશનો રાજા મરણ પામે તો તેજ દિવસે શુદ્ધિ થાય છે. ૮.

ब्राह्मणेनानुगन्तव्यो न शूद्रो न द्विजः क्वचित् ।
अनुगम्याम्भसि स्नात्वा स्पृष्ट्वाग्निं घृतभुक्शुचिः ॥ ९ ॥

બ્રાહ્મણે શૂદ્રના અગર અન્ય ક્ષત્રિયાદિના શવની સાથે કોઈ પણ વખત અનુગમન કરવું નહીં. અને કદાચિત અનુગમન કરવું પડે તો સ્નાન કરી અગ્નિનો સ્પર્શ કરી ઘૃતનું ભોજન કરવાથી શુદ્ધિ થાય છે. ૯.

महीपतीनां नाशौचं हतानां विद्युता तथा ।
गोब्राह्मणार्थं संग्रामे यस्य चेच्छति भूमिपः ॥ १० ॥

રાજાઓને આશૌચ પ્રાપ્ત થતું નથી, તથા વિજળીથી અને ગાયો અગર બ્રાહ્મણોને માટે યુદ્ધમાં મરણ પામેલાના સંબંધીઓને આશૌચ પ્રાપ્ત થતું નથી. તથા જે મન્ત્રી પુરોહિત વિગેરેની રાજાને બીજાથી ન સાધી શકાય તેવા મન્ત્ર અભિચાર વિગેરે સાધવા જરૂર હોય તેને પણ આશૌચ પ્રાપ્ત થતું નથી. ૧૦.

ऋत्विजां दीक्षितानांच यज्ञियं कर्म कुर्वताम् ।
सत्रिव्रतिब्रह्मचारिदातृब्रह्मविदां तथा ॥ ११ ॥
दाने विवाहे यज्ञेच संग्रामे देशविप्लवे ।
आपद्यपि हि कष्टायां सद्यः शौचं विधीयते ॥ १२ ॥

યજ્ઞમાં જેનું વરૂણ કર્યું હોય તેવા તથા યજ્ઞદીક્ષા ધારણ કરી હોય તેવા તથા યજ્ઞને વિષે કામ કરનારા નિત્યાનુષ્ઠાન કરનાર ચાન્દ્રાયણાદિ વ્રત કરનાર બ્રહ્મચારી નિત્ય દાન કરનાર બ્રહ્મનિષ્ઠ, એઓને આશૌચ પ્રાપ્ત થતું નથી તેમ દાન, વિવાહ, યજ્ઞ, સંગ્રામ, દેશવિપ્લવ અને કષ્ટકારક આપત્તિમાં તત્કાલ શુદ્ધિ થાય છે. ૧૧-૧૨.

शिल्पिनः कारुका वैद्या दासी दासाश्च नापिताः ।
राजानः श्रोत्रियाश्चैव सद्यः शौचाः प्रकीर्तिताः ॥ १३ ॥

શિલ્પીઓ, કારીગરો, વૈદ્યો, દાસી, નાપિત, રાજાઓ તથા શ્રોત્રિઓને તત્કાલ શુધ્ધિ પ્રાપ્ત થાય છે. ૧૩.

मानुष्ये कदलीस्तम्भनिःसारे सारमार्गणम् ।
करोतिः यः स संमूढो जलबुद्बुदसंनिभे ॥ १४ ॥

કેળના થાંભલા જેવા નિઃસાર અને પાણીમાંના પરપોટા જેવા મનુષ્યના શરીરમાં જે માણસ સારની શોધ કરે છે તે મૂર્ખજ છે. ૧૪.

पञ्चधा संभृतः कायो यदि पञ्चत्व मागतः
कर्मभिः स्वशरीरोत्थैस्तत्रका परिदेवना ॥ १५ ॥

પંચમહાભૂતોના વિકારોથી બંધાયેલો દેહ પોતાના શરીરથી ઉત્પન્ન થયેલા કર્મથી પંચમહાભૂતોની પ્રકૃતિને પ્રાપ્ત કરે. અર્થાત્ મરણ પામે તેમાં શોક શા અર્થે કરવો જોઇએ. ૧૫.

गन्त्री वसुमती नाश मुदधिर्दैवतानिच ।
फेनप्रख्यः कथं नाशं मर्त्यलोको न यास्यति ॥ १६ ॥

પૃથ્વી સમુદ્ર તથા દેવતાઓ નાશ પામનારા છે, તો પાણીના ફીણ જેવો આ મનુષ્યલોક કેમ નાશ ન પામે. ૧૬.

श्लेष्माश्रु बान्धवैर्मुक्तं मेतो भुङ्क्ते यतोऽवशः ।
अतो न रोदितव्यं हि क्रियाः कार्याः स्वशक्तितः ॥ १७ ॥

મરણ પામેલા પ્રાણીની પાછળ તેના સંબંધીઓ રૂદન કરીને આંસુ તથા ગળફા બહાર કહાડે છે. તે પ્રેતને ભક્ષણ

કરવા પડે છે. કારણકે તે વખતે તે પ્રેત યમદૂતોને આધિન હોય છે. એટલા માટે રૂદન ન કરવું જોઇએ, પરંતુ શક્તિ પ્રમાણે ક્રિયાઓ કરવી. ૧૭.

---

## कर्मविपाक गुच्छ ॥ २६ ॥

---

महा पातकजान्घोरान्नरकान्प्राप्य दारुणान् ।
कर्मक्षयात्प्रजायन्ते महापातकिनस्त्विह ॥ १ ॥

જે પ્રાણીઓએ મહા પાપ કરેલું હોય છે, તેઓ દારૂણ અને ઘોર નરકોને પ્રાપ્ત કરીને કર્મનો ક્ષય થયા પછી તે પાપીઓ આ લોકમાં (પૃથ્વીમાં) જન્મ ધારણ કરે છે. ૧.

मृगश्वसूकरोष्ट्राणां ब्रह्महा योनि मृच्छति ।
खरपुल्कसवेणानां सुरापो नात्र संशयः ॥ २ ॥
कृमिकीटपतङ्गत्वं स्वर्णहारी समाप्नुयात् ।
तृणगुल्मलतात्वं च क्रमशो गुरुतल्पगः ॥ ३ ॥

જે પાપીએ બ્રાહ્મણનો વધ કર્યો હોય તે પાપી મૃગ, શ્વાન, ભુંડ, ખર અને ઉંટની યોનીને પ્રાપ્ત કરે છે, અને સોનાની ચોરી કરનાર પાપી, કૃમિ, કીટ અને પતંગીયાની યોનિમાં જન્મ ધારણ કરે છે, મદીરાનું પાન કરનાર ખર, ચાંડાલ તથા વેણુની યોનિમાં જન્મ ધારણ કરે છે. તથા ગુરૂપત્નીનું ગમન કરનાર અનુક્રમે તૃણ, ગુલ્મ, અને લતા વિગેરે યોનિમાં જન્મ ધારણ કરે છે. ૨-૩.

ब्रह्महा क्षयरोगी स्यात्सुरापः श्यावदन्तकः ।
हेमहारी तु कुनखी दुश्चर्मा गुरुतल्पगः ॥ ४ ॥

બ્રાહ્મણુનો વધ કરનાર ક્ષયરોગી થાય છે, સુરાપાન કરનાર કૃષ્ણદંતવાળો થાય છે. સોનાનું હરણુ કરનાર નિન્દિત નખવાળો થાય છે. અને ગુરૂપત્નીનું ગમન કરનાર દુષ્ટ ચામડીવાળો થાય છે. ૪.

योयेन संवसत्येषां सतल्लिङ्गोऽभिजायते ।
अन्नहर्तामयावी स्यान्मुको वागपहारकः ॥ ५ ॥

ઉપર બતાવેલા પાપ ચિન્હવાળાઓની સાથે રહેનાર પુરૂષ પણ તેવાજ ચિન્હવાળો થાય છે. અન્નની ચોરી કરનાર વગર આજ્ઞાએ અધ્યયન કરનાર અગર પુસ્તકની ચોરી કરનાર મૂંગો થાય છે. ૫.

धान्यमिश्रोऽतिरिक्तांगः पिशुनः पूतिनासिकः ।
तैलहृत्तैलपायोस्यात्पूतिवक्त्रस्तु सूचकः ॥ ६ ॥

ધાન્યમાં ભેળ કરનાર અધિક અગર હીન અંગવાળો થાય છે. ચાડી કરનાર દુર્ગંધીયુક્ત નાસિકાવાળો થાય છે. તેલની ચોરી કરનાર તેલ પીનાર કીડાની યોનિમાં જન્મ ધારણુ કરે છે. ખોટા અપવાદ મૂકનાર દુર્ગંધીયુક્ત મુખવાળો થાય છે. ૬.

परस्य योषितं हृत्वा ब्रह्मस्व मपहृत्यच ।
अरण्ये निर्जले देशे भवति ब्रह्मराक्षसः ॥ ७ ॥

પરસ્રીનું હરણુ કરીને તથા બ્રાહ્મણુના ધનનું હરણુ કરીને અરણ્યમાં જ્યાં પાણીનું બિન્દુ પણ ન મળે તેવી

જગાએ બ્રહ્મરાક્ષસની યોનિમાંજ જન્મ ધારણુ કરે છે. ૭.

**हीनजातौ प्रजायेत पररत्नापहारकः ।**
**पत्रकाकं शिखीहत्वा गन्धाञ्छुच्छुन्दरी शुभान् ॥ ८ ॥**

પારકાના રત્નોનું હરણુ કરનાર હીનયોનિમાં જન્મ ધારણુ કરે છે. પાંદડાનું શાક ચોરનાર મયૂરની યોનિમાં જન્મ ધારણુ કરે છે. સારા સુગંધવાળા પદાર્થોની ચોરી કરનાર છછુંદરની યોનિમાં જન્મ ધારણુ કરે છે. ૮.

**मूषको धान्यहारी स्याद्यान मुष्ट्रः कपिः फलम् ।**
**जलं प्लवः पयः काको गृहकारी ह्युपस्करम् ॥ ९ ॥**
**मधुर्दंशः पलंगृध्रो गांगोधाग्निं बकस्तथा ।**
**श्वित्री वस्त्रंश्वा रसंतु चीरी लवणहारकः ॥ १० ॥**

ધાન્યનું હરણુ કરનાર ઉંદરની યોનિમાં જન્મ લે છે. વાહનનું હરણુ કરનાર ઉંટની યોનિમાં, ફલની ચોરી કરનાર વાનરયોનિમાં, જલની ચોરી કરનાર શકટબીલ નામના પક્ષીની યોનિમાં, દૂધની ચોરી કરનાર કાગડાની યોનિમાં, ઘરના ઉપસ્કરની ચોરી કરનાર ચટક નામના પક્ષીની યોનિમાં, મધનું હરણુ કરનાર ડાંસની યોનિમાં, માંસનું હરણુ કરનાર ગીધની યોનિમાં, ગાયનું હરણુ કરનાર ગોધાની યોનિમાં, અગ્નિનું હરણુ કરીને બગલાની યોનિમાં, વસ્ત્રનું હરણુ કરનાર કોડવાળો, શેરડી વિગેરે રસનું હરણુ કરનાર કુતરાંની યોનિમાં, તથા મીઠાની ચોરી કરનાર ઉંચે સ્વરે બોલનાર ચીરી નામના કીડાની યોનિમાં જન્મ ધારણુ કરે છે. ૯–૧૦.

प्रदर्शनार्थं मेतत्तु मयोक्तं स्तेयकर्मणि ।
द्रव्यप्रकारा हि यथा तथैव प्राणिजातयः ॥ ११ ॥

ચોરીના સંબંધમાં જે દ્રવ્યની ચોરી કરી હોય તેવી યોનિ પ્રાપ્ત કરે છે. ઉપર બતાવેલી યોનિઓ ચોરીઓ કરનારને સામાન્ય રીતે ટુંકાણુમાં બતાવેલી છે. ૧૧.

यथाकर्म फलं प्राप्य तिर्यक्त्वं कालपर्ययात् ।
जायन्ते लक्षणभ्रष्टा दरिद्राः पुरुषाधमाः ॥ १२ ॥

જેવું જેવું પાપકર્મ કર્યું હોય તે પ્રમાણે કાલક્રમે કરી નરક વિગેરે તથા તિર્યગ્ યોનિ વિગેરે ફલ પ્રાપ્ત કરીને તે કર્મ ક્ષીણ થયા પછી દુષ્ટ લક્ષણુવાળા દરિદ્રી તથા હીનજાતિમાં જન્મ ધારણુ કરે છે. ૧૨.

ततो निष्कल्मषीभूताः कुले महति भोगिनः ।
जायन्ते विद्ययोपेता धनधान्यसमन्विताः ॥ १३ ॥

ત્યાર પછી ( દુર્લક્ષણુવાળા મનુષ્ય જન્મ ધારણુ કર્યા પછી ) નરક વિગેરે પાપો ભોગવી પાપ ક્ષીણુ થયા પછી પૂર્વજન્મના બાકી રહેલા પુણ્યથી મોટા કુટુંબમાં સારા ભોગવાળા તથા વિદ્યા, વિનય અને ધન–ધાન્યવાળા ઉત્પન્ન થાય છે. ૧૩.

---

## भक्ष्याभक्ष्य गुच्छ ॥ २७ ॥

अनर्चितं वृथामांसं केशकीटसमन्वितम् ।
शुक्तं पर्युषितोच्छिष्टं श्वस्पृष्टं पतितेक्षितम् ॥ १ ॥
उदक्या स्पृष्टसंघुष्टं पर्यायान्नंच वर्जयेत् ।
गोघ्रातं शकुनोच्छिष्टं पदास्पृष्टंच कामतः ॥ २ ॥

પૂજન કરવા યોગ્યને અપમાનથી આપેલું, દેવતા વિગેરેના પૂજનમાં બાકી રહેલું ન હોય તેવું, વાળ તથા કીડાવાળુ, ખાટું થઇ ગયેલું, એક રાત્રિ વાસી રહેલું, ભોજન કરતાં વધેલું, કુતરાંએ સ્પર્શ કર્યો હોય તેવું, પતિતોની દ્રષ્ટિ પડી હોય તેવું, રજસ્વલાએ સ્પર્શ કર્યો હોય તેવું, કોને ખાવું છે, એમ બોલાવીને ખવડાવેલું, બીજાના સંબંધવું હોવા છતાં બીજાને આપવામાં આવતું હોય તેવું, ગાયે સુંઘ્યું હોય તેવું, કાગડા વિગેરે પક્ષીઓએ સુંઘ્યું હોય તેવું તથા બુદ્ધિપૂર્વક પગ અડકાડયો હોય તેવું અન્ન ખાવું નહીં, તથા માંસ પણ ખાવું નહીં. ૧-૨.

अन्नं पर्युषितं भोज्यं स्नेहाक्तं चिरसंस्थितम् ।
अस्नेहा अपि गोधूमयवगोरसविक्रियाः ॥ ३ ॥

ખાવાનું અન્ન એક રાત્રિ પહેલાંનું હોય, અગર તેથી વધારે વખત રહેલું હોય છતાં ઘીવાળું હોય તો તે ખાઇ શકાય છે. તથા જેમાં ઘી ન નાખ્યું હોય તેવા ઘઉં, યવ તથા ગોરસથી બનાવેલા પદાર્થો જે વિકારવાળા ન થયા હોય તે ખાઇ શકાય છે. ૩.

संधिन्यनिर्दशाऽवत्सागोपयः परिवर्जयेत् ।
औष्ट्रमैकशफं स्त्रैण मारण्यक मथाविकम् ॥ ४ ॥

જે ગાય વૃષભની સાથે ગમન કરવાની તૈયારીમાં આવેલી હોય અગર એક વેળા વીતી ગયા પછી દોવા દેતી હોય અગર અન્ય વાછરડાને ધવરાવી દૂધ દોવા દેતી હોય તેવી ગાય સંધિની કહેવાય છે તેનું તથા જેને પ્રસવ થયા પછી ૧૦) દિવસ ન થયા હોય તેવી ગાયનું તથા જેનુ વાછરડું મરણ પામ્યું હોય તેવી ગાયનું દૂધ ભોજનમાં ઉપયોગ લેવું નહીં. તથા ઉંટ, એક ખરીવાળાં પ્રાણી–ઘોડીઓ વિગેરે સ્ત્રીઓ અરણ્યમાં રહેનાર પશુઓ તથા અવિથી ઉત્પન્ન થયેલું દૂધ, દધિ ઘૃત વિગેરે ખાઇ શકાય નહીં. ૪

देवतार्थं हविः शिग्रुं लोहितान्व्रश्चनांस्तथा ।
अनुपाकृतमांसानि विड्जानि कवकानिच ॥ ५ ॥

દેવતાઓને બલિદાન આપવા માટે તૈયાર કરેલું હોમને માટે તૈયાર કરેલું હોમતા પહેલાંનું શિગ્રુ (ખાદ્ય વિશેષ) વૃક્ષથી નિકળેલા રક્ત પદાર્થો વૃક્ષછેદન કરવાથી ઉત્પન્ન થયેલા રક્ત ન હોય તેવા પણ પદાર્થો યજ્ઞમાં ન હોમેલા પશુના માંસો તથા મનુષ્યની વિષ્ટાથી ઉત્પન્ન થયેલા તથા છત્રાક વિગેરે અભોજ્ય ગણાય છે. ૫.

पलाण्डुं विड्वराहंच छत्राकं ग्रामकुक्कुटम् ।
लशुनं गृञ्जनं चैव जग्ध्वा चान्द्रायणं चरेत् ॥ ६ ॥

ડુંગળી, વિડ્વરાહ, છત્રાક, ગ્રામકુક્કુટ, લશણ તથા ગાજરનું ભક્ષણ કરીને ચાન્દ્રાયણ વ્રત કરવું, કારણકે તે અભોજ્ય પદાર્થો છે. ૬.

## आपद्धर्म गुच्छ ॥ २८ ॥

क्षात्रेण कर्मणा जीवेद्विशां वाप्यापदि द्विजः ।
निस्तीर्य तामथात्मानं पावयित्वा न्यसेत्पथि ॥ १ ॥

બ્રાહ્મણે મોટા કુટુંબવાળો હોય, અને પોતાની (બ્રાહ્મ) વૃત્તિથી આજીવિકા ન નભી શકતી હોય તો તેવા આપત્તિકાલમાં ક્ષત્રિય સંબંધી શસ્ત્ર ધારણ કરવા વિગેરે કર્મ કરી કુટુંબ–પોષણ કરવું, તે કરવાથી પણ પોતાની આજીવિકા ન નભે તો વ્યાપાર વિગેરે વૈશ્યવૃત્તિથી આજીવિકા નિભાવવી, પરંતુ શૂદ્રવૃત્તિ કરવી નહીં. એ પ્રમાણે આપત્કાલને તરી જઇ પ્રાયશ્ચિત્તથી પોતાના આત્માને પવિત્ર કરી પુનઃ માર્ગમાં એટલે પોતાની બ્રાહ્મવૃત્તિમાં સ્થાપન કરવો. ૧.

फलोपलक्षौमसोममनुष्यापूपवीरुधः ।
तिलौदनरसक्षारान्दधि क्षीरंघृतं जलम् ॥ २ ॥
शस्त्रासवमधूच्छिष्टं मधुलाक्षाश्च बर्हिषः ।
मृच्चर्मपुष्पकुतपकेशतक्रविषक्षितीः ॥ ३ ॥
कौशेयनीललवणमांसैकशफसीसकान् ।
शाकार्द्रौषधिपिण्याकपशुगन्धांस्तथैवच ॥ ४ ॥
वैश्यवृत्त्यापि जीवन्नो विक्रीणीत कदाचन ।
धर्मार्थंविक्रयं नेयास्तिला धान्येन तत्समाः ॥ ५ ॥

ફલ ( બોર તથા ઇંગોરાં સિવાયનાં ) ઉપલ, મણિ, માણેક વિગેરે અતસીના સૂત્રનું વસ્ત્ર, સોમવલ્લી, મનુષ્ય,

માલપુવા, લતાઓ, તલ, ભોજનના પદાર્થો, રસ, યવક્ષાર વિગેરે દહિં, દૂધ, ઘી, જલ, શસ્ત્ર, મદ્ય, મધ, લાખ, દર્ભ, મૃત્તિકા, ચર્મ, પુષ્પ, કાંબળીઓ, વાળ, (ચમરી બનાવવાના) છાસ, વિષ, પૃથ્વી, કોશોથી ઉત્પન્ન થયેલું વસ્ત્ર (રેશમી વસ્ત્ર) નીલીરસ, લવણ, માંસ, ઘોડા વિગેરે એકખરીવાળાં પ્રાણી, માંસ, લોઢું, શાક, લીલી ઔષધિઓ, પિણ્યાક, જંગલી પશુઓ, ચંદન, અગુરૂ વિગેરે સુગંધી પદાર્થો ઉપર બતાવેલા કોઇ પણ પદાર્થોને વૈશ્યવૃત્તિથી પણ આજીવિકા નિભાવનાર બ્રાહ્મણે કોઇ પણ દિવસ વેચવા નહીં. પરંતુ યજ્ઞાદિ ધર્મકાર્યને માટે તલ વેચવાની જરૂર પડે તો તેટલાજ ધાન્યને બદલે આપવા. ૨-૩-૪-૫.

**लाक्षाल्लवणमांसानि पतनीयानि विक्रये ।**

**पयो दधिच मद्यंच हीनवर्णकराणि तु ॥ ६ ॥**

લાખ, લવણ અને માંસને વેચનાર બ્રાહ્મણજાતિ તત્કાલ બ્રાહ્મણકર્મથી હીન થાય છે. તેમ દૂધ, દહિં અને મદ્યને વેચનાર બ્રાહ્મણ શૂદ્રતુલ્ય ગણાય છે. માટે બ્રાહ્મણોએ તેનો વ્યાપાર કરવો નહીં. ૬.

**आपद्गतः संप्रगृह्णन्भुञ्जानो वा यतस्ततः ।**

**न लिप्येतैनसा विप्रो ज्वलनार्कसमो हि सः ॥ ७ ॥**

આપત્તિમાં આવેલો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વિગેરેની વૃત્તિનો સ્વીકાર ન કરતા કોઈ પણ હીન અગર ઉત્તમ જાતિના મનુષ્ય પાસેથી પ્રતિગ્રહ કરે, અગર ભોજન કરે તો પણ તે પાપી બનતો નથી. કારણકે તે પુરૂષ અગ્નિ અથવા સૂર્ય જેવો છે. આ ઉપરથી જણાય છે કે, આપ-

ત્તિઓ આવ્યા છતાં પોતાની વૃત્તિને પકડી રાખી અન્ય વૃત્તિનો સ્વીકાર ન કરવો તે શ્રેષ્ઠ છે. કારણકે મનુ ભગવાને પણ કહ્યું છે કે, वरंस्वधर्मो विगुणो न पारक्यः स्वनुष्ठितः । परधर्माश्रयाद्विप्रः सद्यः पतति जातितः ॥ (૧૦-૯૭) ગુણરહિત હોવા છતાં પોતાનો ધર્મ શ્રેષ્ઠ છે. પરંતુ સારી રીતે પાળવામાં આવેલો પરધર્મ શ્રેષ્ઠ નથી. કારણકે પરધર્મનો આશ્રય કરવાથી બ્રાહ્મણ તત્કાલ જાતિભ્રષ્ટ થાય છે. ૭.

**कृषिः शिल्पं भृतिर्विद्या कुसीदं शकटं गिरिः ।**
**सेवानूपं नृपो भैक्ष मापत्तौ जीवनानि तु ॥ ८ ॥**

આપત્તિકાલે આજીવિકા નિભાવવા માટે ખેતી શિલ્પક્રિયા, નોકરી, ભૃતકાધ્યાપન, વ્યાજ વટાવનો ધંધો, ગાડાનાં ભાડાં કરવાં, પર્વમાં રહેલાં ઘાસ, લાકડાં વિગેરે વેચવાં, પારકાના ચિત્તને અનુસરવું, રાજાની પાસે યાચના કરવી, તથા ભિક્ષા માગવી, એ પ્રમાણે કર્મો કરવાં. ૮.

**बुभुक्षितस्त्र्यहं स्थित्वा धान्यम ब्राह्मणाद्धरेत् ।**
**प्रतिगृह्य तदाख्येयमभियुक्तेन धर्मतः ॥ ९ ॥**

અન્ન ન મલવાથી ત્રિરાત્રિ ભોજનકરવા ન મલ્યું હોય તો શૂદ્રને ત્યાંથી એક દિવસ ચાલે તેટલું હરણ કરી લાવવું, શૂદ્રનો અભાવ હોય તો વૈશ્યને ઘેરથી તથા તેનો પણ અભાવ હોય તો ક્ષત્રિયને ઘેરથી હરણ કરી લાવવું. અને જયારે પોતાને બીજાની પાસેથી મલી આવે ત્યારે જેનું હરણ કરી લાવ્યા હોય તે પૂછતો આવે તો ધર્મ પ્રમાણે કહી બતાવવું કે અમુક જગાએથી હું લાવેલો છું. ૯.

नस्य वृत्तं कुलं शीलंश्रुत मध्ययनं तपः ।
ज्ञात्वा राजा कुटुम्बं च धर्म्यां वृत्तिं प्रकल्पयेत् ॥ १० ॥

જે માણુસ ભુખથી પીડાતો હોય તેનું કુલ, આચાર, સ્વભાવ, શાસ્ત્રજ્ઞાન, વેદાધ્યયન, તથા તપશ્ચર્યાની પરીક્ષા કરી રાજાએ ધર્મયુક્ત આજીવિકા કરી આપવી જોઇએ. ૧૦.

---

## श्राद्ध गुच्छ ॥२९॥

---

नित्यं नैमित्तिकं काम्यं वृद्धिश्राद्ध मथापरम ।
पार्वणं चेति विज्ञेयं श्राद्धं पंचविधं बुधैः ॥ १ ॥

નિત્યશ્રાદ્ધ નૈમિત્તિકશ્રાદ્ધ, કામ્યશ્રાદ્ધ, વૃદ્ધિશ્રાદ્ધ તથા પાર્વણશ્રાદ્ધ, એ પ્રમાણે પંડિતોએ પાંચ પ્રકારનું શ્રાદ્ધ જાણવું. ૧.

आकाशेच क्षिपेद्वारि वारिस्थो दक्षिणामुखः ।
पितॄणां स्थानमाकाशं दक्षिणा दिक्तथैवच ॥ २ ॥

પાણીમાં ઉભા રહી દક્ષિણ દિશા તરફ મુખ રાખી આકાશમાં પાણી નાખવું, કારણકે આકાશ તથા દક્ષિણ દિશા પિતૃઓનું સ્થાનક છે. ૨.

आपोदेवगणाः प्रोक्ता आपः पितृगणास्तथा ।
तस्मादप्सु जलं देयं पितॄणां हितमिच्छता ॥ ३ ॥

જલને દેવગણ કહેલા છે, તથા જલને પિતૃગણ પણ કહેલા છે, તેથી પિતૃઓના હિતની ઇચ્છા રાખનારે જલને વિષે પાણીની અંજલી આપવી. ૩.

मावास्याऽष्टका वृद्धिः कृष्णपक्षोऽयनद्वयम् ।
यं ब्राह्मणसंपत्ति विषुवत्सूर्यसंक्रमः ॥ ४ ॥
तीपातो गजच्छाया ग्रहणं चन्द्रसूर्ययोः ।
द्धंप्रति रुचिश्चैव श्राद्धकालाः प्रकीर्तिताः ॥ ५ ॥

અમાવાસ્યા, અષ્ટકા, ( હેમન્ત અને શિશિર ઋતુના ‌ુપક્ષની ૪ અષ્ટમીઓ ) પુત્રજન્મ વિગેરે વૃદ્ધિ, કૃષ્ણપક્ષ, ‌ાણાયન તથા ઉત્તરાયન, દ્રવ્ય, બ્રાહ્મણસંપત્તિ, વિષુવદ્વય ‌ષ તથા તુલાનો સૂર્ય થાય તે તિથિઓ ) સૂર્યસંક્રમણ, ‌તેપાત, ગજચ્છાયા, ગ્રહણ અને કર્તાને શ્રાદ્ધ પ્રત્યે ‌ થાય, એટલા શ્રાદ્ધ કરવાના કાલ બતાવેલા છે. ૪-૫.

‌वे पितृकार्ये त्रीनेकैक मुभयत्रवा ।
जयेत्सुसमृद्धोऽपि न प्रसज्जेत विस्तरे ॥ ६ ॥

દેવશ્રાદ્ધમાં બે બ્રાહ્મણોને જમાડવા, તથા પિતૃશ્રાદ્ધમાં ‌ બ્રાહ્મણો જમાડવા, અથવા દેવશ્રાદ્ધમાં તથા પિતૃ‌‌-‌માં એકેકજ બ્રાહ્મણ જમાડવા, પોતાની પાસે સમૃદ્ધિ છતાં અત્યન્ત વિસ્તાર ન કરવો. ૬.

क्रियां देशकालौच शौचं ब्राह्मणसंपदः ।
ान्विस्तरो हन्ति तस्मान्नेहेत विस्तरम् ॥ ७ ॥

સત્ક્રિયા, દેશકાલ, પવિત્રતા તથા બ્રાહ્મણસંપત્તિ, એ વસ્તુઓનો, ઘણા બ્રાહ્મણ ભોજનનો વિસ્તાર, નાશ કરે ‌ાટલા માટે વિસ્તાર કરવો નહીં. ૭.

सस्याष्टमे भागे मंदीभवति भास्करः ।
लः कुतपो नाम पितॄणांदत्तमक्षयम् ॥ ८ ॥

દિવસના આઠમા ભાગમાં સૂર્ય મન્દ થાય છે. તે કાલનું નામ કુતપ છે, અને તે સમયે પિતૃઓને આપેલું અક્ષય થાય છે. ૮.

त्रीणि श्राद्धे पवित्राणि दौहित्रः कुतपस्तिलाः ।
त्रीणिचात्र प्रशंसन्ति शौचमक्रोधमत्वराम् ॥ ९ ॥

દૌહિત્ર, કુતપ તથા તલ, એ ત્રણ વસ્તુઓ શ્રાદ્ધમાં પવિત્ર ગણેલી છે. તથા પવિત્રતા, અક્રોધ અને અત્વરા, એ ત્રણ વસ્તુઓની શ્રાદ્ધમાં પ્રસંશા કરેલી છે. ૯.

अपराह्णस्तथा दर्भा वास्तुसंपादनं तिलाः ।
सृष्टि मृष्टिर्द्विजाश्चाग्र्याः श्राद्धकर्मसु संपदः ॥ १० ॥

અપરાન્હકાલ, દર્ભ, ગોમય વિગેરેથી શ્રાદ્ધ કરવાની ભૂમિને શુદ્ધ કરવી તે. તલ, સૃષ્ટિ ( કૃપણતા સિવાય અન્ન વેરવું તે ) મૃષ્ટિ ( અન્ન વિગેરેનો સંસ્કાર ) અને શ્રેષ્ઠ બ્રાહ્મણો એ શ્રાદ્ધકર્મને વિષે સંપત્તિઓ છે. ૧૦.

दर्भाः पवित्रं पूर्वाह्णो हविष्याणिच सर्वशः ।
पवित्रं यच्च पूर्वोक्तं विज्ञेया हव्यसंपदः ॥ ११ ॥

દર્ભ, મન્ત્રો, પૂર્વાણ્હકાલ, હવિષ્યાન્ન અને પ્રથમ બતાવેલી પવિત્ર વસ્તુઓ, એ તમામ વસ્તુઓ હવ્યસંપત્તિ કહેવાય છે. હવ્યશબ્દથી દેવતાઓને ઉદ્દેશીને કર્મ કરવાનું હોય તે કર્મ. ૧૧.

मुन्यन्नानि पयः सोमो मांसंचैवानुपस्कृतम् ।
अक्षारलवणं चैव प्रकृत्या हविरुच्यते ॥ १२ ॥

નીવાર વિગેરે મુન્યન્ન, દૂધ, સોમલતાનો રસ, વિકાર

ના પામ્યું હોય તેવું માંસ, સૈન્ધવ. એટલી વસ્તુઓને સ્વાભાવિક હવિષ્યાન્ન કહેલી છે. ૧૨.

शुचिंदेशं विविक्तंच गोमयेनोपलेपयेत् ।
दक्षिणाप्रवणं चैव प्रयत्नेनोपपादयेत् ॥ १३ ॥

પવિત્ર અને એકાન્ત ભાગમાં ગાયના છાણથી લીંપવું, અને પ્રયત્નથી દક્ષિણ દિશા તરફનો ભાગ નમતો રાખવો, ત્યાર પછી તે સ્થલે શ્રાદ્ધ કરવા બેસવું. ૧૩.

अवकाशेषु चोक्षेषु नदीतीरेषु चैवहि ।
विविक्तेषुच तुष्यन्ति दत्तेन पितरः सदा ॥ १४ ॥

સ્વાભાવિક રીતે પવિત્ર અરણ્યના પ્રદેશને વિષે નદીના કીનારાને વિષે અથવા નિર્જન પ્રદેશને વિષે આપવામાં આવેલા શ્રાદ્ધથી પિતૃઓ પ્રસન્ન થાય છે. ૧૪.

अक्रोधनाः शौचपराः सततं ब्रह्मचारिणः ।
न्यस्तशस्त्रा महाभागाः पितरः पूर्वदेवताः ॥ १५ ॥

ક્રોધ વગરના પવિત્રતાવાળા નિરંતર બ્રહ્મચર્યનું પાલન કરનારા શસ્ત્રરહિત એટલે દયાવાળા અને મહાભાગ્યવાળા પિતૃઓ અનાદિકાલના દેવતાઓ છે. ૧૫.

दातारो नोऽभिवर्धन्तां वेदाः संतति रेवच ।
श्रद्धाचनो माविगमद्बहुदेयंच नोऽस्त्विति ॥ १६ ॥

અમારા કુલમાં દાન કરનારા પુરૂષો વૃદ્ધિ પામો, વેદવૃદ્ધિ પામો, સંતતિવૃદ્ધિ પામો. અમારા કુટુંબમાં વેદાર્થ ઉપર શ્રદ્ધા નાશ ન પામો તથા અમોને દાન કરવા લાયક ધનાદિક અત્યન્ત પ્રાપ્ત થાઓ. ૧૬.

आयुः प्रजा धनं विद्यां स्वर्गं मोक्षं सुखानिच ।
प्रयच्छन्ति तथाराज्यं प्रीता नृणां पितामहाः ॥ १७ ॥

શ્રાદ્ધાદિ ક્રિયાથી પ્રસન્ન થયેલા પિતૃઓ, તેઓના વંશજોને આયુષ્ય, પ્રજા, ધન, વિદ્યા, સ્વર્ગ, મોક્ષ, સુખ તથા રાજ્યને આપનારા થાય છે. ૧૭.

पतिव्रता धर्मपत्नी पितृपूजनतत्परा ।
मध्यमं तु ततः पिण्ड मद्यात्सम्यक्सुतार्थिनी ॥ १८ ॥

પિતૃઓનું પૂજન કરવામાં તત્પર એવી પુત્રની ઇચ્છા રાખનારી પતિવ્રતા ધર્મપત્નીએ પિતૃઓને આપેલા ત્રણ પિંડમાંથી મધ્યમ પિંડનું પ્રાશન કરવું. ૧૮.

आयुष्मन्तं सुतं सूते यशोमेधासमन्वितम ।
धनवन्तं प्रजावन्तं सात्विकं धार्मिकं तथा ॥ १९ ॥

ઉપર કહ્યા પ્રમાણે પિંડનું પ્રાશન કરવાથી દીર્ઘ આયુષ્યવાળો, કીર્તિ તથા ધારણાત્મક બુદ્ધિવાળો ધનવાન, પ્રજાવાન, સાત્વિક સ્વભાવવાળો તથા ધાર્મિક પુત્ર ઉત્પન્ન થાય છે. ૧૯.

न ब्राह्मणं परीक्षेत दैवे कर्मणि धर्मवित् ।
पित्र्ये कर्मणि तु प्राप्ते परीक्षेत प्रयत्नतः ॥ २० ॥

ધર્મને જાણનારે દેવશ્રાદ્ધમાં ભોજનને માટે બોલાવેલા બ્રાહ્મણની પરીક્ષા ન કરવી. પરંતુ પિતૃકર્મમાં અવશ્ય બ્રાહ્મણની પરીક્ષા કરવી. ૨૦.

अग्र्याः सर्वेषु वेदेषु श्रोत्रियो ब्रह्मविद्युवा ।
वेदार्थविज्जेष्ठसामा त्रिमधुस्त्रिसुपर्णिकः ॥ २१ ॥

ઋગ્વેદ વિગેરે તમામ વેદોમાં અનન્ય મનથી નિરંતર અસ્ખલિત અધ્યયન કરનારા શ્રોત્રિય, બ્રહ્મજ્ઞાની, મધ્યમ વયવાળા વેદાર્થને જાણનાર, જ્યેષ્ઠસામ (સામવેદનો એક ભાગ છે, અને તેના અધ્યયન નિમિત્તનું એક વ્રત છે, તે વ્રતનું આચરણ કરી અધ્યયન કરનાર) ત્રિમધુ (ઋગ્વેદનો એક ભાગ છે. તે ભાગનું અધ્યયન કરવાને નિમિત્તે વ્રત કરવાનું છે તે વ્રત કરી અધ્યયન કરનાર) અને ત્રિસુપર્ણ (ઋગ્વેદ તથા યજુર્વેદનો એક ભાગ છે, તે ભાગનું અધ્યયન કરવા નિમિત્તે વ્રત કરવાનું છે તે વ્રત કરી અધ્યયન કરનાર) એ બ્રાહ્મણો શ્રાદ્ધની સંપત્તિ છે. ૨૧.

**स्वस्त्रीयर्त्विग्जामातृयाज्यश्वशुरमातुलाः ।**
**त्रिणाचिकेतदौहित्रशिष्यसंबन्धिबान्धवाः ॥ २२ ॥**

ભાણેજ, ઋત્વિક્, જમાઇ, યાજ્ય, શ્વસુર, મામો, ત્રિણાચિકેત (યજુર્વેદનો એક ભાગ છે તે ભાગનું અધ્યયન કરવા નિમિત્ત વ્રત કરવું પડે છે, તે વ્રત કરી અધ્યયન કરનાર) દૌહિત્ર, શિષ્ય સંબંધી તથા બાન્ધવ. એ પણ શ્રાદ્ધની સંપત્તિ છે. ઉપર બતાવેલા મુખ્ય છે, અને આ શ્લોકમાં બતાવેલા ગૌણ છે. ૨૨.

**कर्मनिष्ठा स्तपोनिष्ठाः पञ्चाग्नि ब्रह्मचारिणः ।**
**पितृमातृपराश्चैव ब्राह्मणाः श्राद्धसंपदः ॥ २३ ॥**

કર્મનિષ્ઠ, તપોનિષ્ઠ, પંચાગ્નિ, વિદ્યાનું અધ્યયન કરનાર, બ્રહ્મચારી પિતા માતાની ભક્તિ કરનાર, બ્રાહ્મણો શ્રાદ્ધની સંપત્તિ છે. ૨૩.

**रोगी हीनातिरिक्ताङ्गः काणः पौनर्भवस्तथा ।**
**अवकीर्णी कुण्डगोलौ कुनखी श्यावदन्तकः ॥ २४ ॥**

મહા રોગવાળો, હીન અગર અધિક અંગવાળો એક આંખે કાણો પુનર્ભૂથી ઉત્પન્ન થયેલો બ્રહ્મચર્ય અવસ્થામાં બ્રહ્મચર્યનું સ્ખલન કરનાર, કુંડ તથા ગોલક, નિન્દિત નખવાળા તથા સ્વાભાવિક કાળા દાંતવાળા શ્રાદ્ધમાં નિન્દિત ગણેલા છે. ૨૪.

**भृतकाध्यापकः क्लीबः कन्यादूष्यभिशस्तकः ।**
**मित्रध्रुक् पिशुनः सोमविक्रयी परिविन्दकः ॥ २५ ॥**

ભૃતકાધ્યાપક (વેતન લેઇને અભ્યાસ કરાવનાર) નપુંસક, સાચા અગર જુઠા દોષોનું આરોપણ કરી કન્યાને દૂષિત કરનાર, સાચી અગર જુઠી બ્રહ્મહત્યાના અપવાદવાળો મિત્રનો દ્રોહ કરનાર, ચાડી કરનાર સોમલતાનો વિક્રય કરનાર, તથા પરિવિન્દક (પોતાનો મોટો ભાઇ હોવા છતાં લગ્ન અગર અગ્નિહોત્ર ગ્રહણ કરે તે) શ્રાદ્ધમાં અભોજ્ય કહેલા છે. ૨૫.

**मातापितृगुरुत्यागी कुण्डाशी वृषलात्मजः**
**परपूर्वापतिः स्तेनः कर्मदुष्टाश्च निन्दिताः ॥ २६ ॥**

માતા, પિતા તથા ગુરૂનો ત્યાગ કરનાર, કુંડ સંજ્ઞાવાળાનું અન્ન ખાનાર, વૃષલ (ધર્મ ન પાળનાર) તેનો પુત્ર પૂનર્ભૂનો સ્વામી, ચોરી કરનાર, શાસ્ત્ર વિરૂદ્ધ કર્મ કરનાર, તથા નિન્દિત, એટલાઓ શ્રાદ્ધમાં અભોજ્ય છે. ૨૬.

**चिकित्सकान्देवलकान्मांसविक्रयिणस्तथा ।**
**विपणेनच जीवन्तो वर्ज्याः स्युर्हव्यकव्ययोः ॥ २७ ॥**

રોગ વિગેરેની ચિકિત્સા કરનાર, દેવલક ( દ્રવ્ય લેઈને દેવપૂજા કરનાર ) માંસ વેચનાર, ક્રયવિક્રય ( વ્યાપાર કરી આજીવિકા નિભાવનાર ) તેઓ દેવકાર્ય તથા પિતૃકાર્યમાં વર્જ્ય કહેલા છે. ૨૭.

**न श्राद्धे भोजयेन्मित्रं धनैः कार्योऽस्य संग्रहः ।**
**नारिं नमित्रं यं विद्यात्तं श्राद्धे भोजये द्विजम् ॥ २८ ॥**

મિત્રને શ્રાદ્ધમાં ભોજન કરાવવું નહીં. પરંતુ તેની મૈત્રી, ધન વિગેરેથી ટકાવી રાખવી, અને જે મિત્ર ન હોય, અગર શત્રુ પણ ન હોય તેવાને શ્રાદ્ધમાં ભોજન કરાવવું. ૨૮.

**एकैकमपि विद्वांसं दैवे पित्र्येच भोजयेत् ।**
**पुष्कलं फलमाप्नोति नामन्त्रज्ञान्बहूनपि ॥ २९ ॥**

દેવશ્રાદ્ધમાં તથા પિતૃશ્રાદ્ધમાં એકેક પણ વિદ્વાનનેજ ભોજન કરાવવું, તેથી પુષ્કલ ફલ પ્રાપ્ત થાય છે. પરંતુ મન્ત્ર ન જાણનાર ઘણા બ્રાહ્મણોને ભોજન કરાવવાથી કાંઇ પણ ફલ પ્રાપ્ત થતું નથી. ૨૯.

---

## शौच गुच्छ ॥ ३० ॥

---

**ऊर्ध्वं नाभेर्यानि खानि तानि मेध्यानि सर्वशः ।**
**यान्यधस्तान्यमेध्यानि देहाच्चैव मलाश्च्युताः ॥ १ ॥**

નાભિની ઉપરની જે ઇન્દ્રિયો છે, તે તમામ રીતે પવિત્ર છે. અને નિચેની ઇન્દ્રિયો અપવિત્ર છે તથા દેહથી બહાર નિકળેલા મલો પણ અપવિત્ર છે. ૧.

वसा शुक्रम सृङ्मज्जा मूत्रविट् घ्राणकर्णविट् ।
श्लेष्माश्रुदूषिका स्वेदो द्वादशैते नृणां मलाः ॥ २ ॥

વસા, શુક્ર, લોહી, મજ્જા, મૂત્ર, વિષ્ઠા, કાનનો મલ, લીંટ, ગળફા, આંખોના પીયા, આંસુ તથા શરીરનો પ્રસ્વેદ એ બાર, મહેષ્યોના મલ છે. ૨.

विण्मूत्रोत्सर्गशुद्धयर्थं मृद्वार्यादेयमर्थवत् ।
दैहिकानां मलानां च शुद्धिषु द्वादशस्वपि ॥ ३ ॥

વિષ્ટા તથા મૂત્રનિશુદ્ધિ માટે ઉપયોગ જેટલી માટી તથા પાણી લેવું જોઇએ. તથા શરીરના બાર મલની શુદ્ધિ માટે પણ મૃત્તિકા તથા જલ લેવું. ૩.

दिवा संध्यासुकर्णस्थब्रह्मसूत्र उदङ्मुखः ।
कुर्यान्मूत्रपुरीषे च रात्रौ चेद्दक्षिणामुखः ॥ ४ ॥

દિવસે સંધ્યાકાલે, કાને યજ્ઞોપવિત ભરાવી, ઉત્તર દિશા તરફ મુખ રાખી, મૂત્રોત્સર્ગ તથા પુરિષોત્સર્ગ કરવો, તથા રાત્રિએ દક્ષિણ દિશા તરફ મુખ રાખવું. ૪.

छायाया मन्धकारे वा रात्रावहनि वा द्विजः ।
यथासुखमुखः कुर्यात्प्राणबाधाभयेषुच ॥ ५ ॥

રાત્રિને વિષે અન્ધકારમાં અથવા દિવસે વાદળાં વિગેરેથી દિશા ન જાણી શકાતી હોય ત્યારે અથવા ચોર, વાઘ વિગેરેથી પ્રાણ નાશ થાય તેવું સંકટ આવ્યું હોય ત્યારે પોતાને ઇચ્છામાં આવે તે તરફ મુખ રાખી મૂત્ર પુરીષોત્સર્ગ કરવો. ૫.

गृहीतशिश्नश्चोत्थाय मृद्भिरभ्युद्धृतैर्जलैः ।
गन्धलेपक्षयकरं शौचं कुर्यादतन्द्रितः ॥ ६ ॥

પુરીષ તથા મૂત્રનો ઉત્સર્ગ કર્યા પછી શિશ્ન (લિંગ) નું ગ્રહણ કરી ઉભા થવું, અને ગંધ તથા લેપનો ક્ષય થાય તે પ્રમાણે જલથી શૌચ વિધિ કરવો, તેમાં આળસ રાખવું નહીં. આ પ્રમાણે તમામ આશ્રમીઓને સાધારણ શૌચ કહેલું છે. ૬.

शौचे यत्नः सदा कार्यः शौचमूलो द्विजः स्मृतः ।
शौचाचारविहीनस्य समस्ता निष्फलाः क्रियाः ॥ ७ ॥

શૌચમાં નિરંતર દરકારી રાખવી જોઇએ. કારણકે બ્રાહ્મણ શૌચથીજ શ્રેષ્ઠ ગણાય છે. અને શૌચ તથા આચાર-હીન બ્રાહ્મણની તમામ ક્રિયાઓ નિષ્ફલ છે. ૭.

शौचं च द्विविधं प्रोक्तं बाह्यमाभ्यंतरं तथा ।
मृज्जलाभ्यां स्मृतं बाह्यं भावशुद्धिरथांतरम् ॥ ८ ॥

બ્રાહ્ય, શૌચ તથા આભ્યન્તર, શૌચ. એ પ્રમાણે બે પ્રકારનું શૌચ કહેલું છે. તેમાં મૃત્તિકા તથા જલથી બાહ્ય શૌચ થાય છે. અને શુદ્ધ ભાવ રાખવો એ આભ્યન્તર શૌચ છે. ૮.

अन्यदेव दिवाशौच मन्यद्रात्रौ विधीयते ।
अन्यदापदि निर्दिष्टं ह्यन्यदेव ह्यनापदि ॥ ९ ॥

દિવસે શૌચ અન્ય પ્રકારનું છે, રાત્રિએ અન્ય પ્રકારનું છે. આપત્તકાલે અન્ય પ્રકારનું છે. તેમ આપત્તકાલ ન હોય ત્યારે પણ જુદા પ્રકારનું છે. ૯.

दिवाकृतस्य शौचस्य रात्रावर्द्धं विधीयते ।
तदर्धमातुरस्याहुस्त्वरायांत्वर्द्धमध्वनि ॥ १० ॥

દિવસે જેટલું શૌચ કરવામાં આવે છે. તે કરતાં રાત્રે અર્ધું શૌચ કરી શકાય છે. રોગીને તેનાથી પણ અર્ધું શૌચ કરી શકાય છે. ૧૦.

दिवायद्विहितं कर्म तदर्धंच निशि स्मृतम् ।
तदर्धं चातुरे काले पथि शूद्रवदाचरेत् ॥ ११ ॥

દિવસે જે કર્મ કરવાનું કહેલું છે. તેનાથી અર્ધું રાત્રિએ કહેલું છે. આતુરકાલે તેનાથી અર્ધું કહેલું છે. તથા માર્ગમાં શૂદ્ર માફક વર્તન રાખવું. ૧૧.

नान्नमद्यादेकवासा न नग्नः स्नानमाचरेत् ।
नमूत्रंपथि कुर्वीत न भस्मनि न गोव्रजे ॥ १२ ॥

એકજ વસ્ત્ર ધારણ કરી અન્નનું ભોજન ન કરવું. તથા નગ્ન થઇને સ્નાન ન કરવું, માર્ગમાં ભસ્મને વિષે તથા ગાયોનીકોઢમાં મૂત્રોત્સર્ગ કરવો નહીં. ૧૨.

न फालकृष्टे न जले न चित्यां न च पर्वते ।
न जीर्णदेवायतने न वल्मीके कदाचन ॥ १३ ॥

ખેતરમાં, જલમાં, ચિતામાં, પર્વત ઉપર જુના દેવાલયમાં તથા રાફડા ઉપર મૂત્ર અગર પુરીષોત્સર્ગ કરવો નહીં. ૧૩.

न ससत्वेषु गर्तेषु न गच्छन्नपि च स्थितः ।
न नदीतीर मासाद्य न च पर्वतमस्तके ॥ १४ ॥

પાણીવાળા ખાડામાં ચાલતે ચાલતે તથા ઉભા રહીને

નદીના કિનારે તથા પર્વતના મસ્તકે મૂત્ર તથા પુરીષોત્સર્ગ કરવો નહીં. ૧૪.

वाय्वग्निविप्रमादित्यमपः पश्यंस्तथैवगाः ।
न कदाचन कुर्वीत विण्मूत्रस्य विसर्जनम् ॥ १५ ॥

વાયુ,[1] અગ્નિ, બ્રાહ્મણ, સૂર્ય, જલ, તથા ગાયોને જોતાં જોતાં મૂત્ર તથા પુરીષોત્સર્ગ કોઈ પણ દિવસ કરવો નહીં. ૧૫.

तिरस्कृत्योच्चरेत्काष्ठलोष्ठपत्रतृणादिना ।
नियम्य प्रयतो वाचं संवीताङ्गोऽव गुण्ठितः ॥ १६ ॥

તૃણ, કાષ્ટ તથા પાદડાં વિગેરેથી પૃથ્વીને આચ્છાદન કરી, શરીર તથા મસ્તકને વસ્ત્રથી ઢાંકી દેઈને વાણીને નિયમમાં રાખીને (મૌનથી) મૂત્ર તથા પુરીષોત્સર્ગ કરવો. ૧૬.

प्रत्यग्निं प्रतिसूर्यं च प्रतिस्त्रीमोदकद्विजान् ।
प्रतिगां प्रतिवातं च प्रज्ञा नश्यति मेहतः ॥ १७ ॥

અગ્નિ સામું, સૂર્ય સામું, ચન્દ્ર, જલ તથા બ્રાહ્મણો સામું, ગાય તથા વાયુના સામે બેસીને, મૂત્ર તથા પુરીષોત્સર્ગ કરનારની બુદ્ધિ નાશ પામે છે. ૧૭.

अंतर्जले देवगृहे वल्मीके मूषिकस्थले ।
कृतशौचावशिष्टा च न ग्राह्याः पंचमृत्तिका ॥ १८ ॥

---

૧. વાયુનું સ્વરૂપ ન હોવાથી તેનું દર્શન કરવાનો સંભવજ નથી. તેથી વાયુથી ઉડાડેલા તૃણ, કાષ્ટ વિગેરેનો નિષેધ જાણવો.

પાણીની અંદરની, દેવગૃહની, રાફડાની, ઉંદરના દરની તથા શૌચ કરતાં બાકી રહેલી હોય, તેવી પાંચ પ્રકારની મૃત્તિકા ગ્રહણ કરવી નહીં. ૧૮.

---

## दंतधावन गुच्छ ॥ ३१ ॥

---

**उषःकाले समुत्थाय कृतशौचो यथाविधिः ।**
**मुखे पर्य्युषिते नित्यं भवत्यप्रयतो नरः ॥ १ ॥**

પ્રાતઃકાલમાં ઉઠીને વિધિપૂર્વક શૌચ વિધિ કરવો. તથા ત્યાર પછી મુખશુદ્ધિ કરવા માટે તત્પર થવું. ૧.

**तस्माच्छुष्क मथार्द्रं वा भक्षयेद्दन्तकाष्टकम् ।**
**सर्वे कंटकिनः पुण्याः क्षीरिणश्च यशस्विनः ॥ २ ॥**

મુખશુદ્ધિ માટે સૂકું અથવા લીલું દંતધાવન કાષ્ટ લાવવું, તમામ કાંટાવાળાં વૃક્ષો પુણ્યકારક છે, અને દૂધવાળાં વૃક્ષો યશોકારક છે. ૨.

**अष्टांगुलेन मानेन दंतकाष्ठ मिहोच्यते ।**
**प्रादेशमात्रमथवा तेन दन्तान्विशोधयेत् ॥ ३ ॥**

દંતધાવન કાષ્ટ આઠ આંગળના પ્રમાણવાળું જોઇએ. અથવા પ્રાદેશમાત્ર પ્રમાણવાળું જોઇએ અને તેનાથી દાંતને શુદ્ધ કરવા. ૩.

**अभावे दन्तकाष्ठानां प्रतिषिद्धदिनेषु च ।**
**अपांद्वादशगंडूषै र्मुखशुद्धिं समाचरेत् ॥ ४ ॥**

દંતકાષ્ઠનો અભાવ હોય, અગર દંતધાવન કરવાને નિષિધ્ધ દિવસો હોય ત્યારે પાણીના ૧૨) કોગળા કરવાથી મુખશુધ્ધિ થાય છે. ૪.

---

## स्नान गुच्छ ॥ ३२ ॥

---

**गुणा दश स्नानपरस्य साधो रूपं च पुष्टिश्चबलं च तेजः ।**
**आरोग्य मायुश्च मनोनुरुद्धदुःस्वप्नघातश्च तपश्चमेधा ॥ १ ॥**

હે સજ્જન પુરૂષ ! સ્નાન કરનાર પુરૂષને રૂપ, પુષ્ટિ, બલ, તેજ, આરોગ્ય, આયુષ્ય, માનસિક પીડાનો નાશ, દુઃખનો નાશ, તપશ્ચર્યા, તથા મેધા. એ પ્રમાણે દશ ગુણો થાય છે. ૧.

**स्नानानि पञ्च पुण्यानि कीर्तितानि मनीषिभिः ।**
**आग्नेयं वारुणं ब्राह्मं वायव्यं दिव्यमेव च ॥ २ ॥**

વિદ્વાનોએ પાંચ પ્રકારનાં સ્નાન પુણ્યકારક કહેલાં છે, તે જેમકે આગ્નેય, વારૂણ, બ્રાહ્મ, વાયવ્ય, અને દિવ્ય. એ પ્રમાણે પાંચ પ્રકાર છે. ૨.

**आग्नेयं भस्मना स्नानमवगाह्य तु वारुणम् ।**
**आपोहिष्ठेति च ब्राह्मं वायव्यं गोरजः स्मृतम् ॥ ३ ॥**

ભસ્મથી સ્નાન કરવું તે, આગ્નેય સ્નાન કહેવાય છે. જલમાં પ્રવેશ કરીને સ્નાન કરવું, તે વારૂણ સ્નાન કહેવાય છે. આપોહિષ્ઠા મંત્ર ભણી સ્નાન કરવું તે બ્રાહ્મ-

સ્નાન કહેવાય છે. ગોરજથી સ્નાન કરવું તે વાયવ્ય સ્નાન કહેવાય છે. ૩.

यत्तुसातपवर्षेण स्नानं तद्दिव्य मुच्यते ।
तत्रस्नात्वातु गंगायां स्नातो भवति मानवः ॥ ४ ॥

તાપ સાથે વરસાદથી સ્નાન કરવામાં આવે તે દિવ્ય સ્નાન કહેવાય છે. અને જેણે દિવ્યસ્નાન કર્યું હોય છે તેણે ગંગાસ્નાન કર્યા બરાબર છે. ૪.

स्नातुं धान्तं द्विजं सर्वे देवाः पितृगणैःसह ।
वायुभूतास्तु गच्छन्ति तृषार्ताः सलिलार्थिनः ॥ ५ ॥

સ્નાન કરવા જનાર બ્રાહ્મણની પાછળ પિતૃઓની સાથે તમામ દેવતાઓ તૃષાર્ત હોવાથી જલની ઈચ્છા રાખનારા વાયુભૂત થઇને ગમન કરે છે. ૫.

निराशास्ते निवर्तन्ते वस्त्रनिष्पोडनेकृते ।
तस्मान्न पीडयेद्वस्त्रमकृत्वा पितृतर्पणम् ॥ ६ ॥

અને વસ્ત્ર નિચોવ્યા પછી નીરાશ થઇને પાછા જાય છે, માટે પિતૃતર્પણ કર્યા સિવાય વસ્ત્ર નિચોવવા નહીં. ૬.

कुशपूतंतु यत्स्नानं कुशेनोपस्पृशेद्द्विजः ।
कुशेनोद्धृततोयंयत्सोमपानसमं भवेत् ॥ ७ ॥

કુશથી પવિત્ર કરેલા પાણીથી સ્નાન કરવું, કુશ પવિત્ર જલથી આચમન કરવું, તથા દર્ભથી ઉધૃત કરેલું જલ તે સોમપાન સરખું ગણેલું છે. ૭.

अत्यंतमलिनः कायो नवच्छिद्रसमन्वितः ।
स्रवत्येष दिवारात्रौ प्रातः स्नानं विशोधनम् ॥ ८ ॥

નવછિદ્રવાળો દેહ અત્યન્ત મલીન છે, અને દિવસે તથા રાત્રિએ તેમાંથી મલ બહાર નિકળ્યા કરે છે, માટે પ્રાતઃ સ્નાન તેને શુદ્ધ કરનારૂં છે. ૮.

**क्लिद्यन्ति हि प्रसुप्तस्य इन्द्रियाणि स्रवन्ति च ।**
**अंगानि समतां यांति उत्तमान्यधमैः सह ॥ ९ ॥**

સૂઈ રહેલા માણુસની ઇન્દ્રિઓ મલીન થાય છે, તથા પસીનાવાળી થાય છે, તેથી શરીરના ઉત્તમ અંગો પણ અધમ અંગોના સરખાં થઈ જાય છે. ૯,

**नानास्वेदसमाकीर्णः शयनादुत्थितः पुमान् ।**
**अस्नात्वानाचरेत्किंचिज्जपहोमादिकं द्विजः ॥ १० ॥**

શયનથી ઉઠેલો પુરૂષ, અનેક પ્રકારના પ્રસ્વેદવાળો હોય છે, માટે સ્નાન કર્યા સિવાય જપ, હોમ વિગેરે કાંઈ પણ બ્રાહ્મણે કરવું નહીં. ૧૦.

**नित्यं नैमित्तिकं काम्यं क्रियागं मलकर्षणम् ।**
**क्रियास्नानं तथाषष्ठं षोढा स्नानं प्रकीर्तितम् ॥ ११ ॥**

નિત્યિ-નૈમિત્તિક કામ્ય-ક્રિયાના અંગિભૂત, મેલને શુદ્ધ કરનાર, કાર્ય પરત્વે સ્નાન એ પ્રમાણે છ પ્રકારનું સ્નાન કહેલું છે. ૧૧.

**नस्नानमाचरेद्भुक्त्वा नातुरो न महानिशि ।**
**नवासोभिः सहाजस्रं नाविज्ञाते जलाशये ॥ १२ ॥**

ભોજન કર્યા પછી તુરત સ્નાન કરવું નહીં, રોગી અવસ્થામાં સ્નાન ન કરવું, મહાનિશાએ સ્નાન ન કરવું,

નિરંતર બહુ વસ્ત્ર પહેરી સ્નાન ન કરવું, તથા અજાણ્યા જલાશયમાં પ્રવેશ કરીને સ્નાન ન કરવું. ૧૨.

महानिशातु विज्ञेया मध्यस्थप्रहरद्वयम् ।
प्रदोषपश्चिमौ यामौ दिनवत्स्नानमाचरेत् ॥ १३ ॥

મધ્ય ભાગમાં આવેલા બે પ્રહરોને મહાનિશા કહેલી છે. પ્રદોષકાલ અને પાછલા પ્રહર વખતે દિવસની માફક સ્નાન કરવું. ૧૩.

सर्वं गंगासमं तोयं राहुग्रस्ते दिवाकरे ।
होमग्रहे तथैवोक्तं स्नानदानादिकर्मसु ॥ १४ ॥

હોમ ગ્રહને વિષે સ્નાન દાનાદિ કર્મને વિષે, તથા સૂર્યગ્રહણ થયું હોય ત્યારે તમામ જગાનું પાણી ગંગાજલ જેવું જાણવું. ૧૪.

मासद्वयं श्रावणादि सर्वा नद्यो रजस्वलाः ।
तासु स्नानं न कुर्वीत वर्जयित्वा समुद्रगाः ॥ १५ ॥

શ્રાવણથી આરંભી બે માસ સુધી તમામ નદીઓ રજસ્વલા કહેવાય છે, માટે તે વખતે જે નદીઓ સમુદ્રને ન મળતી હોય તેઓમાં સ્નાન ન કરવું. ૧૫.

उपाकर्मणि चोत्सर्गे प्रेतस्नाने तथैव च ।
चन्द्रसूर्यग्रहे चैव रजोदोषो न विद्यते ॥ १६ ॥

ઉપાકર્મ વખતે ઉત્સર્ગ વખતે પ્રેતસ્નાન વખતે તથા સૂર્ય અગર ચન્દ્રના ગ્રહણ વખતે રજોદોષ ગણાતો નથી. ૧૬.

---

## संध्या गुच्छ ॥ ३३ ॥

उद्यन्त मस्तयन्त मादित्यम भिध्यायन् ।
कुर्वन्यो ब्राह्मणो विद्वान्सकलं भद्रमश्नुते ॥ १ ॥

ઉદય પામનાર તથા અસ્ત પામનાર સૂર્યનું ધ્યાન કરનાર વિદ્વાન્ બ્રાહ્મણ તમામ પ્રકારના કલ્યાણને ભોગવનારો થાય છે. ૧.

अथ संध्या मुपासीतेत्याचार्यो यावदहोरात्रयोः ।
संधीयश्च पूर्वाह्णापराह्णयोस्तत् कालभवा देवता सन्ध्या, ता मुपासीत ॥ २ ॥

સંધ્યાની ઉપાસના કરવી. એ પ્રમાણે આચાર્યો કહે છે. અને અહોરાત્રનો જે સંધિ તથા પૂર્વાહ્‌ણ તથા અપરાહ્‌ણનો જે સંધિ તે કાલની દેવતા સંધ્યા કહેવાય છે. તેથી તેની ઉપાસના કરવી. ૨.

अथ य इमां सन्ध्यां नोपास्ते नाचष्टे न स जयति येतूपासते श्रोत्रिया भवन्तीत्युपनीतांश्छेदन भेदन भोजन मैथुन स्वपन स्वाध्यायानाचरन्ति ये संध्याकाले, ते श्वशूकरशृंगालगर्दभ सर्पयोनिष्वभिसम्पद्यामानास्तमोभिस्सम्पद्यन्ते तस्मात्सायं प्रातः सन्ध्या मुपासीत ॥ ३ ॥

જે બ્રાહ્મણ સંધ્યાની ઉપાસના નથી કરતો તથા આચારમાં પણ મૂકતો નથી તેનો જય કોઇ પણ દિવસ થતો નથી. જે બ્રાહ્મણો સંધ્યાની ઉપાસના કરે છે. તે શ્રોત્રિય થાય છે. વળી જેને ઉપવિત સંસ્કાર કર્યો છે એવો બ્રાહ્મણ

સંધ્યાકાલે છેદન, ભેદન, ભોજન, મૈથુન, સ્વપન તથા સ્વાધ્યાય કરે છે, તે બ્રાહ્મણ, શ્વ સૂકર, સૃગાલ, ગર્દભ તથા સર્પની યોનિમાં જન્મ ધારણ કરી નરકમાં જાય છે. તેટલા માટે સાયંકાલે તથા પ્રાતઃકાલે સન્ધ્યોપાસન અવશ્ય કરવું જોઈએ. ૩.

**ऋषयोदीर्घसंध्यत्वा द्दीर्घ मायुरवाप्नुयुः ।**
**प्रज्ञां यशश्च कीर्तिंच ब्रह्मवर्चस मेवच ॥ ४ ॥**

પ્રાચીન ઋષિઓ ઘણા લાંબા વખત સુધી સંધ્યોપાસન કરનારા હોવાને લીધે દીર્ઘાયુષ્ય, બુધ્ધિ, યશ, કીર્તિ તથા બ્રહ્મચર્યને પ્રાપ્ત કરનારા હતા. ૪.

**पूर्वांसन्ध्यां जपंस्तिष्ठन्नैशमेनो व्यपोहति ।**
**पश्चिमांतु समासीनो मलं हन्ति दिवाकृतम ॥ ५ ॥**

પ્રાતઃકાળમાં સંધ્યોપાસન કરનાર રાત્રિએ થયેલા પાપને નાશ કરે છે તથા સાયંકાળે સંધ્યા કરનાર દિવસે થયેલા પાપને નાશ કરે છે. ૫.

**पूर्वां संध्यां जपंस्तिष्ठन्सावित्री मार्कदर्शनात् ।**
**पश्चिमांतु समासीनः सम्यगृक्षविभावनात् ॥ ६ ॥**

પ્રાતઃ સંધ્યા કરતી વખતે, સૂર્ય દર્શન થતાં સુધી, જપ કરતાં રહેવું. તથા સાયંસંધ્યા કરતી વખતે, નક્ષત્ર દર્શન થતા સુધી જપ કરતા રહેવું. ૬.

**न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यश्च पश्चिमाम ।**
**सशूद्रवद्बहिष्कार्यः सर्वस्माद्द्विजकर्मणः ॥ ७ ॥**

જે બ્રાહ્મણ પ્રાતઃસંધ્યા અગર સાયંસંધ્યા કરતો નથી,

તે બ્રાહ્મણ શુદ્ર જેવો ગણાય છે, અને તેને તમામ બ્રાહ્મણના કર્મથી દૂર કરવો. ૭.

संध्यांनोपासते यस्तु ब्राह्मणोहि विशेषतः ।
स जीवन्नेव शूद्रः स्यान्मृतः श्वाचैव जायते ॥ ८ ॥

બ્રાહ્મણ હોવા છતાં વિશેષે કરીને જે સંધ્યોપાસન કરતો નથી, તે જીવતાં છતાં શુદ્રજ જાણવો, અને મરણ પછી શ્વાનયોનિમાં જન્મ ધારણ કરે છે. ૮.

संध्याहीनोऽशुचिर्नित्य मनर्हः सर्वकर्मसु ।
यदन्यत्कुरुते कर्म न तस्य फलभाग्भवेत् ॥ ९ ॥

સંધ્યા ન કરનાર બ્રાહ્મણ હંમેશાં અપવિત્ર જાણવો, તેમ તમામ કાર્યોમાં તે અયોગ્ય ગણાય છે, તથા જેટલાં અન્યપુણ્ય કાર્ય કરે છે, તેનું ફળ તેને પ્રાપ્ત થતું નથી. ૯.

चत्वार्येतानि कर्माणि संध्यायां वर्जयेद्बुधः ।
अहारमैथुने निद्रां तथा संपाठमेवच ॥ १० ॥

સંધ્યાકાળે આહાર, મૈથુન, નિંદ્રા તથા અધ્યયન એ ચાર કર્મોનો ત્યાગ કરવો, અર્થાત તે કાળે તે કર્મો કરવાં નહીં. ૧૦.

आहाराज्जायते व्याधिर्गर्भो वै रौद्रमैथुनात् ।
निद्रातो जायतेऽलक्ष्मीः संपाठादायुषः क्षयः ॥ ११ ॥

સંધ્યાકાળે આહાર લેવાથી વ્યાધિ થાય છે. મૈથુન કરવાથી ભયંકર પ્રજા ઉત્પન્ન થાય છે. નિંદ્રા લેવાથી અલક્ષ્મી પ્રાપ્ત થાય છે; અને પાઠ લેવાથી આયુષ્યનો ક્ષય થાય છે. ૧૧.

संध्याकर्मावसानेतु स्वयंहोमो विधीयते ।
स्वयं होमे फलंयत्तु तदन्येन न जायते ॥ १२ ॥

સંધ્યાકર્મ કરી રહ્યા પછી, સ્વયંહોમ કરવો. તે હોમ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે અન્ય કોઇ પણ કર્મથી પ્રાપ્ત થતું નથી. ૧૨,

ऋत्विक्पुत्रो गुरुर्भ्राता भागिनेयोऽथ विट्पतिः ।
एभिरेवहुतं यत्तुतद्धुतं स्वयमेव तु ॥ १३ ॥

ઋત્વિક, પુત્ર, ગુરૂ, ભાઇ, ભાણેજ તથા રાજાએ હોમ કરેલો હોય છે, તે હોમ પોતેજ કર્યા બરોબર છે. ૧૩.

ततोऽभिवाद्ये द्वृद्धानसावहमिति ब्रुवन् ॥ १४ ॥
अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।

સંધ્યોપાસન કર્યા પછી પોતાનું નામ દેઇને વૃધ્ધોને વંદન કરવું. ૧૪.

चत्वारि तस्य वर्धन्ते आयुर्विद्या यशोबलम् ॥ १५ ॥

દેવતાઓ તથા વૃધ્ધોને અભિવાદન કરનાર તથા વૃધ્ધોની સેવા કરનારને આયુષ્ય, વિદ્યા, યશ, તથા બળ એ ચાર વાનાની વૃધ્ધિ થાય છે. ૧૫.

---

## आचमन गुच्छ ॥ ३४ ॥

---

त्रिः प्राश्यापो द्विरुन्मज्य खान्यद्भिः समुपस्पृशेत् ।
अद्भिस्तु प्रकृतिस्थाभि र्हीनाभिः फेनबुद्बुदैः ॥ १ ॥

કોઈ જાતના અન્ય ગંધ, રસ, તથા સ્પર્શથી રહીત

તથા ફેણ અને પરપોટા વગરના પાણીથી ત્રણ વખત આચમન લેઇ, અંગુઠાના મૂળ વડે બે વખત મુખને શુધ્ધ કરી, મસ્તકમાં આવેલા નેત્ર કર્ણ, નાસિકા વિગેરે છિદ્રોને સ્પર્શ કરવો. એ પ્રમાણે આચમન કરવાનો વિધિ છે. ૧.

**हृत्कंठतालुगाभिस्तु यथासंख्यं द्विजातयः ।**
**शुध्येरंस्त्री च शूद्रश्च सकृत्स्पृष्टाभि रन्ततः ॥ २ ॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ વર્ણો અનુક્રમે, આચમનનું પાણી, હૃદય, કંઠ તથા તાળુ સુધી પહોંચે તેટલાથી પવિત્ર થાય છે. અને સ્રી તથા શૂદ્રો, શરીરમાં પ્રવેશ કરે તેટલા એક વખતના આચમનના પાણીથી પવિત્ર થાય છે. જેને ઉપવિત ન આપ્યું હોય તેવા બ્રાહ્મણ બાળકને પણ સ્રી શૂદ્ર જેવોજ વિધિ છે. ૨.

**कनिष्ठादेशिन्यङ्गुष्ठमूलान्यग्रं करस्य च ।**
**प्रजापतिपितृब्रह्मदेवतीर्थान्यनुक्रमात् ॥ ३ ॥**

કનિષ્ઠિકા, તર્જની તથા અંગુઠાનુ મૂળ અને હાથની આંગળીઓનો અગ્રભાગ એ અનુક્રમે પ્રજાપતિ, પિતૃ, બ્રહ્મ તથા દેવતીર્થ કહેવાય છે. ૩.

**यदंगुलिभ्यः स्रवति तेन नागयक्षकुबेराः सर्वे वेदाः-**
**प्रीणन्ति ॥ ४ ॥**

આચમન કરતાં આંગળીઓમાંથી જે પાણી બહાર નિકળે છે, તે પાણીથી નાગ, યક્ષ, કુબેર તથા તમામ દેવતાઓ પ્રસન્ન થાય છે. ૪.

## प्राणायाम गुच्छ ॥ ३५ ॥

गायत्रीं शिरसा सार्धं जपेद्व्याहृतिपूर्विकाम् ।
प्रतिप्रणवसंयुक्तां त्रिरयं प्राणसंयमः ॥ १ ॥

આપોજ્યોતિ, ઇત્યાદિ શિરસ્‌ની સાથે તથા પ્રતિવર્ણ ૐ સહિત વ્યાહૃતિ સાથે, ( ૐ भूः ૐ भुवः ૐ स्वः ) ત્રણ વખત ગાયત્રી જપ કરવો. એ પ્રમાણે પ્રાણાયામ થાય છે. ૧.

दक्षिणे रेचयेद्वायुं वामेनापूरितोदरम् ।
कुंभकेन जपंकुर्या त्प्राणायामो भवेदिति ॥ २ ॥

વામનાસિકાએ ઉપર કહ્યા પ્રમાણે મન્ત્ર ભણી વાયુ પૂરવો તથા તેજ મન્ત્રથી કુંભક કરવું અને દક્ષિણ નાસિકાએ ઉપરનાજ મન્ત્રોચ્ચારથી વાયુ ઉતારવો એ પ્રમાણે પ્રાણાયામ થાય છે. ૨.

दह्यन्ते ध्मायमानानां धातूनां हि यथामलाः ।
तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥ ३ ॥

જેમ તપાવવામાં આવેલી ધાતુઓના મળ બળી જાય છે, તેમ પ્રાણાયામ કરવાથી શરીરના દોષ બળીને ભસ્મ થઇ જાય છે. ૩.

प्राणायामैर्दहे द्दोषान्धारणाभिश्च किल्बिषम् ।
प्रत्याहारेण संसर्गान्ध्याने नानीश्वरान्गुणान् ॥ ४ ॥

પ્રાણાયામથી દોષોને બાળવા, ધારણાથી પાપને બાળવું, પ્રત્યાહારથી સંસર્ગને નાશ કરવા, તથા ધ્યાનથી ક્રોધ, લોભ, ઇર્ષ્યા વિગેરે ગુણોનું નિવારણ કરવું. ૪.

## जपगुच्छ ॥ ३६ ॥

जप्यैनैव तु संसिध्येद्ब्राह्मणो नात्र संशयः ।
कुर्यादन्यन्नवा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥ १ ॥

બ્રાહ્મણ બીજાં યજ્ઞ યાગાદિ કર્મ કરે અગર ન કરે, પરંતુ જપથી સિદ્ધિને પ્રાપ્ત કરે છે. એમાં સંશય રાખવા જેવું નથી. કારણ કે, મૈત્ર બ્રાહ્મણ કહેવાય છે એ પ્રમાણે આગમોમાં કહેલું છે. એનો અર્થ એવો છે કે યાગાદિક્રિ-યામાં પશુવધ કરવાનો હોય છે, જેથી તમામ પ્રાણિઓને પ્રિય થતો નથી. પરંતુ જપ કરનાર તમામ પ્રાણીઓને પ્રિય થાય છે તેથી જપ ક્રિયા કરવી એ શ્રેષ્ઠ છે. ૧.

ओम्कारं पूर्व मुच्चार्य भुर्भुवः स्वस्तथैवच ।
गायत्रीं प्रणवं चान्ते जपएवमुदाहृतः ॥ २ ॥

પ્રથમ ૐકારનું ઉચ્ચારણ કરવું, ત્યાર પછી વ્યાહૃતિ ત્યાર પછી ગાયત્રી અને અન્તે ૐકાર એ પ્રમાણે જપ કરવાનું કહેલું છે. ૨.

वाचिकस्यैकमेकंस्यादुपांशोः शतमुच्यते ।
सहस्रं मानसः प्रोक्तो मन्वत्रिभृगुनारदैः ॥ ३ ॥

મનુ, અત્રિ, ભ્રગુ તથા નારદાદિ ઋષિઓએ વાચિક જપનું એકગણું ફળ કહેલું છે, ઉપાંશુજપનું શતગુણિત ફળ કહેલું છે, તથા માનસિક જપનું સહસ્રગણું ફળ કહેલું છે. ૩.

सावित्रीमात्रसारोऽपि वरं विप्रः सुयन्त्रितः ।
नायन्त्रितस्त्रिवेदोऽपि सर्वाशी सर्वविक्रयी ॥ ४ ॥

કેવળ ગાયત્રીને જાણનાર છતાં શાસ્ત્રની મર્યાદામાં રહેનાર બ્રાહ્મણ શ્રેષ્ઠ છે પરંતુ ત્રણ વેદને જાણનાર છતાં નિષિદ્ધ ભોજન કરનાર તથા નિષિદ્ધ વિક્રય કરનાર અને શાસ્ત્ર મર્યાદાનું ઉલ્લંઘન કરનાર બ્રાહ્મણ શ્રેષ્ટ નથી. ૪.

**सावित्रीं च जपेन्नित्यं पवित्राणि च शक्तितः ।**
**सर्वेष्वेव व्रतेष्वेवं प्रायश्चित्तार्थं माहतः ॥ ५ ॥**

સાવિત્રી તથા અઘમર્ષણાદિ પવિત્ર મન્ત્રોનો જપ કરવો. એ પ્રમાણે તમામ વ્રતોમાં જપ કરવો તથા ચાન્દ્રાયણાદિ પ્રાયશ્ચિતોમાં પણ તે પ્રમાણે કરવું. ૫.

---

## पंचमहायज्ञ गुच्छ ॥ ३७ ॥

---

**कंडनी पेषणी चुल्ली उदकुंभी च मार्जनी ।**
**पञ्च सूनागृहस्थस्य बध्यते यास्तु वाहयन् ॥ १ ॥**

કંડણી, (ખાંયણી) પેષણી, (ઘંટી) ચુલ્લી, (સગડી ચૂલો વિગેરે) ઉદકુંભી, (પાણી ભરવાનું સાધન) માર્જની (સાવરણી). એ પાંચ વસ્તુઓ પાપકારી છે અને તેથી થયેલા પાપથી ગૃહસ્થાશ્રમી બંધાય છે. ૧.

**अकृत्वा वैश्वदेवंतु भुञ्जते ये द्विजाधमाः ।**
**सर्वे ते निष्फला ज्ञेयाः पतन्ति नरकेऽशुचौ ॥ २ ॥**

જે અધમ બ્રાહ્મણો વૈશ્વદેવ કર્યા સિવાય ભોજન કરે છે તે બ્રાહ્મણો નિષ્ફળ છે. એટલુંજ નહીં પરંતુ અપવિત્ર નરકમાં પડે છે. ૨.

वैश्वदेवविहीना ये आतिथ्येन बहिष्कृताः ।
सर्वे ते नरकंयान्ति काकयोनिं व्रजन्ति च ॥ ३ ॥

વૈશ્વદેવ ન કરનારા તથા આતિથ્ય સત્કાર ન કરનારા બ્રાહ્મણો નરકમાં જાય છે. અને ત્યાંથી નીકળી કાકની યોનિમાં જન્મ થાય છે. ૩.

अकृते वैश्वदेवेऽपि भिक्षौ च गृहमागते ।
उध्धृत्य वैश्वदेवार्थं भिक्षां दत्त्वा विसर्जयेत् ॥ ४ ॥

વૈશ્વદેવ ન કર્યો હોય, તે વખતે પણ ભિક્ષુ પોતાને ઘેર આવ્યો હોય તો વૈશ્વદેવ માટે અન્ન કાઢી લેઇ ભિક્ષુને અન્ન આપી વિદાય કરવો. ૪.

वैश्वदेवात्कृतान्दोषाञ्छक्तो भिक्षुर्व्यपोहति ।
नहि भिक्षुकृतान्दोषान्वैश्वदेवो व्यपोहति ॥ ५ ॥

વૈશ્વદેવમાં થયેલા દોષને દૂર કરવા માટે ભિક્ષુ સમર્થ છે, પરંતુ ભિક્ષુના અપમાનથી થયેલો દોષ, વૈશ્વદેવથી દૂર થઇ શકતો નથી. ૫.

बलिकर्मस्वधाहोमस्वाध्यायातिथिसत्क्रियाः ।
भूतपित्रमरब्रह्ममनुष्याणां महामखाः ॥ ६ ॥

બલિકર્મ, સ્વધાકાર, હોમ, સ્વાધ્યાય તથા અતિથિ સત્કાર એ અનુક્રમે, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, દેવયજ્ઞ, બ્રહ્મયજ્ઞ તથા મનુષ્યયજ્ઞ કહેવાય છે.

देवेभ्यश्च हुतादन्नाच्छेषाद्भूतबलिं हरेत् ।
अन्नं भूमौश्वचाण्डालवायसेभ्यश्च निक्षिपेत् ॥ ७ ॥

દેવતાઓને ઉદ્દેશી હોમ કરતાં બાકી રહેલા અન્નથી

ભુતબલિ કરવો, તેમ કુતરાં ચંડાલ તથા વાયસોને માટે પૃથ્વીમાં અન્ન નાંખવું. ૭.

अन्नं पितृमनुष्येभ्योदेय मप्यन्वहं जलम् ।
स्वाध्यायं सततं कुर्यान्न पचेदन्न मात्मने ॥ ८ ॥

પિતૃઓ તથા મનુષ્યોને અન્ન તથા જલ નિરંતર આપવું, તથા સ્વાધ્યાય કરવો. પરંતુ કેવલ પોતાનાજ માટે રાંધવું નહી. ૮.

बालस्ववासिनीवृद्धगर्भिण्यातुरकन्यकाः ।
संभोज्याऽतिथिभृत्यांश्च दम्पत्योः शेषभोजनम् ॥ ९ ॥

બાળક, સુવાસિની, વૃધ્ધ, ગાર્ભિણી, આતુર, કન્યાઓ, અતિથિ તથા પોતાના નોંકરોને ભોજન આપી પાછળથી શેષ રહેલા અન્નનું સ્ત્રી પુરૂષે ભોજન કરવું, એ ગૃહસ્થાશ્રમનો મુખ્ય ધર્મ છે. ૯.

आपोशनेनोपरिष्टा दधस्तादश्नता तथा ।
अनग्नममृतं चैव कार्यमन्नं द्विजन्मना ॥ १० ॥

દ્વિજ જાતિએ ભોજન કરતી વખતે જમતા પહેલાં તથા જમ્યા પછી અન્નને આપોશન નામના કર્મથી અનગ્ન તથા અમૃત કરવું. ૧૦.

अतिथित्वेन वर्णानां देयं शक्त्यानुपूर्वशः ।
अप्रणोद्योऽतिथिः सायमपि वाग्भूतृणोदकैः ॥ ११ ॥

વૈશ્વદેવ થઈ ગયા પછી, કોઇ પણ વર્ણ પોતાને ઘેર આવે તો તેને અતિથિ તરીકે યથાશક્તિ અન્નદાન કરવું, અને રાત્રે કાંઈ પણ ભોજન વધ્યું ન હોય અને અતિથિ

આવે તો વાણી ભૂમિ તથા પાણીથી પણ સત્કાર કરવો. પરંતુ પાછો કાઢવો નહીં. ૧૧.

सत्कृत्य भिक्षवे भिक्षा दातव्या सुव्रताय च।
भोजयेच्चागतान्काले सखिसंबन्धिबान्धवान् ॥ १२ ॥

ભિક્ષુને સામાન્ય રીતે ભિક્ષા આપવી, બ્રહ્મચારી તથા યતિને સત્કાર કરીને ભીક્ષા આપવી, તથા ભોજનકાલે પ્રાપ્ત થયેલા મિત્રો સંબંધીઓ તથા બન્ધુઓને પણ જમાડવા. ૧૨

ब्रह्मचारी यतिश्चैव विद्यार्थी गुरुपोषकः।
अध्वगः क्षीणवृत्तिश्च षडेते भिक्षुका स्मृताः ॥ १३ ॥

બ્રહ્મચારી, યતિ, વિદ્યાર્થી ગુરૂનું પોષણ કરનાર વટે-માર્ગુ તથા જેને આજીવિકા તૂટી ગઈ હોય તે. એ પ્રમાણે છ પુરૂષો ભિક્ષુ કહેવાય છે. ૧૩.

यतिश्च ब्रह्मचारी च पक्वान्नस्वामिनावुभौ।
तयोरन्नमदत्त्वा तु भुक्त्वा चान्द्रायणं चरेत् ॥ १४ ॥

ગૃહસ્થાશ્રમીને ઘેર રાંધેલી રસોઈના યતિ તથા બ્રહ્મ-ચારી સ્વામી છે. માટે તેમને અન્ન આપ્યા સિવાય ભોજન કરનારે પ્રાયશ્ચિત્ત માટે ચાન્દ્રાયણ વ્રત કરવું. ૧૪.

यतिहस्ते जलंदद्याद्भैक्ष्यं दद्यात्पुनर्जलम्।
तद्भैक्ष्यं मेरुणा तुल्यं तज्जलं सागरोपमम ॥ १५ ॥

યતિના હાથમાં પ્રથમ જલ આપવું, ત્યાર પછી ખાવાનો પદાર્થ આપવો, અને પાછળથી પણ જલ આપવું. એ પ્રમાણે કરવાથી આપેલું અન્ન મેરૂ તુલ્ય ગણાય છે. અને જલ સમુદ્ર જેવું ગણાય છે. ૧૫.

**अपूर्वः सुव्रती विप्रो ह्यपूर्वश्चातिथिस्तथा ।**
**वेदाभ्यासरतो नित्यं तावपूर्वौ दिनेदिने ॥ १६ ॥**

સારૂં વ્રત પાલન કરનાર બ્રાહ્મણ હંમેશાં આવતો હોય છતાં અપૂર્વજ કહેવાય છે. તેમ વેદાધ્યયન કરવામાં પ્રીતિ રાખનાર અતિથિ પણ અપૂર્વજ કહેવાય છે તે બન્ને પ્રતિદિન અપૂર્વજ ગણાય છે. ૧૬.

**अध्वनीनोऽतिथिर्ज्ञेयः श्रोत्रियो वेदपारगः ।**
**मान्यावेतौ गृहस्थस्य ब्रह्मलोकमभीप्सतः ॥ १७ ॥**

વટેમાર્ગુને અતિથિ જાણવો, તથા વેદનો પાર પામ્યો હોય તે શ્રોત્રિય જાણવો અને બ્રહ્મલોકની ઇચ્છા રાખનારા ગૃહસ્થાશ્રમીએ તે બન્ને જણને માન આપવું. ૧૭.

**परपाकरुचिर्नस्यादनिन्द्यामन्त्रणादृते ।**
**वाक्पाणिपादचापल्यं वर्जयेच्चातिभोजनम् ॥ १८ ॥**

અનિન્દ્ય માણસોએ પણ આમન્ત્રણ ન કર્યું હોય ત્યાં સુધી તેના અન્નનું ભોજન કરવા રૂચિ કરવી નહીં. (અહીંયાં અનિન્દ્ય શબ્દથી નિન્દ્યનું ભોજન કરવાનો સર્વથા નિષેધજ સમજવો ) તથા જમતી વખતે વાણી, હાથ તથા પગ, તની ચપલતા ન કરવી. તેમ અતિભોજનનો ત્યાગ કરવો. ૧૮.

**अतिथिं श्रोत्रियं तृप्तमासीमान्त मनुव्रजेत् ।**
**अहःशेषं समासीत शिष्टै रिष्टैश्च बन्धुभिः ॥ १९ ॥**

ભોજન કરીને તૃપ્ત થયેલા શ્રોત્રિય, અતિથિને સીમાડા સુધી વળાવવા જવું, તથા પાછળનો દિવસનો વખત શ્રેષ્ઠ ગુણવાળા ઇષ્ટ મિત્રો સાથે તથા વ્યાવહારિક કાર્યોમાં ગાળવો. ૧૯.

पूजयेदशनं नित्य मद्याच्चैतदकुत्सयन् ।
दृष्ट्वा हृष्येत्प्रसीदेच्च प्रतिनन्देच्च सर्वशः ॥ २० ॥

અન્નની પૂજા કરવી, તથા તેની નિન્દા કર્યા સિવાય ભોજન કરવું, તથા અન્નને દેખીને ખુશી થવું, પ્રસન્ન થવું અને તેનું વખાણ કરવું. ૨૦.

पूजितं ह्यसनं नित्यं बलमूर्जंच यच्छति ।
अपूजितं तुतद्भुक्तमुभयं नाशयेदिदम् ॥ २१ ॥

પૂજા કરેલું અન્ન, તેજ તથા બલની વૃદ્ધિ કરે છે, તથા પૂજા ન કરેલું અન્ન તે બન્નેનો નાશ કરે છે. ૨૧.

अनारोग्य मनायुष्यमस्वर्ग्यंचातिभोजनम् ।
अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत्परिवर्जयेत् ॥ २२ ॥

અતિ ભોજન, આરોગ્યતાનો નાશ કરનાર છે, આયુષ્યને ક્ષીણ કરનાર છે, પુણ્યનો નાશ કરનાર છે. તથા લોકોમાં નિન્દાપાત્ર છે; માટે તેનો સર્વથા ત્યાગ કરવો. અર્થાત્ અતિભોજન કરવું નહીં. ૨૨.

---

## यज्ञ गुच्छ ॥ ३८ ॥

---

यज्ञेन हि देवा दिवं गता यज्ञेनासुरानपानुदन्त यज्ञेन द्विषंतो मित्रा भवन्ति यज्ञे सर्वं प्रतिष्ठितं तस्माद्यज्ञं परमं वदन्ति ॥१॥

યજ્ઞ કરવાથી દેવતાઓ સ્વર્ગમાં ગયા છે. યજ્ઞ કરવાથી અસુરોનો નાશ કર્યો છે, યજ્ઞથી શત્રુઓ મિત્ર થાય છે. અને યજ્ઞમાં સર્વ રહેલું છે તેથી યજ્ઞનેજ શ્રેષ્ઠ માનેલો છે. ૧.

अफलाकांक्षिभि र्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्विकः ॥ २ ॥

યજ્ઞ કરવો એ આપણો ધર્મ છે, એમ મનમાં સમજી કોઈ પણ જાતના ફલની ઈચ્છા રાખ્યા સિવાય વિધિ પ્રમાણે જે યજ્ઞ કરવો તેનું નામ સાત્વિક યજ્ઞ કહેવાય છે. ૨.

अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ ३ ॥

કોઈ પણ જાતના ફલની ઈચ્છા રાખીને અગર દંભથી જે યજ્ઞ કરવામાં આવે છે, તેને હે અર્જુન રાજસ યજ્ઞ જાણવો. ૩.

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ ४ ॥

જેમાં વિધિ ન થતો હોય, અન્નશુદ્ધિ ન હોય, મન્ત્રો ન ભણતા હોય દક્ષિણાપ્રદાન સારા પ્રકારનું ન કર્યું હોય, તથા શ્રદ્ધા પણ ન હોય તેનું નામ તામસ યજ્ઞ કહેવાય છે. ૪.

यज्ञोदानं तपश्चैव पावनानि मनीषिणाम ॥ ५ ॥

યજ્ઞ, દાન, તથા તપ એ વિદ્વાનોને પવિત્ર કરનારાં છે. ૫

अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टि र्वृष्टे रन्नं ततः प्रजाः ॥ ६ ॥

અગ્નિમાં સારી રીતે આપેલી આહુતિ સૂર્યને પહોંચે છે સૂર્યથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન થાય છે અને અન્નથી પ્રજા થાય છે. ૬.

**न यज्ञार्थं धनं शूद्राद्विप्रो भिक्षेत कर्हिचित् ।**
**यजमानोहि भिक्षित्वा चण्डालः प्रेत्य जायते ॥ ७ ॥**

બ્રાહ્મણે યજ્ઞ કરવા માટે કોઈ પણ દિવસ શૂદ્ર પાસેથી ધન માગી લાવવું નહીં, કારણકે તેવું ધન માગી લાવનાર યજમાન મરણ પામ્યા પછી ચંડાલ યોનિમાં જન્મ ધારણ કરે છે. ૭.

**यज्ञार्थमर्थं भिक्षित्वा यो न सर्वं प्रयच्छति ।**
**स याति भासतां विप्रः काकतां वा शतं समाः ॥ ८ ॥**

યજ્ઞ માટે દ્રવ્ય માગી લાવી તે તમામ દ્રવ્ય યજ્ઞમાં જો વાપરી ન નાખે તો તે બ્રાહ્મણ સો વર્ષો સુધી ભાસ-પણાને તથા કાકયોનિને પ્રાપ્ત કરે છે. ૮.

**देवस्वं ब्राह्मणस्वं वा लोभेनोपहिनस्ति यः ।**
**स पापात्मा परे लोके गृध्रोच्छिष्टेन जीवति ॥ ९ ॥**

જે પાપી, લોભથી, દેવદ્રવ્ય તથા બ્રાહ્મણ દ્રવ્યનો નાશ કરે છે, અગર ઉપભોગ કરે છે. તે પાપી પરલોકમાં ગીધ પક્ષીઓએ ખાતાં વધેલા માંસનું ભક્ષણ કરે છે. ૯.

---

## दान गुच्छ ॥ ३९ ॥

---

**दानं यज्ञानां वरूथं दक्षिणा लोके दातारः सर्वभूतान्युप जीवंति दानेनारातीरपानुदन्त दानेन द्विषंतो मित्रा भवन्ति दाने सर्वं प्रतिष्ठितं तस्माद्दानं परमं वदन्ति ॥ १ ॥**

દાન એ યજ્ઞોનું વરૂથ છે, દક્ષિણા લોકોમાં દાન કર-

નારને દીર્ઘાયુષી બનાવે છે, દાનથી શત્રુઓનો નાશ કરી શકાય છે, દાનથી દુષ્ટ હૃદયવાળા મિત્રભાવને પામે છે, દાનમાંજ સર્વે રહેલું છે, તેથી દાનને શ્રેષ્ઠ કહેલું છે. ૧.

दातव्य मिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ॥ २ ॥

આપવા લાયક જે વસ્તુ હોય તેનું દાન જેણે કોઈ પણ જાતનો ઉપકાર ન કર્યો હોય તેમ પાત્ર હોય તેને સારા પ્રદેશમાં તથા પુણ્યકાલમાં આપવામાં આવે તેનું નામ સાત્વિક દાન કહેવાય છે. ૨.

यत्तु मत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ ३ ॥

જે દાન, સામો બદલો લેવા માટે અગર કોઇ પણ જાતના ફલની ઇચ્છા રાખીને કરવામાં આવે અથવા ક્લેશથી કરવામાં આવે તે રાજસ દાન કહેવાય છે. ૩.

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामस मुदाहृतम् ॥ ४ ॥

સારો પ્રદેશ ન હોય, પુણ્યકાલ ન હોય અને અપાત્રને અસત્કારથી અગર અપમાનથી આપવામાં આવે તે દાન તામસ કહેવાય છે. ૪.

तदेतदेवैषादैवी वागनुवदति स्तनयित्नुर्द द द इति ।
दाम्यत दत्त दयध्व मिति तदेतत्त्रयं शिक्षेदमं दानं-
दया मिति ॥ ५ ॥

દૈવી વાણી, મેઘની ગર્જનારૂપે દ,દ,દ, એ પ્રમાણે બોલે

છે, તેનો અર્થ दाम्यत, दत्त અને दयध्वम् એવો થાય છે. એનો સાર, ઇન્દ્રિયદમન કરવું, દાન કરવું તથા દયા રાખવી. એ પ્રમાણે તમામ પ્રાણીઓને શીખવે છે. ૫

विद्यातपःसमृद्धेषु हुतं विप्रमुखाग्निषु ।
निस्तारयति दुर्गाच्च महतश्चैव किल्बिषात् ॥ ६ ॥

વિદ્યા તથા તપશ્ચર્યાથી સમૃદ્ધિવાળા બ્રાહ્મણોના મુખરૂપી અગ્નિમાં હોમેલું અન્નદાન, મોટા પાપથી તથા સંકટોથી બચાવ કરે છે. ૬.

श्रोत्रियायैव देयानि हव्यकव्यानि दातृभिः ।
अर्हत्तमाय विप्राय तस्मै दत्तं महाफलम् ॥ ७ ॥

દાન કરનારાઓએ પિતૃઓને ઉદ્દેશીને અગર દેવતાઓને જે કાંઇ દાન કરવાનું હોય તે. યોગ્ય શ્રોત્રિય બ્રાહ્મણનેજ આપવું. અને તેને આપવાથીજ ઉત્તમ ફલ પ્રાપ્ત થાય છે. ૭.

कुटुम्बिने दरिद्राय श्रोत्रियाय विशेषतः ।
यद्दानं दीयते तस्मै तद्दानं शुभकारकम् ॥ ८ ॥

જે મોટા કુટુંબવાળો હોય, શાસ્ત્રનું અધ્યયન કરેલો હોય. અને નિર્ધન હોય તેને જે દાન આપવામાં આવે છે, તેનું શ્રેષ્ઠફલ પ્રાપ્ત થાય છે. ૮.

न विद्यया केवलया तपसा वापि पात्रता ।
यत्र वृत्त मिमे चोभे तद्धि पात्रं प्रकीर्तितम् ॥ ९ ॥

કેવળ વિદ્યાભ્યાસ કરવાથી અગર કેવળ તપશ્ચર્યા કરવાથી પાત્રતા આવતી નથી. પરંતુ જ્યાં બે વસ્તુઓ હોય ત્યાં પાત્રતા રહેલી છે. ૯.

गोभूतिलहिरण्यादि पात्रे दातव्य मर्चितम् ।
नापात्रे विदुषा किंचिदात्मनः श्रेय इच्छता ॥ १० ॥

ગાયો, ભૂમિ, તલ તથા હિરણ્ય વિગેરેની પૂજા કરી પોતાનું શ્રેય ઇચ્છિનારે કોઇ પણ દિવસ અપાત્ર બ્રાહ્મણને આપવું ન જોઇએ. ૧૦.

दातव्यं प्रत्यहं पात्रे निमित्तेषु विशेषतः ।
याचितेनापि दातव्यं श्रद्धापूतं स्वशक्तितः ॥ ११ ॥

હંમેશાં જે દાન કરવું હોય તે, પાત્રનેજ કરવું, અને કોઈ પણ નિમિત્ત હોય ત્યારે તો વિશેષ પ્રકારે દાન કરવું; તેમ કોઇએ યાચના કરી હોય ત્યારે શ્રદ્ધાથી પોતાની શક્તિ પ્રમાણે દાન કરવું. ૧૧.

विद्यातपोभ्यां हीनेन नतु ग्राह्यः प्रतिग्रहः ।
गृह्णन्प्रदातारमधोनयत्यात्मानमेवच ॥ १२ ॥

જે બ્રાહ્મણે વિદ્યાભ્યાસ અગર તપશ્ચર્યા ન કરી હોય તેણે કોઈ પણ દિવસ દાન લેવું નહીં. છતાં જો દાન લે છે તો આપનારને તથા પોતાને નરકમાં લેઇ જનાર થાય છે. ૧૨

प्रतिग्रहसमर्थोऽपि नादत्ते यः प्रतिगृहम् ।
ये लोका दानशीलानां स तानाप्नोति पुष्कलान् ॥ १३ ॥

દાનનો પ્રતિગ્રહ કરવાને જે સમર્થ હોય, છતાં પ્રતિગ્રહ ન કરનાર પુરૂષ, દાન કરનારાઓ જે પુણ્યલોકમાં ગતિ કરે છે, તેવા પુષ્કલ પુણ્યલોકોમાં તેનો વાસ થાય છે. ૧૩.

भूदीपाश्चान्नवस्त्राम्भस्तिलसर्पिःप्रतिश्रयान् ।
नैवेशिकं स्वर्णधुर्यं दत्त्वा स्वर्गे महीयते ॥ १४ ॥

પૃથ્વી, દ્વીપ, અન્ન, વસ્ત્ર, જલ, તલ, ઘી, આપવાને પ્રતિજ્ઞા કરેલી હોય તે, તથા થાપણ મૂકેલું સુવર્ણ આપી દેનાર પુરૂષ સ્વર્ગ લોકમાં પૂજાને પાત્ર થાય છે. ૧૪.

गृहधान्याभयोपानच्छत्रमाल्यानुलेपनम् ।
यानं वृक्षं प्रियं शय्यां दत्त्वात्यन्तं सुखी भवेत् ॥ १५ ॥

ગૃહ, ધાન્ય. અભય, ઉપાનહ, છત્ર, માલાઓ, ચન્દન વાહન, વૃક્ષ, પ્રિય વસ્તુ તથા શય્યાનું દાન કરનાર અત્યન્ત સુખી થાય છે. ૧૫.

कुशाः शाकं पयो मत्स्या गन्धाः पुष्पदधिक्षितिः ।
मांसं शय्यासनं धानाः प्रत्याख्येयं न वारि च ॥ १६ ॥

દર્ભ, શાક, દૂધ, મત્સ્ય, ગંધ, પુષ્પ, દધિ, પૃથ્વી, માંસ, શય્યા, આસન, ધાણા, તથા પાણી. એટલી વસ્તુઓ કોઈ પણ માગવા આવે તો ના પાડવી નહીં. ૧૬.

अयाचिताहृतं ग्राह्यमपिदुष्कृतकर्मणः ।
अन्यत्र कुलटाषण्ढपतितेभ्यस्तथाद्विषः ॥ १७ ॥

કુલટા સ્ત્રી, ષંઢ, પતિત તથા શત્રુ સિવાય કોઇ પણ કુકર્મ કરનાર માણસ પાસેથી વગર યાચનાએ જે કંઇ વસ્તુ પ્રાપ્ત થાય તેનું ગ્રહણ કરવું. ૧૭.

देवातिथ्यर्चनकृते गुरुभृत्यार्थमेववा ।
सर्वतः प्रतिगृण्हीया दात्मवृत्त्यर्थ मेववा ॥ १८ ॥

દેવસેવા, અતિથિ સત્કાર, ગુરૂ, નોકર તથા પોતાની આજીવિકા નિભાવવા માટે દરેકની પાસેથી પ્રતિગ્રહ કરવો તેમાં કોઇ પ્રકારનો દોષ નથી. ૧૮.

एधोदकं मूलफलमन्नमभ्युद्यतं च यत् ।
सर्वतः प्रतिगृह्णीयान्मध्वथाभयदक्षिणाम् ॥ १९ ॥

બળતણ, પાણી, મૂલ, ફલ, અન્ન, મધ, તથા દક્ષિણા અને અભય એટલું કોઈ પણ માણસ પાસેથી જરૂર વખતે લેઈ શકાય છે. ૧૯.

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ।
वार्यन्नगोमहीवासस्तिलकाञ्चनसर्पिषाम् ॥ २० ॥

પાણી, અન્ન, ગોદાન, પૃથ્વીદાન, ગૃહદાન, તલ, સુવર્ણ તથા ઘૃત, એ બધાના દાન કરતાં બ્રહ્મવિદ્યાનું દાન ઘણુંજ શ્રેષ્ઠ કહેલું છે. ૨૦.

सर्वधर्ममयं ब्रह्म प्रदानेभ्योऽधिकं यतः ।
तद्ददत्समवाप्नोति ब्रह्मलोकमविच्युतम् ॥ २१ ॥

તમામ દાનો કરતાં બ્રહ્મદાન તમામ ધર્મના સારરૂપે છે, અને શ્રેષ્ઠ છે માટે બ્રહ્મદાન કરનાર શાશ્વત એવા બ્રહ્મલોકને પ્રાપ્ત કરે છે. ૨૧.

येन येन तु भावेन यद्यद्दानं प्रयच्छति ।
तत्तत्तेनैव भावेन प्राप्नोति प्रतिपूजितः ॥ २२ ॥

જેવા જેવા ભાવથી જે જે દાન કરવામાં આવે છે, તેવા તેવા ભાવથી સારા સત્કાર સાથે તે વસ્તુઓ પુનઃ પ્રાપ્ત થાય છે. માટે જે વસ્તુનું દાન કરવું હોય તે સારા ભાવથી શ્રેષ્ઠ વસ્તુનું દાન કરવું. ૨૨.

मारुतो वसवो रुद्रा आदित्याश्चाथ देवताः ।
सर्वे सोमे प्रलीयन्ते तस्माद्दानंतु संग्रहे ॥ २३ ॥

મારૂત, વસુઓ, રૂદ્રો, આદિત્યો અને દેવતાઓ એ તમામ સોમની અંદર લીન થએલા હોય છે, માટે ગ્રહણ વખતે અવશ્ય દાન કરવું જોઇએ. ૨૩.

**स्नानं दानं जपो होमः कर्तव्यो राहुदर्शने ।**
**खलयज्ञे विवाहेच संक्रान्तौ ग्रहणेतथा ॥ २४ ॥**

રાહુદર્શન વખતે, ખલયજ્ઞમાં, વિવાહમાં સૂર્યસંક્રાન્તિ બદલાય ત્યારે, તથા ગ્રહણ વખતે સ્નાન, દાન, જપ તથા હોમ અવશ્ય કરવાં જોઇએ. ૨૪.

**शर्वर्यां दानमस्त्येव नान्यत्रैवं विधियते ॥ २५ ॥**

ગ્રહણ વખતેજ રાત્રે દાન કરવાનું કહેલું છે, અન્ય સમયે રાત્રિએ દાન કરવું નહીં. ૨૫.

**आदित्यो वरुणो विष्णु ब्रह्मा सोमो हुताशनः ।**
**शूलपाणिस्तु भगवानभिनंदति भूमिदम् ॥ २६ ॥**

આદિત્ય, વરૂણ, વિષ્ણુ, બ્રહ્મા, ચન્દ્રમા, અગ્નિ તથા ભગવાન્ સૂર્ય. એ દેવતાઓ પૃથ્વીનું દાન કરનારની પ્રશંસા કરે છે. ૨૬.

**अग्नेरपत्यं प्रथमं सुवर्णं भूर्वैष्णवी सूर्यसुताश्चगावः ।**
**लोकास्त्रयस्तेन भवंति दत्ता यः कांचनं गां च महीं चदद्यात्**
**॥२७॥**

સુવર્ણ અગ્નિનું અપત્ય ગણાય છે, પૃથ્વી વિષ્ણુનું અપત્ય ગણાય છે. તથા ગાયો સૂર્યનું અપત્ય ગણાય છે, માટે સુવર્ણ, પૃથ્વી અને ગાયોનું દાન કરનારે ત્રણલોકનું દાન કર્યા બરાબર ફલ પ્રાપ્ત થઈ શકે છે. ૨૭.

**सर्वेषामेव दानानामेकजन्मानुगं फलम् ।**
**हाटकक्षितिगौरीणां सप्तजन्मानुगं फलम् ॥ २८ ॥**

તમામ દાનોનું ફલ એકજ જન્મમાં મલે છે. પરંતુ સુવર્ણ પૃથ્વી અને ગાયોનું દાન એક વખત આપવાથી સાત જન્મ સુધી પ્રાપ્ત થાય છે. ૨૮.

**किंचिद्वेदमयं पात्रं किंचित्पात्रं तपोमयम् ।**
**पात्राणामुत्तमं पात्रं शूद्रान्नं यस्य नोदरे ॥ २९ ॥**

વેદ ભણુનાર કોઇ અંશે પાત્ર ગણાય છે, અને તપશ્ચર્યા કરનાર કોઇક અંશે પાત્ર ગણાય છે. પરંતુ જેના શરીરમાં શૂદ્રનું અન્ન આખી જીંદગી સુધી ન ગયું હોય તે તો ઉત્તમ પાત્ર ગણાય છે. ૨૯.

**ब्राह्मणेषुच यद्दत्तं यच्च वैश्वानरे हुतम् ।**
**तद्धनं धनमाख्यातं धनं शेषं निरर्थकम् ॥ ३० ॥**

બ્રાહ્મણોને જે આપ્યું હોય, અને અગ્નિમાં જે હોમ્યું હોય, તેજ ધન શ્રેષ્ટ ધન છે, તે સિવાયનું નિરર્થક સમજવું. ૩૦

**शतेषु जायते शूरः सहस्रेषु च पंडितः ।**
**वक्ता शतसहस्रेषु दाता भवति वा न वा ॥ ३१ ॥**

સેંકડો મનુષ્યોમાં એકજ શૂર પુરૂષ હોય છે, હજારો મનુષ્યોમાં એકજ પંડિત પુરૂષ હોય છે, અને લાખો માણુસોમાં એકજ વક્તા હોય છે. પરંતુ દાન કરનાર તો હોય અગર નથી પણ હોતો અર્થાત્ દાન કરનાર પુરૂષ વિરલજ હોય છે. ૩૧.

---

## तप गुच्छ ॥ ४० ॥

ब्रह्मचर्येण तपसा देवा मृत्यु मपाघ्नत ॥ १ ॥

બ્રહ્મચર્યરૂપી તપશ્ચર્યા કરવાથી દેવતાઓ મૃત્યુને દૂર કરી શક્યા છે. ૧.

ऋतं तपः सत्यं तपः श्रुतं तपः शान्तं तपो दमस्तपः शमस्तपो दानं तपो यज्ञं तपो भूर्भुवः सुवर्ब्रह्मैतदुपास्यैतत्तपः ॥ २ ॥

તપશ્ચર્યા એજ ઋત કહેવાય છે. સત્ય, શાસ્ત્રજ્ઞાન, શાન્તતા, દમ, શમ, દાન, યજ્ઞ, ભૂર્ભુવ તથા સ્વર્ગ અને બ્રહ્મની ઉપાસના, એ બધું તપમાંજ રહેલું છે. અર્થાત્ તપ કરવું એજ સર્વનું સાધન છે. ૨.

तपो नानशनात्परं यद्धिपरं तपस्तद्दुर्धर्षं तद्दुराधर्षं तस्मात्तपसि रमन्ते ॥ ३ ॥

અનશનથી બીજું તપ નથી. જે પરમ તપ છે, એ દુઃખથી કરી શકાય છે અને તપશ્ચર્યાથી ન પ્રાપ્ત થાય તેવી વસ્તુઓ પણ પ્રાપ્ત થઈ શકે છે, માટે તમામ ઋષિ મુનિઓ તપશ્ચર્યામાંજ આનંદ માને છે. ૩.

तपसा देवा देवता मग्र आयन् तपस ऋषयः सुवरन्वविन्दन् तपसा सपत्नान्प्रणुदा मारातीस्तपसि सर्वं प्रतिष्ठितं तस्मात्तपः परमं वदन्ति ॥ ४ ॥

તપશ્ચર્યા કરવાથી દેવતાઓ શ્રેષ્ઠ ગણાયા છે, તપશ્ચર્યાથી ઋષિઓ સારાં વરદાન મેળવતા હતા. તપથી શત્રુ-

ઓનો નાશ કરી શકાય છે, અને તપમાંજ સર્વ રહેલું છે. માટે તપશ્ચર્યાજ શ્રેષ્ઠ ગણાય છે. ૪.

**तपसा प्राप्यते सत्त्वं सत्त्वात्सं प्राप्यते मनः ।**

**मनसा प्राप्यते ह्यात्मा ह्यात्मापत्यानि वर्तते ॥ ५ ॥**

તપથી શુદ્ધ સત્વ પ્રાપ્ત થાય છે, શુદ્ધ સત્વથી મનઃશુદ્ધિ થાય છે. મનઃશુદ્ધિથી આત્મદર્શન થાય છે, તેજ પ્રમાણે શ્રેષ્ઠ પ્રજાઓ ઉત્પન્ન થાય છે. ૫.

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**

**ब्रह्मचर्यं महिंसा च शारीरं तप उच्यते ॥ ६ ॥**

દેવતા, બ્રાહ્મણો, ગુરૂ અને વિદ્વાનોનું પૂજન કરવું, નમ્રતા તથા પવિત્રતા રાખવી, બ્રહ્મચર્ય પાળવું તથા અહિંસા વ્રત પાલન કરવું એ શારીરિક તપશ્ચર્યા કહેવાય છે. ૬.

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।**

**स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ ७ ॥**

કોઈને ઉદ્વેગ ન થાય તેવું પ્રિયકારક, હિતકારક અને સત્ય વાક્ય બોલવું, તથા સ્વાધ્યાયનો અભ્યાસ કરવો, એ વાઙ્મય તપ કહેવાય છે. ૭.

**मनः प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**

**भावसंशुद्धि रित्ये तत्तपो मानस मुच्यते ॥ ८ ॥**

મનની પ્રસન્નતા રાખવી, સારો સ્વભાવ રાખવો, મૌન રાખવું, આત્મનિગ્રહ કરવો, અને શુદ્ધભાવ રાખવો, એ માનસ તપ કહેવાય છે. ૮.

**श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।**

**अफलाकांक्षिभि र्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ ९ ॥**

ઉપર કહેલા ત્રણ પ્રકારનું તપ ફલની ઇચ્છા રાખ્યા સિવાય પરમશ્રદ્ધાથી કર્યું હોય તો તે સાત્વિક તપ કહેવાય છે. ૯.

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १० ॥

લોકોમાં સત્કાર થાય, માન મલે, અગર પૂજન થાય એવું સમજીને અગર દંભથી જે તપ કર્યું હોય તે રાજસ તપ કહેવાય છે, અને નિષ્ફલ અગર સ્વલ્પ ફલ આપનારૂં છે. ૧૦.

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामस मुदाहृतम् ॥ ११ ॥

અન્યનો વિનાશ કરવાની ઇચ્છાથી તથા અસત્ય આગ્રહથી અગર આત્માને ક્લેશ આપી જે તપ કરવામાં આવે તે તામસ તપ કહેવાય છે. ૧૧.

अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ १२ ॥
कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।
मांचैवांतःशरीरस्थं तान्विद्धयासुरनिश्चयान् ॥ १३ ॥

શરીરમાં રહેલો આત્મા કહે છે કે, જે લોકો, દંભ અગર અહંકારથી અગર બલાત્કારથી શાસ્ત્રમાં ન કહેલું હોય તેવું ઘોર તપ કરે છે, તે મૂર્ખ લોકો શરીરમાં રહેલા પંચમહાભુતોને તથા મને ક્લેશ પમાડે છે, માટે તેઓને રાક્ષસો [illegible]ા. ૧૨-૧૩.

तपोविद्या च विप्रस्य निःश्रेयस्करं परम् ।
तपसा किल्बिषं हन्ति विद्ययाऽमृत मश्नुते ॥ १४ ॥

બ્રાહ્મણોને વિદ્યાભ્યાસ કરવો, તથા તપશ્ચર્યા કરવી, એ શ્રેષ્ઠ કલ્યાણનું સાધન છે, તપશ્ચર્યાથી પાપ દૂર થાય છે, અને વિદ્યાથી અમૃત પ્રાપ્ત થાય છે. ૧૪.

विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृत मश्नुते ॥ १५ ॥

વિદ્યા તથા અવિદ્યાને અગર બન્નેને એકસાથે સમજવા અવિદ્યાથી મૃત્યુને તરીને વિદ્યાથી અમૃતને પ્રાપ્ત કરી શકાય છે. ૧૫.

वेदाभ्यासस्तपो ज्ञान मिन्द्रियाणां च संयमः ।
अहिंसा गुरुसेवा च निःश्रेयस्करं परम् ॥ १६ ॥

વેદાભ્યાસ તથા જ્ઞાન ઇન્દ્રિયોનો સંયમ અહિંસા અને ગુરૂસેવા એ શ્રેષ્ઠ કલ્યાણ કરનારૂં છે. ૧૬.

यद्दुस्तरं यद्दुरापं यद्दुर्गं यच्च दुष्करम् ।
सर्वंतु तपसा साध्यं तपोहि दुरतिक्रमम् ॥ १७ ॥

જે દુઃખથી તરી શકાય, દુઃખથી પ્રાપ્ત કરી શકાય, દુઃખથી જઈ શકાય, તથા દુઃખથી કરી શકાય, એવું હોય છે, તે બધું તપથી સાધી શકાય છે માટે તપ દુરતિક્રમ છે. ૧૭.

तपोमूलमिदंसर्वं दैवं मानुषकं सुखम् ।
तपो मध्यं बुधैः प्रोक्तं तपोऽन्तं वेददर्शिभिः ॥ १८ ॥

દૈવી તથા માનુષી તમામ સુખ, તપશ્ચર્યાને આધિન છે.

વેદશાસ્ત્રને જાણનારાઓએ આ જગતનું મધ્ય તથા અંન્ત તપજ કહેલું છે. ૧૮.

ऋषयः संयतात्मानः फलमूलानिलाशनाः ।
तपसैव प्रपश्यन्ति त्रैलोक्यं सचराचरम् ॥ १९ ॥

ફલ, મૂલ, તથા પવનનું ભક્ષણ કરીને રહેનારા તથા પોતાના આત્માનો નિગ્રહ કરનારા ઋષિઓ તપશ્ચર્યાથીજ ચરાચર ત્રણ જગતને જોઇ શકે છે. ૧૯.

ब्राह्मणस्य तपोज्ञानं तपः क्षत्रस्य रक्षणम् ।
वैश्यस्य तु तपो वार्ता तपः शूद्रस्य सेवनम् ॥ २० ॥

બ્રાહ્મણોને જ્ઞાન પ્રાપ્ત કરવું એ તપ છે, ક્ષત્રિઓને રક્ષણ કરવું એ તપ છે, વૈશ્યને વાર્તા કરવી એ તપ છે. અને શૂદ્રોને સેવા કરવી એજ તપ છે. ૨૦.

भावाद्वैतं सदा कुर्यात् क्रियाद्वैतं न कर्हिचित् ।
अद्वैतं त्रिषु लोकेषु नद्वैतं गुरुणा सह ॥ २१ ॥

---

## सत्य गुच्छ ॥ ४१ ॥

---

सत्यंवद । सत्यान्न प्रमदितव्यम् ।

સત્ય બોલવું, સત્યમાં જરા પણ પ્રમાદ કરવો નહીં.

सत्यं परं परꣳ सत्यं सत्येन न सुवर्गा ल्लोकाच्च्यवन्ते कदाचन सताꣳ हि सत्यं तस्मात्सत्ये रमन्ते ॥ १ ॥

સત્યજ શ્રેષ્ઠ છે, સત્યજ શ્રેષ્ઠ છે, સત્ય બોલવાથી

અગર સત્ય વ્યવહાર કરવાથી સારા વર્ગથી અગર શ્રેષ્ઠલોકથી કોઇ પણ દિવસ ભ્રષ્ટ થવાતું નથી, સત્યજ શ્રેષ્ઠ છે, અને સત્યમાં દેવતાઓ આનંદ પામે છે. ૧.

**सत्येन वायुरावाति सत्येनादित्यो रोचते दिवि सत्यं वाचः प्रतिष्ठा सत्ये सर्वं प्रतिष्ठितं तस्मात्सत्यं परमं वदन्ति ॥ २ ॥**

વાયુ સત્યથી વાય છે, આકાશમાં સૂર્ય પણ સત્યથીજ પ્રકાશ આપે છે, વાણીની પ્રતિષ્ઠા પણ સત્યમાં રહેલી છે. અને સત્યમાંજ સર્વ રહેલું છે, માટે સત્યનેજ શ્રેષ્ઠ માનેલું છે. ૨.

**नहि तीव्रतरं किंचिदनृतादिह विद्यते ॥ ३ ॥**

આલોકમાં જુઠું બોલવા કરતાં અગર અસત્ય વ્યવહાર કરવા કરતાં અન્ય તીવ્ર પાપ કોઇ પણ નથી. ૩.

**सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयानः । येनाक्रमन्तृषयोह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम् ॥४॥**

સત્યનોજ જય થાય છે, અનૃતનો કોઇ દિવસ જય થતો નથી, સત્યથી દેવમાર્ગમાં સુખથી ગમન કરી શકાય છે. સત્યથીજ વ્યવહાર કરનારા ઋષિઓ ધારવા પ્રમાણે કાર્યો કરી શકતા હતા, અને જ્યાં સત્ય રહેલું છે ત્યાંજ શ્રેષ્ઠ ભંડાર રહેલો છે, એમ જાણવું. ૪.





# आयुर्वेदोपदेशः।

## मंगलम् ॥ १ ॥

नमो ब्रह्म प्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुतप्रभृतिभ्यः ॥ १ ॥

બ્રહ્મા, પ્રજાપતિ, અશ્વિની કુમાર, બલભિદ્ ધન્વન્તરી તથા સુશ્રુત વિગેરેને નમસ્કાર કરૂં છું. ૧.

## आयुर्वेद ॥ २ ॥

आयुःकामयमानेन धर्मार्थसुखसाधनम्।
आयुर्वेदोपदेशेषु विधेयः परमादरः ॥ २ ॥

આયુષ્યની ઈચ્છા રાખનારે ધર્મ અને અર્થના સુખના સાધનરૂપ આયુર્વેદના ઉપદેશોમાં અત્યન્ત આદર કરવો. ૨.

## वैद्य ॥ ३ ॥

गुरोरधीताखिलवैद्यविद्यः पीयूषपाणिः कुशलः क्रियासु।
गतस्पृहो धैर्यधरः कृपालुः शुद्धोऽधिकारी भिषगीदृशः स्यात्॥ ३॥

ગુરૂની પાસેથી જેણે તમામ વૈદ્ય–વિદ્યા ભણી હોય, જેના હાથમાં અમૃત છે તેવો, ક્રિયાઓમાં કુશલ નિઃસ્પૃહ, ધીરજ રાખનાર, દયાળુ અને શુદ્ધ અન્તઃકરણવાળો પુરૂષ વૈદ્ય થવાને અધિકારી છે. ૩.

व्याधेस्तत्त्वपरिज्ञानं वेदनायाश्चनिग्रहः ।
एतद्वैद्यस्य वैद्यत्वं न वैद्यः प्रभुरायुषः ॥ ४ ॥

વ્યાધિના તત્વનું જ્ઞાન, અને દુઃખનો નિગ્રહ કરવો એજ વૈદ્યનું વૈદ્યપણાનું કર્તવ્ય છે, વૈદ્ય આયુષ્યનો સ્વામી નથી, એટલે વૈદ્ય આયુષ્ય ખૂટેલાને જીવાડી શકતો નથી. ૪.

## व्याधि ॥ ४ ॥

जातमात्रश्चिकित्स्यः स्यान्नोपेक्ष्योऽल्पतया गदः ।
वन्हिशत्रुविषैस्तुल्यः स्वल्पोऽपि विकरोत्यसौ ॥ ५ ॥

વ્યાધિ ઉત્પન્ન થાય તેવીજ તેની ચિકિત્સા કરવી. પરંતુ જરા પણ ઉપેક્ષા કરવી નહીં. કારણકે વ્યાધિ, અગ્નિ, શત્રુ અને વિષના સરખો છે. તેની ઉપેક્ષા કરી હોય તો તે સ્વલ્પ હોવા છતાં વિકાર કરે છે. ૫.

पूर्वं जन्म कृतं कर्म व्याधिरूपेण बाधते ।
तच्छान्ति रौषधै र्दानै र्जपहोमार्चनादिभिः ।
प्रज्ञया मानसं दुःखं हन्याच्छारीर मौषधैः ॥ ६ ॥

પૂર્વજન્મમાં કરેલું કર્મ, માણસને વ્યાધિરૂપે બાધ કરે છે. અને તેની શાન્તિ, ઔષધ, દાન, જપ, હોમ, અને પૂજન વિગેરેથી થાય છે. બુદ્ધિથી માનસિક દુઃખનો નાશ કરવો અને ઔષધોથી શારીરિક દુઃખનો નાશ કરવો. ૬.

## निदान ॥ ५ ॥

सर्वेषामेव रोगाणां निदानं कुपिता मलाः ।
तत्प्रकोपस्य तु प्रोक्तं विविधाहितसेवनम् ॥ ७ ॥

તમામ રોગોને ઉત્પન્ન થવાનું મૂલ કારણ મલપ્રકોપ છે, અને મલપ્રકોપ થવાનું મૂલ કારણ અનેક પ્રકારનું કુપથ્ય સેવન કરવું, તે, છે. ૭.

## नवेगधोरणम् ॥ ६ ॥

नवेगान्धारयेद्धीमाञ्जातान्मूत्रपुरीषयोः ।
न रेतसो न वातस्य न वम्योः क्षवथोर्नच ॥ ८ ॥
नोद्गारस्य न जृम्भाया न वेगान्क्षुत्पिपासयोः ।
न बाष्पस्य न निद्राया न श्वासस्य श्रमेण च ॥ ९ ॥

મૂત્ર તથા પુરીષ (વિષ્ઠા) ના વેગને રોકવો નહીં, વીર્યના વેગને, રોકવો નહીં; વાયુના વેગને, ઉલટીના વેગને, છીંકના વેગને ઉદ્દગારના (ઓડકાર) વેગને, બગાસાના વેગને, ભૂખ–તરસના વેગને, આંસુના વેગને, નિદ્રાના વેગને તથા શ્રમ કરવાથી થયેલા શ્વાસના વેગને રોકવો નહીં. ૮–૯.

## दोष शमनं ॥ ७ ॥

प्रशाम्यत्यौषधैः पूर्वो द्रव्ययुक्तिव्यपाश्रयैः ।
मानसो ज्ञानविज्ञानधैर्यस्मृतिसमाधिभिः ॥ १० ॥

શારીરિક વ્યાધિ, ઔષધિ, દ્રવ્ય તથા યુક્તિથી શાન્ત કરી શકાય છે, અને માનસિક વ્યાધિ, જ્ઞાન, વિજ્ઞાન, ધૈર્ય, સ્મૃતિ તથા સમાધિથી શાન્ત કરી શકાય છે. ૯.

## पथ्य ॥ ८ ॥

पथ्येऽसति गदार्तस्य किमौषधनिषेवणम् ।
पथ्ये सति गदार्तस्य किमौषधनिषेवणम् ॥ ११ ॥

રોગી માણસને પથ્ય પાળવામાં આવે તો ઔષધિ સેવન કરવાનું કાંઈ કારણ નથી. તેમજ રોગી માણસને કુપથ્ય સેવન કરવામાં આવે તો ઔષધિ સેવન કરવાનું કાંઈ કારણ નથી. કારણકે કુપથ્ય કરનારને ઔષધિ ફાયદો કરી શકતી નથી. ૧૧.

**विनाप्यौषधै र्व्याधिः पथ्यादेव निवर्तते ॥ १२ ॥**

ઔષધ કર્યા સિવાય પણ પથ્ય પાળવાથી વ્યાધિ નાશ પામી શકે છે. ૧૨.

**पथ्याशिनां शीलवतां नराणां सद्वृत्तिभाजां विजितेन्द्रियाणाम् ।**
**एवं विधाना मिदमायुरत्र चिन्त्यं सदा वृद्धमुनिप्रवादः ॥१३॥**

પથ્ય સેવન કરનારા સારા સ્વભાવવાળા સારૂં વર્તન રાખનારા પોતાની ઇન્દ્રિયોનો જય કરનારા જે પુરૂપો છે. તેવાજ પુરૂષોના આયુષ્યનું ચિન્તન કરવું એ પ્રમાણે વૃદ્ધ મુનિઓનું કહેવું છે. ૧૩.

## स्वास्थ्यम् ॥ ९ ॥

**दिनचर्यां निशाचर्यां ऋतुचर्यां यथोदिताम् ।**
**आचरन्पुरुषः स्वस्थः सदा तिष्ठति नान्यथा ॥ १४ ॥**

યથોક્ત દિનચર્યા, રાત્રિચર્યા, તથા ઋતુચર્યાનું આચરણ કરનાર પુરૂષ હંમેશાં સ્વસ્થ રહી શકે છે, તે સિવાય સ્વસ્થ રહી શકાતું નથી. ૧૪.

**समदोषः समाग्निश्च समधातुमलक्रियः ।**
**प्रसन्नात्मेन्द्रियमनाः स्वस्थ इत्यभिधीयते ॥ १५ ॥**

સમદોષવાળો સમઅગ્નિવાળો સમધાતુવાળો તથા પ્રસન્ન મનવાળો અને પ્રસન્ન ઇન્દ્રિયોવાળો પુરૂષ સ્વસ્થ કહેવાય છે. ૧૫

## शिरोभ्यंग ॥ १० ॥

शिरोगतांस्तथा रोगाञ्छिरोऽभ्यंगोऽपकर्षति ।
केशानां मार्दवं दैर्घ्यं बहुत्वं स्निग्धकृष्णताम् ॥ १६ ॥
करोति शिरसस्तृप्तिं सुत्वक्कमपि चाननम् ।
संतर्पणं चेन्द्रियाणां शिरसः प्रतिपूरणम् ॥ १७ ॥

માથામાં કરવામાં આવેલો તૈલનો અભ્યંગ માથામાં થયેલા દરદોને મટાડે છે, અને વાળને કોમળ લાંબા ઘણા સ્નિગ્ધ ( ચળકાટવાળા ) અને કાળા કરે છે. માથાને તૃપ્ત કરે છે. મોંઢાને સુંદર ત્વચાવાળું કરે છે. ઇન્દ્રિયોને તૃપ્ત કરે છે, અને માથામાં શૂન્યતાને મટાડી પૂર્ણતા કરે છે. ૧૬-૧૭.

## तैलादिनस्यम् ॥ ११ ॥

कटुतैलादिनस्यार्थे नित्याभ्यासेन योजयेत् ।
प्रातः श्लेष्मणि मध्यान्हे पित्ते सायं समीरणे ॥ १८ ॥

કડુ તેલ અને ઘી, દુધ, પાણી, વગેરેનું નાસિકામાં સિંચનનું, શ્લેષ્મને, વિષે. પ્રાતઃકાલમાં, પિત્તને વિષે. મધ્યાન્હ-કાળમાં અને વાયુને વિષે સાયંકાલે પ્રયોગ કરવો. ૧૮.

सुगन्धवदनाः स्निग्धनिःस्वना विमलेन्द्रियाः ।
निर्वलीपलितव्यंगा भवेयु नस्यशीलिनः ॥ १९ ॥

નસ્યશીલન કરનારા માણસો સુગંધીદાર મુખવાળા સ્નિગ્ધ શબ્દવાળા સ્વચ્છ ઇન્દ્રિઓવાળા અને માથા ઉપર પળીયાં ન આવે તેવા થાય છે. ૧૯.

## केश प्रसाधनम् ॥ १२ ॥

केशप्रसाधनी केश्या रजोजन्तुमलापहा ॥ २० ॥

વાળ ઓળવાની કાંસકી કેશનું હીત કરનારી છે, અને રજ તથા જુઓને નાશ કરનાર છે. ૨૦.

## कर्णपूरणम् ॥ १३ ॥

हनुमन्याशिरः कर्णशूलघ्नं कर्णपूरणम ॥ २१ ॥

કાનોમાં તેલ નાખવાથી દાઢી, ઓઠ કાન તથા માથાનાં શૂળ નાશ પામે છે. ૨૧.

## देहे तैलाभ्यंग ॥ १४ ॥

अभ्यंगो मार्द्दवकरः कफवातनिरोधनः ।
धातूनां पुष्टिजननो मृजावर्णबलप्रदः ॥ २२ ॥

શરીર ઉપર તેલ ચોળવાથી કોમળતા થાય છે, કફ તથા વાયુનો નિરોધ થાય છે, ધાતુઓની પુષ્ટિ થાય છે, સ્વચ્છતા થાય છે, વર્ણ સારો થાય છે. અને બલની વૃદ્ધિ થાય છે. ૨૨.

## अंगानां तैलमर्दनम् ॥ १५ ॥

उद्वर्त्तनं वातहरं कफमेदोविलापनम ।
स्थिरोकरण मंगानांत्वक्प्रसादकरं परम ॥ २३ ॥

શરીર ઉપર તેલ ચોળવાથી વાયુ કફ તથા મેદનો નાશ થાય છે, અંગ સ્થિર થાય છે, અને ચામડી સુંવાળી થાય છે. ૨૩.

## पदाभ्यङ्गः ॥ १६ ॥

निद्राकरो देहसुखश्चक्षुष्यः श्रमसुप्तिनुत् ।
पादत्वङ्मृदुकारीच पादाभ्यंगः सदा हितः ॥ २४ ॥

પગે તેલ ચોળવાથી નિદ્રા આવે છે, દેહને સુખ થાય છે. નેત્રનું તેજ વધે છે. શ્રમ તથા સુપ્તિનો નાશ થાય છે. અને પગની ચામડી સુંવાળી થાય છે. ૨૪.

## व्यायामः ॥ १७ ॥

व्यायामो हि सदापथ्यो बलिनां स्निग्धभोजिनाम् ।
स च शीते वसंते च तेषां पथ्यतमः स्मृतः ॥ २५ ॥

બલવાન અને સ્નિગ્ધ ભોજન કરનારાઓને કસરત હંમેશાં પથ્ય છે, અને વસંત ઋતુમાં તથા શીતકાળમાં તો અત્યન્ત પથ્યરૂપ છે. ૨૫.

सर्वेष्वृतुष्वहरहः पुम्भिरात्महितैषिभिः ।
बलस्यार्द्धेन कर्त्तव्यो व्यायामो हन्त्यतोऽन्यथा ॥ २६ ॥

પોતાનું હિત ઇચ્છનારા પુરૂષોએ સર્વે ઋતુઓમાં પોતાના અર્ધા બલથી હંમેશાં કસરત કરવી જોઇએ, તે ઉપરાંત કસરત કરનારનો નાશ થાય છે. ૨૬.

हृदिस्थानस्थितो वायु र्यदा वक्त्रं प्रपद्यते ।
व्यायामं कुर्वतो जन्तोस्तद्बलार्द्धस्य लक्षणम् ॥ २७ ॥

હ્રદયની અંદર રહેલો વાયુ કસરત કરનાર માણુસને જ્યારે મુખમાં આવે છે, અને શ્વાસ ચઢે છે; તે અર્ધું બલ જાણવું. અર્થાત્ ત્યાં સુધી કસરત કરવી. ૨૭.

## शय्यासनं ॥ १८ ॥

श्रमानिलहरं वृष्यं पुष्टिनिद्राधृतिप्रदम् ।
सुखं शय्यासनं दुःखं विपरीतगुणं मतम् ॥ २८ ॥

સ્વચ્છતા તથા સુકોમલતા ઇત્યાદિ ગુણોવાળી શય્યા તથા તેવાજ ગુણોવાળુ આસન શ્રમને તથા વાયુને નાશ કરે છે, વીર્યને વધારે છે. પુષ્ટિ, નિદ્રા તથા ધીરજને આપે છે, તેથી વિપરીત ગુણવાળું આસન ઉપર કહેલા ફાયદાને બદલે ઉલટું કરે છે, અને દુઃખ આપે છે. ૨૮.

## वालव्यजनम् ॥ १९ ॥

वालव्यजन मोजस्यं मक्षिकादीनपोहति ।
शोषदाहश्रमस्वेदमूर्छाघ्नो व्यजनानिलः ॥ २९ ॥

વાળની ચમરી તેજની વૃદ્ધિ કરે છે, તથા માખીઓને દૂર કરે છે. અને પંખાનો પવન શોષ, દાહ, પસીનો તથા મૂર્છાને દૂર કરે છે. ૨૯.

## संवाहनम् ॥ २० ॥

प्रीतिनिद्राकरं वृष्यं कफवातश्रमापहम् ।
संवाहनं मांसरक्तत्वक्प्रसादकरं सुखम् ॥ ३० ॥

અંગચંપી કરવાથી પ્રીતિ ઉપજે છે, નિદ્રા પ્રાપ્ત થાય છે, વીર્ય વધે છે, કફ નાશ થાય છે, વાયુ શાન્ત થાય છે, પરિશ્રમ મટી જાય છે, સુખ થાય છે. તથા માંસ રૂધિર અને ચામડી નિર્મલ થાય છે. ૩૦.

## शिरोवेष्टिका ॥ २१ ॥

पवित्रं केश्य मुष्णीषं वातातपरजोऽपहम ॥ ३१ ॥

પાઘડી પહેરવાથી પવિત્રતા થાય છે, કેશ સારા રહે છે. વાયુ, તડકો તથા રજનો ઉપઘાત થતો નથી. ૩૧.

## छत्र धारणम् ॥ २२ ॥

वर्षानिलरजोघर्महिमादीनां निवारणम ।
वर्ण्यं चक्षुष्य मौजस्यं शङ्करं छत्रधारणम ॥ ३२ ॥

છત્ર ધારણ કરવાથી વરસાદ, વાયુ, રજ, ગરમી તથા ઠંડી. ઇત્યાદિનું નિવારણ થાય છે. વર્ણ તથા નેત્રો સારાં રહે છે, તથા ઓજસ વધે છે, અને સુખ થાય છે. ૩૨.

## दंड धारणम् ॥ ३२ ॥

शुनः सरीसृपव्यालविषाणिभ्यो भयापहम ।
श्रमस्खलनदोषघ्नं स्थविरे च प्रशस्यते ॥ ३३ ॥
सत्वोत्साहबलस्थैर्यधैर्यवीर्यविवर्द्धनम ।
अवष्टम्भकरं चापि भयघ्नं दण्डधारणम ॥ ३४ ॥

હાથમાં લાકડી રાખવાથી કુતરાં, સર્પાદિક પ્રાણી તથા માર્ગમાં બીજાં ફાડી ખાનાર પ્રાણી અને બીજાં શીંગડાંવાળાં પ્રાણીઓનો ભય રહેતો નથી. શ્રમ દૂર થાય છે, તથા માર્ગમાં પડી જવાતું નથી. સત્વ, ઉત્સાહ, બલ, સ્થૈર્ય, ધૈર્ય. અને વીર્યની વૃદ્ધિ થાય છે, તથા શક્તિ રહે છે, અને વિશેષે કરીને વૃદ્ધોને તો અવશ્ય ઘણાજ ઉપયોગનું સાધન છે. ૩૩-૩૪.

## पादत्रधारणम् ॥ २४ ॥

पादरोगहरं वृष्यं रक्षोघ्नं प्रीतिवर्द्धनम् ।
सुखप्रचारमोजस्यं सदा पादत्रधारणम् ॥ ३५ ॥
अनारोग्य मनायुष्यं चक्षुषो रुपघातकृत् ।
पादाभ्या मनुपानद्भ्यां सदा चंक्रमणं नृणाम् ॥ ३६ ॥

પગમાં પગરખાં પહેરવાથી સારી રીતે ફરી શકાય છે. અને ઓજસની વૃદ્ધિ થાય છે, અને ઉઘાડા પગે ફરવાથી આરોગ્ય, આયુષ્ય, તથા નેત્રના તેજની હાનિ થાય છે. ૩૫ ૩૬.

## केशनखरोमच्छेदनम् ॥ २५ ॥

पापोपशमनं केशनखरोमापमार्जनम् ॥ ३७ ॥

વાળ, નખ તથા રૂવાંટાં વિગેરેને કતરાવવાથી અગર સાફ રાખવાથી પાપ નાશ થાય છે. અર્થાત દુ:ખ તથા મેલ દૂર થાય છે. ૩૭.

## सदा उत्तरीय धारणम् ॥ २६ ॥

हर्षलाघवसौभाग्यकरं मुत्साहवर्द्धनम् ।
वारवाणं मृजावर्णतेजोबलविवर्द्धनम् ॥ ३८ ॥

ઉત્તરીય વસ્ત્ર રાખવાથી હર્ષ થાય છે, શરીરમાં હલકાઈ થાય છે, સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે, અને ઉત્સાહ વધે છે, સ્વચ્છતા રહે છે, વર્ણ સારો રહે છે. તથા તેજ અને બલની વૃદ્ધિ થાય છે. ૩૮.

## नेत्रांजनम् ॥ २७ ॥

पक्ष्मलं विशदं कान्तममलोज्ज्वलमण्डलम् ।
नेत्रमञ्जनसंयोगाद्भवेच्चामलतारकम् ॥ ३९ ॥

અંજન આંજવાથી નેત્રો સારી તથા ઘાટ પોંપણો-વાળાં ચોકખાં સુશોભિત નિર્મલ તથા ઉજ્વલ મંડલોવાળાં અને નિર્મલ કીકીઓવાળાં થાય છે. ૩૯.

## देवविप्रातिथिपूजनम् ॥ २८ ॥

यशस्यं स्वर्ग्यं मायुष्यं धनधान्यविवर्द्धनम् ।
देवतातिथिविप्राणां पूजनं गोत्रवर्द्धनम् ॥ ४० ॥

દેવતાઓ, અતિથિઓ તથા બ્રાહ્મણોનું પૂજન કરવાથી યશ વધે છે, સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, આયુષ્ય વધે છે, ધનધાન્ય તથા વંશની વૃદ્ધિ થાય છે. ૪૦.

## आहार ॥ २९ ॥

आहारः प्रीणनः सद्योबलकृद्देहधारकः ।
आयुस्तेजःसमुत्साहस्मृत्योजोऽग्निविवर्द्धनः ॥ ४१ ॥

આહાર કરવાથી તુરત તૃપ્તિ થાય છે, બલ વધે છે, દેહનું ધારણ થાય છે. આયુષ્ય, તેજ, ઉત્સાહ, સ્મરણશક્તિ, ઓજસ અને અગ્નિની વૃદ્ધિ થાય છે. ૪૧.

घृतपूर्वं समश्नीयात्कठिनं प्राक्ततो मृदु ।
अन्ते पुनर्द्रवाशी तु बलाद्रोगेण मुच्यते ॥ ४२ ॥

પહેલાં ઘીવાળા તથા કઠીણ પદાર્થનું ભોજન કરવું, અને ત્યાર પછી કોમળ પદાર્થનું ભોજન કરવું, અને છેવટે

દ્રવ પદાર્થનું ભોજન કરવું. એ પ્રમાણે ભોજન કરવાથી રોગથી પણ મુક્ત થાય છે. ૪૨.

कुक्षेर्भागद्वयं भोज्यैस्तृतीये वारि पुरयेत् ।
वायोः संचारणार्थाय चतुर्थमवशेषयेत् ॥ ४३ ॥

પોતાની કુક્ષિના બે ભાગ ભરાય તેટલું ભોજન કરવું. અને ત્રીજો ભાગ ભરાય તેટલું પાણી પીવું, તથા ચોથો ભાગ વાયુનો સંચાર થવા માટે ખાલી રાખવો. ૪૩.

अत्यम्बुपानान्न विपच्यतेऽन्न मनम्बुपानाच्च स एव दोषः ।
तस्मान्नरो वन्हिविवर्धनाय मुहुर्मुहुर्वारि पिबेदभूरि ॥ ४४ ॥

અત્યન્ત પાણી પીવાથી અન્ન પચતું નથી, તેમ તદ્દન પાણી ન પીવાથી પણ અન્ન પચતું નથી. તેટલા માટે માણસે જઠરાગ્નિની વૃદ્ધિ કરવા માટે વારંવાર થોડું થોડું પાણી પીવું. ૪૪.

आहारनिर्हारविहारयोगाः सदैव सद्भिर्विजने विधेयाः ॥४५॥

આહાર, નિર્હાર અને વિહાર એ હંમેશાં સજ્જનોએ એકાન્તમાંજ કરવા જોઇએ. ૪૫.

आहारं षड्विधं चूष्यं पेयं लेह्यं तथैवच।
भोज्यं भक्ष्यं तथा चर्व्यं गुरु विद्याद्यथोत्तरम् ॥ ४६ ॥

આહાર છ પ્રકારનો છે. ૧ ચૂષ્ય, ૨ પેય, ૩ લેહ્ય, ૪ ભોજ્ય, ૫ ભક્ષ્ય, ૬ ચર્વ્ય. એ પ્રમાણે છ પ્રકારનો આહાર છે. અને તે અનુક્રમે એકેક કરતાં ગુરૂ જાણવો ૪૬.

अजीर्णे भेषजं वारि जीर्णे वारि बलप्रदम् ।
अमृतं भोजनार्धे तु भोजनान्ते विषप्रदम् ॥ ४७ ॥

અન્ન જીર્ણ ન થયું હોય, અને જલપાન કરવામાં આવે તો તે ઔષધિ તુલ્ય છે, જીર્ણ થયા પછી બલ આપનાર છે. અને અર્ધું ભોજન થયા પછી અમૃત સરખું છે, તથા ભોજનની અન્તે વિષ તુલ્ય છે. ૪૭.

## पादप्रक्षालनम् ॥ ३० ॥

पादप्रक्षालनं पादमलरोगश्रमापहम् ।
चक्षुःप्रसादनं वृष्यं रक्षोघ्नं प्रीतिवर्द्धनम् ॥ ४८ ॥

પાદપ્રક્ષાલન કરવાથી પગના મેલ તથા રોગ અને થાક નાશ પામે છે, નેત્ર નિર્મલ રહે છે, વીર્યની વૃદ્ધિ થાય છે, રાક્ષસોનો નાશ થાય છે, આનંદની વૃદ્ધિ થાય છે. (પગની નાડીની સાથે આંખોની નાડીને સંબંધ છે, તેથી પગ ધોવાથી આંખો નિર્મલ થાય છે, એમ કહ્યું છે.) ૪૮.

## स्नानम् ॥ ३१ ॥

निद्रादाहश्रमहरं स्वेदकण्डूतृषापहम् ।
हृद्यं मलहरं श्रेष्ठं सर्वेन्द्रियविशोधनम् ॥ ४९ ॥
तन्द्रापापोपशमनं तुष्टिदं पुंस्त्ववर्द्धनम् ।
रक्तप्रसादनं चापि स्नानमग्नेश्च दीपनम् ॥ ५० ॥

સ્નાન કરવાથી નિદ્રા, દાહ, શ્રમ, પસીનો, ખરજ તથા તરસ મટે છે, હૃદય પ્રસન્ન થાય છે, મલીનતા મટે છે સઘળી ઇન્દ્રિઓ શુદ્ધ થાય છે, તન્દ્રા તથા પાપ શાન્ત

થાય છે, સંતોષ થાય છે, પુરૂષપણાની વૃદ્ધિ થાય છે, રૂધિર સ્વચ્છ થાય છે, અને અગ્નિ પ્રદિપ્ત થાય છે. ૪૯–૫૦.

**तच्चातिसारज्वरितकर्णशूलानिलार्त्तिषु ।**
**आध्मानारोचकाजीर्णभुक्तवत्सु च गर्हितम् ॥ ५१ ॥**

અતિસારવાળાએ, તાવવાળાએ, કાનના શૂળવાળાએ, વાયુના રોગવાળાએ, આધ્માનવાળાએ અરૂચિવાળાએ, અજીર્ણવાળાએ અને જમેલાએ સ્નાન કરવું નહિ. ૫૧.

## अंगस्वच्छ करणम् ॥ ३२ ॥

**स्नानस्यानन्तरं सम्यग्वस्त्रेणाङ्गस्य मार्जनम् ।**
**कान्तिप्रदं शरीरस्य कण्डूत्वग्दोषनाशनम् ॥ ५२ ॥**

સ્નાન કર્યા પછી શુદ્ધ વસ્ત્રથી શરીરને લોહી નાખવું, તેથી કાન્તિ વધે છે, શરીરને ખરજ તથા ચામડીના દોષ નાશ પામે છે. ૫૨.

## लेपनम् ॥ ३३ ॥

**सौभाग्यदं वर्णकरं प्रीत्योजोबलवर्द्धनम् ।**
**स्वेददौर्गन्ध्यवैवर्ण्यश्रमघ्नमनुलेपनम् ॥ ५३ ॥**
**स्नानं येषां निषिद्धं तु तेषामप्यनुलेपनम् ॥ ५४ ॥**

ચન્દનાદિકનું અનુલેપન કરવાથી સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, વર્ણ સારો થાય છે, પ્રીતિ, ઓજસ અને બલની વૃદ્ધિ થાય છે. પસીનો, દુર્ગંધ તથા વિવર્ણપણું અને શ્રમ મટી જાય છે. જેઓને સ્નાનનો નિષેધ છે તેઓને અનુલેપનનો પણ નિષેધજ સમજવો. ૫૩–૫૪.

## अंबर, रत्न, सुमनोधारणम् ॥ ३४ ॥

रक्षोघ्न मथचौजस्यं सौभाग्यकर मुत्तमम् ।
सुमनोम्बररत्नानां धारणं प्रीतिवर्द्धनम् ॥ ५५ ॥

પુષ્પો, વસ્ત્રો અને રત્નોને ધારણ કરવાથી રાક્ષસો, (દુષ્ટ વાસનાઓ) નો વિનાશ થાય છે, ઓજસ વધે છે, ઉત્તમ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, અને પ્રીતિમાં વૃદ્ધિ થાય છે. ૫૫.

## सुवर्ण भूषणम् ॥ ३५ ॥

भूषणै र्भूषयेदंगं यथायोग्यं विधानतः ।
शुचिसौभाग्यसंतोषदायकं कांचनं स्मृतम् ॥ ५६ ॥

યથાયોગ્ય વિધિ પ્રમાણે (જે સ્થાને જે પહેરવું ઘટે તે સ્થાને) ભૂષણો ધારણ કરી શરીરને શોભાવવું. કારણકે સુવર્ણ, પવિત્રતા, સૌભાગ્ય અને સંતોષને આપનારૂં છે. ૫૬.

## मुखोपरितैलजलमर्दनम् ॥ ३६ ॥

मुखलेपादृढं चक्षुः पीनगण्डं तथाननम् ।
अव्यङ्गपिडकं कान्तं भवत्यम्बुजसन्निभम् ॥ ५७ ॥

મુખને, તેલ તથા પાણી લગાડીને સાફ રાખવાથી ચક્ષુ દૃઢ થાય છે, અને મુખ પુષ્ટ ગંડસ્થલવાળું દાઝ વગરનું, ફોડલીયો વગરનું તથા કમળ જેવું સુશોભિત રહે છે. ૫૭.

## अंजनम् ॥ ३७ ॥

सुखं लघु निरीक्षेत दृढं पश्यति चक्षुषा ।
मतं स्रोतोऽञ्जनं श्रेष्ठं विशुद्धं सिन्धुसम्भवम् ॥ ५८ ॥

दाहकंडूमलघ्नं च दृष्टिक्लेदरुजापहम् ।
अक्ष्णो रूपावहं चैव सहते मारुतातपौ ॥ ५९ ॥
न नेत्ररोगा जायन्ते तस्मादञ्जनमाचरेत् ॥ ६० ॥
भुक्तवाञ्छिरसा स्नातः श्रान्तश्छर्दनवाहनैः ।
रात्रौ जागरितश्चापि नाञ्ज्याज्ज्वरित एवच ॥ ६१ ॥

સિન્ધુ નદીના સમીપ પ્રદેશમાં ઉત્પન્ન થયેલું શુદ્ધ અંજન ( કાળો સુરમો ) આંખમાં આંજવાથી ઝીણી રકમ પણ સુખથી જોઈ શકાય છે, નેત્રબલ દ્રઢ થાય છે, આંખમાં ખરજ, બળતરા, મલ, ક્લેદ તથા વ્યથા ટળી જાય છે. સુરમો આંજવાથી નેત્રોનો દેખાવ સારો થાય છે. નેત્રોને પવન તથા તડકો સહન કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે, અને નેત્રોમાં રોગો ઉત્પન્ન થતા નથી, માટે સુરમો આંજવો જોઇએ. પરંતુ જમ્યા પછી માથું ચોળીને નાહ્યા પછી ઉલટી થવાથી અગર લાંબું પ્રયાણ કરીને થાકી ગયેલાએ તથા રાત્રે ઉજાગરો કર્યો હોય તેણે, અને તાવ આવતો હોય તેણે સુરમો આંજવો નહીં. ૫૮-૫૯-૬૦-૬૧.

## आदर्शालोकनम् ॥ ३८ ॥

आदर्शालोकनं प्रोक्तं माङ्गल्यं कान्तिकारकम् ।
पौष्टिकं बलमायुष्यं पापालक्ष्मीविनाशकम् ॥ ६२ ॥

આદર્શમાં મુખ જોવાથી કાન્તિ વધે છે. મંગલકારક છે, પુષ્ટિકારક છે, બલ અને આયુષ્યને વધારનાર છે. તથા પાપ અને અલક્ષ્મીને નાશ કરનારૂં છે. ૬૨.

## ताम्बूल चर्वणम् ॥ ३१ ॥

कर्पूर जाति कक्कोल लवंग कटुकाह्वयैः ।
सचूर्णपुगैः सहितं पत्रं ताम्बूलजं शुभम् ॥ ६३ ॥
मुखवैशद्यसौगन्ध्यकान्तिसौष्ठवकारकम् ॥ ६४ ॥
हनुदन्तस्वरमलजिह्वेन्द्रियविशोधनम् ।
प्रशेकशमनं हृद्यं गलामयविनाशनम् ॥ ६५ ॥
पथ्यं सुप्तोत्थिते भुक्ते स्नाते वान्ते च मानवे ।
रक्तपित्तक्षतक्षीणतृष्णामूर्छापरीतिनाम् ॥ ६६ ॥
रूक्षदुर्बलमर्त्यानां न हितं चास्यशोषिणाम् ॥ ६७ ॥

કપૂર, જાયફળ, ચણકબાબા, લવીંગ, સુંઠ, મરી, પીપળ તથા સોપારીનું ચૂર્ણ. એટલી વસ્તુઓવાળું નાગરવેલનું પાન ચાવવું એ શુભકારક છે, પાન ચાવવાથી મુખની શુદ્ધિ, સુગંધપણું, કાંતિ તથા સારાપણું થાય છે, હોઠનો તથા દાંતનો મલ દૂર થાય છે, સ્વર સારૂ થાય છે, લાળ ઝરતી હોય તો શાન્ત થાય છે, હૃદયમાં આનંદ થાય છે. અને ગળાના રોગો નાશ પામે છે; સૂઈ ઉઠ્યા પછી, નાહ્યા પછી જમ્યા પછી અને ઉલટી થયા પછી પાન ચાવવું એ પથ્ય છે. પરંતુ લોહિના દરદી, પિત્તના દરદી, ક્ષતથી ક્ષીણ થયેલા, તરસથી ઘેરાયેલા, મૂર્છાથી પીડાએલા, રૂક્ષ, દુર્બલ અને મોંઢાના શોષવાળાએ પાન ચાવવું એ હિતકારક નથી. ૬૩-૬૪-૬૫-૬૬-૬૭.

## प्रवातम् ॥ ४० ॥

प्रवातं रौक्ष्यवैवर्ण्यस्तम्भकृद्दाहपक्तिनुत् ।
स्वेदमूर्छापिपासाघ्नमप्रवातमतोऽन्यथा ॥ ६८ ॥

ખુલ્લી હવાવાળી જગ્યા રૂક્ષપણાને તથા સ્તબ્ધપણાને ઉત્પન્ન કરે છે, બળતરા તથા અન્નપરિપાકને મટાડે છે. અને પસીનાને મૂર્છાને તથા તરસને દૂર કરે છે. ૬૮.

## आतपच्छाया ॥ ४१ ॥

आतपः पित्ततृष्णाग्निस्वेदमूर्छाभ्रमास्रकृत् ।
दाहवैवर्ण्यकारी च छाया चैतानपोहति ॥ ६९ ॥

તડકો, પિત્તને, તરસને, અગ્નિને, પસીનાને, મૂર્છાને, ભ્રમને, રૂધિરના બિગાડને, દાહને તથા વિવર્ણપણાને ઉત્પન્ન કરે છે, અને છાયા. એ સઘળાંઓને દૂર કરે છે. ૬૯.

## अग्नि ॥ ४२ ॥

अग्निर्वातकफस्तम्भशीतवेपथुनाशनः ।
आमाभिष्यन्दजरणोरक्तपित्तप्रदूषणः ॥ ७० ॥

અગ્નિ, વાયુ, કફ, સ્તંભ, શીત તથા કંપને દૂર કરે છે, આમને પકવ કરે છે, અભિષ્યંદ (રસ વહન કરનારી શિરાઓ, ચિકાસથી તથા ભારેપણાથી રોકાઈ જતાં શરીરમાં જે ભારેપણું થાય છે તે) મટાડે છે, અને રૂધિર તથા પિત્તને દૂષિત કરે છે. ૭૦.

## निद्रा ॥ ४३ ॥

पुष्टिवर्णबलोत्साहमग्निदीप्तिमतंद्रिताम् ।
करोति धातुसाम्यं च निद्रा काले निषेविता ॥ ७१ ॥

સમય પ્રમાણે સેવન કરવામાં આવતી નિદ્રા પુષ્ટિ આપે છે, વર્ણને સારો કરે છે, બળ વધારે છે, ઉત્સાહ આપે છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, આળસને દૂર કરે છે; અને ધાતુઓની સમતા કરે છે. ૭૧.

## ओषधि प्राप्तिस्थानम् ॥ ४४ ॥

सर्वा विचेयास्त्वोषध्यः सोमश्चाप्यर्बुदे गिरौ ।
सशृंगैर्देवचरितै रम्बुदानीकभेदिभिः ॥ ७२ ॥
व्याप्तस्तीर्थैश्च विख्यातैः सिद्धर्षिसुरसेवितैः ।
गुहाभि र्भीमरूपाभिः सिंहोन्नादितकुक्षिभिः ॥ ७३ ॥
गजालोडिततोयाभि रापगाभिः समन्ततः ।
विविधै र्धातुभि श्चित्रैः सर्वत्रैवोपशोभितः ॥ ७४ ॥

તમામ ઔષધીઓ અને સોમ, એ સઘળું આબુ પર્વતમાં શોધ કરવાથી પ્રાપ્ત થશે. કારણકે, તે પર્વત વાદળાંને ભેદનાર ( અત્યન્ત ઉંચાં ) અને જેમાં દેવતાઓ ફરે છે, તેવાં શિખરોથી તથા સિદ્ધોએ ઋષિઓએ તથા દેવતાઓએ સેવેલાં તીર્થોથી સિંહો જેમાં ગર્જના કરે છે, તેવી ગુફાઓથી હાથીઓએ ડોળેલાં જલોવાળી નદીઓથી અને વિચિત્ર પ્રકારની વિવિધ ધાતુઓથી સર્વ પ્રદેશોમાં ચારે બાજુએ શોભી રહેલો છે. ૭૨-૭૩-૭૪.

नदीषु शैलेषु सरस्सु चापि पुण्येष्वरण्येषु तथाश्रमेषु ।
सर्वत्र सर्वाः परिमार्गितव्याः सर्वत्र भूमिर्हि वसूनि धत्ते ॥७५॥

પવિત્ર નદીઓ, પવિત્ર પર્વતો, પવિત્ર સરોવરો, પવિત્ર અરણ્યો તથા આશ્રમો, ઇત્યાદિ સર્વ સ્થલોમાં સઘળી ઔષધીઓનો શોધ કરવો. કારણકે પૃથ્વી અનેક રત્નોને ધારણ કરી રહી છે. ૭૫.

अश्रद्दधानैरलसैः कृतघ्नैः पापकर्मभिः ।
नैवासादयितुं शक्याः सोमाः सोमसमास्तथा ॥ ७६ ॥

શ્રદ્ધા વિનાના પુરૂષો, આળસુ પુરૂષો, કૃતઘ્ન પુરૂષો, તથા પાપ કરનારા પુરૂષો, સોમ તથા સોમ જેવી બીજી ઔષધિઓને મેળવવા માટે શક્તિમાન્ થઇ શકતા નથી. ૭૬.

## उषापानम् ॥ ४५ ॥

सवितुः समुदयकाले प्रसृतीः सलिलस्य यः पिबेदष्टौ ।
रोगजरापरिमुक्तो जीवेद्वत्सरशतं साग्रम् ॥ ७७ ॥

સૂર્યના ઉદય વખતે જે પુરૂષ આઠ પ્રસૃતિ જલપાન કરે છે, તે માણસને રોગ તથા વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતી નથી અને સો વર્ષનું આયુષ્ય થાય છે. ૭૭.

पिबति पर्युषितं जलमन्वहन्तिमिरिणीचरमे प्रहरे यदि ॥७८॥

રાત્રિના છેલ્લા પ્રહરમાં જે માણસ રાત્રિએ ભરી રાખેલું પાણી પીએ છે. ૭૮.

अम्भसः प्रसृतीरष्टौ रवावनुदिते पिबेत् ।
वातपित्तकफान्जित्वा जीवेद्वर्षशतं सुखी ॥ ७९ ॥

સૂર્યનો ઉદય થતા પહેલાં જે માણસ આઠ પ્રસૃતિ (ખોબા) જલપાન કરે છે. તે પુરૂષ વાત, પિત્ત અને કફનો જય કરીને સુખથી ૧૦૦) સો વર્ષ પર્યન્વ આયુષ્ય ભોગવે છે. ૭૯.

अर्शः शोथग्रहण्योज्वरजठरजराकुष्ठमेदोविकारा ।
मूत्राघातास्रपित्तश्रवणगलशिरःश्रोणिशूलाक्षिरोगाः ॥८०॥
येचान्ये वातपित्तक्षतजकफकृताव्याधयः सन्ति जन्तो ।
स्तांस्तानभ्यासयोगादपहरति पयः पीतमन्ते निशायाः ॥८१॥

અર્શ, શોથ, ગ્રહણી, તાવ, ઉદર વિકાર, જરા કોડ, મેદવિકાર, મૂત્રાઘાત, રક્તપિત્ત, કાન, ગળુ, મસ્તક, શ્રોણી, શૂલ તથા નેત્રરોગ, અને તે સિવાયના વાત, પિત્ત, ક્ષતજ તથા કફથી થયેલા વ્યાધિઓ જે મનુષ્યના શરીરમાં હોય છે, તેને રાત્રિના અન્ત વખતે નિરંતર અભ્યાસ પ્રમાણે જલપાન કરવામાં આવે તો તે દૂર કરે છે. ૮૦-૮૧.

द्विघटि घननिशायां प्रातरुत्थाय नित्यम् ।
पिबति खलु नरो यो घ्राणरन्ध्रेण वारि ॥ ८२ ॥
स भवति मतिपूर्णश्चक्षुषा तार्क्ष्यतुल्यो ।
वलिपलितविहीनः सर्वरोगै र्विमुक्तः ॥ ८३ ॥

સૂર્યોદય થતાં અગાઉ બેઘડી પહેલાં પ્રાતઃકાલમાં ઉઠીને જે માણુસ નિરંતર નાસિકાના છિદ્રોથી પાણી પીએ છે, તે માણુસના ગરૂડના જેવાં નેત્ર થાય છે, માથે ધોળા વાળ થતા નથી. અને તમામ પ્રકારના રોગથી મુક્ત થાય છે. ૮૨-૮૩.

पातव्यं नासया नीरं प्रसृतित्रयमात्रया ।
व्यंगं वलीपलितघ्नं पीनसवैस्वर्यकासशोथहरम् ॥ ८४ ॥

નાસિકાના છિદ્રથી ત્રણ પ્રસૃતિ માત્રાથી જલપાન કરવું. તે કરવાથી શરીર શુદ્ધ થાય છે, પળીયાં આવતાં નથી, નાસિકામાં રોગ થતો નથી. અર્શ, કાસ અને શોથ દૂર થાય છે. ૮૪.

**रजनीक्षयेऽम्बु नस्यं रसायनं दृष्टिसञ्जननम् ॥ ८५ ॥**

રાત્રિ પૂર્ણ થાય છે તે વખતે પાણીનું નસ્ય રસાયન જેવું છે, દ્રષ્ટિ સ્વચ્છ થાય છે. ૮૫.

**स्नेहे पीते क्षते शुद्धा वाध्माने स्तिमितोदरे ।**
**हिक्कायां कफवातोत्थे व्याधौ तद्वारि वारयेत् ॥ ८६ ॥**

સ્નેહપાન કર્યું હોય ક્ષત થયું હોય, ઉધાનનો રોગ હોય, ઉદર રોગ હોય, એડકી આવતી હોય, કફ તથા વાયુથી રોગોત્પત્તિ થઇ હોય તો ઉષ-પાન ન કરવું. ૮૬.

## रसायनम् ॥ ४६ ॥

**शुद्धं गव्यं घृतं तृप्तं मरिचैर्वा कणान्वितं रसायनं सदापेयं घृतपानं प्रशस्यते ॥ ८७ ॥**

શુદ્ધ ગાયના ઘીને, મરીચ (મરીયાં) અગર કણયુક્ત (લીંડીપીપર) કરી તપાવીને નીરંતર પીવું, એ રસાયન છે. કારણકે તેવું ઘૃત પાન શ્રેષ્ઠ ગણેલું છે. ૮૭.

**रूक्षक्षतविषार्त्तानां वातपित्तविकारिणां हीनमेधास्मृतीनां च घृतपानं प्रशस्यते ॥ ८८ ॥**

રૂક્ષ ક્ષતવાળા ઝેરથી પીડા પામતા, વાતપિત્તના વિકારવાળા અને જેઓની બુદ્ધિ તથા સ્મરણશક્તિ ઘટી ગઇ હોય, તેવા દરદીઓને ઘૃતપાન કરવું એ ઘણુંજ શ્રેષ્ઠ છે. ૮૮.

सौभाग्यपुष्टिबलशुक्रविवर्धनानि किं सन्ति नो भुवि बहूनि
रसायनानि ।
कंदर्पवर्धिनि परंतु सिताज्ययुक्ताद्दुग्धादृते न मम कोपि
मतः प्रयोगः ॥ ८९ ॥

સૌભાગ્ય, પુષ્ટિ, બલ અને વીર્યને વધારનારાં પૃથ્વીને વિષે શું ઘણાં રસાયનો નથી. પરંતુ તે સઘળાં રસાયનો કામદેવને વધારનારાં છે. માટે મારા મતથી તો ઘી, અને શર્કરાયુક્ત દૂધનું પાન કરવા કરતાં બીજો પ્રયોગ કરવો યોગ્ય નથી. ૮૯.

पयः पीत्वा स्त्रियं गच्छेद्गत्वा चैव पुनः पिबेत् ।
सद्यो बलहरा नारी सद्यो बलकरं पयः ॥ ९० ॥

દુગ્ધપાન કરીને સ્ત્રીગમન કરવું, અને ગમન કર્યા પછી પણ દુગ્ધપાન કરવું. કારણકે સ્ત્રી તત્કાલ બલને હરણ કરનારી છે, અને દૂધ તત્કાલ બલ આપનારૂં છે. ૯૦.

शीतोदकं पयः क्षौद्रं सर्पिरित्येकशो द्विशः ।
त्रिशः समस्त मथवा प्राक्पीतं स्थापयेद्वयः ॥ ९१ ॥

શીતોદક, દૂધ, મધ અને ઘૃત. તેમાંની એક વસ્તુ, બે વસ્તુઓ ત્રણ વસ્તુઓ અગર ચારે વસ્તુઓ, જમતાં પહેલાં પાન કરવામાં આવે તો યુવાવસ્થાને ટકાવી રાખે છે. ૯૧.

भक्ष्याः सशर्कराः क्षीरं ससितं रस एवच ।
स्नानं सव्यजनं स्वप्नो व्यवायान्ते हितानि तु ॥ ९२ ॥

સ્ત્રી-પુરૂષે મૈથુન થઇ રહ્યા પછી સાકરવાળાં ભક્ષ્યોનું સાકરવાળા દુધનું તથા રસનું ભોજન કરવું, પંખાનો પવન લેવો, તથા નિન્દ્રા લેવી તે હીતકારક છે. કદાચિત્ દિવસે મૈથુન કર્યું હોય તો સ્નાન કરી ઉપર પ્રમાણે કરવું, રાત્રે સ્નાન કરવાથી અજીર્ણાદિ રોગ થાય છે. માટે દિવસે સ્નાનનો સંબંધ જાણવો. ૯૨.

## जलम् ॥ ४७ ॥

गगनाम्बु त्रिदोषघ्नं गृहीतं यत्सुभाजने ।
बल्यं रसायनं मेध्यं पात्रापेक्षि ततः परम् ॥ ९३ ॥

સારા વાસણમાં લેઈ રાખેલું આકાશનું પાણી ત્રણે દોષોને દૂર કરનાર છે, બલને વધારનાર છે, રસાયન હોવાથી સર્વેને ઉપયોગી છે, અને પવિત્ર છે. માટે જો તે સ્વચ્છ વાસણમાં રાખવામાં આવ્યું હોય તો અધિક ગુણ આપનારૂં છે. ૯૩.

दिवार्ककिरणैर्जुष्टं निशायामिन्दुरश्मिभिः ।
अरूक्षमनभिष्यन्दि तत्तुल्यं गगनाम्बुना ॥ ९४ ॥

જે જલ ઉપર દિવસે સૂર્યનાં કિરણો પડતાં હોય, અને રાત્રે ચન્દ્રનાં કિરણો પડતાં હોય, તે જલને રૂક્ષ, અને અભિષ્યન્દી ( શરદી કરનાર ) ન હોવાને લીધે અન્તરિક્ષ જલ જેવું સમજવું. અર્થાત્ અન્તરિક્ષ જલ ન મલે તો તે જલ લેવું. ૯૪.

तत्र सर्वेषां भौमानामाग्रहणं प्रत्युषसि तत्र ह्यमलत्वं शैत्यं चाधिकं भवति स एव चापां परो गुण इति ॥ ९५ ॥

સર્વ પ્રકારનાં પૃથ્વીનાં જલો પરોઢીયામાં ભરી લેવાં. કારણકે તે સમયે તે જલોનું નિર્મલપણું તથા શીતપણું અધિક હોય છે; અને નિર્મલપણું તથા શીતપણું એ જલના મુખ્ય ગુણો છે. ૯૫.

न संपत्तिं क्रियाशक्तिं भेषजं च न विद्यते ।
सर्वरोगविनाशाय निशान्ते च पिबेत्पयः ॥ ९६ ॥

સર્વે રોગોનો નાશ કરવા માટે રાત્રિના અન્તે જલપાન કરવું. તેમાં સંપત્તિ, ક્રિયાશક્તિ અને ઔષધી. વિગેરે કોઇ પ્રકારની જરૂર પડતી નથી. ૯૬.

दिनान्ते च पिबेद्दुग्धं निशान्ते च पिबेत्पयः ।
भोजनान्ते पिबेत्तक्रं किं वैद्यस्य प्रयोजनम् ॥ ९७ ॥

દિવસના અન્તે ( સાયંકાલે ) દૂગ્ધપાન કરવું, અને રાત્રિના અન્તે ( પ્રાતઃકાલે ) જલપાન કરવું. અને ભોજન કરી રહ્યા પછી તક્ર ( છાસ ) નું પાન કરવું, તેમાં વૈદ્યનું કાંઇ પ્રયોજન નથી. ૯૭.

घृतेन वर्धते बुद्धिः क्षीरेणायुः प्रवर्धते ।
शाकेन वर्धते व्याधिः प्रवदन्ति मनिषिणः ॥ ९८ ॥

ઘૃતપાન કરવાથી બુદ્ધિ વધે છે, પયઃપાન કરવાથી આયુષ્ય વધે છે, અને અતિશય શાક ખાવાથી વ્યાધિ વધે છે. એ પ્રમાણે વિદ્વાનો કહે છે. ૯૮.

जिह्वे प्रमाणं जानीहि भोजने भाषणेऽपिच ।
अतिभुक्तिरतीवोक्तिः सद्यः प्राणापहारिणी ॥ ९९ ॥

હે જીહ્વા ! ભોજન તથા ભાષણ કરવામાં પ્રમાણ રાખ. કારણકે જીહ્વાને સ્વાદ લાગે તેટલું ભોજન કરવાથી અને બોલવાથી તત્કાલ પ્રાણ નાશ થાય છે. ૯૯.

अन्नाद्दशगुणं पिष्टं पिष्टाद्दशगुणं पयः ।
पयसादशगुणं मांसं मांसाद्दशगुणं घृतम् ॥ १०० ॥

घृतेन वर्धते वीर्यं पयसा वर्धते तनुः ॥ १०१ ॥

અન્નથી દશગણું પિષ્ટ છે, પિષ્ટથી દશગણું દૂધ ગુણકારક છે, દૂધથી માંસ દશગણું ગુણકારક છે. અને માંસથી દશગણું ઘૃત છે, અને ઘૃતથી વીર્યની વૃદ્ધિ થાય છે, અને દૂધનું પાન કરવાથી શરીરની વૃદ્ધિ થાય છે. ૧૦૦-૧૦૧.

## शुक्रशोणित शुद्धि ॥ ४८ ॥

स्फटिकाभं द्रवं स्निग्धं मधुरं मधुगन्धिच ।
शुक्र मिच्छन्ति केचित्तु तैलक्षौद्रनिभं तथा ॥ १०२ ॥

સ્ફટિકના જેવી કાન્તિવાળું, સ્નિગ્ધ, મધુર, મધના જેવા ગંધવાળું તેલ અગર મધના જેવી આકૃતિવાળું શુક્ર શ્રેષ્ઠ છે, એમ કેટલાક આચાર્યો કહે છે. ૧૦૨.

शशासृक्प्रतिमं यत्तु यद्वा लाक्षारसोपमम् ।
तदार्तवं प्रशंसन्ति यद्वासो न विरञ्जयेत् ॥ १०३ ॥

શસલાના રૂધિર જેવી કાન્તિવાળું, અગર લાખના રસ જેવી કાન્તિવાળું, અને જેના ડાઘ લુગડા ઉપર કાયમ ન રહે તેવું આર્તવ શ્રેષ્ઠ છે. એમ આચાર્યો પ્રશંસા કરે છે. ૧૦૩.

मासि मासि रजः स्त्रीणां रसजं स्रवति त्र्यहम् ।
वत्सरात् द्वादशा दूर्ध्वं याति पंचाशतः क्षयम् ॥ १०४ ॥

રસથી ઉત્પન્ન થયેલું રજ સ્ત્રીઓને મહિને મહિને ત્રણ દિવસ બહાર નિકળે છે, અને તે સ્ત્રી બાર વર્ષની થાય ત્યાંથી પચાસ વર્ષની ઉમ્મર સુધી નિકળ્યા કરે છે. ૧૦૪.

रजस्वलामकामांच गर्भिणीं व्याधिपीडिताम् ।
नाभिगच्छेत्पुमान्नारीं योनिरोगसमन्विताम् ॥ १०५ ॥

રજસ્વલા સ્ત્રી, જેને કામ ન ઉત્પન્ન થયો હોય તેવી સ્ત્રી, વ્યાધિથી પીડા પામતી સ્ત્રી, અને જેની યોનિમાં રોગ ઉત્પન્ન થયો હોય તેવી સ્ત્રી સાથે મૈથુન કરવું નહીં. ૧૦૫.

## रस रक्षणम् ॥ ४९ ॥

रसाद्रक्तं ततोमांसं मांसान्मेदः प्रजायते ।
मेदसोऽस्थि ततोमज्जा मज्जः शुक्रस्य सम्भवः ॥ १०६ ॥

રસથી રક્ત ઉત્પન્ન થાય છે, રક્તથી માંસ ઉત્પન્ન થાય છે, માંસથી મેદ ઉત્પન્ન થાય છે, મેદથી હાડકાં ઉત્પન્ન થાય છે. ત્યાર પછી મજ્જા અને મજ્જાથી શુક્ર (વીર્ય) ઉત્પન્ન થાય છે. ૧૦૬.

तत्रैषां धातूनामन्न पान रसः प्रीणयिता रसजं पुरुषं विद्या-
द्रसं रक्षेत्प्रयत्नतः ।
अन्नात्पानाच्च मतिमानाचाराच्चाप्यतन्द्रितः ॥ १०७ ॥

અન્નપાનનો રસ જેમ આ પ્રમાણે અનુક્રમે ધાતુઓને ઉત્પન્ન કરે છે, તેમ ધાતુઓને પોષણ પણ કરે છે, તેટલા માટે બુદ્ધિમાન પુરૂષે મનુષ્યશરીરની ઉત્પત્તિ રસથીજ થાય છે, એમ જાણી આલસ્ય નહીં રાખતાં પ્રયત્નપૂર્વક યોગ્ય અન્નપાનોથી રસનું ભક્ષણ કરવું, અને આચરણ પણ તેવુંજ રાખવું કે જેથી રસનું રક્ષણ થાય ૧૦૭.

## रजस्वला धर्म ॥ ५० ॥

**ऋतौ प्रथम दिवसा त्प्रभृति ब्रह्मचारिणी दिवास्वप्नाञ्जनाश्रुपातस्नानानुलेपनाभ्यङ्गनखच्छेदनप्रधावनहसनकत्थनाति शब्दश्रवणावलेखनानिलायासान्परिहरेत् । किंकारणम् ।१०८।**

ઋતુ પ્રાપ્ત થાય તે સમયે પ્રથમ દિવસથી આરંભી સ્ત્રીએ બ્રહ્મચર્ય પાળવું, દિવસે ઉંઘવું નહીં, આંખે અંજન કરવું નહીં, રડવું નહીં, સ્નાન કરવું નહીં, અનુલેપન તેલ ન ચોળવું, નખ કાપવા નહીં, દોડવું નહીં, હસવું નહીં, અત્યન્ત બોલવું નહીં, મોટા ઘાંટાવાળા શબ્દો સાંભળવા નહીં, ખોદવું નહીં, પવન તથા મહેનતનું સેવન કરવું નહીં. ૧૦૮.

**दिवा स्वपन्त्याः स्वापशीलोऽञ्ज नादन्धोरोदनाद्विकृतदृष्टिः स्नानानुलेपनाःदुखशीलस्तैलाभ्यङ्गात्कुष्ठी नखापकर्तनात्कुनखो प्रधावनाच्चञ्चलो हसनाच्छयावदन्तौष्ठतालुजिह्वः प्रलापी चातिकत्थनादपि शब्दश्रवणाद्बधिरोऽवलेखना त्वलोतिमारुतायाससेवनान्मत्तो गर्भो भवतीत्येव मेतान्परिहरेत् ॥ १०९ ॥**

દિવસે સૂઇ જનારી સ્રીનું બાળક ઉંઘનાર, અંજન કરનારીનું બાળક આંધળું, રડવાથી વિકારવાળી દ્રષ્ટિવાળું, સ્નાન અને અનુલેપન કરવાથી દુઃખવાળું, તેલ ચોળવાથી કોડવાળું, નખ કાપવાથી ખોટા નખવાળું, દોડવાથી ચંચળ, હસવાથી કાળા દાંત, ઓઠ તાળવું અને જીહ્વાવાળું, બહુ બોલવાથી પ્રલાપ કરનારૂં, મોટા ઘાંટાવાળા શબ્દો સાંભળવાથી બહેરૂં, ખોદવાથી ખલ અને પવન તથા આયાસ કરવાથી મદોન્મત્ત બાળક ઉત્પન્ન થાય છે. એ કારણથી સ્રીએ રજસ્વલા હોય ત્યારે નિયમો અવશ્ય પાળવા જોઇએ. ૧૦૯.

**दर्भसंस्तरशायिनीं करतलशरावपर्णान्यतमभोजिनीं हविष्यस्य त्र्यहं च भर्तुः संरक्षेत् ॥ ११० ॥**

રજસ્વલાને ત્રણ દિવસ દર્ભના બીછાનામાં સુવાડવી, ખાવાના પદાર્થો હાથમાં રાખી, માટીના વાસણમાં રાખી, અગર પાન ઉપર રાખીને ખાવા, ચોખા વિગેરે હવિષ્યાન્ન ખાવું, અને ત્રણ દિવસ પોતાના સ્વામીનું મુખ જોવું નહીં. ૧૧૦.

**ततः शुद्धस्नातां चतुर्थेऽहन्यहतवाससमलङ्कृतां कृतमङ्गल-स्वस्तिवाचनां भर्तारं दर्शयेत् ॥ तत्कस्य हेतोः ॥ १११ ॥**

રજસ્વલાએ ચોથે દિવસે સ્નાન કરી, નવીન વસ્રો પહેરી, શણગાર ધરી, માંગલિક વિધિ કરી, સ્વસ્તિ વાચન કરાવીને પ્રથમ પોતાના પતિનુંજ મુખ જોવું. ૧૧૧.

**पूर्वं पश्येदृतुस्नाता यादृशं नरमङ्गना ।**
**तादृशं जनयेत्पुत्रं भर्तारं दर्शयेदतः ॥ ११२ ॥**

કારણકે ઋતુસ્નાન કરેલી સ્ત્રી પ્રથમ જેવા પુરૂષને દેખે છે, તેવા પુત્રને જન્મ આપે છે. તેટલા માટે ઋતુસ્નાન કરનારી સ્ત્રીએ પોતાના પતિનુંજ મુખ જોવું જોઇએ. ૧૧૨.

ततो विधानं पुत्रीय मुपाध्यायः समाचरेत् ।
कर्मान्ते च क्रमं ह्येन मारभेत विचक्षणः॥ ११३ ॥

ત્યાર પછી ઉપાધ્યાયે પુત્ર ઉત્પન્ન થાય તેવું હોમાદિક વિધાન કરવું. એ વિધાન થઇ રહ્યા પછી પતિએ વિચક્ષણતા રાખીને નીચે પ્રમાણે કરવું. ૧૧૩.

ततोऽपरान्हे पुमासं ब्रह्मचारी सर्पिः स्निग्धः सर्पिः क्षीराभ्यां शाल्योदनं भुक्त्वा मासं ब्रह्मचारिणीं ॥ ११४ ॥

એક માસથી બ્રહ્મચર્ય પાલન કરી ઘી, દૂધ વિગેરેથી યુક્ત ઓદન જમીને પુષ્ટ થયેલા પુરૂષે, એક માસ સુધી બ્રહ્મચર્ય પાળી તે પ્રમાણે ભોજન કરીને પુષ્ટ થયેલી સ્ત્રીનુ ગમન કરવું. ૧૧૪.

युग्मेषु तु पुमान्प्रोक्तो दिवसेष्वन्यथाऽबला ।
पुष्पकाले शुचिस्तस्मादपत्यार्थी स्त्रियं व्रजेत् ॥ ११५ ॥

પુરૂષે પવિત્ર તથા ઉજ્વલ થઇ ઋતુકાલના બેકીના દિવસોમાં એકજ દિવસે સ્ત્રીસંગ કરવો તેથી પુત્ર ઉત્પન્ન થાય છે. અને ઋતુકાલના એકીના દિવસોમાં સ્ત્રીસંગ કરવાથી કન્યાપ્રજા ઉત્પન્ન થાય છે. ૧૧૫.

तत्र शुक्रबाहुल्या त्पुमानार्तवबाहुल्यात्स्त्री साम्यादुभयोर्नपुंसकमिति ॥ ११६ ॥

શુક્ર અધિક હોય છે, તો પુરૂષ ઉત્પન્ન થાય છે, શોણિત અધિક હોય છે તો કન્યાપ્રજા ઉત્પન્ન થાય છે. તથા શુક્રશોણિત એકસરખું હોય છે તો નપુંસક પ્રજા ઉત્પન્ન થાય છે. ૧૧૬.

तत्र सद्योगृहितगर्भाया लिङ्गानि श्रमो ग्लानिः पिपासा सक्थि सदनं शुक्रशोणितयोरवबन्धः स्फुरणं च योनेः ॥ ११७ ॥

જે સ્રીને તુરત ગર્ભ રહ્યો હોય તે સ્રીને તુરત શરીરમાં શ્રમ થાય છે, અંગોમાં ગ્લાનિ થાય છે, તરસ લાગે છે, સાથળો નરમ તથા અશક્ત થઈ જાય છે, શુક્ર તથા શોણિત યોનિમાંજ રોકાઈ રહે છે. અને યોનિ ફરકવા લાગે છે. ૧૧૭.

स्तनयोः कृष्णमुखता रोमराज्युद्गमस्तथा ।
अक्षिपक्ष्माणि चाप्यस्याः संमील्यन्ते विशेषतः ॥११८॥
अकामतश्छर्दयति गन्धादुद्विजते शुभात् ।
प्रसेकः सदनं चापि गर्भिण्यालिङ्गमुच्यते ॥ ११९ ॥

સ્તનોની ડીંટડીઓ કાળી થઇ જાય છે, રૂવાંટાં ઉભાં થાય છે, નેત્રોની પાંપણો વિશેષે કરી મીંચાયા કરે છે. ઇચ્છા નહીં છતાં અને પથ્ય ભોજન કરવા છતાં પણ ઉલટી થાય છે, સુગંધથી પણ ઉદ્વેગ થાય છે, વારંવાર થુંકવું પડે છે, અને અંગોમાં ગ્લાનિ ઉત્પન્ન થાય છે, એ ગર્ભિણીનાં ચિન્હો છે. ૧૧૮-૧૧૯.

ऊनषोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिम् ।
यद्याधत्ते पुमान्गर्भं कुक्षिस्थः स विपद्यते ॥ १२० ॥

જે સ્ત્રીની સોળ વર્ષની ઉમ્મર ન થઈ હોય તેવી સ્ત્રીમાં જેને પચીસ વર્ષ ન થયાં હોય તેવો પુરૂષ મૈથુન કરી ગર્ભવતી કરે છે. તે સ્ત્રીની કુક્ષિમાંજ ગર્ભ નાશ પામે છે. ૧૨૦.

अतिस्त्रीसंप्रयोगाच्च रक्षेदात्मान मात्मवान् ।
शूलकासज्वरश्वासकार्श्यपाण्डवामयक्षयाः ॥ १२१ ॥
अति व्यवाया ज्ञायन्तेरोगाश्चाक्षेपकादयः ।
आयुष्मन्तो मन्दजरा वपुर्वर्णबलान्विताः ॥ १२२ ॥
स्थिरोपचितमांसाश्च भवन्ति स्त्रीषु संयताः ॥ १२३ ॥
त्रिभिस्त्रिभिरहोभि र्हि समीया त्प्रमदां नरः ।
सर्वेष्वृतुषु घर्मेतु पक्षात्पक्षाद् व्रजेद्बुधः ॥ १२४ ॥

બુદ્ધિમાન્ પુરૂષે અત્યન્ત મૈથુનથી પોતાનો બચાવ કરવો. કારણકે અત્યન્ત મૈથુન કરવાથી શૂલ, ખાંસી, જ્વર, શ્વાસ, કૃશતા, પાંડુરોગ, ક્ષય તથા આક્ષેપક આદિ રોગો ઉત્પન્ન થાય છે. જેઓ સ્ત્રીઓ સાથે સંગ કરવામાં નિયમિત રહે છે, તે પુરૂષો લાંબા આયુષ્યવાળા, થોડી જરાવાળા, સારા શરીરવાળા, સારા વર્ણવાળા, બળવાન્ અને કઠણ તથા સ્થિર માંસવાળા થાય છે. પુરૂષે સઘળી રૂતુઓમાં ત્રણ ત્રણ દિવસે સ્ત્રીસંગ કરવો. પરંતુ ગ્રીષ્મ ઋતુમાં તો પખવાડીએ સ્ત્રીસંગ કરવો. ૧૨૧-૧૨૨-૧૨૩-૧૨૪.

---

## सगर्भा धर्म ॥ ५१ ॥

तदा प्रभृत्येव व्यायामं व्यवायमपतर्पणमतिकर्षणं दिवास्वप्नं रात्रिजागरणं शोकं यानावरोहणं भयमुत्कटकासनं शोणितमोक्षणं चैकान्ततःस्नेहादिक्रियां चाकाले वेग विधारणं च न सेवेत् ॥ १२५ ॥

ગર્ભ રહ્યો જાણવામાં આવે ત્યારથીજ તે ગર્ભવતીએ મહેનત, મૈથુન, અન્નાદિકથી ઓછી તૃપ્તિ, અત્યન્ત ઉપવાસાદિક, દિવસની નિન્દ્રા, રાતનો ઉજાગરો, શોક, વાહન ઉપર ચઢવું, ભય, ઉભા પગે બેસવું, અને ફરા ખોલાવવા વિગેરેથી રૂધિરસ્ત્રાવણ અને મલ મૂત્રાદિકના વેગોની અટકાયત, એઓનો ત્યાગ કરવો. ૧૨૫.

दोषाभिघातै र्गर्भिण्या यो यो भागः प्रपीड्यते ।
स स भागः शिशोस्तस्य गर्भस्थस्य प्रपीड्यते ॥ १२६ ॥

ગર્ભિણીનો કોઇ પણ શરીર સંબંધી ભાગ મૈથુનાદિકથી થતા દોષોના આઘાત પ્રત્યાઘાતથી પીડાય તો ગર્ભમાં રહેલા બાળકના શરીરનો પણ તે તે ભાગ પીડાય છે. ૧૨૬.

दौहृदविमानना त्कुब्जं कुणिखञ्जं जडं वामनं विकृताक्ष मनक्षं वा नारी सुतं जनयति ॥ १२७ ॥

ગર્ભિણી સ્ત્રીના મનોરથનું અપમાન કરવામાં આવે તો તે ગર્ભિણી સ્ત્રી ખુંધા, ઠુંટા, લંગડા, જડ, ઠીંગણા, વિકૃત નેત્રવાળા અથવા આંધળા પુત્રને જન્મ આપે છે. ૧૨૭.

तस्मात्सायद्यदिच्छेत्तत्तस्यै दापयेत् ।
लब्धदौहृदाहि वीर्यवन्तं चिरायुषंच पुत्रं जनयति ॥
देवताब्राह्मणपराः शौचाचारहितेरताः ।
महागुणान्प्रसूयन्ते विपरीतास्तु निर्गुणान् ॥ १२८ ॥

એટલા માટે ગર્ભિણી સ્ત્રી જે જે વસ્તુઓની ઇચ્છા કરે તે તે વસ્તુઓ તેને આપવી. જેની ઇચ્છાઓ પૂર્ણ થઇ હોય તે ગર્ભિણી વીર્યવાળા અને લાંબુ આયુષ્ય ભોગવનારા પુત્રને જન્મ આપે છે. ૧૨૮.

गर्भिणीप्रथमदिवसात् प्रभृति नित्यं प्रहृष्टा शुचिरलंकृता शुक्लवसना शान्तिमंगलदेवताब्राह्मणगुरुपराच भवेन्मलिन विकृतहीनगात्राणि न स्पृशेद्दुर्गन्धदुर्दर्शनानि परिहरे दुद्वेजनीयाश्च कथाः शुष्कं पर्युषितं क्वथितं क्लिन्नं चान्नं नोप भुञ्जित सर्पवृश्चिककूष्माण्डविकृताकृतयश्चये ।

गर्भास्त्वेते स्त्रियाश्चैव ज्ञेयाः पापकृता भृशम् ॥ १२९ ॥

ગર્ભિણીએ ગર્ભ રહે તે પ્રથમ દિવસથી આરંભીને નિત્ય આનંદયુક્ત રહેવું, પવિત્ર રહેવું, શણગારો ધારણ કરવા, સફેદ વસ્ત્રો ધારણ કરવા, શાન્તિ કર્મોમાં તત્પર રહેવું, મંગલ કૃત્યોમાં તત્પર રહેવું, દેવતાઓના આરાધનમાં તત્પર રહેવું, બ્રાહ્મણો તથા ગુરૂના આરાધનમાં તત્પર રહેવું, મલીન અંગવાળા માણસોનો સ્પર્શ કરવો નહીં, વિકારવાળાં તથા ન્યૂન અંગવાળાં માણસોનો પણ સ્પર્શ કરવો નહીં, દુર્ગંધ લેવો નહીં, ખરાબ વસ્તુઓ જોવી નહીં, જેથી ઉદ્વેગ

થાય એવી વાતો કરવી કે સાંભળવી નહીં. શુષ્ક, વાસી, ઉકાળેલું અને પચપચી ગયેલું અન્ન ખાવું નહીં. સ્ત્રીઓને કોઇ સમયે સર્પ, વીંછી કે કોળાના જેવી વિકૃત આકૃતિઓવાળા ગર્ભોનો પ્રસવ થાય છે, તેઓ પોતાનાજ પાપકર્મથી થાય છે. ૧૨૯.

**गर्भोवातप्रकोपेण दौहृदे चावमानिते ।**
**भवेत्कुब्जः कुणिः पंगुर्मूको मिण्मिण एवच ॥ १३० ॥**

વાયુના પ્રકોપથી અને ગર્ભિણીને જે કાંઈ ખાવા-પીવા વિગેરેની ઇચ્છા ઉત્પન્ન થાય, તે ઇચ્છાનું અપમાન થવાથી ગર્ભમાં રહેલાં બાળકો ખૂંધાં, ટૂંટાં, લૂલાં, મૂંગાં તથા ગુંગણાં થાય છે. ૧૩૦.

**मातापित्रोस्तु नास्तिक्यादशुभैश्च पुराकृतैः ।**
**वातादीनां च कोपेन गर्भो विकृतिमाप्नुयात् ॥ १३१ ॥**

માતાપિતાના નાસ્તિકપણાથી વાયુ વિગેરે દોષોના કોપથી અને પૂર્વજન્મમાં કરેલા પાપોથી ગર્ભ વિકૃતિને પામે છે. ૧૩૧.

**सन्निवेशः शरीराणां दन्तानां पतनोद्भवौ ।**
**तलेष्वसम्भवो यश्च रोम्णामेतत्स्वभावतः ॥ १३२ ॥**

શરીરના હાથ, પગ વિગેરે અવયવોની જુદી જુદી રચનાઓ, દાંતોનું ઉત્પન્ન થવું, તથા પડવું, અને હાથપગનાં તળાંઓમાં રૂવાંટાઓનું નહી ઉત્પન્ન થવું, એ સઘળું સ્વભાવથીજ થાય છે. ૧૩૨.

भाविताः पूर्वदेहेषु सततं शास्त्रबुद्धयः भवन्ति सत्त्व
भूयिष्ठाः पूर्वजातिस्मरा नराः ॥ १३३ ॥

પૂર્વજન્મમાં જે માણસો અધિક સત્વગુણવાળા નિરંતર સારી ભાવનાઓના અભ્યાસવાળા, અને સર્વદા શાસ્ત્રોનુંજ પરીશીલન કરવાની બુદ્ધિવાળા હોય તેઓને પૂર્વજન્મોનું સ્મરણ પ્રાપ્ત થાય છે. ૧૩૩.

कर्मणा चोदितो येन तदाप्नोति पुनर्भवे ।
अभ्यस्ताः पूर्वदेहे ये तानेव भजते गुणान् ॥ १३४ ॥

જીવસંચિત કર્મોના સમૂહમાંથી પ્રારબ્ધરૂપે ગોઠવાએલાં જેટલાં કર્મોનાં ફલોને ભોગવવા માટે અવતર્યો હોય, તેટલાં કર્મોનાં ફળોને તે જન્મમાં પ્રાપ્ત કરે છે; અને પૂર્વજન્મમાં જે ગુણોનો અભ્યાસ કર્યો હોય તેજ ગુણોનું સેવન કરે છે. ૧૩૪.

दृष्ट्वा व्यवाय मन्येषां व्यवायेरः प्रवर्तते ।
ईर्ष्यकः सच विज्ञेयः षण्ढकं शृणु पञ्चमम ॥ १३५ ॥

જે પુરૂષ બીજાં સ્ત્રી-પુરૂષના મૈથુનને જોયા પછી લીંગનો ઉચ્છ્રાય પામીને મૈથુનમાં પ્રવર્ત થાય છે, તે ઈર્ષ્યક કહેવાય છે. અને ષંઢક કોણ કહેવાય છે તે સાંભળો. ૧૩૫.

यो भार्यायां मृतौ मोहादङ्गनेव प्रवर्तते ।
ततः स्त्रीचेष्टिताकारो जायते षण्ढसंज्ञितः ॥ १३६ ॥

મોહને લીધે ઋતુ સમયમાં સ્ત્રીને ઉપર રાખી અને પુરૂષે નીચે રહી કરેલી મૈથુનની વીપરીત ક્રિયાથી જો ગર્ભ

રહે તો ષંઢક નામનો નપુંસક ઉત્પન્ન થાય છે, અને તેની આકૃતિ તથા તમામ ચેષ્ટાઓ સ્ત્રીના જેવીજ હોય છે. ૧૩૬.

ऋतौ पुरुषवद्वापि प्रवर्तेताङ्गना यदि ।
तत्र कन्या यदि भवेत्सा भवेन्नरचेष्टिता ॥ १३७ ॥

સ્ત્રીએ ઋતુ સમયમાં પુરૂષની પેઠે પ્રવર્ત થઈને રતિ કરી હોય અને તેથી પોતાની યોનિમાં પુરૂષના વીર્યનું ગ્રહણ કરતાં ગર્ભ રહ્યો હોય અને તે ગર્ભથી કન્યા ઉત્પન્ન થાય તો તે કન્યા સ્ત્રીનપુંસક ઉત્પન્ન થાય છે, અને પુરૂષના જેવી ચેષ્ટા કરનારી થાય છે. ૧૩૭.

आसेक्यश्च सुगन्धीच कुम्भीकश्चेर्ष्यकस्तथा ।
सरेतसस्त्वमी ज्ञेया अशुक्राः षण्ढसंज्ञिताः ॥ १३८ ॥

આસેક્ય, સૌગન્ધિક, કુંભીક અને ઇર્ષ્યક. એ ચાર પ્રકારના નપુંસકોને વીર્ય હોય છે, અને પાંચમા ષંઢક નામના નપુંસકને વીર્ય હોતું નથી. ૧૩૮.

अनया विप्रकृत्या तु तेषां शुक्रवहाः शिराः ।
हर्षात्स्फुरत्व मायान्ति ध्वजोच्छ्रायस्ततो भवेत् ॥ १३९ ॥

ઉપર બતાવેલા આસેકયાદિ ચાર નપુંસકોની વીર્ય વહન કરનારી શિરાઓ, અનુક્રમે મુખમૈથુનથી શિશ્ન તથા યોનિનો ગંધ લેવાથી ગુદમૈથુનથી અને અન્યના મૈથુનના દર્શનથી હર્ષ પ્રાપ્ત થતાં અક્કડ થાય છે. અને તેથી તેઓના લિંગોનો ઉચ્છ્રાય થાય છે. ૧૩૯.

आहाराचारचेष्टाभि र्यादृशीभिः समन्वितौ ।
स्त्रीपुंसौ समुपेयातां तयोः पुत्रोऽपि तादृशः ॥ १४० ॥

સ્ત્રી તથા પુરૂષો જેવા આહારથી, જેવા આચારથી તથા જેવી ચેષ્ટાઓથી યુક્ત થઇને સમાગમ કરે છે. તેઓની પ્રજા તેવાજ આહારથી, તેવાજ આચારથી અને તેવીજ ચેષ્ટાઓથી યુક્ત થાય છે. ૧૪૦.

**आभुग्नोऽभिमुखः शेते गर्भो गर्भाशये स्त्रियाः ।**
**स योनिं शिरसा याति स्वभावात्प्रसवं प्रति ॥ १४१ ॥**

સ્ત્રીના ગર્ભાશયમાં ગર્ભ વાંકો વળેલો તથા સન્મુખ થઇને રહે છે. અને પ્રસવતી વખતે સ્વભાવથીજ સ્ત્રીની યોનિ તરફ મસ્તક કરીને આવે છે. ૧૪૧.

**बीजेऽन्तर्वायुना भिन्नेद्वौजीवौ कुक्षिमागतौ ।**
**यमावित्यभिधीयेते धर्मेतरपुरःसरौ ॥ १४२ ॥**

શુક્રશોણિતરૂપ, બીજ, ગર્ભાશયની અંદર વાયુને લીધે બે ભાગમાં વહેંચાઈ જાય તો ઉદરમાં બે જીવ ઉત્પન્ન થાય છે, અને તેઓ જોડલું કહેવાય છે. જોડલાંની ઉત્પત્તિ કોઈ પાપકર્મના યોગથીજ થાય છે ૧૪૨.

**पित्रोरत्यल्पबीजत्वादासेक्यःपुरुषो भवेत् ।**
**स शुक्रं प्राश्य लभते ध्वजोच्छ्रायमसंशयम् ॥ १४३ ॥**

માતાનું રજ તથા પિતાનું વીર્ય અત્યન્ત અલ્પ હોય તો તેઓના યોગથી આસેક્ય નામનો નપુંસક ઉત્પન્ન થાય છે. જ્યારે કોઈ અન્ય પુરૂષના વીર્યનું મુખમૈથુન દ્વારા ભક્ષણ કરવામાં આવે ત્યારે જેનું લીંગ ઉચ્છ્રિત થાય છે તે આસેક્ય કહેવાય છે. ૧૪૩.

**यः पूतियोनौ जायेत स सौगन्धिकसंज्ञितः।**
**स योनिशेफसोर्गन्ध माघ्राय लभते बलम् ॥ १४४ ॥**

દુર્ગંધવાળી યોનિમાં ગર્ભની ઉત્પત્તિ થાય તો તેથી સૌગન્ધિક નામનો નપુંસક ઉત્પન્ન થાય છે, યોનિ તથા લિંગના ગંધને સૂંઘે ત્યારે જેના લિંગમાં બલ આવે તે સૌગંધિક કહેવાય છે. ૧૪૪.

**स्वेगुदेऽब्रह्मचर्याद्यः स्त्रीषु पुंवत्प्रवर्तते ।**
**कुम्भीकः सच विज्ञेय ईर्ष्यकं श्रृणु चापरम् ॥ १४५ ॥**

જે પુરૂષ પોતાની ગુદામાં મૈથુન કરાવ્યા પછી પુરૂષ જેવો બનીને સ્ત્રીનો સંગ કરી શકે છે તે કુંભીક નપુંસક કહેવાય છે અને એથી અન્ય ઇર્ષ્યકનું શ્રવણ કર. ૧૪૫.

**तैलस्निग्धां तैलमाषोत्तराहारां नारीमुपेया द्रात्रौ सामादिभि र्विश्वास्य विकल्प्यैर्वं चतुर्थ्यां षष्ठ्या मष्टम्यां दशम्यां द्वादश्यां वोपेयादिति पुत्रकामः ॥ १४६ ॥**

તૈલના અભ્યંગથી સ્નિગ્ધ થયેલી અને જેણે તેલ અને અડદની અધિકતાવાળો આહાર કર્યો હોય તેવી સ્ત્રીની પાસે રાત્રે જવું. ત્યાં સામ, આદિ કેટલાક ઉપાયોથી સ્ત્રીને ધીરજ આપી વિશ્વાસ બેસાડીને તે સ્ત્રીનો સંગ કરવો. અથવા એવાજ પ્રકારથી નીચે લખેલી રાત્રીઓનાં ફલો ઉપર ધ્યાન રાખી છઠ્ઠી રાતે, આઠમી રાતે, દશમી રાતે અથવા બારમી રાતે સ્ત્રીસંગ કરવો. ૧૪૬.

**एष्वुत्तरोत्तरं विद्यादायुरारोग्य मेवच ।**
**प्रजासौभाग्य मैश्वर्यं बलंच दिवसेषु वै ॥ १४७ ॥**

ચોથી રાત કરતાં છઠ્ઠી રાતે, છઠ્ઠી રાત કરતાં આઠમી રાતે, આઠમી રાત કરતાં દશમી રાતે અને દશમી રાત કરતાં બારમી રાતે પ્રથમ સંગ કરવાથી ઉત્તરોત્તર અધિક અધિક આયુષ્યની આરોગ્યની સુપ્રજપણાની ઐશ્વર્યની અને બલની પ્રાપ્તિ થાય છે. ૧૪૭.

**अतः परं पञ्चम्यां सप्तम्यां नवम्या मेकादश्यां वा स्त्रीकामः।**
**त्रयोदशी प्रभृतयो निद्याः ॥ १४८ ॥**

પુત્રી ઉત્પન્ન કરવાની ઇચ્છા હોય તો રજોદર્શનથી પાંચમી રાતે, સાતમી રાતે, નવમી રાતે અથવા અગીઆરમી રાતે સ્ત્રીનો પ્રથમ સંગ કરવો. તેરમી વિગેરે રાત્રિઓને તો નિન્દિતજ સમજવી. ૧૪૮.

**शंखनाभ्याकृतिर्योनि स्त्र्यावर्ता सा प्रकीर्तिता ।**
**तस्यास्तृतीयेत्वावर्ते गर्भशय्या प्रतिष्ठिता ॥ १४९ ॥**

યોનિ શંખની નાભિના આકાર જેવી છે. અને તેની અંદર ત્રણ આવર્તો છે, યોનિના ત્રીજા આવર્તમાં ગર્ભશય્યા છે. ૧૪૯.

**यथा रोहितमत्स्यस्य मुखं भवति रूपतः ।**
**तत्संस्थानां तथारूपां गर्भशय्यां विदुर्बुधाः ॥ १५० ॥**

રોહીત ( રોહીડા ) નામના મત્સ્યનું જેવું મુખ હોય છે, તેવાજ આકારવાળી અને તેવાજ રૂપવાળી ગર્ભશય્યા છે. એ પ્રમાણે વિદ્વાનોએ નિશ્ચય કરેલો છે. ૧૫૦.

बहिर्निष्क्रमणं शून्यागारचैत्यस्मशानवृक्षाश्रयान्क्रोधभय सङ्करान् भारानुच्चैर्भाष्यादिकं च परिहरेद्यानि च गर्भं व्यापादयन्ति न चाभिक्ष्णं तैलाभ्यंगोत्सादनादीनि निषेवेत न चायासयेच्छरीरं पूर्वोक्तानि च परिहरेच्छयनासनं मृद्वास्तरणं नात्युच्चमपाश्रयोपेतमसम्बाधं विदध्याध्हृद्यं द्रवं मधुरप्रायं स्निग्धं दीपनीयसंस्कृतंच भोजनं भोजयेत् सामान्यमेतदाप्रसवात् ॥ १५१ ॥

બહાર ફરવા જવું નહીં, ઉજડ ઘરમાં જવું નહીં, થાળાં બાંધેલા વૃક્ષોની નીચે જવું નહીં, શ્મશાનમાં જવું નહીં, વૃક્ષના આશ્રયમાં રહેવું નહીં. ક્રોધ છોડી દેવો, ભય છોડી દેવો, કચરાનો તથા લોકોની ગરદીનો સંસર્ગ કરવો નહીં, બોજો ઉપાડવો નહીં, ઉંચા સ્વરથી બોલવું નહીં તથા મહેનત કે મૈથુનાદિક કર્મો કે જેનાથી ગર્ભનો વિનાશ થાય તેવી ક્રિયા કરવી નહીં, વારંવાર તેલનો અભ્યંગ કરવો નહીં. વારંવાર લોટ વિગેરેથી શરીરને ચોળવું નહીં, શરીરને શ્રમિત થવા દેવું નહીં, દિવસની નિન્દ્રા તથા અશ્રુપાતનો ત્યાગ કરવો. શયન તથા આસન પણ કોમળ બીછાનાવાળાં બહુ ઉંચાં તથા બહુ નીચાં ન હોય તેવાં, તકીયા તથા ગાલ મસુરીયાંવાળાં અને સાંકડ વગરનાં કરવાં, ભોજન પણ હૃદયને પ્રિય લાગે તેવું કરવું. દ્રવવાળું ઘણાં મધુર દ્રવ્યોવાળું સ્નિગ્ધ અને જેને જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારા પદાર્થોથી સંસ્કારો આપેલા હોય એવું ભોજન કરવું. આ પ્રમાણે નિયમો ગર્ભ રહ્યો હોય ત્યાંથી પ્રસવ થતા સુધી પાળવા. ૧૫૧.

गर्भसङ्गे तु योनिं धूपयेत् कृष्णसर्पनिर्मोकेण पिण्डितकेन वा । बध्नीयाद्धिरण्यपुष्पीमूलं हस्तपादयो र्द्धारयेत् सुवर्चलां विशल्यां वा ॥ १५२ ॥

જો ગર્ભ અનુલોમ હોવા છતાં પણ અટકી રહ્યો હોય તો યોનિને કાળા સર્પની કાંચળીની અથવા મીઢળની ધૂમાડી આપવી. અને ગર્ભિણીના હાથ તથા પગ ઉપર ભોરિંગણીનું મૂળ બાંધવું, અથવા સૂરજમુખી કે પાડલ બાંધવી. ૧૫૨.

नवमे दशमे मासि नारी गर्भं प्रसूयते ।
एकादशे द्वादशे वा ततोऽन्यत्र विकारतः ॥ १५३ ॥

નવમા અગર દશમા માસમાં સ્ત્રી ગર્ભને પ્રસવ આપે છે. તથા કોઈ વખત અગિઆરમા માસમાં અગર બારમા માસમાં પણ પ્રસવ થાય છે, અગર શરીરમાં વિકાર હોય તો તેથી આગળ પણ પ્રસવ થાય છે. ૧૫૩.

यातेहि शिथिले कुक्षौ मुक्ते हृदयबन्धने ।
सशूले जघने नारी विज्ञेया पसवोत्सुका ॥ १५४ ॥

કુક્ષિ શિથિલ થાય, હૃદયબંધન મુક્ત થાય, અને પેડુમાં શૂલ થવા લાગે ત્યારે જાણવું કે ગર્ભિણી સ્ત્રીનો પ્રસવ થવાનો સમય નજીક આવ્યો છે. ૧૫૪.

आसन्नप्रसवायास्तु कटीपृष्ठन्तु सव्यथम् ।
भवेन्मुहुः प्रवृत्तिश्च मूत्रस्य च मलस्य च ॥ १५५ ॥

જેને પ્રસવનો સમય નજીક આવ્યો હોય તેવી સ્ત્રીનો કેડનો પાછલો ભાગ દુઃખે છે, અને મલ તથા મૂત્રની પ્રવૃત્તિ વારંવાર થવા લાગે છે. ૧૫૫.

प्रसूता सार्द्धमासान्ते दृष्टेवा पुनरार्त्तवे ।
सूतिका नाम हीना स्यादिति धन्वन्तरेर्मतम् ॥ १५६ ॥

પ્રસવ થયા પછી દોઢ માસના અન્તે ફરીથી આર્તવ દેખાય ત્યારે તે હીનસુતિકા કહેવાય છે. એવો ભગવાન ધન્વન્તરીનો મત છે. ૧૫૬.

## शिशोःस्तन पानम् ॥ ५२ ॥

न च क्षुधितशोकार्तश्रान्तप्रदुष्टधातुगर्भिणीज्वरिता तिक्षीणातिस्थूलविदग्धभक्ष्यविरुद्धाहारतर्पितानांस्तन्यं पाययेन्नाजीर्णौषधश्च बालं दोषधातुमलानां तीव्रवेगोत्पत्तिभयात् ॥ १५७ ॥

ભૂખી, સ્ત્રીનું, શોકથી પીડાએલીનું, થાકી ગયેલીનું, દુષ્ટ ધાતુઓવાળીનું, ગર્ભિણીનું, જેને જ્વર આવતો હોય તેવી સ્ત્રીનું, અત્યન્ત જાડી સ્ત્રીનું, અર્ધુ કાચું તથા અર્ધુ પાકું ભોજન કર્યું હોય તેવી સ્ત્રીનું વિરૂદ્ધ આહારોથી તૃપ્ત થયેલીનું તથા જેને અજીર્ણ થયું હોય તેવી સ્ત્રીનું ધાવણ બાળકને ધવરાવવું નહીં. કારણકે તેવું ધાવણ ધવરાવવાથી દોષોનો તથા ધાતુઓનો તથા મલોનો તીવ્ર વેગ ઉત્પન્ન થવાની ધાસ્તીનો પૂરો સંભવ રહે છે. ૧૫૭.

---

૧. મૂલમાં "હિરણ્યપુષ્પી" શબ્દ છે તેનો ડલ્હને ભોરિંગણી અર્થ લખ્યો છે. નિઘંટમાં મુસળી કે નાની ખજુરી એવો અર્થ નિકળે છે, અને ભાવપ્રકાશમાં તો વછનાગનું મૂલ બાંધવાનું લખ્યું છે.

## बालसेवा रक्षणंच ॥ ५३ ॥

**बालं पुनर्गात्रसुखं गृह्णीयान्न चैनं तर्जयेत् सहसा न प्रतिबोधयेद्वित्रासभयात् सहसा नापहरे दुत्क्षिपो वातादिं वियात भयान्नोपवेशयेत् कौब्ज्यभयान्नित्यं चैनमनुवर्तेत प्रियशतैरजिघांसुः ॥ १५८ ॥**

બાળકને તેડવો હોય ત્યારે તેના ગાત્રોને સુખ રહે તે પ્રમાણે તેડવો, દુઃખ ઉત્પન્ન થાય તેમ તેડવો નહીં, બાળકને ધમકાવવો કે તરછોડવો નહીં, વાયુ વિગેરેથી વિઘાત થવાની ધાસ્તિને લીધે કોઇ દિવસ સહસા જંગાડવો નહીં કે સહસા ખેંચી લેવો નહીં, ખુંધો થઇ જવાની બીકથી કદી પણ બલાત્કારે બેસાડવો નહીં. બાળકને કાંઈ પણ હરકત ન આવે તે પ્રમાણે હંમેશાં પ્રિય આચરણો રાખી રાજી રાખવાં. ૧૫૮.

**एवमनभिहतमनास्त्वभिवर्द्धते नित्यमुदग्रसत्वसम्पन्नोनीरोगः सुप्रसन्नमनाश्च भवति ॥ १५९ ॥**

એ પ્રમાણે બાળકની સારી રીતે સેવા કરવામાં આવે તો તે બાલક મનમાં કોઈ જાતનો પ્રતિઘાત ન પામતાં નિરંતર વૃદ્ધિ પામે છે, અને ઉંચા સત્વથી સંપન્ન રોગોથી રહિત તથા પ્રસન્ન મનવાળો થાય છે. ૧૫૯.

**वातातपविद्युत्प्रभापादपलताशून्यागारनिम्नस्थानगृहच्छायादिभ्यो दुर्ग्रहोपसर्गतश्च बालं रक्षेत् ॥ १६० ॥**

પવન, તડકો, વિજળીની પ્રભા, ઝાડ, લતા, ઉજડ ઘર, ઉંડું સ્થાનક તથા ઘરની છાયા. એઓથી અને પૂતના આદિ દુષ્ટ બાલગ્રહોના ઉપદ્રવથી બાલકનું રક્ષણ કરવું. ૧૬૦.

नाशुचौ विसृजेद्बालं नाकाशे विषमे नच ।
नोष्ममारुतवर्षेषु रजोधूमोदकेषु च ॥ १६१ ॥

અપવિત્ર પ્રદેશમાં, ખુલ્લા પ્રદેશમાં, નીચા પ્રદેશમાં, ઉંચા પ્રદેશમાં, ગરમીવાળા તથા પવનવાળા પ્રદેશમાં, વરસાદવાળા તથા ધૂળવાળા પ્રદેશમાં, ધૂમાડાવાળા પ્રદેશમાં કે જલવાળા પ્રદેશમાં બાલકને મૂકવો નહીં. ૧૬૧.

क्षीरसात्म्यतया क्षीरमाजंगव्यमथापिवा ।
दद्यादास्तन्यपर्याप्ते बालानां वीक्ष्य मात्रया ॥ १६२ ॥

બાલકોને દૂધ સાત્મ્ય છે, એટલા માટે જેટલું ધાવણ ઓછું રહેતું હોય, તેની માત્રાનો વિચાર કરીને તેટલીજ માત્રાથી બકરીનું અગર ગાયનું દૂધ પાવું. ૧૬૨.

अभ्यङ्गोद्वर्त्तनं स्नानं नेत्रयोरञ्जनं तथा ।
वसनं मृदु यत्तच्च तथा मृद्वनुलेपनम् जन्मप्रभृति पथ्यानि
बालस्यैतानि सर्वथा ॥ १६३ ॥

શરીરે તેલ ચોળવું, અત્તર લગાવવું, સ્નાન કરાવવું, નેત્રમાં અંજન કરવું, કોમળ વસ્ત્ર પહેરાવવું તથા કોમળ ચંદનાદિકથી લેપ કરવો. એ જન્મથી આરંભીને બાળકને હંમેશાં પથ્યકારક છે. ૧૬૩.

न बालं न स्त्रियं चाति लालयेत्ताडयेन्न च ।
विद्याभ्यासे गृहकृत्ये तावुभौ योजयेत्क्रमात् ॥ १६४ ॥

બાળકને અગર સ્ત્રીને અત્યન્ત લાડ લડાવવાં નહીં, તેમ અત્યન્ત તાડન પણ કરવું નહીં. પરંતુ બાળકને વિદ્યાભ્યાસમાં તથા સ્ત્રીને ગૃહકૃત્યમાં જોડવી. ૧૬૪.

षोडशाब्दात्परं पुत्रं द्वादशाब्दात्परं स्त्रियम् ।
नताडयेद्दुष्टवाक्यैः पीडयेन्न स्नुपादिकृत् ॥ १६५ ॥

સોલ વર્ષ થઇ ગયા પછી પુત્રને અને બાર વર્ષ થયા પછી સ્ત્રીને તાડન કરવું નહીં, તેમ દુષ્ટ વચનો કે જેનાથી પીડા થાય તેવાં વચનો બોલવાં નહીં. ૧૬૫.

गृहस्थः पालयेद्दारान् विद्यामभ्यासयेत्सुतान् ।
गोपायेत्स्वजनान्बन्धूनेष धर्मः सनातनः ॥ १६६ ॥

ગૃહસ્થાશ્રમીએ બાળકોને અભ્યાસ કરાવવો અને સ્ત્રીનું પાલન કરવું, તથા પોતાના બંધુવર્ગનું રક્ષણ કરવું, એ સનાતન ધર્મ છે. ૧૬૬.

## सदाचार ॥ ५४ ॥

तत्रादित एव नीचनखरोम्णा शुचिना शुक्लवाससा लघूष्णीषच्छत्रोपानत्केन दण्डपाणिनाकाले हितमितमधुरपूर्वाभिभाषिणा बन्धुभूतेन भूतानां तु गुरुवृद्धानुमतेन सुसहायेनानन्यमनसा खलूपचरितव्यं तदपि न रात्रौ न केशास्थिकण्टकाश्मतुषभस्मोत्करकपालाङ्गारामेध्यस्थानबलिभूमिषु न विषमेन्द्रकीलचतुष्पथश्वभ्राणामुपरिष्टात् ॥ १६७ ॥

પ્રથમથી નખ રૂંવાટી વિગેરે સાફ રાખવા, પવિત્ર રહેવું, સ્વચ્છ ઉજળાં વસ્ત્ર પહેરવાં, માથા ઉપર પાઘડી

પહેરવી, છત્ર રાખવું, જોડા પહેરવા તે હલકા પહેરવાં, હાથમાં લાકડી રાખવી, સમય ઉપર હિતકારક અને મધુર ભાષણ કરવું, તમામ પ્રાણી માત્ર ઉપર બંધુભાવ રાખવો, વડીલવર્ગ અને ગુરૂની આજ્ઞા પાળવી, સારી સહાય એકઠી કરવી. એ પ્રમાણે સદાચાર પાળતાં એક ચિત્ત રાખવું, રાત્રે બહાર ફરવા જવું નહીં. જે જગાએ વાળ વેરાયલા હોય, ખોપરી પડી હોય, અંગારા પડયા હોય, તથા અપવિત્ર સ્થાનક હોય, ખીલો હોય, ચાર રસ્તાઓ જ્યાં એકઠા થતા હોય, અગર ખાડો હોય ત્યાં બેસવું નહીં. ૧૬૭.

न राजद्विष्टपरुषपैशुन्यानृतानि वदेत् ।
न देवब्राह्मणपितृपरिवादांश्च । न नरेन्द्रद्विष्टोन्मत्तपतित क्षुद्रनीचाचारानुपासीत ॥ १६८ ॥

રાજાને જેના ઉપર દ્વેષ હોય, તેની સાથે અગર રાજાને દ્વેષ થાય તેવું, કઠોર ભાષણ કરવું નહીં. કોઇની ચાડી કરવી નહીં, તેમ અસત્ય ભાષણ કરવું નહીં. દેવ, બ્રાહ્મણ તથા માત પિતાની નિંદા કરવી નહીં. રાજાનો શત્રુ હોય, પાપી હોય, હલકી વૃત્તિવાળો હોય, નીચ આચાર-વાળો હોય, તેઓની સેવા કરવી નહી. ૧૬૮.

वृक्षपर्वतप्रपातविषमवल्मीकदुष्टवाजिकुञ्जराधिरोहणानि परिहरेत् पूर्णनदीसमुद्राविदितपल्वलश्वभ्रकूपावतरणानि भिन्नशून्यागारश्मशानविजनारण्यवासाग्निसंभ्रमव्यालभुजङ्गकीट - सेवाग्रामाघातकलहशस्त्रसन्निपाताग्निसंभ्रमव्यालसरीसृपशृङ्गि सन्निकर्षांश्च ॥ १६९ ॥

વૃક્ષ, પર્વત, પાણીની ધારા પડતી હોય, વિષમ સ્થાનક હોય, રાફડો હોય; તેના ઉપર બેસવું નહીં. તેમ તોફાની ઘોડો અગર હાથી હોય તેના ઉપર બેસવું નહીં, જેમાં પૂર આવ્યું હોય તેવી નદી સમુદ્ર તથા અજાણ્યા પાણીના ખાડામાં અગર જલાશયમાં ઉંડાણમાં તથા કુવામાં ઉતરવું નહીં. ભાંગી પડેલું તથા ઉજડ મકાન હોય તેમાં શ્મશાનમાં માણસ વગરના અરણ્યમાં રહેવું નહીં. અગ્નિ, સંભ્રમ, ઘાતકી પ્રાણી, વાઘ, વરૂ વિગેરે તથા સર્પ, કીડાઓ વિગેરેની સોબત કરવી નહીં. ગામમાં ઉપદ્રવ થતો હોય તેવું ગામ, ક્લેશ, શસ્ત્ર આવતા હોય; અગ્નિ સળગતો હોય; અને વ્યાલ, સર્પ તથા શિંગડાવાળાં પ્રાણીઓનો સંસર્ગ કરવો નહીં. ૧૬૯.

नाग्निगोगुरुब्राह्मणप्रेङ्खवादम्यन्तरेणाभियायात् । नशवमनुयायात् । देवगोब्राह्मणचैत्यध्वजरोगिपतित पापकारिणां च च्छायांनाक्रमेत । नास्तं गच्छन्तमुद्यन्तं वादित्यं वीक्षेत गान्धयन्तीं परशस्यं वा चरन्तीं परस्मै न कस्मैचिदाचक्षीत न चोल्कापातेन्द्रधनूंषि । नाग्निं मुखेनोपधमेत् । नापोभूमिं वा पाणिपादेनाभिहन्यात् ॥१७०॥

અગ્નિ, ગાયો, ગુરૂ, બ્રાહ્મણ, પ્રેંખ (હિંદોળો) અને સ્ત્રી–પુરૂષના જોડાના મધ્યમાં થઈને જવું નહીં, મડદાની પાછળ જવું નહીં, દેવ, ગાયો, બ્રાહ્મણ, ચૈત્ય, ધ્વજા, રોગી, પાપી અને પાપકર્મ કરતો હોય તેની છાયાને ઓળંગવી નહીં. અસ્ત પામતો તથા ઉદય પામતા સૂર્યને

એવો નહીં, પારકાનું અનાજ વિગેરેનું ભક્ષણ કરનારી ગાય અન્યને બતાવવી નહીં. ઉલ્કાપાત તથા ઈન્દ્ર ધનુષ કોઇને બતાવવું નહીં, મોંઢાથી ફુંક મારી અગ્નિને સળગાવવો નહીં. પાણી તથા પૃથ્વીને હાથ અગર પગથી ઠોકવું નહીં. ૧૭૦.

न वेगान्धारयेत् । न बहिर्वेगान्ग्रामनगरदेवतायतनश्मशानचतुष्पथसलिलाशयपथि सन्निकृष्टानुत्सृजेन्न प्रकाशं न वाय्वग्निसलिलसोमार्कगोगुरुप्रतिमुखम् ॥ १७१ ॥

(મલમૂત્રના) વેગને ધારણ કરવા નહીં. ગામ, નગર, દેવતાનું મંદિર, શ્મશાન, ચૌટુ, જલાશય તથા માર્ગમાં તથા ઘણા લોક દેખતા હોય ત્યાં મલમૂત્ર કરવાં નહીં. પ્રકાશ, વાયુ, અગ્નિ, જલ, ચંદ્ર, સૂર્ય, ગાયો તથા ગુરૂના સન્મુખ મલમૂત્રાદિ કરવાં નહીં. ૧૭૧.

न भूमिं विलिखेत् । नासंवृतमुखः सदसि जृम्भोद्गारश्वासक्षवथूनुत्सृजेत् । नपर्यस्तिकावष्टम्भपादप्रसारणानि गुरुसन्निधौ कुर्यात् ॥ १७१ ॥

પૃથ્વીને (નખાદિકથી) ખોદવી નહીં. સભામાં મોંઢુ ઢાંક્યા વગર બગાસાં, શ્વાસ, ઓડકાર કે છીંક વિગેરેનો ત્યાગ કરવો. ગુરૂની સાંનિધ્યમાં પીઠ દેઈને, પગોની કમાન વાળીને કે ઓઠીંગણ દેઇને બેસવું નહીં; તેમ પગ લાંબા કરવા નહીં. ૧૭૧.

नबालकर्णनासास्रोतोदशनविवराण्यभिकुष्णीयात् । न बीजकेशमुखनखरवस्त्रमात्राणि । न गात्रनखवक्त्रवादित्रं कुर्यात् । न काष्ठलोष्टतृणादीनभिहन्यान्नछिन्द्यात् ॥ १७२ ॥

વાળ, કાન, તથા નાકના છિદ્રોમાં ખોતરવું નહીં. તેમ દાંતના વિવરોમાં પણ ખોતરવું નહીં. કેશ, મુખ, નખ, વસ્ત્ર અને ગાત્રોને હલાવવા નહીં. ગાત્ર, મુખ અને નખથી ટકટક અવાજ કરવો નહીં. કાષ્ઠ, લોષ્ઠ, અને તૃણ વિગેરેને હનન અગર ભેદન કરવું નહીં. ૧૭૨.

न प्रतिवातातपं सेवेत् । न भुक्तमात्रेऽग्नि मुपासीत । नोत्कटकस्तिष्ठेत् । नाल्पकाष्ठासनमध्यासीत । नग्रीवां विषमं धारयेत् । न विषमकायः क्रियां भजेद् भुञ्जीत वा । प्रततमीक्षेत विशेषाज्ज्योतिर्भास्करसूक्ष्मचलभ्रान्तानि । न भारं शिरसा वहेत् । न स्वप्नजागरणशयनासनचङ्क्रमणयानवाहनप्रधावनलङ्घनप्लवनप्रतरणहास्यभाष्यव्यवायव्यायामादीनुचितान्यप्यतिसेवेत ॥ १७३ ॥

પ્રતીકુલ વાયુ તથા તાપનું સેવન કરવું નહીં. ઉભા પગે બેસવું નહીં, અલ્પકાષ્ઠાસન મધ્યે બેસવું નહીં, ડોકને વિષમ રીતે ધારણ કરવી નહીં, જમીને તુરત અગ્નિ પાસે બેસવું નહીં, દેહને પણ વિષમ રાખી કોઈ કામ કરવું નહીં. તેમ ભોજન પણ કરવું નહીં, દ્રષ્ટિને ઘણીજ લાંબી કરી જોવું નહીં, વિશેષ તેજ, સૂર્ય, સૂક્ષ્મ વસ્તુ, હાલતી, ચાલતી વસ્તુને એકી નજરે જોયા કરવી નહીં, માથા ઉપર ઘણો ભાર વહેવો નહીં. સ્વપ્ન, જાગરણ, શયન, આસન, ચાલવું, વાહનમાં બેસી રહેવું, દોડવું, ઠેકવું, કુદવું, તરવું, હસવું, બોલવું, મૈથુન કરવું, તથા કસરત કરવી. એટલાં વાનાં યોગ્ય હોય છતાં અત્યંત કરવાં નહીં. ૧૭૩.

उचितादप्यहितात् क्रमशो विरमेद्धितमनुचितमप्यासेवेत-क्रमशो न चैकान्ततः पादहीनात् ॥ १७४ ॥

યોગ્ય વસ્તુ પણ અહિતકારક હોય તો તેનાથી અનુક્રમે વિરામ પામવો. અને અયોગ્ય હોય છતાં પરિણામે હિતકારક હોય તો તેનું સેવન કરવું. અહિતને એક અંશે ઘટાડવી અને હીતને એક અંશે વધારવી, વિચારીને કાર્ય કરવું, એકજ જક રાખવી નહીં. ૧૭૪.

नावाकुशिराः शयीत नभिन्नपात्रेणाञ्जलिपुटेनापः पिबेत् । काले हितमितस्निग्धमधुरप्रायमाहारं वैद्यमत्यवेक्षितमश्नीयात् । ग्रामगणगणिकापणिकशत्रुशठपतितभोजनानि परिहरेत् । शेषाण्यपि चानिष्टरूपरसगन्धस्पर्शशब्दमानसान्यन्यान्येवङ्गुणान्यपि वा सम्भूय दत्तानि तान्यपि मक्षिकावालोपहतानि । नाप्रक्षालितपाणिपादोभुञ्जीत न मूत्रोच्चार पीडितोनसन्ध्ययोर्नापाश्रितो नातीतकालं हीनमतिमात्रंचेति न भुञ्जितोध्धृतस्नेहम् ॥ १७५ ॥

ઉંધે માથે સૂઇ રહેવું નહીં, ભાંગેલા વાસણમાં અગર ખોબામાં લેઇને જલપાન કરવું નહીં; સમય થયે હિતકારક મિત, સ્નિગ્ધ અને મધુરપ્રાય આહાર કે જેને વૈદ્યોએ ઉત્તમ માનેલો છે, તેવો આહાર ભક્ષણ કરવો. ગામ, ગણિકા, વંચક, દુકાનદાર, શત્રુ, શઠ, પતિત વિગેરેનું ભોજન લેવું નહીં. તેમજ બીજાં પણ જે અનિષ્ટ હોય; રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, શબ્દ અને મનથી દુષ્ટ હોય. તેવાં પોતાનાં અગર બીજાએ આપ્યાં હોય, અથવા જેમાં

મક્ષિકા વાળ વિગેરે પડયું હોય, તેવાં ભોજન જમવાં નહીં. હાથ પગ ધોયા સિવાય જમવું નહીં, અત્યન્ત પેસાબ ભરાયો હોય, સન્ધ્યા સમય હોય, આમન્ત્રણ ન હોય અને કાલાતિક્રમ થઈ ગયા હોય તો ભોજન કરવું નહીં. તેમ અતિ ભોજન કરવું નહીં, તેમ ઘી વગરનું લુખું ભોજન કરવું નહીં. ૧૭૫.

**नोदके पश्येदात्मानं न नग्नः प्रविशेज्जलम् ।**
**न नक्तं दधि भुञ्जीत न वाप्यघृतशर्करम् ॥ १७६ ॥**

પાણીમાં પોતાની છાયા જોવી નહીં, તેમ નગ્ન થઈને જલમાં પ્રવેશ કરવો નહીં, રાત્રે દહિં ખાવું નહીં. તેમ દિવસે ખાવું હોય તો ઘૃત તથા શર્કરારહિત ખાવું નહીં. ૧૭૬.

**नामुद्गसूपंनाक्षौद्रं नोष्णं नामलकैर्विना । अन्यथा कुष्ठविसर्पादीञ्जनयेत् । द्यूतमद्यातिसेवाप्रतिभूसाक्षित्वसमाह्वान गोष्ठीवादित्राणि न सेवेत स्रजं छत्रोपानहं कनकमतीतवासांसि नचान्यैर्धृतानि धारयेत् । ब्राह्मणमग्निंगांचनोच्छिष्टः स्पृशेत् ॥ १७७ ॥**

મગની દાળ સિવાય, મધ સિવાય, ઉષ્ણ સિવાય, તેમ આંમળાં સિવાય દહિં ખાવું નહીં. નહીં તો કોઢ અગર વિસર્પ વિગેરેને ઉત્પન્ન કરે છે. દ્યૂત, મદ્યપાન, અતિ સેવા, પ્રતિભૂ ( જામીન ) સાક્ષી પૂરવા જવું, તથા વાદિત્ર વગાડવું; તેટલાં કામ કરવાં નહીં. માળા, ઉપાનહ, છત્ર, સુવર્ણ અને જુનાં વસ્ત્રો, બીજાએ ધારણ કરેલા હોય

તેવા પહેરવા નહીં. તથા ઉચ્છિષ્ટ મુખે બ્રાહ્મણ, અગ્નિ અગર ગાયને સ્પર્શ કરવો નહીં. ૧૭૭.

सुखमत्र समासेन सद्वृत्तस्यैतदीरितम् ।
आरोग्यमायुरर्थोवानासद्भिः प्राप्यते नृभिः ॥ ॥ १७८ ॥

આ પ્રમાણે સદ્વર્તન કરનારને સુખ થાય છે, અને જેઓ સદ્વર્તન પાળતા નથી. તેવા પુરૂષો આરોગ્ય, આયુષ્ય તથા દ્રવ્યને પ્રાપ્ત કરી શકતા નથી. ૧૭૮.

## शाक ॥ ५५ ॥

प्रायः शाकानि सर्वाणि विष्टम्भीनि गुरूणि च ।
रूक्षाणि बहुवर्चांसि सृष्टविण्मारुतानि च ॥ १७९ ॥

ઘણું કરીને તમામ શાક વિષ્ટંભક, ગુરૂ, રૂક્ષ, બહુ વર્ચસ્ અને વિષ્ટા મૂત્ર તથા વાયુને વધારનારા છે. ૧૭૯.

शाकंभि नत्ति वपुरस्थि निहन्ति नेत्रं वर्णं विनाशयति रक्तमथापिशुक्रम् । प्रज्ञाक्षयं च कुरुते पलितं च नूनं । हन्तिस्मृतिंगतिमितिप्रवदन्ति तज्ज्ञाः ॥ १८० ॥

શાક શરીરને ભેદે છે, હાડકાંનો નાશ કરે છે, નેત્રના તેજને તથા શરીરના વર્ણને નાશ કરે છે. તથા લોહી અને વીર્યને નાશ કરે છે, બુદ્ધિને ક્ષીણ કરે છે, વાળને ધોળા કરે છે, સ્મરણશક્તિને ઓછી કરે છે; તેમ ગતિને પણ મંદ કરે છે. એ પ્રમાણે શાકના ગુણને જાણનારાઓ કહે છે. ૧૮૦.

शाकेषु सर्वेषु वसन्ति रोगास्ते हेतवो देहविनाशनाय ।
तस्माद्बुधः शाकविवर्ज्जनं तु कुर्यात्तथाम्लेषु स एव दोषः॥१८१

તમામ પ્રકારના શાકોમાં રોગ રહેલા છે, અને તે રોગો દેહનો નાશ કરવામાં કારણભૂત છે. તેટલા માટે ડાહ્યા માણસે અત્યન્ત શાક ન ખાતાં તેનો ત્યાગ કરવો, તેમ ખાટા પદાર્થોમાં પણ તેવાજ દોષો છે. ૧૮૧.

## दुध ॥ ५६ ॥

तत्र सर्वमेव क्षीरं प्राणिनामप्रतिषिद्धंजातिसात्म्यात् । वातपित्तशोणितमानसविकारेष्वविरुद्धम् । जीर्णज्वरकासश्वास शोषक्षयगुल्मोन्मादोदरमूर्च्छाभ्रममददाहपिपासाहृद्बस्तिपाण्डुरोगग्रहणीदोषार्शःशूलोदावर्तातिसारप्रवाहिकायोनिरोग-गर्भस्रावरक्तपित्तश्रमक्लमहरं पाप्मापहं बल्यं वृष्यं वाजीकरणं रसायनं मेध्यं संधानमास्थापनं वयःस्थापनमायुष्यं जीवनं बृंहणं वमनं विरेचनं च तुल्यगुणत्वाच्चौजसोवर्द्धनमिति बालवृद्धक्षतक्षीणानां क्षुद्व्यवायव्यायामकर्शितानां च पथ्यतमम् । गव्यंक्षीरं घृतंश्रेष्ठम् । धारोष्णं चापरान्हिकम् गुणवत्क्षीरं ॥ १८२ ॥

દૂધ સર્વ પ્રાણીઓને જન્મથીજ સાત્મ્ય છે. એટલા માટે કોઇ પણ પ્રાણીને આઠ પ્રકારના દૂધનો નિષેધ નથી. વાતવિકાર, પિત્તવિકાર, રૂધિરવિકાર અને રજોગુણ વિગેરેથી થતા માનસિક વિકારોમાં પણ દૂધ વિરોધ કર્તા નથી. દૂધ,

જીર્ણજ્વર, કફજન્ય સિવાયની બીજી ખાંસીઓ, શ્વાસ, મુખ, કંઠ વિગેરેનો શોષ, ક્ષયરોગ, વાતિક તથા પૈત્તિક ગુલ્મો, ઉન્માદો, વાતિક તથા પૈત્તિક ઉદરરોગો, કફ વગરની મૂર્છા, ભ્રમ, મદ, દાહ, તથા કફ વગરની તરસ, વાતિક તથા પૈત્તિક હૃદયરોગો, મૂત્રાશયના રોગો, વાતિક તથા પૈત્તિક પાંડુરોગ, ગ્રહણુરોગ, અરસ, શૂલ, ઉદાવર્ત અતિસાર પ્રવાહિકા, યોનિરોગો, આમના સંબંધ વગરનો ગર્ભસ્રાવ, કફની પ્રધાનતા વગરનું, તથા અગ્નિની મંદતા વગરનું, રક્તપિત્ત, શ્રમ તથા ગ્લાનિ એઓને દૂર કરનાર છે. પાપોને દૂર કરનાર છે. બળ તથા વીર્યને વધારનાર છે. સ્ત્રીસંગમાં હર્ષ આપનાર છે. સર્વદા ઉપયોગ કરવાથી રસાયન છે, પવિત્ર છે તથા બુદ્ધિને વધારનાર છે, ભાંગેલાને સાંધનાર છે, નિરૂહબસ્તિમાં ઉપયોગી છે. યૌવનને સ્થિર રાખનાર છે, આયુષ્યને વધારનાર છે, જીવાડનાર છે, પુષ્ટિ આપનાર છે. વમન દ્રવ્યોની સાથે મળીને વમન કરાવનાર છે, જાતે તથા વિરેચન દ્રવ્યોની સાથે મળીને વિરેચન કરાવનાર છે, ઓજના જેવાજ ગુણોવાળું હોવાને લીધે ઓજને વધારનાર છે. અને બાળક, વૃદ્ધ, ક્ષતથી ક્ષીણ થયેલા, તથા કસરતથી દુર્બલ થયેલા તથા મૈથુનથી દુર્બલ થયેલા, એઓને અત્યન્ત પથ્યરૂપ છે. ગાયનું દૂધ તથા ઘૃત શ્રેષ્ઠ છે, દૂધની ધારા નીકળતી વખતે જે ઉષ્ણ હોય છે તેવું દૂધ તથા અપરાહ્ણ કાલનું દૂધ ઘણુંજ ગુણકારક છે. ૧૮૨.

---

# दधि ॥ ५७ ॥

दधि तु मधुरमम्लमत्यम्लं चेतित्तत्कषायानुरसं स्निग्धमुष्णं पीनसविषमज्वरातिसारारोचकमूत्रकृच्छ्रकार्श्यापहं वृष्यं प्राणकरं मंगल्यं च ॥ १८३ ॥

દહીં, મધુર, ખાટું, અને ખાટું એ પ્રમાણે દધિ ત્રણ પ્રકારનું છે. દહીં પેટામાં તુરારસવાળું છે, સ્નિગ્ધ છે, ઉષ્ણ વીર્યવાળું છે, વીર્યને વધારી બલ આપનાર છે, માંગલિક છે. પીનસ, વિષમજ્વર, અતિસાર, અરોચક, મૂત્રકૃચ્છ્ર તથા કૃશતા એઓને મટાડનાર છે: પ્રાણ આપનાર તથા મંગલકારક છે. ૧૮૩.

स्निग्धं विपाके मधुरं दीपनं बलवर्धनम् ।
वातापहं पवित्रं च दधि गव्यं रुचिप्रदम् ॥ १८४ ॥

ગાયનું દહીં સ્નિગ્ધ છે, વિપાકમાં મધુર છે, અગ્નિ દીપ્ત કરનાર છે, બલને વધારનાર છે, વાયુને હણનાર છે; અને પવિત્ર તથા રૂચિકર છે. ૧૮૪.

विपाके मधुरं वृष्यं वातपित्तप्रसादनम् ।
बलासवर्द्धनं स्निग्धं विशेषाद्दधिमाहिषम् ॥ १८५ ॥

ભેંસનું દહીં વિપાકમાં મધુર છે, વીર્યને વધારનાર છે, વાયુ તથા પિત્તને શાન્ત શાન્ત કરનાર છે, કફને વધારનાર છે, અને અત્યંત સ્નિગ્ધ છે. ૧૮૫.

## घृतम् ॥ ५८ ॥

घृतं तु सौम्यं शीतवीर्यं मृदुमधुरमल्याभिष्यन्दि स्नेहन मुदावर्तोन्मादापस्मारशूलज्वरानाहवातपित्तप्रशमनमग्निदीपनं स्मृतिमतिमेधाकान्तिस्वरलावण्यसौकुमार्यौजस्तेजोबलकरमायुष्यं वृष्यं मेध्यं वयः स्थापनं गुरु चक्षुष्यं श्लेष्माभिवर्धनं पाप्माऽलक्ष्मी प्रशमनं विषहरं रक्षोघ्नं च ।१८६।

ઘી, ચન્દ્રાત્મક પદાર્થ છે, શીતવીર્યવાળું છે, મધુર છે, સ્રોતો વિગેરેને થોડીક મંદતા તથા થોડોક કલેદ આપનારૂં છે, સ્નિગ્ધ કરનાર છે તથા અગ્નિને દીપ્ત કરનાર છે, આયુષ્ય તથા વીર્યને વધારનાર છે, બુદ્ધિ આપનાર છે, યૌવનને સ્થીર રાખનાર છે, ભારે છે, નેત્રોનું હીત કરનાર છે, કફને વધારનાર છે. પાપ તથા અલક્ષ્મીને નાશ કરનાર છે, વિષને હરનાર છે, રાક્ષસોને હરનાર છે. ઉદાવર્ત, ઉન્માદ, અપસ્માર, શૂલ, જ્વર, મલબંધ વાયુ તથા પિત્ત એઓને શમાવનાર છે. ઘીથી સ્મરણશક્તિ, ભવિષ્યના જ્ઞાનની શક્તિ, ગ્રંથાદિકનું ધારણ કરવાની શક્તિ, કાન્તિ, સ્વરનું સારાપણું, રૂપનો અતિશય, અંગોની સુકુમારતા, ઓજ, બલ અને તેજ, એઓની પ્રાપ્તિ થાય છે. ૧૮૬.

पुराणं तिमिरश्वासपीनसज्वरकासनुत् ।
मूर्छाकुष्ठविषोन्मादग्रहापस्मारनाशनम् ॥ १८७ ॥

જુનું ઘી, તિમિર, શ્વાસ, સળેખમ, ખાંસી, મૂર્છા, કોઢ, વિષ, ઉન્માદ, ગ્રહ તથા અપસ્મારને દૂર કરનારૂં છે. ૧૮૭.

## तक्रम् ॥ ५१ ॥

**तक्रं मधुरमम्लं कषायानुरसमुष्णवीर्यं लघुरूक्षमग्निदीपनं गरशोफातिसारग्रहणीपाण्डुरोगार्शःप्लीहगुल्मारोचकविषमज्वरतृष्णाच्छर्दिप्रसेकशूलमेदःश्लेष्मानिलहरं मधुर विपाकं हृद्यं मूत्रकृच्छ्रस्नेहव्यापत्प्रशमनमवृष्यं च ॥ १८८ ॥**

છાસ. મધુર છે, ખાટી છે, પેટામાં તૂરારસવાળી છે, ઉષ્ણ વીર્યવાળી છે, હલકી તથા રૂક્ષ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, મધુરવિપાકવાળી છે, હૃદયને પ્રિય લાગે તેવી છે, મૂત્રકૃચ્છ્રને તથા સ્નેહના અતિયોગથી કે મિથ્યાયોગથી થયેલા બગાડને શાન્ત કરનાર છે, સ્ત્રીસંગમાં પ્રહર્ષ આપનાર નથી. અને ઝેર, સોજા, અતિસાર, ગ્રહણી, પાંડુરોગ, અરસ, બરળનું દરદ, ગુલ્મ, અરોચક, વિષમજ્વર, તરસ, ઉલટી, લાળનો સ્રાવ, શૂળ, મેદ, કફ તથા વાયુ એઓને મટાડનાર છે. ૧૮૮.

**वातेऽम्लं सैन्धवोपेतं स्वादु पित्ते सशर्करम ।**
**पिबेत्तक्रं कफे चापि व्योषक्षारसमायुतम ॥ १८९ ॥**

વાતદોષ હોય તો સૈન્ધવના યોગવાળી ખાટી છાસનો ઉપયોગ કરવો. પિત્તદોષ ઉપર સાકરના યોગવાળી મિઠી છાસ. અને કફદોષ હોય તો સુંઠ, મરી, પીપર તથા જવખાર એઓમા યોગવાળી છાસનો ઉપયોગ કરવો. ૧૮૯.

# तिलतैलम् ॥ ६० ॥

तैलं त्वाग्नेयमुष्णं तीक्ष्णं मधुरं मधुरविपाकं बृंहणं प्रीणनं व्यवायि सूक्ष्मं विशदं गुरुसरं विकासि वृष्यं त्वक्प्रसादनं मेधामार्दवमांसस्थैर्यवर्णबलकरं चक्षुष्यं बद्धमूत्रं लेखनं तिक्तकषायानुरसं पाचनमनिलबलासक्षयकरं क्रिमिघ्नमशीत पित्तजननं योनिशिरःकर्णशूलप्रशमनं गर्भाशयशोधनं च तथा छिन्नभिन्नविद्धोत्पिष्टच्युतमथितक्षतपिच्चितभग्नस्फुटित क्षाराग्निदग्धविश्लिष्टदारितासिहतदुर्भग्नमृगव्यालविदष्टप्रभृतिषु च परिषेकाभ्यङ्गावगाहेषु तिलतैलं प्रशस्यते ।१९०।

તિલનું તેલ અગ્ન્યાત્મક છે, ઉષ્ણ છે, તીક્ષ્ણ છે, મધુર છે, વિપાકમાં પણ મધુર છે, શરીરને દ્રઢ કરનાર છે, તૃપ્તિ આપનાર છે, પચ્યા વિના પણ સઘળા દેહમાં વ્યાપ્ત થનાર છે, સૂક્ષ્મ સ્રોતોમાં પણ પેસે તેવું છે, નિર્મલ છે, ભારે છે, મલની પ્રવૃત્તિ કરનાર છે, સાંધાઓના બંધોને મોકળા કરનાર છે, વીર્યને વધારનાર છે, ત્વચાને સ્વચ્છ કરનાર છે, નેત્રનું હિત કરનાર છે, મૂત્રને રોકનાર છે, મેદને ઉખેડનાર છે. પેટામાં કડવા તથા તૂરારસવાળું છે, પાચન છે, વાયુનો તથા કફનો ક્ષય કરનારૂં છે, વાયુના તથા કફના સ્રોતોને શુદ્ધ કરનારૂં છે, કીડાઓને હરનાર છે. શરીરને કાંઇક પાતળું કરનાર છે, પિત્તને ઉત્પન્ન કરનાર છે, ગર્ભાશયને શુદ્ધ કરનાર છે, ધારણાશક્તિ આપનાર છે, કોમળતા કરનાર છે, માંસની સ્થીરતા કરનાર છે, વર્ણને

સારો કરનાર છે, બલ આપનાર છે, અને યોનિશૂલ, મસ્તકશૂલ, તથા કર્ણશૂલ એઓને શાન્ત કરનાર છે. છેદાએલ, ભેદાએલ, વિંધાએલ, ચૂર્ણિત થએલ, સ્થાનથી ખસી ગયેલ, હાલી ગયેલ, જખમી થયેલ, ચગદી ગયેલ, ભાંગી ગયેલ, ફુટી ગયેલ, ક્ષારથી કે અગ્નિથી બળેલ, સંધીથી છુટું પડેલ, ચીરાઈ ગયેલ, અભિઘાત પામેલ, બહુજ ખોટી રીતે ભાંગી ગયેલ, દુષ્ટ પશુઓએ કરડેલ અને સર્પાદિકે ડસેલ, ઇત્યાદિક ઉપર પરિષેકમાં, અભ્યંગ કરવામાં, અને અવગાહન કરવામાં તિલનું તૈલ અતિ ઉત્તમ છે. ૧૯૦.

**तद्वस्तिषु च पाने च नस्ये कर्णाक्षिपूरणे ।**
**अन्नपानविधौ चापि प्रयोज्यं वातशान्तये ॥ १९१ ॥**

વાયુની શાન્તિ માટે પીચકારીઓમાં પીવામાં નસ્યમાં, કાનમાં નાખવામાં નેત્રોની અંદર નાખવામાં, અને વિધિમાં પણ તિલના તૈલનો પ્રયોગ કરવો. ૧૯૧.

## एरण्डतैलम् ॥ ६१ ॥

**एरण्डतैलं मधुरमुष्णं तीक्ष्णं दीपनं कटु कषायानुरसं सूक्ष्मं स्रोतोविशोधनं त्वच्यं वृष्यं मधुरविपाकं वयःस्थापनं योनिशुक्रविशोधनमारोग्यमेधाकान्तिस्मृतिबलकरं वातकफ हरमधोभागदोषहरं च ॥ १९२ ॥**

એરંડીયું તૈલ મધુર છે, ઉષ્ણ છે, તીક્ષ્ણ છે, અગ્નિને દીપ્ત કરનાર છે. પેટામાં તીખા તથા તુરારસવાળું છે, સૂક્ષ્મ સ્રોતોમાં પેસી જાય તેવું છે, સ્રોતોને શુદ્ધ કરનાર

છે, ચામડીને સારી કરે છે, વીર્યને વધારે છે, વિપાકમાં મધુર છે, જુવાનીને સ્થીર રાખનાર છે, યોનિને તથા વીર્યને શુદ્ધ કરનાર છે, આરોગ્ય આપનાર છે, ધારણાશક્તિ દેનાર છે, કાન્તિ આપનાર છે, સ્મરણશક્તિ દેનાર છે, બળ આપનાર છે, વાયુ તથા કફને હરનાર છે, અને વિરેચનદ્વારા દોષોને દૂર કરનાર છે. ૧૯૨.

## सार्षपं तैलम् ॥ ६२ ॥

कृमिघ्नं सार्षपं तैलं कण्डूकुष्ठापहं लघु ।
कफमेदोऽनिलहरं लेखनं कटु दीपनम् ॥ १९३ ॥

સરસીયું તેલ. કૃમિયોને, ખરજને, કોઢને, કફને, મેદને તથા વાયુને હરનાર છે, હલકું છે, લેખન છે, તીખું છે, અને અગ્નિને દીપ્ત કરનાર છે. ૧૯૩.

## मधु ॥ ६३ ॥

मधु तु मधुरं कषायानुरसं रूक्षं शीतमग्निदीपनं वर्ण्यं बल्यं लघु सुकुमारं लेखनं हृद्यं संधानं शोधनं रोपणं वाजीकरणं संग्राहि चक्षुष्प्रसादनं सूक्ष्ममार्गानुसारि पित्तश्लेष्ममेदोमेहहिक्काश्वासकासातिसारच्छर्दितृष्णाकृमिविषप्रशमनं ह्लादि त्रिदोषप्रशमनं च ।
तत्तु लघुत्वात्कफघ्नं पैच्छिल्यान्माधुर्यात्कषायभावाच्च वातपित्तघ्नम् ॥ १९४ ॥

મધ, મધુર છે, પેટામાં તુરાસ્વાદુ છે, ટાઢું છે,

અગ્નિને દીપ્ત કરનાર છે, વર્ણને સારો કરનાર છે, બળને વધારનાર છે, હલકું છે, સુકુમારપણું આપનાર છે, કફને ઉખેડનાર છે, હૃદયને પ્રિય લાગે તેવું છે, ભાંગેલાને સાંધનાર છે, વ્રણાદિકને શુદ્ધ કરનાર છે, વ્રણને ભરતી લાવી રૂઝાવનાર છે, સ્રીસંગમાં જલદી ઉત્સુકતા આપનાર છે, મલનું શોષણ કરનાર છે, નેત્રોને સ્વચ્છ કરનાર છે, સૂક્ષ્મમાર્ગોમાં ગતિ કરનાર છે, સુખ કરનાર છે, તથા પિત્ત, કફ, મેદ, પ્રમેહ, હેડકી, શ્વાસ, ખાંસી, અતિસાર, ઉલટી, તરસ, કૃમિઓ અને વિષ એઓને શાન્ત કરનાર છે. મધ ત્રણે દોષોને હરનાર છે; કેમકે હલકું હોવાથી કફને હણે છે, અને ચિકણું મધુર તથા તુરૂ હોવાથી વાયુને તથા પિત્તને નાશ કરે છે (જોકે શીતપણું, હલકાપણું, અને રૂક્ષપણું, એ ગુણો વાયુને કરનારા છે, અને મધુરપણા વિગેરે ગુણો કફકારક છે. તો પણ દ્રવ્ય અને ગુણો એ બન્નેના પ્રભાવને લીધે મધ ત્રણે દોષોને નાશ કરનાર છે. ૧૯૪.

**पौत्तिकं भ्रामरं क्षौद्रं माक्षिकं छात्रमेवच ।**
**आर्घ्यमौद्दालकं दालमित्यष्टौ मधुजातयः ॥ १९५ ॥**

પૌત્તિક, ભ્રામર, ક્ષૌદ્ર, માક્ષિક, છાત્ર, આર્ઘ્ય, ઔદ્દાલક અને દાલ. એ પ્રમાણે મધની આઠ જાતિઓ છે. ૧૯૫.

**तस्माल्लघुतरं रूक्षं माक्षिकं प्रवरं स्मृतम् ।**
**श्वासादिषु च रोगेषु प्रशस्तं तद्विशेषतः ॥ १९६ ॥**

માક્ષિક મધ, ક્ષૌદ્ર કરતાં પણ વધારે હલકું છે, રૂક્ષ છે, અને ઉત્તમ ગણવામાં આવે છે. એ મધ શ્વાસાદિક

રોગોમાં ઉપયોગ કરવા માટે બહુ વખણાએલું છે. ( આ મધ તેલના જેવા વર્ણવાળું હોય છે. ) ૧૯૬.

मेदः स्थौल्यापहं ग्राहि पुराणमतिलेखनम् ।
दोषत्रयहरं पक्कमाममम्लं त्रिदोषकृत् ॥ १९७ ॥

જુનું મધ મેદથી થયેલી સ્થુલતાને દૂર કરનાર છે, મલાદિકને શોષણ આપનાર છે; અને કફને અત્યન્ત નાશ કરનાર છે, અગ્નિથી નહીં પણ યોગ્ય સમયે પાકી ને ઘાડું થયેલું મધ ત્રણે દોષોને હરનાર છે, અને કાચુ મધ ત્રણે દોષોને કરનાર છે. ૧૯૭.

उष्णै र्विरुध्यते सर्वं विषान्वयतया मधु ।
उष्णार्तमुष्णैरुष्णे वा तन्निहन्ति यथा विषम् ॥ १९८ ॥

સઘળી જાતનું મધ ઝેરી માખીઓએ ઉત્પન્ન કરેલું હોવાને લીધે, ઝેરના સંબંધવાળું છે. માટે તેને ઉષ્ણ પદાર્થોની સાથે વિરોધજ છે, ઉષ્ણુતાથી પીડાયલા માણસને આપવામાં આવેલું અથવા ઉષ્ણ-વીર્યવાળાં નહીં પણ ઉષ્ણુસ્પર્શવાળાં દ્રવ્યોની સાથે આપવામાં આવેલું. અથવા ઉષ્ણકાળમાં આપવામાં આવેલું મધ, ઝેરની પેઠે મારી નાખે છે. ૧૯૮.

उष्णैर्विरुध्येत विशेषतश्च तथान्तरीक्षेण जलेन चापि ॥१९९॥

ઉષ્ણુસ્પર્શવાળા પદાર્થોની સાથે જેમ વિશેષ વિરોધ છે, તેમ મધને અંતરિક્ષ જલની સાથે પણ વિશેષ વિરોધ છે. ( આર્ધ્યમધને ઉષ્ણપદાર્થો સાથે વિરોધ નથી ) ૧૯૯.

## गोमूत्रम् ॥ ६४ ॥

गोमूत्रं कटु तीक्ष्णोष्णं सक्षारत्वान्न वातलम् ।
लघ्वग्निदीपनं मेध्यं पित्तलं कफवातजित् ॥ २०० ॥
शूलगुल्मोदरानाहविरेकास्थापनादिषु ।
मूत्रप्रयोगसाध्येषु गव्यं मूत्रं प्रयोजयेत् ॥ २०१ ॥

ગાયનું મૂત્ર તીખું છે, તીક્ષ્ણ છે, ઉષ્ણ છે, ક્ષારવાળું હોવાને લીધે, વાયુને ઉત્પન્ન કરનાર છે, હલકું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, પવિત્ર છે, પિત્તને વધારનાર છે, કફ તથા વાયુને મટાડનાર છે. શૂલ, ગુલ્મ, ઉદરરોગ, મલબંધ, વિરેચન તથા નિરૂહબસ્તિ વિગેરે જે વિષયો મૂત્રના પ્રયોગને લાયક જણાય તેઓમાં ગાયના મૂત્રનો પ્રયોગ કરવો. ૨૦૦-૨૦૧.

मानुषंच विषापहम् ॥ २०२ ॥

માણુસનું મૂત્ર ઝેરને નાશ કરનાર છે, (જોકે માણુસનું મૂત્ર ગોમૂત્રાદિ આઠ મૂત્રોમાં ગણ્યું નથી. છતાં ધન્વન્તરી ભગવાનના શ્લોકોમાં સર્વ જાતના મૂત્રો. એ વાક્યમાં સૂચવાઇ ગયેલ છે, માટે અહિયાં દાખલ કરેલ છે. ૨૦૨

## त्रिफला ॥ ६५ ॥

हरितक्यामलकबिभीतकानि त्रिफला ॥ २०३ ॥
त्रिफला कफपित्तघ्नी मेहकुष्ठविनाशनी ।
चक्षुष्या दीपनी चैव विषमज्वरनाशनी ॥ २०४ ॥

હરડાં, બેડાં અને આંમળાં એ ત્રણ દ્રવ્યો મલીને

ત્રિફલા કહેવાય છે. આ ત્રિફલાગણુ, કફ, પિત્ત, કોડ તથા વિષમજ્વરને નષ્ટ કરે છે. અગ્નિને દીપ્ત કરે છે, અને નેત્રોને હિતકારક છે. ૨૦૩–૨૦૪.

## त्रिकटुक ॥ ६६ ॥

**पिप्पली मरिचश्रृंगवेराणि त्रिकटुकम् ॥ २०५ ॥**
**त्र्यूषणं कफमेदोघ्नं मेहकुष्ठत्वगामयान् ।**
**निहन्याद्दीपनं गुल्मपीनसाग्न्यल्पतामपि ॥ २०६ ॥**

પીપર, મરી અને સૂંઠ એ ત્રણ દ્રવ્યો મળીને ત્રિકટુ અથવા ત્ર્યૂષણગણ કહેવાય છે. આ ત્રિકટુકગણુ, અગ્નિને પ્રદિપ્ત કરે છે. કફ, મેદ, પ્રમેહ, કોડ, ત્વચાના રોગ, ગુલ્મ, શળેખમ, અને અગ્નિની મંદતાને નાશ કરનાર છે. ૨૦૫–૨૦૬.

## अमृतघृत ॥ ६७ ॥

**अपामार्गस्य बीजानि शिरीषस्य तथैवच ।**
**श्वेतेद्वे काकमाचीं च गवां मूत्रेण पेषयेत् ॥ २०७ ॥**
**सर्पिरेतैस्तु संसिद्धं विषसं शमनं परम् ।**
**अमृतं नाम विख्यातमपि संजीवयेन्मृतम् ॥ २०८ ॥**

અંઘેડાનાં બીજ, સરસડીઆં બીજ, સફેદ ગરણી, સફેદવજ અને પીલુડી. એઓને ગાયના મૂત્રમાં વાટી તે કલ્ક નાખી ચોગણા દ્રવમાં ઘી પકાવવું, એટલે એ ઘી અમૃત ઘૃત કહેવાય છે. આથી વિષોને અત્યન્ત શાન્ત કરનાર છે. અને મુવેલાને પણ જીવાડે એવું છે. ૨૦૭–૨૦૮.

## शस्त्रघातवेदनाशमन ॥ ६८ ॥

या वेदना शस्त्रनिपातजाता तीव्रा शरीरं प्रदुनोति जन्तोः।
घृतेन सा शान्ति मुपैति सिक्ता कोष्णेन यष्टीमधुकान्वितेन
॥ २०९ ॥

શસ્ત્ર લગાવ્યાથી જે તીવ્ર વેદના થાય છે, તે વેદના માણુસના શરીરને અત્યંત તાપ આપે છે, તો એ વેદના શાન્ત કરવાને વાસ્તે ઘીમાં જેઠી મદ નાખી તે ઘીને જરા ગરમ કરીને તેનું તે વ્રણુની ઉપર સેચન કરવું. ૨૦૯.

## अग्नि दग्धशनम् ॥ ६९ ॥

प्लुष्टस्याग्निप्रतपनं कार्यमुष्णं तथौषधम् ॥ २१० ॥

જો પ્લુષ્ટ ( દગ્ધ ) થયું હોય તો, શરીરને અગ્નિથી તપાવવું. અને લેપન તથા અન્નપાનાદિક ઔષધો ઉષ્ણુજ કરવા. ૨૧૦.

मधूच्छिष्टं समधुकं रोध्रं सर्जरसं तथा।
मञ्जिष्टां चन्दनं मूर्वां पिष्ट्वा सर्पिर्विपाचयेत् ॥ २११ ॥

મીણુ, જેઠીમધ, લોદર, રાળ, મજીઠ, રતાંજલી અને મૂર્વા નામનો વેલો. એઓને કલ્ક કરી, તેથી ઘી પકાવીને તે ઘી ચોપડવું, આ ઘી સઘળાં અગ્નિદગ્ધોમાં ભરતી (રૂઝ) લાવવાનો ઉપાય છે. ૨૧૧.

सर्वेषामग्निदग्धाना मेतद्रोपण मुत्तमम् ॥ २१२ ॥
स्नेहदग्धे क्रियांरूक्षां विशेषेणावचारयेत् ॥ २१३ ॥

સ્નેહથી દગ્ધ થયેલ હોય તો વિશેષે કરીને રૂક્ષ-ક્રિયાની યોજના કરવી. ૨૧૨-૨૧૩.

## वंध्यानिदान ॥ ७० ॥

जन्मवंध्या काकवंध्या मृतवत्सास्तुयाः स्त्रियः ।
एकापत्या गतापत्या कन्यापत्या ऽनपत्यता मृतपुत्रत्व मित्येवं पञ्च वापत्यव्याधयः ॥ २१४ ॥

જન્મવંધ્યા, કાકવન્ધ્યા ( એકજવાર પ્રસવ થયો હોય તેવી ) એકજ બાળકવાળી, ગતબાળકવાળી કન્યાઓને જન્મ આપનારી અને જેને બાળકજ ન થાય તેવી અને જેને પુત્ર મરણ પામે તેવી. એ પ્રમાણે પાંચ અપત્ય વ્યાધિઓ છે. ૨૧૪.

## शल्यपतनं ॥ ७१ ॥

स्फटिका वंशछाली चोत्काल्य कर्षद्वयं पिवेत् ।
त्र्यहं वाप्यथ सप्ताहं भ्रूणं पतति निश्चितम् ॥ २१५ ॥

સ્ફટિકા, ( ફટકડી ) અને વાંસની છાલ, ઉકાળીને બે કે ત્રણ દિવસ, અગર સાત દિવસ, જે સ્ત્રી પીએ છે તેના ગર્ભમાં રહેલા બાળકનો પાત થાય છે. ૨૧૫.

## वंध्यत्वम् ॥ ७२ ॥

पलाशतरुबीजानि पिबेत्पुष्पवती स्त्री या ।
सलिलेन त्र्यहं यावत् सावेश्या याति वंध्यताम् ॥ २१६ ॥

ખાખરાના ઝાડનાં બીજ પાણીમાં રજોદર્શનવાળી સ્ત્રી ત્રણ દિવસ પાન કરે તો તે વેશ્યા સ્ત્રી, વાંઝની થઈ જાય છે. ૨૧૬.

फलं त्रिपुषबीजानि या नारी पुष्पदर्शनात् ।
पिबेद्दिनानि सप्ताष्टौ यदिनेच्छेत्प्रसूयितुं ॥ २१७ ॥

જો પ્રસવની ઇચ્છા ન હોય તો તે સ્ત્રીએ રજોદર્શન થાય તે દિવસથી આરંભી સાત અગર આઠ દિવસ, જાયફલ તથા ત્રિપુષનાં બીજો પીએ તો વંધ્યત્વ પ્રાપ્ત થાય છે. ૨૧૭.

उत्काल्य बदरी लाक्षा तैलेन सह या पिबेत् ।
द्विकर्षंच ऋतोरन्ते अस्या गर्भो न जायते ॥ २१८ ॥

જે સ્ત્રી બોર તથા લાક્ષાને ઉકાળીને તેલની સાથે ઋતુના અંતે બેકર્ષ પાન કરે તો તેને ગર્ભની સ્થિતિજ રહેતી નથી. ૨૧૮.

## मधुपिप्पली ॥ ७३ ॥

मधुना पिप्पलीचूर्णं लिहेत्कासज्वरापहम् ।
हिक्काश्वासहरं कण्डुप्लीहघ्नं वातलोचितं ॥ २१९ ॥
कासे श्वासे तथाशोषे मन्दाग्नौ विषमज्वरे प्रमेहे मूत्रकृच्छ्रेच-
सेवयेन्मधुपीप्पलीम् ॥ २२० ॥

પીપરનું ચૂર્ણ મધની સાથે ચાટવાથી ખાંસી, તાવ, એડકી, શ્વાસ, ખરજ, પ્લીહ, વાત, કફ, શોષ, મંદાગ્નિ,

વિષમજ્વર, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર એટલા રોગોને નાશ કરે છે. ૨૧૯–૨૨૦.

## द्राक्षाहरीतका ॥ ७४ ॥

द्राक्षा हरीतकी पथ्या मलग्रहेऽरोचक बद्धकोष्टे, अपहरति रक्तपित्तं, कण्डूगुल्मंच पैत्तिकंहन्ति जीर्णज्वरं शमयति ।२२१।

મલનો અવરોધ થયો હોય, અરૂચિ થતી હોય, બદ્ધકોષ્ઠ, રક્તપિત્ત, ખરજ, ગુલ્મ, પૈત્તિકજ્વર તથા જીર્ણજ્વર એટલાઓને દ્રાક્ષા તથા હરડે નાશ કરે છે. ૨૨૧.

## शिरविडाशमनं ॥ ७५ ॥

समुद्रफलनस्येन यान्ति रोगाः कपालजाः ॥ २२२ ॥

સમુદ્રફલનું નસ્ય આપવાથી કપાલમાં ઉત્પન્ન થયેલા રોગો નાશ પામે છે. ૨૨૨.

## प्रकृत्यैव पथ्यतमं द्रव्यम् ॥ ७६ ॥

तद्यथा लोहितशालयः शूकधान्यानां पथ्यतमत्वे श्रेष्टतमाः । मुद्गाः शमीधान्यानाम । आन्तरीक्ष मुदकानां, सैन्धवं लवणानां, जीवन्तिशाकं शाकानाम । गव्यंसर्पिः सर्पिषां, गोक्षीरं क्षीराणां, तिलतैलं स्थावरजातानां स्नेहानां, । शृंगवेरं कन्दानां, मृद्वीका फलानां, शर्करा इक्षु विकाराणाम ॥ २२३ ॥

શૂકધાન્યોની અંદર લાલ ડાંગર પથ્યપણામાં શ્રેષ્ઠ છે, શમીધાન્યમાં મગ શ્રેષ્ઠ છે, જલની અંદર અન્તરિક્ષ જલ

ઉત્તમ છે, લવણુની અંદર સૈન્ધવ શ્રેષ્ઠ છે, શાકની અંદર જીવન્તિ શાક, તમામ પ્રકારના ઘીમાં ગાયનું ઘી શ્રેષ્ઠ છે, તમામ પ્રકારના દૂધમાં ગાયનું દૂધ શ્રેષ્ઠ છે. સ્થાવર જાત-સ્નેહોમાં તલનું તેલ શ્રેષ્ઠ છે, કન્દોની અંદર સૃંગવેર શ્રેષ્ઠ છે, ફલોની મધ્યે મૃદ્વિકા શ્રેષ્ઠ છે, ઇક્ષુરસોમાં શર્કરા શ્રેષ્ઠ છે. ૨૨૩.

**हरीतकी पथ्यानां मेरण्डमूलं वृष्यवातहराणां, पिप्पली मूलं दीपनीयपाचनीयाप्रशमनानां, पुष्करमूलं हिक्का श्वासकासपार्श्वशूलहराणां, अतिविषा दीपनीयपाचनीय संग्राहिकसर्वदोषहराणाम् ॥ २२४ ॥**

પથ્યકારક વસ્તુઓમાં હરડે શ્રેષ્ઠ છે, વૃષ્ય અને વાત-હર વસ્તુઓમાં એરંડો શ્રેષ્ઠ છે, દીપન–પાચન પ્રશમન ઔષધિઓમાં પીપળીમૂલ શ્રેષ્ઠ છે. એડકી, શ્વાસ, કફ, પાર્શ્વશૂલ વિગેરે નાશ કરનાર વસ્તુઓમાં પુષ્કરમૂલ શ્રેષ્ઠ છે. દીપન-પાચન અને સંગ્રહણી વિગેરે સર્વદોષોને શાન્ત કર-નાર વસ્તુઓમાં અતિવિષની કળી શ્રેષ્ઠ છે. ૨૨૪.

**गोक्षुरको मूत्रकृच्छ्रानिलहराणां, हिङ्गुनिर्यासः छेद-नीयदीपनीयभेदनीयानुलोमिकवातकफप्रशमनानां, अम्ल-वेतसो भेदनीयदीपनीयानुलोमिकवातश्लेष्मप्रशमनानां, तक्राभ्यासो ग्रहणीदोषार्शो घृतव्यापत्प्रशमनानां, घृत-क्षीराभ्यासोरसायनानां, मधुकं चक्षुष्यवृष्यकेश्यकण्ट्यवर्ण्य-बल्यविरजनीयरोपणीयानां, वायुः प्राण संज्ञाप्रधानहेतूनाम-ग्निरामस्तंभशीलशूलोद्वेपनप्रशमनानाम् ॥ २२५ ॥**

મૂત્રકૃચ્છ્ર અને વાયુના રોગોને નાશ કરનાર ઔષધોમાં ગોખરૂ શ્રેષ્ઠ છે. છેદન, દીપન, ભેદન, અનુલોમક, વાત અને કફ શાન્ત કરનાર વસ્તુઓમાં હિંગુનિર્વાસ શ્રેષ્ઠ છે. ભેદન-દીપન, આનુલોમિક, વાત અને શ્લેષ્મ હરણ કરનાર ઔષધોમાંઅમ્લવેતસ શ્રેષ્ઠ છે. ગ્રહણીદોષ, અર્શ અને ઘૃતથી જન્યવ્યાધિ શાન્ત કરનારાઓમાં છાસનું સેવન કરવું શ્રેષ્ઠ છે. રસાયનોમાં ઘૃત તથા દૂધ પીવાનો અભ્યાસ રાખવો તે શ્રેષ્ઠ છે. ચક્ષુષ્ય, વૃષ્ય, કેશ્ય, કણ્ટય, વર્ણ્ય, બલ્ય, વીરજનીય અને રોપણીય વસ્તુઓમાં મધ શ્રેષ્ઠ છે. પ્રાણ અને પ્રધાનભૂત શરીરમાં રહેલા પદાર્થોમાં વાયુ મુખ્ય છે. આમ, સ્તંભ, શૂલ અને પ્રશમન દ્રવ્યોમાં અગ્નિ શ્રેષ્ઠ કહેલો છે. ૨૨૫.

**आयुर्वेदोऽमृतानां सद्वचनमनुष्ठेयानां, सर्वसंन्यासः सुखानामिति ॥ २२६ ॥**

અમૃતમાં આયુર્વેદ, પાલવાયોગ પદાર્થોમાં સદ્વચન અને સર્વ સુખોમાં સંન્યાસ શ્રેષ્ઠ છે. ૨૨૬.

## षट्बिंदु तैलम् ॥ ७७ ॥

**एरंडमूलं तगरं शतान्हा जीवंति रास्नालवणोत्तमं च ।**
**भृंगं विडंगं मधुयष्टिकाच महौषधं चैति तिलस्यतैलं ॥**
**एतैर्विपक्वैः पयसा च तुल्यं चतुर्गुणं भृंगरसेच सम्यक् ।**
**षट्बिंदवो नासिकयोपयुक्ताः सर्वान्निहन्युः शिरसोविकारान्।**

च्युतांश्च केशान् स्खलितांश्च दंतानुद्बद्धमूलांश्च दृढीकरोति।
सुपर्णनागप्रतिमं च चक्षु र्बुद्धिं बलं चाभ्यधिकं करोति
॥ २२७ ॥

એરંડાનું મૂલ, તગર, શતાવરી, જીવંતિ, રાસ્ના, ઉત્તમ લવણ, ભોંગરા, વાવડીંગ, મધુયષ્ટિકા ( જેઠીમધ ) મહોષધ, તલનું તેલ. એટલી વસ્તુઓને દૂધથી પકવ કરીને ચારગણું ભાંગરાના રસને વિષે સારી રીતે રાખવું. અને તેમાંના છ બિન્દુઓ નાસિકામાં નાખવા, તેથી માથાના તમામ રોગો નાશ પામે છે. મસ્તકના વિકારો, વાળ ખરી જતા હોય તો, દાંત પડતા હોય તો, અગર દાંતના મૂળીયાં શિથિલ થયાં હોય તો, દ્રઢ કરે છે. ગરૂડના જેવાં નેત્ર થાય છે. તથા બુદ્ધિ અને બલ અધિક વધે છે. ૨૨૭.

## आनंद भैरव रसः ॥ ७८ ॥

हिंगुलं वत्सनाभंच मरिचं टंकणं कणा ।
जंबीरस्य रसंदत्वा मर्द्यं यामचतुष्टयम ॥
श्वासे कासे सन्निपाते ग्रहण्यां शूलमेहयोः ।
अपस्मारानिलच्छर्दौरसश्चानंदभैरवः ॥ २२८ ॥

હિંગુલ, ( હિંગલોક ) વત્સનાભ, મરી, ટંકણ, કણ, એટલી વસ્તુઓને જંબીરનો રસ આપીને ચારયામ સુધી મર્દન કરવું, તેથી આનંદ ભૈરવરસ બને છે. અને તે ખાવાથી શ્વાસ, કાસ, સન્નિપાત, સંગ્રહણી, શૂલ, પ્રમેહ, અપસ્માર, વાયુ તથા શર્દી એ રોગો નાશ પામે છે. ૨૨૮.

## अजीर्ण प्रशमनं ॥ ७९ ॥

पनसेकदले कदले च घृतं घृतपक्वविदारण जांबुरसं ।
तदुपद्रवनाशकरं लवणं लवणेऽपि च तांदुल वारि हृतम्
॥ २२९ ॥

ફણસથી અજીર્ણ થયું હોય તો કેળાં ખાવાથી મટે છે, કેળાં ખાવાથી અજીર્ણ થયું હોય તો ઘૃતથી મટે છે. અને ઘૃતથી અજીર્ણ થયું હોય તો જાંબુરસથી મટે છે; અને જાંબુથી વિકાર થયો હોય તે લવણથી નષ્ટ થાય છે; અને લવણથી વિકાર થયો હોય તો ચોખાનું ધોવરામણ પીવાથી મટે છે. ૨૨૯.

## वाजीकरणम् ॥ ८० ॥

कुमारीकन्द मादाय गोक्षीरेण च यः पिबेत् ।
बलपुष्टिकरं धातु वर्धते नात्रसंशयः ॥ १ ॥

કુમારીકંદ લેઈને ગાયના દૂધ સાથે જે પુરૂષ પીએ છે તેને બલ તથા પુષ્ટિ થાય છે. તેમાં જરા પણ સંશય નથી. ૧.

फलमश्वत्थमानीय छायाशुष्कं तु कारयेत् ।
दुग्धैः सार्द्धं पिबेत्सत्यं जायते मकरध्वजः ॥ २ ॥

અશ્વત્થનું ફલ લાવીને છાયામાં સુકવવું, અને બરાબર સૂકાઈ ગયા પછી દૂધની સાથે પીવું, તેથી તે પાન કરનારો પુરૂષ કામદેવ જેવો બને છે; એ વાત સત્ય છે. ૨.

---



# अथ स्तोत्रमाला:

---

## श्री गणेश स्तोत्रम् ॥ १ ॥

अजंनिर्विकल्पं निराकार मेकं निरानन्द मानंदमद्वैतपूर्णम् ।
परं निर्गुणं निर्विशेषं निरीहं परब्रह्मरूपं गणेशं भजेम ॥१॥

અજ, વિકલ્પથી રહિત, આકારથી રહિત, એક, નિરાનંદ, આનંદમય, પૂર્ણ, પર, નિર્ગુણ, વિશેષથી રહિત, તમામ પ્રકારની ઈષણાથી રહિત અને પરબ્રહ્મસ્વરૂપ ગણપતિનું હું ભજન કરૂં છું. ૧.

नमः स्तौमहारं जनाज्ञानहारं त्रयीवेदसारं परब्रह्मसारम् ।
मुनिज्ञानकारं विदूरे विकारं सदा ब्रह्मरूपं गणेशं नमामः॥२॥

સ્તોમને દૂર કરનાર મનુષ્યોના અજ્ઞાનને દૂર કરનાર વેદત્રયીના સારભૂત, પરબ્રહ્મના સારરૂપ, મુનિઓને જ્ઞાનનો પ્રકાશ કરનાર વિકારથી દૂર રહેલા અને નિરંતર બ્રહ્મરૂપ, ગણેશને નમસ્કાર કરૂં છું. ૨.

परब्रह्मरूपं चिदानन्दरूपं परेशं सुरेशं गुणाब्धिं गुणेशम् ।
गुणातीतमीशं मयूरेशवन्द्यं गणेशं नताःस्मो नताःस्मो नताः
स्मः ॥ ३ ॥

પરબ્રહ્મરૂપ, ચિદાનંદરૂપ, પરમેશ્વર, ગુણોના સમુદ્ર, ગુણોના સ્વામી, ગુણોને અતિક્રમણ કરીને રહેલા અને કાર્તિક સ્વામી જેનું વંદન કરે છે, તે ગણપતિને અમો વારંવાર નમસ્કાર કરીએ છીએ. ૩.

यतोबुद्धिरज्ञाननाशो मुमुक्षोर्यतः संपदो भक्तसंतोषिकाः स्युः।
यतो विघ्ननाशो यतः कार्यसिद्धिः सदा तं गणेशं नमामो भजामः ॥ ४ ॥

જેનાથી બુદ્ધિ પ્રાપ્ત થાય છે, જેનાથી મુમુક્ષુઓ ને અજ્ઞાનનો નાશ થાય છે, જેની કૃપાથી ભક્તોને સંતોષ-કારક સંપત્તિઓ પ્રાપ્ત થાય છે, જેનાથી વિઘ્નોનો નાશ થાય છે, અને જેનાથી કાર્યસિદ્ધિ થાય છે, તે ગણપતિને હું નિરંતર નમસ્કાર કરૂં છું. ૪.

यतो वेदवाचो विकुण्ठा मनोभिः सदानेतिनेतीतियत्ता गृणन्ति।
परब्रह्मरूपं चिदानन्दभूतं सदा तं गणेशं नमामो भजामः ॥५॥

જેના સ્વરૂપમાં વેદવાણી પણ કુંઠિત થઇ ગયેલી છે, મનથી પણ જેનું સ્વરૂપ કલ્પી શકાય તેવું નથી. અને વેદવાણી પણ નેતિ નેતિ. એ પ્રમાણે વાકયોથી પોકાર કરી રહેલી છે, તે પરબ્રહ્મરૂપ અને ચિદાનંદરૂપ ગણપતિને નમસ્કાર કરૂં છું. અને ભજન કરૂં છું. ૫.

गणेशं गाणेशाः शिवमितिच शैवाश्च विबुधा रविं सौरा विष्णुं प्रथमपुरुषं विष्णुभजकाः ।
वदन्त्येकं शाक्ता जगदुदय मूलांपरशिवां न जाने किं तस्मै नम इति परं ब्रह्म सकलम् ॥ ६ ॥

જેને ગણેશના ભક્તો ગણેશ કહે છે, શિવ મતવાળાઓ શિવ કહે છે, સૂર્યના ભક્તો જેને સૂર્ય કહે છે, વિષ્ણુની ભક્તિ કરનારા જેને વિષ્ણુ કહે છે, શક્તિની ઉપાસના કરનારા જેને જગતની ઉત્પત્તિ કારણ માયા કહે છે. પરંતુ તે બધામાં સત્ય શું છે, તે હું જાણુતો નથી; તે બધું એ બ્રહ્મ હોય અગર તેમાંથી જે બ્રહ્મ હોય તેને હું નમસ્કાર કરૂં છું. ૬.

## शिवस्तोत्रम् ॥ २ ॥

**नमः शिवाय साम्बाय हरये परमात्मने ।**
**प्रणतः क्लेशनाशाय योगिनां पतये नमः ॥ १ ॥**

પાર્વતી સહવર્તમાન ભક્તોના દુઃખોનો નાશ કરનાર યોગિઓના સ્વામી નમન કરનારાઓના કલેશને નાશ કરનાર પરમાત્મા શંકરને હું નમસ્કાર કરૂં છું. ૧.

**शंकरं परमानदं सच्चिदानंदविग्रहम् ।**
**नित्यं निरंजनं शंभुं नमामि जगदीश्वरम् ॥ २ ॥**

સુખ કરનાર, પરમાનંદ આપનાર સચ્ચિદાનંદ સ્વરૂપવાળા નિત્યનિરંજન અને જગતના સ્વામી શંકરને હું નમસ્કાર કરૂં છું. ૨.

**प्रभुं प्राणनाथं विभुं विश्वनाथं जगन्नाथनाथं सदानंद भाजाम् । भवद्भव्यभूतेश्वरं भूतनाथं शीवं शंकरं शंभु मीशानमीडे ॥ ३ ॥**

પ્રભુ પ્રાણુનાથ, વ્યાપક, વિશ્વનાથ, નિરંતર આનંદમાં રહેનાર યોગીઓના સ્વામી ભુત, વર્તમાન અને ભવિષ્ય.

એ ત્રણે કાળના સ્વામી પ્રાણી માત્રના સ્વામી શંકરની હું સ્તુતિ કરૂં છું. ૩.

**एकं ब्रह्मैवाद्वितीयं समस्तं सत्यं सत्यं नेह नानास्ति किंचित् ।**
**एको रुद्रो न द्वितीयोऽवतस्थे तस्मादेकं त्वां प्रपद्ये महेशम् ॥४॥**

શંકર એજ એક અદ્વિતીય બ્રહ્મ છે. આ જગતમાં અનેક બ્રહ્મ નથી; એક રૂદ્રજ દેવ છે અન્યદેવો પ્રલય સમયે અવશેષ રહેતા નથી. તેથી એક મહેશ્વરને હું શરણે જાઉં છું. ૪.

**असितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे सुरतरुवरशाखा लेखनी पत्र मुर्वी ।**
**लिखति यदि गृहित्वा शारदा सर्वकालं तदपि तव गुणाना मीश पारं न याति ॥ ५ ॥**

હે શંકર ! કાળા પર્વતના સરખું કાજળ હોય, અને તેને સમુદ્રરૂપી પાત્રમાં પાણીમાં નાખી સાહી બનાવી હોય અને સરસ્વતી દેવી કલ્પવૃક્ષની શાખાની કલમ કરી, પૃથ્વી-રૂપી પત્ર ઉપર નિરંતર તમારા ગુણો લખ્યા કરે તો પણ તે ગુણોનો પાર પામી શકે તેમ નથી. ૫.

**आत्मा त्वं गिरजा मतिः सहचराः प्राणाः शरीरं गृहं पूजा ते विषयोपभोगरचना निद्रा समाधिस्थितिः ।**
**संचारः पदयोः प्रदक्षिणविधिः स्तोत्राणि सर्वागिरो यद्यत्कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम् ॥ ६ ॥**

હે શંકર ! મારા આત્મારૂપે તમેજ છો, બુદ્ધિરૂપે પાર્વતી છે, મારા પ્રાણો તે તમારા સહચરો છે, મારૂં

શરીર તે ગૃહસ્વરૂપ છે, વિષયોના ઉપભોગોની રચના તે તમારી પૂજા છે, નિન્દ્રા લેવી તે સમાધિસ્થિતિ છે, કોઈ પણ જગાએ ગતિ કરતાં પાદ સંચાર કરવામાં આવે છે તેજ તમારી પ્રદક્ષિણા કરૂં છું, જે કોઇ વાણીનો વ્યવહાર કરૂં તે તમારી સ્તુતિજ કરૂં છું. અને હે પ્રભુ જે જે કર્મ કરૂં તે તમામ તમારૂંજ આરાધન કરૂં છું. ૬.

**करचणकृतं वाक्कायजं कर्मजं वा श्रवणनयनजं वा मानसं वाऽपराधम् ।**
**विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व जय जय करुणाब्धे श्री महादेव शंभो ॥ ७ ॥**

હાથ, અગર પગથી વાણી અગર દેહથી કરેલું, અગર પૂર્વકર્મના યોગથી કરેલું, અથવા કાને સાંભળવાથી, આંખે દેખવાથી, અગર મનથી, જે કોઇ અપરાધ જાણતાં અગર અજાણતાં કર્યો હોય તેની હે કરૂણાસાગર મહાદેવ ! ક્ષમા આપો. ૭.

## देवीस्तोत्रम् ॥ ४ ॥

**नमस्ते शरण्ये शिवे शानुकम्पे नमस्ते जगद्व्यापिके विश्वरूपे ।**
**नमस्ते जगद्वन्द्यपादारविन्दे नमस्ते जगत्तारिणि त्राहि दुर्गे ॥१॥**

શરણે રાખનારી, દયા કરનારી, જગતમાં વ્યાપ્ત થઇને રહેલી વિશ્વસ્વરૂપવાળી જગતને વંદન કરવા યોગ્ય જેના ચરણકમલ છે એવી, અને જગતનો ઉદ્ધાર કરનારી હે દુર્ગાદેવી અમે નમસ્કાર કરીએ છીએ; જેથી તમો અમારૂં રક્ષણ કરો. ૧.

नमस्ते जगच्चिन्त्यमानस्वरूपे नमस्ते महायोगिनि ज्ञानरूपे ।
नमस्ते नमस्ते सदानंदरूपे नमस्ते जगत्तारिणि त्राहि दुर्गे॥२॥

જેના સ્વરૂપનું આખું જગત ચિંતન કરે છે, એવી મહાયોગિની જ્ઞાનરૂપ, નિરંતર આનંદરૂપ અને જગતના ઉદ્ધાર કરનારી હે દુર્ગાદેવી અમે તમને નમસ્કાર કરીએ છીએ જેથી તમે અમારૂં રક્ષણ કરો. ૨.

श्रेयस्करि श्रमनिवारिणि सिद्धविद्ये स्वानन्दपूर्णहृदये करुणातनोमे ।
चित्ते वस प्रियतमेन शिवेन सार्धं माङ्गल्यमातनु सदैव मुदैव मातः ॥ ३ ॥

કલ્યાણ કરનારી શ્રમને દૂર કરનારી સિદ્ધ પુરૂષોથી જાણી શકાય તેવી સ્વાનંદથી જેનું હૃદય પૂર્ણ છે એવી કરૂણારૂપ દેહવાળી હે જગદંબિકા શંકરની સાથે અમારા ચિત્તમાં નિવાસ કરો. અને હંમેશાં હર્ષથી અમારા મંગલની વૃદ્ધિ કરો. ૩.

श्रेयस्करि प्रणत पामरपारदानज्ञानप्रदानसरणिश्रितपादपीठे ।
श्रेयांसि सन्ति निखिलानि सुमङ्गलानि तत्रैव मे वसतु मानस राजहंसः ॥ ४ ॥

કલ્યાણ કરનારી પ્રણામ કરનાર પામર જનોને જ્ઞાન આપવાની સરણીનો આશ્રય કરનાર છે પાદપીઠ જેના એવી જગદંબિકાને વિષે તમામ કલ્યાણ અને મંગલો રહેલાં છે. ત્યાંજ મારા અન્તઃકરણરૂપી રાજહંસ નિવાસ કરો. ૪.

# भगवती पुष्पाञ्जलि ॥ ५ ॥

छन्दः ।

**अयि गिरिनन्दिनिनन्दितमेदिनिविश्वविनोदिनी नन्दनुते**
**गिरिवरविन्ध्यशिरोधिनिवासिनि विष्णुविलासिनिजिष्णु**
**नुते ।**
**भगवति हे शितिकण्ठकुटुम्बिनि भूरिकुटुम्बिनि भूरिकृते**
**जयजय हे महिषासुरमर्दिनि रम्यकपर्दिनि शैलसुते ॥ १ ॥**

હે ગિરિતનયા ! પૃથ્વીને આનંદ આપનારી, વિશ્વમાં વિનોદ વધારનારી, નંદે જેની સ્તુતિ કરેલી છે એવી પર્વતોમાં શ્રેષ્ઠ વિંધ્યાચલના શિખરમાં નિવાસ કરનારી, જય મેળવાની ઈચ્છા રાખનારાઓ જેની સ્તુતિ કરે છે તેવી વિષ્ણુને આનંદ આપનારી, ભગવતિ, મહાદેવની પત્નિ, મોટા કુટુંબવાળી, મોટાં કાર્યો કરનારી, મહિષાસુરનો નાશ કરનારી, સુંદર કેશવાળી હે પાર્વતી માતા ! નિરંતર સર્વોત્કર્ષથી વર્તન કરો. ૧.

**सुरवरवर्षिणि दुर्धरधर्षिणि दुर्मुखमर्षिणि हर्षरते त्रिभुवन**
**पोषिणि शंकरतोषिणि किल्मिषमोषिणि घोषरते ।**
**दनुजनिरोषिणि दितिसुतरोषिणि दुर्मदशोषिणि सिन्धु**
**सुते जय जय हे० ॥ २ ॥**

દેવતાઓને વરદાન આપનારી, બલવાનનો ગર્વ ઉતારનારી, દુષ્ટ મુખવાળા રાક્ષસો અગર દુર્જનોને નાશ કરનારી, આનંદમાં પ્રેમ રાખનારી, ત્રિલોકનું પોષણ કરનારી, શંકરને

સંતુષ્ટ રાખનારી, પાપને દૂર કરનારી, નાદપ્રિય, રાક્ષસોને ક્ષય કરનારી, દિતિના પુત્રો ઉપર રોષ રાખનારી, દુષ્ટ મદવાળાઓનું શોષણ કરનારી, સુંદર કેશવાળી અને મહિષાસુરનો નાશ કરનારી, હે સિન્ધુપુત્રી મહાલક્ષ્મી ! તમો સર્વોત્કર્ષથી વર્તન કરો. ૨.

**अयि जगदम्ब मदम्ब कदम्बवनप्रियवासिनि हासरते शिखर शिरोमणितुङ्गहिमालयशृङ्गनिजालयमध्यगते । मधुमधुरे मधु कैटभगञ्जिनि कैटभभञ्जिनि रासरते जय जय हे० ॥ ३ ॥**

હે જગદંબા ! કદંબવનમાં રહેવાનું જેને પ્રિય લાગે છે એવી, હાસ્યવિનોદમાં પ્રેમ રાખનારી, શિખરોરૂપી મુકુટમણિથી ઉંચા હિમાલય પર્વતના શિખરમાં આવેલા પોતાના સ્થાનના મધ્ય ભાગમાં રહેનારી મધુથી મધુર મધુકૈટભ અને કૈટભ દૈત્યનો નાશ કરનારી તેમ રાસમાં પ્રેમ રાખનારી, સુંદર કેશવાળી અને મહિષાસુરનો નાશ કરનારી હે માતાજી ! આપ સર્વોત્કર્ષથી વર્તન કરો. ૩.

---

## अथ देवी षोडषो ॥ ६ ॥

**ॐ जयन्ती मंगला काली भद्रकाली कपालिनी ।**
**दुर्गा क्षमा शिवा धात्री स्वाहा स्वधा नमोस्तुते ॥ १ ॥**

જયન્તી, મંગલા, કાલી, ભદ્રકાલી, કપાલિની, દુર્ગા, ક્ષમા, શિવા, ધાત્રી, સ્વાહા, અને સ્વધા, હું આપને નમસ્કાર કરૂં છું. ૧.

विश्वेश्वरीं जगद्धात्रीं स्थितिसंहारकारिणीम् ।
निद्रां भगवतीं विष्णो रतुलां तेजसः प्रभुः ॥ २ ॥

તેજનો સ્વામી, બ્રહ્મા, વિશ્વનીઈશ્વરી, જગતને ધારણ કરનારી, સ્થિતિ અને સંહાર કરનારી તથા જેના સરખું ત્રિલોકમાં કોઇ પણ નથી. એવી ભગવતિ, વિષ્ણુ ભગવાનની નિદ્રારૂપે રહેલી દેવીની સ્તુતિ કરે છે. ૨.

नमोदेव्यै महादेव्यै शिवायै सततं नमः ।
नमः प्रकृत्यै भद्रायै नियताः प्रणताः स्म तां ॥ ३ ॥

દેવતાઓ કહે છે કે એકચિત્તથી પ્રણામ કરનારા અમો ભગવતિ મહાદેવીને નમસ્કાર કરીએ છીએ. નિરંતર શિવા-દેવીને નમસ્કાર કરીએ છીએ. ૩.

दुर्गेस्मृता हरसि भीतिमशेषजंतोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि ।
दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या सर्वोपकारकरणाय-सदार्द्रचित्ता ॥ ४ ॥

હે દુર્ગાદેવી ! સ્વસ્થચિત્તવાળા ભક્તો જ્યારે તારી સ્તુતિ કરે છે. ત્યારે તમામ મનુષ્યોના ભયને તું નાશ કરે છે; અને અત્યન્ત શુભબુદ્ધિને આપે છે. તેમ દારિદ્ર, દુઃખ, અને ભયને હરણ કરનારી તથા સર્વે મનુષ્યોનો ઉપકાર કરવામાં કોમલ હૃદયવાળી તારાથી બીજી કોણ છે. ૪.

सर्वस्वरूपे सर्वेशे सर्वशक्तिसमन्विते ।
भयेभ्यस्त्राहि नो देवि दुर्गे देवि नमोस्तुते ॥ ५ ॥

સર્વ સ્વરૂપવાળી ( અર્થાત્ સર્વ પ્રાણિમાત્રમાં જેનો વાસ છે એવી ) સર્વની સ્વામિની, તમામ શક્તિઓવાળી હે દુર્ગાદેવી ! અમો તને નમસ્કાર કરીએ છીએ તેથી અમારૂં તમામ પ્રકારના સાંસારિક ભયથકી તું રક્ષણ કર. ૫.

देवि प्रपन्नार्तिहरे प्रसीद प्रसीद मातर्जगतोऽखिलस्य ।
प्रसीद विश्वेश्वरि पाहि विश्वं त्वमीश्वरी देवि चराचरस्य ॥६॥

પીડા પામનારાઓની પીડા દૂર કરનારી હે દેવી ! તું પ્રસન્ન થા. હે તમામ જગતની માતા ! પ્રસન્ન થા. હે વિશ્વેશ્વરી ! પ્રસન્ન થા, અને વિશ્વનું પાલન કર. હે દેવી ! તું સ્થાવર જંગમ તમામ સૃષ્ટિની ઈશ્વરી છું. ૬.

देवि प्रसीद परिपालय नोऽरिभीतेर्नित्यं यथा सुरवधाद
धुनैव सद्यः ।
पापानि सर्वजगतां प्रशमं नयाशु उत्पातपाकजनितांश्च-
महोपसर्गान् ॥ ७ ॥

હે દેવી ! તું અમારા ઉપર પ્રસન્ન થા, અને દૈત્યનો વધ કરીને જેમ અમારૂં રક્ષણ કર્યું તેમ હાલમાં પણ નિરંતર શત્રુઓના ભયથી અમારૂં રક્ષણ કર. તથા તમામ જગતના પાપોને અને ઉત્પાત મહામારી વિગેરે તમામ ઉપસર્ગોને શીઘ્ર શાન્ત પમાડ. ૭.

या सांप्रतं चोद्धतदैत्य तापितै रस्माभि रीशा च सुरैर्नमस्यते ।
या च स्मृता तत्क्षणमेवहंति नः सर्वापदो भक्तिविनम्र-
मूर्तिभिः ॥ ८ ॥

જે દેવીને ઉદ્ધત દૈત્યોથી પરિતાપ પામેલા અમો

દેવતાઓએ હાલમાં નમસ્કાર કરાય છે, અને જે દેવી, ભક્તિથી નમ્રમૂર્તિવાળા અમોએ સંભાળેલી તત્કાલ તમામ આપત્તિઓનો નાશ કરે છે. તે દેવીને અમો નમસ્કાર કરીએ છીએ. ૮.

**रोगानशेषानपहंसि तुष्टा रुष्टा तुकामान्सकलानभीष्टान् ।**
**त्वामाश्रितानां न विपन्नराणां त्वामाश्रिता ह्या श्रयतांप्रयांति**
**॥ ९ ॥**

હે માતા ! જ્યારે તું પ્રસન્ન થાય છે, ત્યારે તમામ રોગોને અને કોપાયમાન થાય છે ત્યારે તમામ ઇચ્છેલા કાર્યોને નાશ કરે છે, તારો આશ્રય કરનારા મનુષ્યોને વિપત્તિ આવતી નથી. તેમ તારો આશ્રય કરનારા ભક્તો બીજાઓને આશ્રય લેવા યોગ્ય બને છે. ૯.

**सर्वबाधा प्रशमनं त्रैलोक्यस्याखिलेश्वरी ।**
**एवमेव त्वया कार्यमस्मद्वैरिविनाशनम ॥ १० ॥**

હે તમામ જગતની ઈશ્વરી ! ત્રિલોકની તમામ પીડાઓ જેમ હાલમાં તેં શાન્ત કરેલી છે. એજ પ્રમાણે ત્હારે અમારા શત્રુઓનો વારંવાર નાશ કરવો એવી પ્રાર્થના કરીએ છીએ. ૧૦.

**मयूर कुक्कुट वृते महाशक्तिधरेनघे ।**
**कौमारीरूपसंस्थाने नारायणि नमोस्तुते ॥ ११ ॥**

મયર (મોર) કુકકુટ (કુકડો) તેઓનું વાહન કરનારી, મહાશક્તિને ધારણ કરનારી, પવિત્ર, અને કુમારીનું સ્વરૂપ ધારણ કરનારી હે નારાયણી દેવી ! અમો તને નમસ્કાર કરીએ છીએ. ૧૧.

शरणागतदीनार्तपरित्राणपरायणे ।
सर्वस्यार्तिहरे देवि नारायणि नमोस्तुते ॥ १२ ॥

શરણે આવેલા ગરીબ અને પીડા પામનારાઓનું રક્ષણ કરવામાં પરાયણ તથા સર્વની પીડાઓને દૂર કરનારી હે નારાયણીદેવી ! અમો તને નમસ્કાર કરીએ છીએ. ૧૨.

सर्वमंगलमांगल्ये शिवे सर्वार्थसाधिके ।
शरण्ये त्र्यंबके गौरि नारायणि नमोस्तुते ॥ १३ ॥

સર્વ મંગલ માંગલ્ય, શિવા, સર્વાર્થને સિદ્ધ કરનારી, શરણે જવા યોગ્ય, ત્રિનેત્રવાળી, ગૌરી હે નારાયણીદેવી ! તને અમો નમસ્કાર કરીએ છીએ. ૧૩.

पुत्रान्देहि धनंदेहि सर्वकामांश्च देहि मे ।
रूपंदेहि जयंदेहि यशोदेहि द्विषोजहि ॥ १४ ॥

હે દેવી ! મને પુત્રો આપો, ધન આપો, તમામ ઇચ્છેલા પદાર્થો આપો, રૂપ આપો, જય આપો, કીર્તિ આપો, અને શત્રુઓનો નાશ કરો. ૧૪.

शूलेन पाहि नो देवि पाहि खड्गेन चाम्बिके ।
घण्टास्वनेन नः पाहि चापज्यानिः स्वनेन च ॥ १५ ॥

હે દેવી ! ત્રિશૂલથી અમારૂં રક્ષણ કરો, હે અમ્બિકા ! ખડ્ગથી અમારૂં રક્ષણ કરો, ઘંટાના શબ્દથી અમારૂં રક્ષણ કરો, તથા ધનુષ્યની દોરીના શબ્દથી અમારૂં રક્ષણ કરો. ૧૫.

विद्याः समस्तास्तव देवि भेदाः स्त्रियः समस्ताः सकला जगत्सु ।
त्वयैकया पूरितमंबयैतत्कातेस्तुतिः स्तव्यपरा परोक्तिः ॥ १६ ॥

હે દેવી ! તમામ વિદ્યાઓ તમારાજ ભેદ છે; અને જગતમાં તમામ સ્ત્રીઓ પણ તમારાજ ભેદો છે, અને હે માતા ! ત્હારી એકલીથીજ આખું જગત પરિપૂર્ણ છે, તેથી સ્તુતિ કરવા યોગ્ય બીજી વાણીથી અમો કેવી રીતે સ્તુતિ કરીએ. ૧૬.

---

## सूर्यस्तोत्रम् ॥ ७ ॥

ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती नारायणः सरसिजासन संनिविष्टः ।
केयूरवान्मकरकुण्डलवान् किरीटी हारी हिरण्मयवपु र्धृत-शङ्खचक्रः ॥ १ ॥

હંમેશાં સૂર્યમંડલમાં મધ્ય ભાગમાં રહેલા પદ્માસન ઉપર બેઠેલા, કેયૂર અને મકરાકૃતિ કુંડલને ધારણ કરનાર, મુકુટ ધારણ કરનાર હાર ધારણ કરનાર, સુવર્ણમય દેહ વાળા અને શંખ-ચક્રને ધારણ કરનાર, નારાયણ ધ્યાન કરવાને યોગ્ય છે. ૧.

यन्मण्डलं सर्वगतस्य विष्णो रात्मा परं धाम विशुद्धतत्त्वम् ।
सूक्ष्मान्तरैर्योगपथानुगम्यं पुनातु मां तत्सवितु र्वरेण्यम् ॥ २ ॥

જે સૂર્યમંડલ સર્વત્ર વ્યાપી રહેલા વિષ્ણુનું સ્વરૂપ છે, પરંધામ અને શુદ્ધતત્વ છે, સૂક્ષ્મ રીતે યોગમાર્ગથી જાણી શકાય તેવું અને વર્ણન કરવા યોગ્ય છે, તો તે મને પવિત્ર કરો. ૨.

यन्मण्डलं वेदविदो प्रगीतं यद्योगिनां योगपथानुगम्यम् ।
तत्सर्ववेदं प्रणमामि सूर्यं पुनातुमां तत्सवितु र्वरेण्यम् ॥ ३ ॥

જેના મંડલનું વેદશાસ્ત્રને જાણનારા સ્તવન કરે છે, અને યોગીઓ યોગમાર્ગથી જે મંડલમાં ગમન કરે છે, તે સર્વજ્ઞ સૂર્યને હું પ્રણામ કરૂં છું, અને તે વર્ણન કરવા યોગ્ય સૂર્યમંડલ મને પવિત્ર કરો. ૩.

नमः सवित्रे जगदेकचक्षुषे जगत्प्रसूतिस्थितिनाशहेतवे ।
त्रयीमयाय त्रिगुणात्मधारिणे विरञ्चिनारायणशंकरात्मने ।४।

જગતના એક નેત્રરૂપે રહેલા જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયના કારણરૂપ વેદત્રયીમય, અને ત્રિગુણ સ્વરૂપને ધારણ કરનાર, તથા બ્રહ્મા, વિષ્ણુ અને શંકર સ્વરૂપે રહેલા સૂર્યને નમસ્કાર કરૂં છું. ૪.

यस्योदयेनेह जगत्प्रबुध्यते प्रवर्तते चाखिलकर्मसिद्धये ।
ब्रह्मेन्द्रनारायण रुद्रवन्दितः स नः सदा यच्छतु मङ्गलंरविः।५।

જેના ઉદયથી આ પૃથ્વીમાં તમામ પ્રાણીઓ જાગૃત થાય છે અને પોતપોતાના તમામ કાર્યોમાં ફતેહ મેળવવા પ્રવૃત્ત થાય છે, તે બ્રહ્મા, ઇન્દ્ર, નારાયણ અને રૂદ્રથી વન્દન કરાતા સૂર્યનારાયણ હમેશાં અમોને મંગલ આપનારા થાઓ. ૫.

---

## विष्णुस्तोत्रम् ॥ ८ ॥

यस्य स्मरणमात्रेण जन्म संसारबन्धनात् ।
विमुच्यते नमस्तस्मै विष्णवे प्रभविष्णवे ॥ १ ॥

જેનું સ્મરણ માત્ર કરવાથી જન્મ-મરણ વિગેરે સંસારના બંધનથી માણુસ મુક્ત થાય છે. તે સર્વ સમર્થ વિષ્ણુ ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ૧.

विश्वेश्वर नमस्तुभ्यं विश्वात्मा विश्वकर्मकृत् ।
विश्वभुग्विश्वमायस्त्वं विश्वक्रीडारतिः प्रभुः ॥ २ ॥

હે વિશ્વના સ્વામી પ્રભુ ! તમો વિશ્વસ્વરૂપ છો, વિશ્વને ઉત્પન્ન કરનાર છો, વિશ્વને ભોગવનાર છો, તમારી માયા સમગ્ર વિશ્વમાં વ્યાપી છે. અને વિશ્વમાં ક્રીડા કરવાનો તમો પ્રેમ રાખો છો. ૨.

नमः शान्तात्मने तुभ्यं नमो गुह्यतमाय च ।
अचिन्त्यायाप्रमेयाय अनादिनिधनाय च ॥ ३ ॥

શાન્ત સ્વરૂપવાળા ગુહ્યતમ, અચિન્ત્ય અને અપ્રમેય, તથા જેને આદિ અંત નથી એવા પરમેશ્વર વિષ્ણુ ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ૩.

नमोऽस्त्वनंताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।
सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटीयुग धारिणे नमः॥४॥

સહસ્ર મૂર્તિવાળા હજારો, પાદ નેત્ર, મસ્તકવાળા ઉરૂ અને બાહુઓવાળા, હજારો નામોવાળા તથા હજારો કોટિ યુગોને ધારણ કરનાર અનંત ભગવાનને નમસ્કાર કરૂં છું. ૪.

त्वमेकोह्यस्य सर्वस्य विधानस्य स्वयंभुवः ।
अचिन्त्यस्याप्रमेयस्व कार्यतत्त्वार्थवित्प्रभो ॥ ५ ॥

હે પ્રભુ ! તમો એકલાજ અચિન્ત્ય, અપ્રમેય, અને સ્વયંભૂ, વિધાન ( જગત ) ના તમામ કાર્યતત્વને જાણુનારા છે. ૫.

दिव्योह्यमूर्त्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः ।
अप्राणो ह्यमनाः शुभ्रोऽक्षरात्परतः परः ॥ ६ ॥

પરમાત્મા દિવ્ય સ્વરૂપવાળા છે, અમૂર્ત છે, વિશ્વની અને અંતર સર્વત્ર વ્યાપ્ત થઇને રહ્યા છે, અજ છે, અપ્રાણ ( પ્રાણુથી ભિન્ન ) મનથી ભિન્ન શુભ્રસ્વરૂપવાળા તથા અક્ષરાતિત છે. ૬.

यः सर्वज्ञः सर्वविद्यस्यैव महिमा भुवि ।
दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम्न्यात्मप्रतिष्ठितः ॥ ७ ॥

જે સર્વજ્ઞ હોઇ સર્વને જાણુનાર છે, અને જેનો મહિમા પૃથ્વીને વિષે તથા દિવ્ય બ્રહ્મલોકમાં વ્યાપી રહ્યો છે, અને જેનું સ્વરૂપ વ્યોમને વિષે પ્રતિષ્ઠા પામેલું છે. ૭.

सर्वव्यापिन मात्मानं क्षीरे सर्पिरिवार्पितम् ।
आत्मविद्यातपोमूलं तद्ब्रह्मोपनिषत्परम् ॥ ८ ॥

દૂધને વિષે જેમ ઘૃત સર્વાવયમાં વ્યાપ્ત થઇને રહેલું છે, તે પ્રમાણે આત્મસ્વરૂપ પણ સર્વત્ર વ્યાપ્ત થઇને રહેલું છે. આત્મવિદ્યા અને તપશ્ચર્યાનું મૂલ છે, અને ઉપનિષદ્‌માં બતાવેલું જે બ્રહ્મ તે આત્મસ્વરૂપજ છે. ૮.

---

# सद्गुरुस्तोत्रम् ॥ १ ॥

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्ति
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यं ।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तन्नमामि ॥ १ ॥

બ્રહ્માનંદ પરમસુખને આપનાર, કેવળજ્ઞાન સ્વરૂપ સુખ-દુઃખાદિ દ્વન્દ્વથી રહિત, ગગન સરખા તત્વમસિ, ઇત્યાદિ મહાવાકયોથી ઓળખી શકાય તેવા. નિત્ય, એક, સ્વચ્છ, અચલ, સર્વબુદ્ધિઓના સાક્ષીભૂત ભાવથી અતિત ત્રણે ગુણોથી રહિત એવા સદ્ગુરૂને હું નમસ્કાર કરૂં છું. ૧.

जगद्गुरो नमस्तुभ्यं शिवाय शिवदाय च ।
योगीन्द्राणांच योगीन्द्र गुरूणां गुरुवे नमः ॥ २ ॥

હે જગદ્ગુરૂ ! તમો યોગીઓમાં પણ યોગીન્દ્ર છો, ગુરૂઓમાં પણ ગુરૂ છો, કલ્યાણસ્વરૂપ છો, અને કલ્યાણ કરનારા છો, તેથી હું આપને નમસ્કાર કરૂં છું. ૨.

ब्रह्मस्वरूप ब्रह्मज्ञ ब्रह्मभावेच तत्पर ।
ब्रह्मबीजस्वरूपेण ब्रह्मबीज नमोस्तुते ॥ ३ ॥

હે ગુરૂદેવ ! આપ બ્રહ્મસ્વરૂપ છો, બ્રહ્મને જાણનાર છો, બ્રહ્મભાવમાં તત્પર છો, બ્રહ્મબીજ સ્વરૂપે રહેલા છો. તેવા સ્વરૂપવાળા તમોને હું નમસ્કાર કરૂં છું. ૩.

यस्यदेवे पराभक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिताह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ ४ ॥

જેને દેવતાઓ ઉપર પરમભક્તિ હોય છે, અને તેટલી ગુરૂ ઉપર હોય છે, તેનેજ શિખવામાં આવેલા તમામ પદાર્થો ઉપસ્થિત રહે છે. એટલા માટે શિષ્યે ગુરૂભક્તિ રાખવી જોઇએ. ૪.

विचारणीया वेदान्ता वन्दनीयो गुरुः सदा ।
गुरूणां वचनं सत्यं दर्शनं सेवनं नृणाम् ॥ ५ ॥

વેદાન્તોનો વિચાર કરવો, તથા નિરંતર ગુરૂનું વંદન કરવું, ગુરૂનું વચન સત્ય માનવું, તથા ગુરૂનું દર્શન કરવું, અને સેવા કરવી. એ મનુષ્યોનું અવશ્ય કર્તવ્ય છે. ૫.

नित्यंशुद्धं निराभासं निराकारं निरञ्जनम् ।
नित्यबोधं चिदानंदं गुरुंब्रह्म सनातनम् ॥ ६ ॥

નિત્ય, શુદ્ધ, નિરાભાસ, નિરાકાર; નિરંજન, નિત્યબોધ અને ચિદાનંદ તથા સનાતન, એવું જે બ્રહ્મનું સ્વરૂપ છે, તેજ ગુરૂ છે. અર્થાત્ ગુરૂજ બ્રહ્મસ્વરૂપ છે. ૬.

अखण्डमण्डलाकारं व्याप्तं येन चराचरम् ।
तत्पदंदर्शितं येन तस्मै श्री गुरुवे नमः ॥ ७ ॥

અખંડ મંડલાકાર અને જેનાથી ચર તથા અચર સર્વ વસ્તુઓ વ્યાપ્ત થઇને રહેલી છે. અને જેણે તત્પદ (ઇશ્વિરસ્વરૂપ) નું દર્શન કરાવ્યું છે. તે ગુરૂદેવને હું નમસ્કાર કરૂં છું. ૭.

अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥ ८ ॥

અજ્ઞાનરૂપી અન્ધકારથી આંધળા થયેલાને જ્ઞાનરૂપી

અંજનશલાકાથી જેમણે નેત્રો ખુલ્લાં કર્યાં છે, તે ગુરૂને હું-
નમસ્કાર કરૂં છું. ૮.

नमः शिवाय गुरवे सच्चिदानन्दमूर्तये ।
निष्प्रपंचाय शान्ताय निरालंबायतेजसे ॥ ९ ॥

કલ્યાણસ્વરૂપ, સચ્ચિદાનંદસ્વરૂપ, પ્રપંચથી રહીત, શાન્ત, નિરાલંબ અને તેજોમય, ગુરૂદેવને હું નમસ્કાર કરૂં છું. ૯.

---

## आगम शास्त्र-( तंत्र मंत्र यंत्र ) रहस्यम् ॥१०॥

शुभं वाप्यशुभं वापि काम्यं कर्म करोति यः ।
तस्यारित्वं व्रजेन्मन्त्रो न तस्मात्त त्परो भवेत् ॥ १ ॥

જે માણસ શુભ, અશુભ, કોઇ પણ કામ્યકર્મ કરે છે. ( અર્થાત્ કોઇ પણ મન્ત્રનો જપ કરી શુભ અગર અશુભ કામ્યકર્મ કર્યું હોય ) તો તે મન્ત્ર જપ કરનારનો શત્રુરૂપે બને છે. માટે કામ્યકર્મમાં તત્પર થવું નહીં. ૧.

विषयासक्तचित्तानां संतोषाय प्रकाशितम् ।
पूर्वाचार्योदितं काम्यं कर्म नैतद्धितावहम् ॥ २ ॥

જે પુરૂષોની ચિત્તવૃત્તિઓ વિષયોમાં આસક્ત હોય છે, તેવા પુરૂષોને માટે પૂર્વાચાર્યોએ કામ્યકર્મો બતાવેલાં છે, તેથી તે હિતાવહ નથી. ૨.

काम्यकर्म प्रसक्तानां तावन्मात्रं भवेत्फलम् ।
निष्कामं भजतां देव मखिलाभीष्टसिद्धयः ॥ ३ ॥

કામ્યકર્મમાં આસક્તિ રાખનારાઓને જે કામનાથી કર્મ કર્યું હોય તો તે કર્મથી તેટલીજ કામના સિદ્ધ થાય છે. અને નિષ્કામભક્તિ કરનારાઓને તો તમામ ઇચ્છેલી વસ્તુઓ પ્રાપ્ત થાય છે. તેટલા માટે નિષ્કામભક્તિ કરવી એ શ્રેષ્ઠ છે. ૩.

**प्रतिमन्त्रं समुदिताये प्रयोगाः सुखाप्तये ।**
**तदासक्तिं विहायैव निष्कामो देवतां भजेत् ॥ ४ ॥**

જુદા જુદા મન્ત્રોથી જે જે પ્રયોગો સુખને માટે બતાવેલા છે, તે તે પ્રયોગોમાં આસક્તિ છોડી દઇને નિષ્કામપણે દેવતાનું પૂજન કરવું. ૪.

**तस्माद्वेदोदितं कुर्यादुपासीत च देवताः ।**
**शुद्धान्तःकरण स्तेन लभते ज्ञानमुत्तमम् ॥ ५ ॥**

તેટલા માટે વેદમાં કહેલું કર્મ કરવું અને વેદોક્ત કર્મથીજ દેવતાઓની ઉપાસના કરવી. શુદ્ધ અન્તઃકરણથી દેવતાઓની ઉપાસના કરવાથી ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થાય છે. ૫.

**मनुष्यदेहं संप्राप्य उपासीत च देवताः ।**
**यो न मुच्येत संसारान्महापापयुतो हि सः ॥ ६ ॥**

મનુષ્યદેહ પ્રાપ્ત કરીને દેવતાઓની ઉપાસના કરવી, અને મોક્ષ પ્રાપ્ત કરવો. જે મનુષ્ય દેવતાઓની ઉપાસના કરી સંસારથી મોક્ષ મેળવતો નથી તેને મહાપાપી જાણવો. ૬.

**आत्मज्ञानाप्तये तस्माद्यतितव्यं नरोत्तमैः ।**
**लब्धज्ञानः कृतार्थः स्यात्संसारात्प्रतिमुच्यते ॥ ७ ॥**

તેટલા માટે ઉત્તમ પુરૂષોએ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને

માટે પ્રયત્ન કરવો. જ્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારેજ મનુષ્ય કૃતાર્થ થાય છે. અને સંસારથી મુક્ત થાય છે. ૭.

ज्ञात्वात्मानं परंब्रह्म वेदान्तैः प्रतिपादितम् ।
जीवोब्रह्मैव संपूर्ण मिति ज्ञात्वा विमुच्यते ॥८॥ मंत्रमहोदधि॥

વેદાન્ત વાકયોથી પ્રતિપાદન કરેલા પરબ્રહ્મ સ્વરૂપી આત્માને જાણીને પૂર્ણબ્રહ્મ જીવજ છે. એ પ્રમાણે જાણીને મુક્ત થાય છે. ૮.

श्री महादेव उवाच ॥

एकमेव परंब्रह्म नित्य माहुर्मनीषिणः ।
एकमेव परंब्रह्मध्येयमाहुस्तथैवच ॥ १ ॥

બુદ્ધિશાળી મહાત્માઓ પરબ્રહ્મ એકજ નિત્ય છે, અને તેનું એકલાનુંજ ધ્યાન કરવા યોગ્ય છે; એ પ્રમાણે કહે છે. ૧.

तस्य तु ध्यानमात्रेण बन्धनिष्कासनं ध्रुवम् ।
शोकानांच भयानांच निष्कृतिर्भवति प्रिये ॥ २ ॥

હે પ્રિયે ! (પાર્વતી) બ્રહ્મનું ધ્યાન કરવા માત્રથીજ સંસારનું બંધન દૂર થાય છે, તથા શોક અને ભય પણ નાશ પામે છે. ૨.

ब्रह्मज्ञानं परंज्ञानं यस्यचित्ते विराजते ।
किं तस्य जपयज्ञाद्यै स्तपोभि र्नियमव्रतैः ॥ ३ ॥

બ્રહ્મજ્ઞાન એજ પરજ્ઞાન (શ્રેષ્ઠજ્ઞાન) છે, અને તે જેના અંતઃકરણમાં શોભે છે, તે પુરૂષને જપ, યજ્ઞ, તપ-

ચર્યા, નિયમ, અને વ્રત વિગેરેનું પાલન કરવાથી કાંઈ પણ અધિક ફલ નથી. ૩.

सत्यं विज्ञानमानन्दं एकं ब्रह्मैव पश्यतः ।
न पापं नैव सुकृतं न स्वर्गो न पुनर्भवः ॥ ४ ॥

સત્ય, વિજ્ઞાન, આનંદમય એકબ્રહ્મ છે. એવું જોનારને પાપ, પુણ્ય, સ્વર્ગ અગર પુનર્જન્મ રહેતો નથી. ૪.

आत्मा साक्षी विभुः पूर्णः सत्योऽद्वैतः परात्परः ।
देहस्थोपि न देहस्थो ज्ञात्वैवं मुक्तिभाक् भवेत् ॥ ५ ॥

આત્મા સાક્ષી છે, વિભુ છે, પૂર્ણ છે, સત્યસ્વરૂપી છે, અદ્વૈત છે, અને પરથી પણ પર છે, અને દેહમાં રહેલો છે. તથાપિ દેહના ધર્મથી રહિત છે. એવું જેને જ્ઞાન છે, તે મોક્ષ મેળવે છે. ૫.

प्रणवः परमोमन्त्रः साक्षाद्ब्रह्म सनातनः ।
तस्मात्प्रादुरभून्मन्त्रा बहुशाखा समन्विता ॥ ६ ॥

પ્રણવ ૐકારનો પરમ મન્ત્ર છે, અને સાક્ષાત્ સનાતન બ્રહ્મ છે, અને તેનાથી તમામ મન્ત્રો પ્રગટ થયા છે. જેઓની શાખાઓ અનંત તથા અત્યન્ત છે. ૬.

तस्मादोंकारजापी यः स मुक्तो नच संशयः ॥ ७ ॥

તેટલા માટે જે ૐકારનો જપ કરે છે, તેજ મુક્ત છે; એમાં સંશય નથી. ૭.

कुशपुष्पै र्बिल्वदलैः पुष्पैर्वा गिरिसम्भवैः ।
योमां समर्चयते नित्यं प्रणवेन प्रियो हि सः ॥ ८ ॥

કાસના પુષ્પોથી બીલિપત્રથી અથવા પર્વતમાં વૃક્ષાદિએ થયેલાં પુષ્પોથી જે પુરૂષ ૐકારથી મારૂં પૂજન કરે છે, તે નિત્ય મને પ્રિય છે. ૮.

**अहिंसा सत्यमस्त्येयं शौच मिन्द्रियनिग्रहः ।**
**यस्यास्त्यध्ययनं नित्यं स मे भक्तः स मे प्रियः ॥ ९ ॥**

અહિંસા, સત્ય, અસ્તેય, પવિત્રતા, ઇન્દ્રિયોનો નિગ્રહ, અને જે નિરંતર અધ્યયન કરતો હોય તે મારો પરમભક્ત છે, અને મને પ્રિય છે. ૯.

**ईशावास्यादिमन्त्रान्यो जपन्नित्यं ममाग्रतः ।**
**मत्सायुज्यमवाप्नोति ममलोके महीयते ॥ १० ॥**

જે પુરૂષ મારા આગળ આવીને ઈશાવાસ્ય વિગેરે મન્ત્રોને નિરંતર જપે છે તે પુરૂષ મારી સાયુજ્ય ગતિને પ્રાપ્ત કરે છે. અને મારાલોકમાં (શિવલોકમાં) પૂજાય છે. ૧૦.

---

**॥ ॐ ॥**

## अथ मनबोधः ॥ ११ ॥

**देहे बुद्धिचा निश्चयो दृढजाला,**
**देहातीत तें हीत सांडीत गेला,**
**देहे बुद्धि ते आत्मबुद्धी करावी,**
**सदा संगती सज्जनाची धरावी ॥ १ ॥**

मने कल्पिला वीषयो सोडवावा
मनें देव निर्गुण तो ओळखावा
मनें कल्पितां कल्पना ते सरावी
सदा संगती सज्जनाची धरावी ॥ २ ॥
अहंकार विस्तारला या तनूचा
स्त्रिया पुत्र मित्रादिकें मोह त्यांचा
बळें भ्रांति हे जन्म चिंता हरावी
सदा संगती सज्जनाची धरावी ॥ ३ ॥
बरा निश्चयो शाश्वताचा करावा
म्हणेदास संदेह तो वीसरावा
घडी नें घडी सार्थकाची करावी
सदा संगती सज्जनाची धरावी ॥ ४ ॥
मना सर्वही संग सोडूनि द्यावा
अती आदरें सज्जनाचा धरावा
तयाचेनि संगें महा दुःख भंगे
जगीं साधनेंवीण सन्मार्ग लागे ॥ ५ ॥
देहे भान हें ज्ञान शस्त्रें खुडावें
विदेहीपणें भक्ति मार्गेंचि जावें
विरक्ती बळें निंद्य सर्वें त्यजावें
परी सं [illegible] सोडूनि सूखें रहावें ॥ ६ ॥
मना [illegible] भक्ति पंथेचि जावें
तरी [illegible] पाविजेतो स्वभावें

जनीं निंद्य तें सर्व सोडोनि द्यावें
जनीं वंद्य तें सर्व भावें करावें ॥ ७ ॥
मना वासना दुष्ट कामा नयेरे
मना सर्वथा पाप बुद्धी नकोरे
मना धर्मता नीति सोडूं नको हो
मना अंतरीं सार वीचार राहो ॥ ८ ॥
जनीं सर्व सुखी असा कोण आहे
विचारी मना तूंचि शोधूनि पाहें
मना त्यांचिरे पूर्व संचीत केलें
तया सारिखें भोगणें प्राप्त जालें ॥ ९ ॥
मनीं मानव व्यर्थ चिंता वहातें
अकस्मात होणार होऊनि जातें
घडे भोगणें सर्वही कर्म योगें
मतीमंद तो खेद मानी वियोगें ॥ १० ॥
हरीभक्त वीरक्त विज्ञान राशी
जेणें मानसीं स्थापिलें निश्चयासी
तया दर्शनें स्पर्शनें पुण्य जोडे
तया भाषणें नष्ट संदेह मोडे ॥ ११ ॥
नसे गर्व अंगीं सदा वीतरागी
क्षमा शांति भोगी दया दक्ष योगी
नसे लोभ-ना क्षोभ ना दैन्यवाणा
अशा लक्षणीं जाणिजे योगिराणा ॥ १२ ॥

जनीं भक्त ज्ञानी विवेकी विरागी
कृपाळू मनस्वी क्षमावंत योगी
प्रभू दक्ष व्युत्पन्न चातुर्य जाणे
तयाचेनि योगें समाधान बाणे ॥ १३ ॥

मना श्रेष्ठ धारिष्ठ जीवीं धरावें
मना बोलणें नित्य सोशीत जावें
स्वयें सर्वदा नम्र वाचे वदावें
मना सर्व लोकांसिरे नीववावें ॥ १४ ॥

देहे त्यागितां किर्ति मागें उरावी
मना सज्जना हेचि क्रिया धरावी
मना चंदनाचे परीखां झिजावें
परी अंतरीं सज्जना नीववावें ॥ १५ ॥

जनीं भोजनीं नाम वाचे वदावें
अती आदरें गद्य घोषें म्हणावें
हरी चिंतनें अन्न जेवीत जावें
तरी श्रीहरी पाविजे तो स्वभावें ॥ १६ ॥

"क्रियेवीण वाचाळता व्यर्थ आहे"
"मुखीं बोलिल्या सारिखें चालता है
मना सद्गुरू तो चि शोधूनि पाहें."

---

# ॥ ૐ ॥

# નિર્ભયઘાટ.

---

॥ પદ્ય ॥

અનુભવ સ્વરૂપ નિજરૂપ લખા,
જિન સોહં શિવોહં રટા રટા. ટેક.

અક્ષય ધન નિર્ભય મિલ જાવે, તૃષ્ણા કબહૂં નિકટ ન આવે;
કર સંતોષ બૈઠરહ ઘરમેં, મત બાહર ફિર ઉઠા ઉઠા.
અનુભવ૦ ૧

જીવનમુક્ત સુખ જો તૂ ચાહે, નિર્ભય ઔર કયા યત્ન બતાયે;
બ્રહ્માનંદસે પૂરણ હોજા, વિષય આનંદકો ઘટા ઘટા.
અનુભવ૦ ૨

શીતલ હૃદય શાંત ચિત્ત હોઇ, વૃથા કલ્પના ઉઠે ન કોઈ;
નિર્ભય અન્તર નિર્મલ કરલો, મલ જિતને હૈં છુટા છુટા.
અનુભવ૦ ૩

રાગ ઔર દ્વેષ નષ્ટ હો જાવે ચહુઁ દિશા એકહિ ભાવ દિખાવે;
નિર્ભય હો નિશ્ચય યહિ રાખો, દૃષ્ટિ દૃશ્યસે હટા હટા.
અનુભવ૦ ૪

નામરૂપ ગુણતે હૈ ન્યારો, સત્ ચિત્ આનંદ ભાવ હમારો;
માખન માખન ખાલો નિર્ભય, છાંડ ચલો યહીં મઠા મઠા.
અનુભવ૦ ૫

---

॥ પદ્ય ॥

નમઃ ઓમ્ તત્સત્ નમઃ શિવાય, (ધ્રુવ.)
ત્વમેકં શરણ્યં ત્વમેકં વરેણ્યં;
નમો ભગવતે વિષ્ણુવે કેશવાય નમઃ૦ ૧
ત્વમેકં જગત્ ઇશ્વરં વાસુદેવં,
નમસ્તે ચિતે વિશ્વરૂપાત્મકાય. નમઃ૦ ૨
ત્વમેકં શિવં અક્ષરં નિર્વિશેષં,
નમસ્તે સતે સર્વ લોકાશ્રયાય. નમઃ૦ ૩
ત્વમેકં સદા નિશ્ચલં નિર્વિકલ્પં,
નમો બ્રહ્મણે વ્યાપિને નિર્ગુણાય. નમઃ૦ ૪
ત્વમેકં પરં સુંદરં શાંતરૂપં,
નમઃ સુખ સ્વરૂપાય મુક્તિ પ્રદાય. નમઃ૦ ૫

---

॥ કવિત ॥

કોઈ કહતા હૈ જપ તપ દાન કરો,
કોઇ તીરથ વ્રત સુકૃતિ બતાવે.
કોઈ કહતા હૈ વિદ્યા પઢે અઘ દૂર હો
મુખ્ય કોઈ ભક્તિહી દ્રઢાવે.
વૈરાગ્ય વિવેક દિખાત કોઇ
બલિ વૈશ્વ કોઇ હઠ જોગ કરાવે.
તૂ સચ્ચિદાનંદ હૈ બ્રહ્મસ્વરૂપ
નિર્ભય જ્ઞાન કોઈ ન સુનાવે.

---

॥ મુસદ્દસ ॥

સુનો મિત્ર કહતા હું સચ્ચી કહાની,
યહી મેરા અનુભવ યહી વેદ વાની;
સદાશિવને બ્રહ્માને વિષ્ણુને માની,
બનાઈ નહીં બાત હૈયે પુરાની. ૧
ચિદાનન્દ ઘન નિત્ય નિર્મલ અમર હૈ,
નિરાકાર નિર્ગુણ નિરંજન અજર હૈ;
નિરાધાર નિરવયવ માયાસે પર હૈ,
નખટકા કિસીકા નકાહૂકા ડર હૈ. ૨
વો હૈ જાત મેરી જો જાતે ખુદા હૈ,
પરમ દેવ શ્રુતિને મુઝકો કહા હૈ;
મેં કર્ત્તા અકર્ત્તા હું તુમને સુના હૈ,
બકા હૈ મુઝે ઔર સબકો ફના હૈ. ૩
ઉદય પુણ્ય હો જન્મ જન્માંતરકા,
તબ હોતી હૈ અપવર્ગકી મનસે ઇચ્છા;
કઠિન ઇસિકે સાધન હૈ કમ ઇસિકે શૈદા,
યે સંસાર ઉધોજી અદ્‌ભૂત તમાશા. ૪

---

॥ પદ્ય ॥

તેરી ચંચલતા મિટ જાયગી,
મન ભ્રકુટી ધ્યાન લગાય લે. (ધ્રુવ)
આલસ મિટે દેહ થિર હોવે,
આસન સિદ્ધ જમાય લે. તેરી૦ ૧
નિદ્રા જાય સ્વપ્ન નહીં આવે,
અનહદ જોત જગાય લે. તેરી૦ ૨

અક્ષય નિર્વિકલ્પ સુખ હોવે,
સંયમકો રસ ખાય લે. તેરી૦ ૩
નિર્ભય બ્રહ્મ પરમગતિ પાવે,
આતમ દેવ મનાય લે. તેરી૦ ૪

---

ચિદાનંદ ઘનરૂપ અનાદિ નામ આદિ ઓમ્કારા હૈ,
સબ જ્યોતિનકી જ્યોતિસાક્ષી સ્વયં પ્રકાશ ઉજારા હૈ;

---

તુઝે હૈ શોખ મિલનેકા, તો હરદમ લો લગાતા જા,
તુઝે હૈ પ્રેમદર્શનકા, અનલહક તું જગાતા જા.

---

દયાધર્મ પાલો ઔર હિંસાકો છોડો,
વૃથા માન અપમાનસે મુઁહકો મોડો;
ઇધરસે હટાઓ ઉધર મનકો જોડો,
ઉદાસીન હો જાવો આશાકો છોડો. ૫
પકડ પ્રેમ બલસે પ્રાણોંકી ધારા,
ચઢો ઊર્ધ્વ જપતે હુએ ઓમ્કારા;
જમાકર ભ્રૂમધ્ય આંખોકા તારા,
કરો ધ્યાન ભ્રકુટીમેં નિર્ભય હમારા. ૬

---

॥ દોહા ॥

દુર્લભ માનુષ તન મિલો, અવસર બનો હૈ આય;
ચેત તબેરા બાવરે, બિરથા જીવન જાય.
મેરા મેરી માનકર, ક્યા મનમેં રહો ભુલ;
માટીકા સબ ખેલ હૈ, અન્ત ધૂલકી ધૂલ.

ૐ ૐ ૐ

॥ ॐ ॥

# अथ ब्रह्मविद्या ॥

## ॥ ईशावास्योपनिषद् गुच्छः १॥

ईशावास्यामिदः सर्वं यत्किंच जगत्यां जगत्
तेनत्यक्तेन भुञ्जीथा मागृधः कस्यचिद्धनम ॥ १ ॥

પૃથ્વીમાં જે ચરાચર વસ્તુઓ દેખાય છે, તે તમામ સ્તુઓ પરબ્રહ્મથી વ્યાપ્ત છે. તેથી તે તમામ વસ્તુઓ ારાથી ભિન્ન છે અને મારે તે મેળવવી જોઇએ તેવી. ાશક્તિ છોડી દેઇને આત્માનું પાલન કર. અને અન્યના નની આકાંક્ષા ન કર. કારણ કે, आत्मंवेदंसर्वं એવી ાવનાથી આ સર્વ બ્રહ્મમય છે. માટે મિથ્યા આકાંક્ષા કર. (૧)

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतंःसमाः
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ २ ॥

અગ્નિહોત્રાદિક કર્મો કરતા રહીને આ પૃથ્વીમાં સેંકડો ર્ષો સુધી જીવવાની ઇચ્છા રાખવી એ પ્રમાણે જીવનની ચ્છા રાખનાર અને પુરૂષપણાનું અભિમાન રાખનાર તારા ંષે બીજું કોઈ સાધન નથી. કે જે સાધનથી અશુભ ર્મનો લેપ થાય નહીં. અર્થાત્ અશુભ કર્મોનો લેપ ન ાય તેટલા માટે જીવતા સુધી અગ્નિ હોત્રાદિક ક્રિયાઓ રવી. (૨)

**असूर्या नाम ते लोका अन्धेन तमसावृताः**
**तांस्ते प्रेत्याभिगच्छन्ति येके चात्महनो जनाः ॥३॥**

કર્મોનું ફળ જેમાં ભોગવાતું દેખાય છે એવા દેવાદિ-
ના જે લોકો છે તે અસૂર્ય લોક કહેવાય છે. અને તે
અવિદ્યારૂપી અંધકારથી વ્યાપ્ત છે. (અર્થાત્ સ્વર્ગાદિક
લોકોમાં રહેનારાઓને આત્મા એકજ છે એવું અદ્વૈત જ્ઞાન
થતું નથી.) જે લોકો અજ્ઞાનથી અજર-અમર આત્માનું
સ્વરૂપ જાણ્યા સિવાય કેવળ ભોગાદિકની ઇચ્છાથી કર્મ
કરનારા છે તેઓ (આત્મઘાતી કહેવાય છે.) આ દેહનો
ત્યાગ કરી તે અસૂર્ય લોકોમાં ગમન કરે છે. (૩)

**अनेजदेकं मनसोजवीयो नैनद्देवा आप्नुवन्पूर्वमर्षत्**
**तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपो मातरिश्वा दधाति ॥४॥**

આત્મતત્વ નિરંતર એક સરખા સ્વરૂપવાળુંજ છે.
મન કરતાં પણ અધિક વેગવાળું છે. અને સર્વવ્યાપી હોવાને
લીધે નેત્ર વિગેરે ઇન્દ્રિયોથી ગ્રહણ કરી શકાય તેવું નથી.
વળી તે આત્મતત્વ મન-વાણી ઇન્દ્રિયો વિગેરેની ગતિને
ઉલ્લંઘન કરીને વર્તન કરનારૂં છે અર્થાત્ તે ઇન્દ્રિયો કરતાં
અધિક વેગવાળું છે. અને અવિક્રિય (વિકાર વગરનું છે)
એમ તે આત્મતત્વની સત્તાથીજ દેહમાં રહેલો પ્રાણવાયુ
પ્રાણીઓને હાથ પગથી હાલવા ચાલવા વિગેરે ચેષ્ટાઓનો
વિભાગ કરે છે. (૪)

**तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके**
**तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥५॥**

તે આત્મતત્વ ચાલે છે છતાં નથી પણ ચાલતું. અર્થાત્ આત્મતત્વ અચલ હોવા છતાં ચલાયમાન હોય તેવું જણાય છે. અને તે આત્મતત્વ અજ્ઞાનીઓથી સેંકડો, કરોડો વર્ષોથી પણ પ્રાપ્ત ન કરી શકાય તેવું હોવાથી દૂર હોય તેવું છે. છતાં જ્ઞાનિઓને તે પાસેજ છે. વળી તે આત્મતત્વ આ જગતની બાહ્ય તથા અન્તરવ્યાપ્ત થઇને રહેલું છે. ( ૫ )

**यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति**
**सर्वभूतेषु चाऽऽत्मानं ततो न विजुगुप्सते ॥ ६ ॥**

જે મુમુક્ષુ સર્વ પ્રાણી માત્રને આત્માને વિષેજ જુએ છે અર્થાત્ સર્વત્ર આત્માજ છે તે સિવાય કોઇ પણ વસ્તુ નથી એમ માને છે. અને તમામ પ્રાણીમાત્રમાં પોતાને પણ આત્મરૂપે જુએ છે અર્થાત્ પ્રાણીમાત્રમાં હુંજ આત્મારૂપે રહેલો છું. એ પ્રમાણે માને છે. અને તેટલા કારણથી જ કોઇની ઘૃણા કરતો નથી. ( ૬ )

**यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ॥**
**तत्र को मोहः कः शोक एकत्व मनुपश्यतः ॥ ७ ॥**

જે સમયે જે આત્મતત્વને વિષેજ સર્વ પ્રાણીમાત્ર રહેલો છે એવું જેને જ્ઞાન થયું છે તે પુરૂષને તે સમયે સર્વત્ર એક આત્મતત્વનુંજ દર્શન થતું હોવાથી મોહ અગર શોક રહેતો નથી. ( ૭ )

**सपर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविर ꣳ शुद्धमपापविद्धम् ॥**
**कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्व-**
**तीभ्यः समाभ्यः ॥ ८ ॥**

તે આત્મતત્વ સર્વવ્યાપી છે. શુદ્ધ દેદીપ્યમાન છે. શરીરથી રહિત છે. ક્ષતથી રહિત છે, સ્નાયુઓથી રહીત છે. ધર્માધર્મ વિગેરે પાપથી રહિત છે. સર્વત્ર દ્રષ્ટા છે. સર્વજ્ઞ છે. સર્વના ઉપર રહેલું છે. ( અર્થાત્ સર્વથી પ્રથમ ઉત્પત્તિ-વાળુંજ છે ) સ્વયંભૂ છે અને નિત્ય સંવત્સર નામના પ્રજાપતિને યથાયોગ્ય પદાર્થોનો વિભાગ કરે છે. ( ૮ )

**अन्धतमः प्रविशन्ति येऽविद्यामुपासते ॥**
**ततो भूय इव ते तमो य उ विद्याया ँ रताः ॥ ९ ॥**

જે અવિદ્યાની ઉપાસના કરે છે તેઓ અદર્શનાત્મક અન્ધકારમાં પ્રવેશ કરે છે, અને જે દેવતાઓના લોકોને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે અને જ્ઞાન પ્રાપ્ત કરતા નથી. તેઓ તો વારંવાર અન્ધકારમાં પ્રવેશ કરે છે. ( ૯ )

**अन्यदेवाहुर्विद्ययाऽन्यदाहुरविद्यया ।**
**इति शुश्रुमधीराणां येनस्तद्विचचक्षिरे ॥ १० ॥**

વિદ્યાથી અન્ય ફળ પ્રાપ્ત થાય છે. ( विद्यया देवलोकः विद्यया तदारोहन्तीतिश्रुतेः ) વિદ્યાથી દેવલોકમાં આરોહણ કરે છે, અને અવિદ્યાથી ( કર્મમાર્ગથી ) અન્ય ફળ પ્રાપ્ત થાય છે. कर्मणा पितृलोकः इतिश्रुतिः કર્મથી પિતૃલોકમાં જાય છે. એ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે. એ પ્રમાણે વિદ્યા તથા અવિદ્યાનાં ફળ પ્રથક્ પ્રથક્ છે. એ પ્રમાણે ધીર પુરૂષોનાં વચનો અમે સાંભળીએ છીએ. એ પ્રમાણે આચાર્યો અમને કહી ગયા છે. ( ૧૦ )

विद्यां चाविद्यांच यस्तद्वेदोभयं ँ सह ।
अविद्ययामृत्युंतीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥ ११ ॥

એ પ્રમાણે વિદ્યા અને અવિદ્યા ( દેવતાજ્ઞાન અને કર્મ ) તે બન્ને એકજ માણસે સેવન કરવા જોઇએ. જેથી અવિદ્યાથી ( અગ્નિહોત્રાદિક કર્મથી ) મૃત્યુને ( સ્વાભાવિક કર્મ અને જ્ઞાનને ) અતિ ક્રમણ કરીને વિદ્યાથી ( દેવતા જ્ઞાનથી ) અમૃતને પ્રાપ્ત કરે છે અર્થાત્ દેવમય બને છે. (૧૧)

अन्धंतमःप्रविशन्ति येऽसंभूति मुपासते ।
ततो भूयइवतेतमोयउ संभूत्या ँ रताः ॥ १२ ॥

જેઓ કામ કર્મની બીજ ભૂત અવ્યાકૃત પ્રકૃતિ ( કારણ ) જે અદર્શનાત્મક અવિદ્યા છે તેની જેઓ ઉપાસના કરે છે તેઓ અન્ધકારમાં પ્રવેશ કરે છે અને જેઓ કાર્યબ્રહ્મ હિરણ્યગર્ભ ( બ્રહ્મા ) ની ઉપાસના કરે છે તેઓ તો વારંવાર અદર્શનાત્મક અન્ધકારમાં પ્રવેશ કરે છે. (૧૨)

अन्यदेवाहुः संभवादन्यदाहुरसंभवात् ।
इति शुश्रुम धीराणांयेनस्तद्विचचक्षिरे ॥ १३ ॥

સંભવથી ( કાર્યબ્રહ્મ હિરણ્યગર્ભની ઉપાસનાથી ) અન્ય ફળ પ્રાપ્ત થાય છે. અર્થાત્ અણિમાદિ ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. એને અસંભવથી ( કારણરૂપે રહેલી પ્રકૃતિની ઉપાસના કરવાથી ) પ્રકૃતિનો (માયાનો) લય થાય છે. એવું અમે ધીર પુરૂષોનું વચન સાંભળ્યું છે અને આચાર્યોએ અમને તેજ પ્રમાણે ઉપાસનાના ફળનું વ્યાખ્યાન કહી બતાવ્યું છે. ( ૧૩ )

संभूतिं चविनाशंचयस्तद्वेदो भय ं सह ।
विनाशेन मृत्युंतीर्त्वा संभूत्याऽमृतमश्नुते ॥ १४ ॥

સંભૂતિ (પ્રકૃતિ) અને ( વિનાશ જેનો ધર્મ છે એવું ધર્મિ કાર્ય બ્રહ્મહિરણ્ય ગર્ભ ) તે બન્નેની ઉપાસના કરવી. તેમાં વિનાશ ( કાર્યબ્રહ્મ હિરણ્ય ગર્ભ ) ની ઉપાસના કરવાથી અનૈશ્વર્ય, અધર્મ, અને કામ વિગેરે દોષરૂપી મૃત્યુનું ઉલ્લંઘન કરીને સંભૂતિ ( પ્રકૃતિ ) ની ઉપાસના કરવાથી માયાનો લય થાય તે રૂપી અમૃતને પ્રાપ્ત કરે છે. (૧૪)

हिरण्मयेन पात्रेण सत्यस्या पिहितंमुखम् ।
तत्वं पूषन्नपावृणु सत्य धर्माय दृष्टये ॥ १५ ॥

હે પૂષન્ તું સત્ય છું માટે તારી ઉપાસના કરવી એજ સત્યધર્મ જેનો છે એવા મને યથાયોગ્ય ધર્મનું અનુષ્ઠાન કરનાર તારી પ્રાપ્તિ થાય અર્થાત્ તારૂં દર્શન થાય તેટલા માટે આદિત્ય મંડળમાં રહેલું सत्यस्यमुखम् બ્રહ્મતત્વ તેજોમય પાત્રથી ઢંકાઇ રહેલું છે તેને તું ખુલતું કર. (૧૫)

पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मीन्समूह
तेजोयत्तेरूपं कल्याणतमतत्ते पश्यामि योऽसावसौ पुरुषः
सोहमस्मि ॥ १६ ॥

હે પૂષન્ ( જગતનું પોષણ કરનાર હોવાથી પૂષન્, રવિ ) તથા હે એકર્ષિ ( એકજ ગતિ કરનાર હોવાથી ) સર્વ જગતનું સંયમ ન કરનાર હોવાને લીધે હે યમ તથા રશ્મી, પ્રાણ અને રસોનો સ્વીકાર કરનાર હોવાથી

હે સૂર્ય તથા હે પ્રાજાપ્રત્ય, તારા કિરણોનો વિસ્તાર કર. અને તાપ આપનાર તેજને એકઠું કર. ( ઉપસંહારકર.) જેથી તારૂં કલ્યાણકારક સ્વરૂપ હું જોઇ શકું. અને હું ભૃત્યભાવથી ( ચાકરપણાથી ) તારી સ્તુતિ કરૂં છું કે જે સૂર્યમંડલમાં રહેલો જે પરમાત્મ પુરૂષ છે તે હું થાઉં. ( ૧૬ )

**वायुरनिलममृतमथेदं भस्मान्त ँ शरीरम् ।**
**ॐ क्रतोस्मर कृतँस्मर क्रतोस्मर कृतँस्मर ॥ १७ ॥**

મરનારનો મારો વાયુ ( પ્રાણવાયુ ) સૂત્રાત્માને પ્રાપ્ત થાઓ અને જ્ઞાન તથા કર્મથી સંસ્કાર પામેલું લીંગ શરીર સ્થુલ શરીરમાંથી નિકળી જાઓ. અને આ સ્થુલ શરીર અગ્નિમાં હોમેલું ભસ્મ થઇ જાઓ. હે અગ્નિરૂપી બ્રહ્મ બ્રહ્મચર્ય અવસ્થાથી આજ સુધી કરેલું મારૂં શુભ કર્મ તું સ્મરણ કર. સ્મરણ કર. ( ૧૭ )

**अग्नेनयसुपथाराये अस्मान्विश्वानि देववयुनानि विद्वान् ॥**
**युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठांते नम उक्तिंविधेम ॥ १८ ॥**

હે અગ્નિ કર્મોનું ફલ ભોગવવાને માટે મને તું સારા માર્ગે લઇ જા. હે દેવ યથોક્ત ધર્મના ફળવાળા અમારા સર્વ કર્મોને તું જાણનારો છે. અમારા કપટમય પાપનો તું નાશ કર. તારી અત્યન્ત સેવા કરવાને માટે અમે સમર્થ નથી. માટે હે અગ્નિ તને અમે નમસ્કાર કરીએ છીએ. (૧૮)

**इत्युपनिषद् ॥ इति वाजसनेयसंहितोपनिषत्संपूर्णा ॥**

---

## ॥ दैवीसंपन्निरूपण गुच्छः २॥

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोग व्यवस्थितिः ॥
दानंदमश्चयज्ञश्च स्वाध्यायस्तपआर्जवम् ॥ १ ॥

આધ્યાત્મિક વિગેરે ઉપદ્રવો પ્રાપ્ત થાય છતાં મનમાં ભય ન થવો, અથવા અન્યને ભય થાય તેવું કાર્ય ન કરવું, અન્તઃકરણની શુદ્ધતા ( રાગ, દ્વેષ, લોભ, મોહ, અસૂયા, મત્સર, અહંકાર વિગેરે દોષોનો આશ્રય ન કરવો ) જ્ઞાનયોગ ( વેદાન્ત શ્રવણ મનન વિગેરે ) માં વિશેષ પ્રકારે મનને સ્થિર કરવું, શ્રદ્ધાથી યાચકોને યથાશક્તિ દાન કરવું. દુર્વૃત્તિને રોકવી, યજ્ઞ કરવા, સ્વાધ્યાય, તપ ( દેવ બ્રાહ્મણ ગુરૂ વિગેરેનું પૂજન ) તથા આર્જવ ( મન વાણી અને દેહની હંમેશાં એકરૂપતા. (૧)

अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ॥
दयाभूतेष्वलोलुप्त्वंमार्दवंह्रीरचापलम्॥ २ ॥

અહિંસા, સત્ય, અક્રોધ, કર્મફળને ઇશ્વરાર્પણ કરવાની બુદ્ધિથી ત્યાગ, અન્તઃકરણની શાન્તિ, કોઇની પરોક્ષમાં ચાડી ન કરવી, તમામ પ્રાણી ઉપર દયા, લોભ ન કરવો. ચિત્તની શીતળતા, ખોટું કામ કરતાં લજવાવું તથા અચપલતા, (૨)

तेजःक्षमाधृतिः शौचमद्रोहोनातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

બુદ્ધિની સૂક્ષ્મતા, વિકાર પામ્યા સિવાય આવેલા ઉપ-

દ્રવોને સહન કરવા, ધીરતા રાખવી, મૃત્તિકાજલ વિગેરેથી બાહ્ય પવિત્રતા તથા સદસદ્વિવેકથી આન્તરશુદ્ધિ, અદ્રોહ, અને અત્યન્ત અભિમાન ન કરવો તે. એ પ્રમાણે ૨૬ છવ્વીસ ધર્મો પૂર્વ જન્મમાં જેણે પુણ્ય કર્યું હોય અને પછી આ સૃષ્ટિમાં જન્મ લીધો હોય, અગર ભવિષ્યમાં જેનું શ્રેય થવાનું છે તેવા પુરૂષોને હોય છે અને એનું નામ દૈવી સંપત છે. ( ૩ )

---

## ॥ आसुरीसंपन्निरूपण गुच्छः ३ ॥

---

**दंभोदर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेवच ।**
**अज्ञानंचाभिजातस्यपार्थ संपद्मासुरीम् ॥ ४ ॥**

વેષ ભાષા અને આચાર વિગેરેથી પોતાની મહત્તા બતાવવા માટે પોતેજ પોતાના કુલ સ્વભાવ વિદ્યા, આચાર વિગેરેથી મહત્વ પ્રગટ કરવું તે દંભ; વિદ્યા રૂપ કુલ ધન અને કર્મ વિગેરેથી બીજા શ્રેષ્ટ પુરૂષોનું અપમાન કરવું તે દર્પ; હુંજ મોટો છું અગર શ્રેષ્ઠ છું તેવો અભિમાન, ક્રોધ, નિષ્ઠુર ભાષણ કરવું અને અજ્ઞાન; એ છ પ્રકારની આસુરી સંપત કહેવાય છે. અને તે પૂર્વજન્મમાં પાપ કર્મ કરીને જન્મ્યો હોય અગર ભવિષ્યમાં જેને અનર્થ થવાનો છે, તેવા પુરૂષને હોય છે. ( ૪ )

---

## ॥ द्वयोरपिसंपदोःकार्यम् ॥

दैवी संपद्विमोक्षाय निबन्धायासुरीमता ।
माशुचः संपदंदैवीमभिनातोऽसिपाण्डव ॥ ५ ॥

દૈવી સંપત્ મોક્ષ આપનારી છે. અને આસુરી સંપત બંધન કરનારી છે. એવું હોવાથી અર્જુનને જ્યારે શંકા થઈ કે હે ભગવાન્ હું દૈવી સંપત્વાળો છું કે આસુરી સંપત્વાળો છું ? ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે, હે અર્જુન તું દૈવી સંપત્વાળો છું માટે તારો તો મોક્ષજ થશે. તું શોક કરીશ નહીં. ( ૫ )

---

## ॥ सारगुच्छः ४ ॥

अधीत्य चतुरो वेदान्सर्वं शास्त्राण्यनेकशः ।
ब्रह्मतत्वं नजानाति दर्वी पाकरसं यथा ॥ १ ॥

ચાર વેદો તથા અનેક પ્રકારનાં તમામ શાસ્ત્રોનું અધ્યયન કરીને પણ જેમ કડછી રાંધેલી રસોઈના રસને જાણી શકતી નથી તેમ બ્રહ્મતત્વને જાણી શકતા નથી. (૧)

बहुशास्त्रकथाकन्थारोमन्थेन वृथैवकिम् ।
अन्वेष्टव्यं प्रयत्नेन मारुते ज्योतिरान्तरम् ॥ २ ॥

ઘણા શાસ્ત્રની કથાઓરૂપી કન્થાનો મિથ્યા ભાર વહન કરવાથી શું ફલ પ્રાપ્ત થવાનું હતું. માટે પ્રયત્ન કરીને પણ પ્રાણવાયુમાં આત્મજ્યોતિનો પ્રયત્ન કરીને પણ શોધ કરવો. (૨).

स्थाणुरयं भारवाहः किलाभूदधीत्य वेदान्न
विजानातियोऽर्थम् । योऽर्थज्ञः सन्सकलं
भद्रमश्नुते नाकमेति ज्ञानविधूत पाप्मा ॥ ३ ॥

જે માણસ વેદોનું અધ્યયન કરીને પણ અર્થને જાણતો નથી તે કેવળ ભારનેજ વહન કરનારો છે અને વૃક્ષના ઠુંઠા જેવો છે. અને જે અર્થને જાણે છે તેનું પાપ દૂર થાય છે અને આ લોકમાં તમામ ઈચ્છેલી વસ્તુઓ પ્રાપ્ત કરી અન્તે સ્વર્ગમાં જાય છે. (૩)

यथा खरश्चन्दनभारवाहो भारस्य वेत्ता नतु चन्दनस्य ।
एवंहि शास्त्राणि बहून्यधीत्य चार्थेषु मूढाः खरवद्वहन्ति॥४।

જેમકે કોઈ ગધેડો પોતાની પીઠ ઉપર ચન્દન કાષ્ઠનો ભાર વહી જતો હોય તો પણ તેને કેટલું વજન છે તેની ખબર પડે છે પરંતુ ચન્દનના સુગંધની અગર શ્રેષ્ટતાની ખબર પડતી નથી એ પ્રમાણે અનેક શાસ્ત્રો ભણીને પણ દ્રવ્ય પ્રાપ્ત કરવાને પ્રયાસ કરનારા મૂર્ખ લોકો ગર્દભની માફક શાસ્ત્રરૂપી ભારને મિથ્યા વહન કરે છે. (૪)

अनंतकर्म शौचंच जपो यज्ञस्तथैवच ।
तिर्थयात्रादिगमनं यावत्तत्वं न विन्दति ॥ ५ ॥

જ્યાંસુધી તત્વજ્ઞાન ન પ્રાપ્ત થાય ત્યાંસુધી અનેક પ્રકારનાં શાસ્ત્રોક્ત કર્મો પવિત્રતા જપ, યજ્ઞ અને તીર્થયાત્રા વિગેરે કરવું. (૫)

**अनंत शास्त्रंबहुवेदितव्यमल्पश्चकालो बहवश्चविघ्नाः ।**
**यत्सारभूतं तदुपासितव्यं हंसो यथाक्षीरमिवाम्बुमिश्रम् ॥६॥**

અનેક શાસ્ત્રો છે અને ઘણુંજ જાણવાનું છે તેમ સમય ઘણોજ સ્વલ્પ છે, તેમાં પણ વિઘ્નો ઘણાં આવે છે તેટલા માટે જેમ દૂધ અને પાણી એકઠું થયેલું હોય તેમાંથી હંશ પક્ષી જેમ દૂધને જુદું કાઢી શકે છે તેમ તમામ શાસ્ત્રોમાંથી જે સારભૂત હોય તે ગ્રહણ કરવું અને તેની ઉપાસના કરવી. (૬)

**इदं ज्ञानमिदं ज्ञेयं यत्सर्वं ज्ञातुमिच्छति ।**
**अपि वर्षसहस्त्रायुः शास्त्रान्तं नाधिगच्छति ॥ ७ ॥**

આ જ્ઞાન છે અને આ જાણવા જેવું છે એ પ્રમાણે તમામ શાસ્ત્રોને જાણવાની ઈચ્છા કરે છે પરંતુ હજારો વર્ષનું પ્રમાણવાળું આયુષ્ય હોય છતાં શાસ્ત્રનો પાર પામી શકાતો નથી. (૭)

**वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलं ।**
**वैदुष्यं विदुषां मध्ये भुक्तये नतु मुक्तये ॥ ८ ॥**

વાણીની વૈખરી, શબ્દનો ઝરો અને શાસ્ત્રોનું વ્યાખ્યાન કરવાની કુશલતા તથા વિદ્વાનોમાં અગ્રેસરપણું એ બધું સંસારના ભોગો ભોગવવા માટે છે, મોક્ષને માટે નથી (૮)

शब्दजालं महारण्यं चित्तभ्रमण कारणं ।
अतःप्रयत्नाज्ज्ञातव्यं तत्वज्ञात्तत्वमात्मनः ॥ ९ ॥

શબ્દજાલરૂપી મહા અરણ્ય છે. અને ચિત્તનું ભ્રમણ કરવામાં કારણભૂત છે. એટલા માટે પ્રયત્નથી પણ તત્વજ્ઞાનિ પાસેથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું. (૯)

नावार्थी तु भवेत्तावद्यावत्पारं न गच्छति ।
उत्तीर्णे तुसरित्पारे नावया किं प्रयोजनम् ॥ १० ॥

જ્યાં સુધી નદીનો સામો કિનારો ન આવ્યો હોય ત્યાં સુધી નૌકાનું પ્રયોજન રહે છે. પરંતુ નદીને સામે કીનારે ઉતરી ગયા પછી નૌકાનું પ્રયોજન રહેતું નથી. (૧૧)

उलकाहस्तो यथाकालं द्रव्यमालोक्य तां त्यजेत् ।
ज्ञानेन ज्ञेयमालोक्य ज्ञानंपश्चात्परित्यजेत् ॥ ११ ॥

જ્યાં સુધી અંધારામાં પડેલી વસ્તુ હાથમાં ન આવી હોય ત્યાં સુધી મશાલ હાથમાં રાખવી પડે છે. અને વસ્તુ દેખ્યા પછી તે મસાલનો ત્યાગ કરવામાં છે. તેમ જ્ઞેયબ્રહ્મને જ્ઞાનથી જોઇને પછી જ્ઞાનનો ત્યાગ કરવો. (૧૧)

यथाऽमृतेन तृप्तस्य पयसा किं प्रयोजनम् ।
एवंतं परमं ज्ञात्वा वेदैर्नास्ति प्रयोजनम् ॥ १२ ॥

જેમ અમૃતથી તૃપ્ત થયેલા મનુષ્યને દૂધનું પ્રયોજન રહેતું નથી એ પ્રમાણે પરબ્રહ્મનું જ્ઞાન થયા પછી વેદોનું કાંઈ પ્રયોજન નથી. (૧૨)

ज्ञानामृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिनः ।
नचास्ति किंचित्कर्तव्यमस्ति चेन्न स तत्ववित् ॥ १३ ॥

જ્ઞાનામૃતથી તૃપ્ત અને કૃતાર્થ થયેલા યોગિને કાંઈ પણ કર્તવ્ય બાકી રહેતું નથી અને જો બાકી રહે છે તો તે તત્વજ્ઞાની કહેવાતો નથી. (૧૩)

**अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलोनरः ।**
**सर्वतः सारमादद्यात्पुष्पेभ्य इव षट्पदः ॥ १४ ॥**

જેમ ભમરો પુષ્પમાંથી સારને ગ્રહણ કરે છે તેમ નાના અગર મોટા શાસ્ત્રોમાંથી બુદ્ધિશાળી પુરૂષે સાર ગ્રહણ કરવો જોઇએ. (૧૪)

**ग्रंथमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्परः ।**
**पलालमिव धान्यार्थी त्यजेद्ग्रंथमशेषतः ॥ १५ ॥**

જ્ઞાન વિજ્ઞાનમાં તત્પર એવો બુદ્ધિશાળી પુરૂષ ગ્રંથનો અભ્યાસ કરી જેમ ધાન્યના પ્રયોજનવાળો પુરૂષ ધાન્યને ગ્રહણ કરી પરારનો ત્યાગ કરે છે તેમ ગ્રંથમાંથી સારને ગ્રહણ કરી ગ્રંથને સમગ્ર પ્રકારે ત્યાગ કરવો. (૧૫)

**अविज्ञाते परेतत्वे शास्त्राधीतिस्तु निष्फला ।**
**विज्ञातेऽपि परेतत्वे शास्त्राधीतिस्तु निष्फला ॥१६॥**

પરતત્વ ન જાણ્યું હોય તો પણ શાસ્ત્રાધ્યયન નિષ્ફલ છે. અને પરતત્વ જાણ્યું હોય તો પણ શાસ્ત્રાધ્યયન નિષ્ફલ છે. (૧૬)

**वीणाया रुपसौन्दर्यं तन्त्री वादनसौष्ठवम् ।**
**प्रजारञ्जन मात्रं तन्न साम्राज्याय कल्पते ॥ १७ ॥**

વીણાના સ્વરૂપની સુંદરતા અને વીણા વગાડવાની

કુશળતા એ પ્રજાઓને ખુશી કરવા માત્રજ છે. સામ્રાજ્યને માટે નથી. (૧૭)

**न योगेन न सांख्येन कर्मणानो न विद्यया ।**
**ब्रह्मात्मैकत्वबोधेन मोक्षः सिध्यति नान्यथा ॥१८॥**

બ્રહ્મ તથા આત્માનું ઐક્ય જ્ઞાન થવાથીજ મોક્ષ પ્રાપ્ત થાય છે નહીં તો યોગ માર્ગથી સાંખ્યશાસ્ત્રથી કર્મ કરવાથી અગર વિદ્યાભ્યાસ કરવાથી કોઈપણ રીતે મોક્ષ સિદ્ધ થતો નથી. (૧૮)

**अज्ञान सर्पदष्टस्य ब्रह्मज्ञानौषधं विना ।**
**किन्नु वेदैश्च शास्त्रैश्च किमुमन्त्रैः किमौषधैः ॥ १९ ॥**

અજ્ઞાન રૂપી સર્પ જે મનુષ્યને કરડયો હોય તેને બ્રહ્મજ્ઞાન રૂપી ઔષધી સિવાય વેદો, શાસ્ત્ર, મન્ત્ર, તથા ઔષધોથી કાંઈ પણ ગુણ થતો નથી. (૧૯)

**कर्मशास्त्रे कुतोज्ञानं तर्केनैवास्ति निश्चयः**
**सांख्ययोगौ भिदापन्नौ शाब्दिकाः शब्द तत्पराः ॥२०॥**
**अन्ये पाखंडिनः सर्वे ज्ञानवार्तासु दुर्बलाः ।**
**एकं वेदान्तविज्ञानं स्वानुभूत्या विराजते ॥ २१ ॥**

કર્મશાસ્ત્રમાં જ્ઞાન ક્યાંથી હોય તેમ તર્કશાસ્ત્રમાં નિશ્ચયજ હોતો નથી. તેમ સાંખ્ય અને યોગ ભેદ સિદ્ધ કરનારા છે. અને વ્યાકરણ શાસ્ત્રને જાણનાર શબ્દ સિદ્ધિને જ જાણે છે અને બીજા પાખંડિઓ તો જ્ઞાનની વાર્તા કરવામાં પણ દુર્બલ હોય છે. માટે એક વેદાન્તનુંજ જ્ઞાન સ્વાનુભૂતિથી શોભી રહેલું છે. (૨૦-૨૧)

## ॥ आहारगुच्छः ५ ॥

आहार स्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।

તમામને ત્રણ પ્રકારનો આહાર પ્રિય હોય છે. તે યજ્ઞ તપ જપ અને દાન છે. તેઓનો ભેદ નીચે પ્રમાણે છે.

आयुःसत्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः
सात्विकप्रियाः ॥ १ ॥

સાત્વિક આહારો આયુષ્ય, સત્વ, બલ, આરોગ્ય, સુખ અને પ્રીતિને વધારનાર છે તેમ રસવાળા સ્નિગ્ધ, સ્થિર અને મનોહર હોય છે. (૧)

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ २ ॥

કડુ, આમ્લ, લવણ, અત્યન્ત ઉષ્ણ, તીક્ષ્ણ, લુખા, દાહ ઉત્પન્ન કરે તેવા અને દુઃખ અને રોગોત્પત્તિ કરનારા આહારો રાજસપ્રકૃતિવાળાને પ્રિય છે. (૨)

यातयामं गतरसं पूतिपर्युषितं चयत् ।
उच्छिष्टमपिचामेध्यं भोजनं तामसप्रियम ॥ ३ ॥

જેને કેટલાક પ્રહર થઈ ગયા હોય, રસ જતો રહ્યો હોય, ઉચ્છિષ્ટ હોય, પર્યુષિત હોય અને અપવિત્ર હોય છતાં તે ભોજન તામસ પ્રકૃત્તિવાળાને પ્રિય છે. (૩)

## मनोगुच्छ ॥ ६ ॥

मनोहि द्विविधं प्रोक्तं शुद्धं चाशुद्धमेवच ।
अशुद्धं कामसंकल्पं शुद्धं कामविवर्जितम् ॥ १ ॥

શુદ્ધ તથા અશુદ્ધ એ પ્રમાણે મન બે પ્રકારનું કહેલું છે. તેમાં કામનાઓનો સંકલ્પ કરનારૂં મન અશુદ્ધ છે અને કામનાઓથી મુક્ત થએલું મન શુદ્ધ છે. (૧)

मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।
बन्धाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥ ३ ॥

મનુષ્યોને બંધન તથા મોક્ષનું કારણ મનજ છે તેમાં વિષયોમાં આસક્તિ રાખનારૂં મન બંધન કરે છે અને વિષયાશક્તિનો ત્યાગ કરનારૂં મોક્ષ માટે છે. (૨)

हस्तं हस्तेन संपीड्य दन्तैर्दन्तान्विचूर्ण्यच ।
अङ्गान्यङ्गैः समाक्रम्यजयेदादौस्वकं मनः ॥ ३ ॥ (उ.)

એક હાથથી બીજો હાથ દબાવી દાંતથી દાંતને દબાવી અંગથી અંગનું આક્રમણ કરી પોતાના મનનો જય કરવો. (૩)

अभ्यासवैराग्याभ्यान्तन्निरोधः ॥ ४ ॥ ( यो० सू० )

અભ્યાસ અને વૈરાગ્યથી મનનો નિરોધ થાય છે. (૪)

अंकुशेन विना मत्तोयदा दुष्टमतङ्गजः ।
अध्यात्म विद्याधिगमः साधु संगतिरेवच ॥ ५ ॥
वासना संपरित्यागः प्राणस्पन्दनिरोधनम् ।
एतास्ता युक्तयः पुष्टाः सन्ति चित्तजये किल ॥६॥

અંકુશ સિવાય દુષ્ટ હાથી જેમ મદોન્મત્ત બને છે. માટે તેને અંકુશથી વશ રાખવામાં આવે છે. તેવીજ રીતે અધ્યાત્મ વિદ્યાની પ્રાપ્તિ, સજ્જનોનો સમાગમ, વાસનાઓનો ત્યાગ, પ્રાણાયામ, એટલી યુક્તિઓ બરાબર કરવામાં આવે તો મનનો જય થાય છે. (૫–૬)

लयविक्षेपरहितं मनः कृत्वा सुनिश्चलम् ।
यदायात्यमनीभावं तदा तत्परमं पदम् ॥ ७ ॥

લય અને વિક્ષેપથી રહિત થયેલા મનને સારી રીતે સ્થીર કરીને જ્યારે અમની ભાવને પામે છે ત્યારે પરમપદ પ્રાપ્ત થાય છે. (૭)

तावदेव निरोद्धव्यं यावद्धृदिगतंक्षयम् ।
एतज्ज्ञानंच मोक्षंच अतोऽन्यो ग्रन्थविस्तरः ॥८॥

જ્યાં સુધી મનનો ક્ષય ન થયો હોય ત્યાં સુધી તેનો નિરોધ કરવો એજ જ્ઞાન છે, અને એજ મોક્ષ છે તે સિવાયનો શાસ્ત્રોનો વિસ્તાર છે. (૮)

चित्तमेवहि संसार स्तत्प्रयत्नेन शोधयेत् ।
यच्चित्तस्तन्मयो भवति गुह्यमेतत्सनातनम् ॥ ९ ॥

ચિત્ત એજ સંસાર છે માટે પ્રયત્ને કરીને પણ તેને શુદ્ધ કરવું જોઇએ, માણસનું જેવું મન હોય છે તેવો બને છે, કારણ કે તે મન ગુપ્ત અને સનાતન છે. (૯)

चित्तस्य हि प्रसादेन हन्ति कर्म शुभाशुभम् ।
प्रसन्नात्मात्मनि स्थित्वा सुखमव्ययमश्नुते ॥ १० ॥

અન્તઃકરણના પ્રસાદથીજ માણુસ શુભાશુભ કર્મનો નાશ કરી શકે છે. પ્રસન્ન ચિત્તવાળો પુરૂષ આત્મજ્ઞાનમાં રહીને અવ્યય સુખને પામે છે. (૧૦)

समासक्तं यदा चित्तं जन्तोर्विषयगोचरं ।
यद्येवं ब्रह्मणि स्यात्तत्को न मुच्येत बंधनात् ॥
॥ ११ ॥

જ્યારે માણુસોનું મન વિષયોમાં આસક્ત રહે છે, ત્યારે તેટલુંજ જો બ્રહ્મમાં આસક્ત રહેલું હોય તો કયો મનુષ્ય બંધનથી મુક્ત ન થાય. (૧૧)

अन्नमशितं त्रेधा विधीयते तस्यय:
स्थविष्ठो धातुस्तत्पुरीषंभवति योमध्यमस्तन्मा ं
संयोऽणिष्ठस्तन्मनः ॥ १२ ॥

ખાવામાં આવેલા અન્નનાં ત્રણ પ્રકાર થાય છે. તેના સ્થવિષ્ઠ ભાગનો જે ધાતુ છે તેનું પુરીષ (વિષ્ટા) થાય છે મધ્યમ ભાગનું માંસ થાય છે, અને સુક્ષ્મ ભાગનું મન છે. (૧૨)

आपः पीता स्त्रेधा विधीयन्ते तासांयः
स्थविष्ठो धातुस्तन्मूत्रं भवति योमध्यम
स्तल्लोहितं योऽणिष्ठः स प्राणः ॥ १३ ॥

પીધેલા પાણીના ત્રણ ભાગ થાય છે. તેમનો જે સ્થવિષ્ઠ ધાતુ છે તેનું મૂત્ર થાય છે. મધ્યમ ભાગનું લોહીત થાય છે: અને સૂક્ષ્મભાગનો પ્રાણવાયુ છે. (૧૩)

तेजोऽशितं त्रेधा विधीयते तस्य यः स्थ
विष्ठो धातुस्तदस्थि भवति यो मध्यमः
स मज्जा योऽणिष्ठः सावाक्  ॥ १४ ॥

ખાવામાં આવેલા તેજના ત્રણ ભાગ થાય છે. તેનો જે સ્થવિષ્ઠ ધાતુ છે તેનાં હાડકાં થાય છે મધ્યમ ભાગની મજ્જા થાય છે અને સૂક્ષ્મ ભાગની વાણી થાય છે. (૧૪)

अन्नमय ँ हिसौम्य मन आपोमयः
प्राणस्तेजोमयी वागिति  ॥ १५ ॥

હે સૌમ્ય! મન અન્નમય છે. પ્રાણ જલમય છે. અને વાણી તેજમય છે. (૧૫)

आहार शुद्धौ सत्वशुद्धिः सत्वशुद्धौ ध्रुवा स्मृतिः ।
स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्षः ॥ १६ ॥

આહાર (ઇન્દ્રિઓ) ની શુદ્ધિ થવાથી સત્વશુદ્ધિ થાય છે સત્વશુદ્ધિથી સ્મરણશક્તિ સ્થિર થાય છે, અને સ્મરણશક્તિની સ્થીરતા થવાથી તમામ ગ્રંથીઓનો મોક્ષ થાય છે. (૧૬)

---

## वासना गुच्छ ॥ ७ ॥

लोकवासनया जन्तोः शास्त्रवासनया पिच ।
देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥ १ ॥

માણસને લોક વાસનાથી શાસ્ત્ર વાસનાથી અગર દેહ વાસનાથી યથાયોગ્ય જ્ઞાન પ્રાપ્ત થતું નથી. (૧)

वासना द्विविधा प्रोक्ता शुद्धाच मलिना तथा ।
मलिना जन्महेतुः स्याच्छुद्धा जन्मविनाशिनी ॥२॥

મલિન તથા શુદ્ધ એ પ્રમાણે વાસના બે પ્રકારની છે તેમાં મલિન વાસના સંસારમાં જન્મ લેવાના કારણરૂપ છે અને શુદ્ધ વાસના જન્મ મરણનો નાશ કરનારી છે. (૨)

असङ्गव्यवहारत्वाद्भवभावनवर्जनात् ।
शरीरनाशदर्शित्वाद्वासना न प्रवर्तते ॥ ३ ॥

અસંગ વ્યવહાર કરવાથી સંસારની ભાવનાનો ત્યાગ કરવાથી અને શરીરનું વિનાશીપણું જોવાથી વાસનાનો ત્યાગ થઈ શકે છે. (૩)

---

## तिर्थ गुच्छ ॥८॥

ब्राह्मणा जंगमं तीर्थं तपोविद्यासमन्विताः ।
येषां वाक्योदकेनैव शुध्यन्ते मलिनोजनाः ॥ १ ॥

તપ અને વિદ્યા વાળા બ્રાહ્મણો જંગમ તીર્થ છે. જેમના વાકયરૂપી જલથી મલીન માણસો શુદ્ધ થાય છે. ૧.

आत्मतीर्थं महातीर्थमन्यतीर्थं निरर्थकम् ।
भावतीर्थं परंतीर्थं प्रमाणं सर्वकर्मसु ॥ २ ॥

આત્મતીર્થ એજ મહા તીર્થ છે. તે સિવાયનાં તીર્થો અનર્થક છે. ભાવતીર્થ પરમતીર્થ કહેવાય છે અને તે તમામ કર્મમાં પ્રમાણભૂત છે. ૨.

तीर्थानि तोयपूर्णानि देवान्काष्टादिनिर्मितान् ।
योगिनो न प्रपूजन्ते स्वात्मप्रत्ययकारणात् ॥ ३ ॥

યોગીઓ પાણીથી પૂર્ણ તિર્થોને તથા કાષ્ઠ વિગેરેથી બનાવેલા દેવતાઓ પૂજતા નથી. કારણ કે તેમને આત્મ-દર્શન થયેલું હોવાથી તે સાધનોની જરૂર હોતી નથી. ૩.

चित्तमन्तर्गतंदुष्टं तीर्थस्नानैर्न शुध्यति ।
शतशोऽपिजलैर्धौतं सुराभाण्डमिवाशुचि ॥ ४ ॥

આન્તરિક દુષ્ટ ચિત્ત તિર્થ સ્નાનથી શુદ્ધ થતું નથી જેમ સેંકડો વખત મદિરાના વાસણને જલથી ધોયું હોયતો પણ પવિત્ર થતું નથી. ૪.

यस्य पादौ चहस्तौ चमनश्चैव सुसंयतम् ।
विद्या तपश्च कीर्तिश्च स तीर्थफलमश्नुते ॥ ५ ॥

જેના પગ હાથ તથા મન સારી રીતે નિયમિત રહેતા હોય અને વિદ્યા તથા કીર્તિ પ્રાપ્ત કરી હોય તો તે પુરૂષ તીર્થફલને પ્રાપ્ત કરે છે. ૫.

---

## प्रतिमा गुच्छः ॥ ९ ॥

अन्तस्थंमां परित्यज्य बहिष्ठं यस्तु सेवते ।
हस्तस्थं पिण्डमुत्सृज्य लिहेत्कूर्परमात्मनः ॥ ६ ॥

પોતાના હૃદયમાં રહેલા મને [આત્મ તત્વને] છોડીને બહાર પૂજન કરનાર પુરૂષ હાથમાં રહેલા ખાદ્ય પદાર્થને છોડીને પોતાની કુણીને ચાટવા પ્રયત્ન કરે છે. ૬.

शिवमात्मनि पश्यन्ति प्रतिमासु न योगिनः ।
अज्ञानां भावनार्थाय प्रतिमाः परिकल्पिताः ॥ ७ ॥

યોગિઓ પોતાના શરીરમાં આત્માનું દર્શન કરે છે. પ્રતિમામાં દર્શન કરી શકતા નથી. પરંતુ અજ્ઞાનીઓને ભાવ ઉત્પન્ન કરવા પ્રતિમાઓની કલ્પના કરેલી છે. ૭.

अपूर्वमपरंब्रह्म स्वात्मानं सत्यमद्वयम् ।
प्रज्ञानघनमानन्दंयः पश्यति स पश्यति ॥ ८ ॥

અપૂર્વ, અપર, સત્ય, અદ્વય, પ્રજ્ઞાનઘન અને આનંદમય એવા પોતાના આત્મારૂપી બ્રહ્મને જે જુએ છે તેજ બ્રહ્મદર્શન કરનાર છે.

द्वेवाव ब्रह्मणो रूपे मूर्तंचामूर्तंचाथ
यन्मूर्तं तदसत्यं यदमूर्तं तत्सत्यं तद्ब्रह्म ॥ ९ ॥

હે દેવતાઓ ? બ્રહ્મનાં બે સ્વરૂપો છે તેમાં એક મૂર્ત છે અને બીજું અમૂર્ત છે જે મૂર્ત છે તે અસત્ય છે અને અમૂર્ત છે તે સત્ય છે અને તેજ બ્રહ્મ છે. ૯.

उत्तमा तत्त्वचिन्तैव मध्यमं शास्त्रचिंतनम् ।
अधमामन्त्रचिन्ताच तीर्थभ्रान्त्यधमाधमा ॥ १० ॥

તત્વચિંતન કરવું એ ઉત્તમ છે. શાસ્ત્રચિંતન કરવું એ મધ્યમ છે. મંત્રચિંતન કરવું એ અધમ છે. અને તીર્થમાં ભ્રમણતા કરવી એ અધમાધમ છે. ૧૦

पाषाणलोहमणिमृण्मयविग्रहेषु पूजा
पुनर्जननभोगकरीमुमुक्षोः ॥ ११ ॥

મુમુક્ષુને પાષણ, લોહ, મણિ, મૃત્તિકાથી બનાવેલી મૂર્તિઓમાં પૂજા કરવી એ પુનઃ જન્મધારણ કરી ભોગ ભોગવવાના કારણરૂપે છે. ૧૧.

**तस्माद्यतिः स्वहृदयार्चनमेव कुर्याद्बाह्यार्चनं**
**परिहरेदपुनर्भवाय ॥ १२ ॥**

તેટલા માટે યતિએ પોતાના હૃદયમાં રહેલા પરમાત્માનું પૂજન કરવું અને જેથી પુનઃ જન્મ ધારણ કરવો પડે તેવા બાહ્યાર્ચનનો ત્યાગ કરવો. ૧૨.

**यन्मायया मोहितचेतसो मामात्मानमापूर्णमलब्धवन्तः।**
**परंविदग्धोदरपूरणाय भ्रमन्तिकाकाइव सूरयोऽपि ॥१३॥**

જેની માયાથી મોહિત થયેલા અંતઃકરણવાળા પુરૂષો સંપૂર્ણ સ્વરૂપવાળા આત્મારૂપી પરબ્રહ્મને જેઓ નથી પ્રાપ્ત કરતા તેઓ વિદ્વાનો હોય છતાં કાગડાઓની માફક પોતાનું ઉદર પુરણ કરવા ભ્રમણતામાં પડયા રહે છે. ૧૩.

**यजंते सात्विका देवान्यक्षरक्षांसि राजसाः ।**
**प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसाजनाः ॥ १४ ॥**

સાત્વિક ગુણવાળા દેવોનું પૂજન કરેછે, રાજસપ્રકૃતિવાળા યક્ષ રાક્ષસોનું પૂજન કરે છે. અને તે સિવાયના તામસ લોકો પ્રેત અને ભૂતોનું સેવન કરે છે. ૧૪.

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।**
**परंभावमजानंतो ममाव्ययमनुत्तमम ॥ १५ ॥**

ભગવાન કહે છે કે મારા અવ્યય અને અત્યુત્તમ પરમ ભાવને ન જાણનારા મૂર્ખ પુરૂષો હું અવ્યક્ત છું છતાં

વ્યક્ત થયો હોઉં એમ માને છે, ૧૫.

**एष सर्वाणि भूतानि पंचभि र्व्याप्य मूर्तिभिः ।**

**जन्मवृद्धिक्षयै र्नित्यं संसारंयाति चक्रवत् ॥ १६ ॥**

એજ આત્મા તમામ પ્રાણીઓમાં પાંચ મૂર્તિઓથી વ્યાપ્ત થઇને જન્મવૃદ્ધિ અને ક્ષયથી સંસાર ચક્રને પ્રવર્તાવે છે. ૧૬.

**सर्वाननशिरोग्रीवः सर्वभूतगुहाशयः ।**

**सर्वव्यापीस भगवांस्तस्मात्सर्वगतः शिवः ॥ १७ ॥**

તે ભગવાન સર્વતોમુખવાળો છે સર્વત ગ્રીવાવાળો છે સર્વ પ્રાણિના હૃદયમાં રહેલો છે અને સર્વવ્યાપી છે તેટલા માટે શિવ કહેવાય છે. ૧૭.

**अहं सर्वेषु भूतेषु भूतात्मावस्थितः सदा ।**

**तमवज्ञाय मांमर्त्यः कुरुतेऽर्चाविडम्बनम ॥ १८ ॥**

હું તમામ પ્રાણીઓમાં આત્મસ્વરૂપે રહેલો છું. તેનું અપમાન કરી જે બાહ્ય પૂજન કરે છે તે મારૂંજ અપમાન કરે છે. ૧૮.

**योमां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम ।**

**हित्वार्चां भजते मौढ्याद्भस्मन्येव जुहोतिसः ॥ १९ ॥**

જે પુરૂષ તમામ પ્રાણીઓમાં રહેલા આત્મારૂપી પરમાત્માને છોડીને મૂર્ખતાથી અન્યનું પૂજન કરે છે તે પ્રાણીઓ અગ્નિને છોડી ભસ્મમાં હોમ કરે છે. ૧૯.

**एवमभ्यर्कतोयादावतिथौ हृदयेचयः ।**

**यजतीश्वरमात्मानमचिरान्मुच्यते हि सः ॥ २० ॥**

એ પ્રમાણે અગ્નિ, સૂર્ય, જલ અતિથિ તથા પોતાના હૃદય વિગેરેમાં આત્મારૂપી ઈશ્વરનું જે પૂજન કરે છે તેઓ થોડાજ વખતમાં મોક્ષને પ્રાપ્ત કરે છે. ૨૦.

अवजानंति मांमूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ २१ ॥

પ્રાણિઓના મહેશ્વર તરીકે રહેલા મારા પરમભાવને ન જાણનારા જે પુરૂષો મનુષ્ય શરીરને ધારણ કરનાર મારા સ્વરૂપનું અપમાન કરે છે તે પ્રાણિઓ ખરેખર મૂર્ખજ છે.

---

## श्रद्धा गुच्छ ॥ १० ॥

यदावै श्रद्दधात्यथ मनुते ना श्रद्दधन्मनुते
श्रद्दधदेव मनुते श्रद्धात्वे व विजिज्ञासि तव्ये
ति श्रद्धां भगवो विजिज्ञासइति ॥ १ ॥

જ્યારે શ્રદ્ધા હોય છે ત્યારે શાસ્ત્રને તથા ગુરૂ વાકયને માણસ માને છે જ્યાં સુધી શ્રદ્ધા નથી હોતી ત્યાં સુધી માનતો નથી માટે શ્રદ્ધાવાળાજ બનવું જોઇએ, અને શ્રદ્ધા નેજ સારી રીતે જાણવી જોઇએ. ૧.

शास्त्रस्य गुरुवाक्यस्य सत्यबुद्ध्यवधारणम् ।
साश्रद्धा कथिता सद्भिर्यया वस्तूपलभ्यते ॥ २ ॥

શાસ્ત્ર તથા ગુરૂના વાકયો ઉપર સત્ય બુદ્ધિનો નિશ્ચય

કરવો તેનેજ સજ્જનોએ શ્રદ્ધા કહેલી છે કે જે શ્રદ્ધાથી આત્મવસ્તુ પ્રાપ્ત કરી શકાય છે. ૨.

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्विकी राजसी चैव तामसी चेतितां शृणु ॥ ३ ॥

મનુષ્યોને સ્વભાવથીજ ઉત્પન્ન થયેલી તે શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છે. ૧ સાત્વિક શ્રદ્ધા, ૨ રાજસી શ્રદ્ધા, ૩ તામસી શ્રદ્ધા તેનું તું શ્રવણ કર. ૩.

सत्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो योयच्छ्रद्धः सएवसः ॥ ४ ॥

હે અર્જુન તમામ મનુષ્યોને પોતાના સત્વને અનુરૂપ શ્રદ્ધા હોય છે શ્રદ્ધામય પુરૂષ કહેવાય છે જેને જેવી શ્રદ્ધા હોય છે તે તેવા સ્વભાવવાળો હોય છે. ૪.

सर्वदा स्थापनं बुद्धेः शुद्धे ब्रह्मणि सर्वदा ।
तत्समाधानमित्युक्तं नतु चित्तस्य लालनम् ॥ ५ ॥

હંમેશાં શુદ્ધ બ્રહ્મમાં બુદ્ધિનું સ્થાપન કરવું તેનું નામ સમાધાન કહેવાય છે. ચિત્તનું લાલન કરવું એ સમાધાન નથી. ૫.

अहंकारादिदेहान्तान्बन्धानज्ञानकल्पितान् ।
स्वस्वरूपावबोधेन मोक्तुमिच्छा मुमुक्षुता ॥ ६ ॥

અજ્ઞાનથી કલ્પેલા અહંકારથી આરંભીને દેહાન્ત સુધીના બંધોને પોતાના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી મૂકી દેવાની ઈચ્છાને મુમુક્ષુપણું કહેલું છે. ૬.

कोऽहं कथमिदंजातं को वैकर्त्ताऽस्य विद्यते ।
उपादानंकिमस्तीह विचारः सोऽयमीदृशः ॥ ७ ॥

હું કોણુ છુ? આ બધું શું છે? આનો કર્તા કોણુ છે? અને આનું ઉપાદન શું છે? આ પ્રમાણે ભાવ થવો તેનું નામ વિચાર કહેવાય છે. ૭.

ब्रह्मादि स्थावरान्तेषु वैराग्यं विषयेष्वनु ।
यथैव काकविष्ठायां वैराग्यं तद्धि निर्मलम् ॥ ८ ॥

જેમ કાક વિષ્ઠામાં વૈરાગ્ય થાય છે તેવુંજ બ્રહ્માથી આરંભી સ્થાવર પ્રાણી માત્ર ઉપર વૈરાગ્ય થવું એ નિર્મલ વરાગ્ય કહેવાય છે. ૮.

वैराग्यस्य फलं बोधो बोधस्योपरतिः फलम् ।
स्वानन्दानुभवाच्छान्ति रेषैवोपरतेः फलम् ॥ ९ ॥

બોધ થવો એ વૈરાગ્યનું ફલ છે ઉપરામ થવો એ બોધનું ફલ છે અને સ્વાનંદના અનુભવથી શાન્તિ પ્રાપ્ત થવી એ ઉપરતિનું ફલ છે.

नित्यमात्मस्वरूपं हि दृश्यं तद्विपरीतगम् ।
एवं यो निश्चयः सम्यग्विवेको वस्तुनः स वै ॥ १० ॥

સાંસારિક વિષયોથી વિપરીત એવું આત્મસ્વરૂપ હંમેશાં દર્શન કરવા લાયક છે. આ પ્રમાણેનો જે નિશ્ચય તે વસ્તુ વિવેક કહેવાય છે. ૧૦.

स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात् ।
साधनं प्रभवेत्पुंसां वैराग्यादिचतुष्टयम् ॥ ११ ॥

સ્વ વર્ણાશ્રમ ધર્મ પાલન કરવાથી અને તપશ્ચર્યાથી હરિને પ્રસન્ન કરવાથી પુરૂષોને વૈરાગ્ય વિગેરે ચાર સાધનો પ્રાપ્ત થાય છે. ૧૧.

**इति श्री सुन्दरराम तनुजनुषा ब्रह्मर्षि हरेराम शर्मणा संग्रहीत ब्रह्मविद्यायां दशमः श्रद्धा गुच्छः संपूर्णः ॥**



## साधन गुच्छ ॥ ११ ॥

**विद्या हवै ब्राह्मणमाजगाम गोपाय मां शेवधिष्टेऽहमस्मि ।**
**असूयकायानृजवे शठाय मा मा ब्रूयावीर्यवती यथास्याम ॥१॥**

વિદ્યા બ્રાહ્મણ પાસે આવીને કહે છે કે તું મારૂં રક્ષણ કર હું તને ભંડાર રૂપે પ્રાપ્ત થાઉં છું ! મને ઇર્ષ્યા કરનાર કુટીલ તથા શઠને ન આપવી. જેથી હું વીર્યવાળી થઈ શકું. ૧

**यमेवविद्याश्रुत ममत्तं मेधाविनं ब्रह्मचर्योपपन्नम ।**
**अस्मा इमा मुपसन्नाय सम्यक् परीक्ष्यदद्या द्वैष्णवी मात्मनिष्ठाम॥**
**विद्यया सार्धं म्रियेत न विद्या मूषरे वपेत् ॥ २ ॥**

જે વિદ્યાવાન અને બહુશ્રુત હોય તેમ બુદ્ધિશાળી અને બ્રહ્મચર્યપાલન કરનારો હોય તે પુરૂષ પોતાની પાસે આવે તેની સારી રીતે પરિક્ષા કરી વૈષ્ણવી (વ્યાપક) આત્મનિષ્ઠા આપવી વિદ્યાની સાથે મરણ પામવું પરંતુ ખારી જમીનમાં બીજની માફક નાસ્તિક નરને વિદ્યા આપવી નહી. ૨.

विद्ययैव समं कामं मर्तव्यं ब्रह्मवादिना ।
आपद्यपि हि घोरायां नत्वेनामिरिणे वपेत् ॥ ३ ॥

બ્રહ્મજ્ઞાનિએ વિદ્યાની સાથે મરણ પામવું એ શ્રેષ્ઠ છે પરંતુ ઘોર આપત્તિ આવી હોય છતાં નાસ્તિકને તે વિદ્યા આપવી નહીં. ૩.

परीक्ष्य लोकान्कर्म चितान्ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ।
तद्विज्ञानार्थं सगुरुमेवाभिगच्छे त्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ ४ ॥

પૂર્વજન્મના કર્મો પ્રમાણે સુખદુઃખ ભોગવનારા લોકોની પરીક્ષા કરી બ્રાહ્મણે આ સંસારથી વૈરાગ્ય પ્રાપ્ત કરવું. વૈરાગ્ય પામ્યા પછી સાંસારિક ક્રિયાઓ કરવા બુદ્ધિ થતી નથી માટે વૈરાગ્ય પ્રાપ્ત કરી બ્રહ્મજ્ઞાન મેળવવા માટે પોતાના હાથમાં સમિધાઓ લઈને બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય ગુરૂના સામું તેમના આશ્રમમાં જવું. ૪.

तस्मैस विद्वानुपसन्नाय सम्यक् प्रशान्तचित्ताय शमान्विताय ।
येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाचतां तत्त्वतो ब्रह्मविद्याम् ॥५॥

વિદ્વાન ગુરૂએ પોતાની પાસે આવેલા શાન્ત ચિત્તવાળા અને શમવાળા તે શિષ્યને જેથી પરમ અવિનાશી અને સત્ય પુરૂષને જાણી શકાય તેટલા માટે તત્વથી તે બ્રહ્મ વિદ્યા કહેવી. ૫.

मुमुक्षवः पुरुषाः साधन चतुष्टय संपन्नाः श्रद्धावन्तः सुकुलभवं श्रोत्रियं शास्त्रवात्सल्यगुणवन्तं मकुटिलं सर्वभूतहितेरतं

दयासमुद्रं सद्गुरुं विधिवदुपसंगम्योपहारपाणयो विधि ब्रह्म विद्यामधीत्य श्रवण मनन निदिध्यासनानि नैरन्तर्येण कृत्वा कैवल्यं लभन्ते ॥ ६ ॥

મોક્ષ મેળવવાની ઈચ્છા રાખનારા પુરૂષોએ ચાર સાધનો પ્રાપ્ત કરી શ્રદ્ધા રાખી સારા કુલમાં ઉત્પન્ન થયેલા શાસ્ત્રમાં વાત્સલ્ય ગુણવાળા અકુટિલ તમામ પ્રાણીઓનું હિત ઇચ્છનાર દયાના સમુદ્ર જેવા સદ્ગુરૂની પાસે વિધિ પ્રમાણે જઈને પોતાના હાથમાં વિધિ પ્રમાણે ઉપહાર રાખીને વિધિ પ્રમાણે બ્રહ્મવિદ્યાનું અધ્યયન કરી હંમેશાં શ્રવણ મનન નિદિધ્યાસન કરી મોક્ષ પ્રાપ્ત કરવો. ૬.

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ ७ ॥

જેને દેવ ઉપર પરમ ભક્તિ હોય છે. તેણે જેવી દેવ ઉપર તેવીજ ગુરૂ ઉપર પરમભક્તિ રાખવી. અને તે પ્રમાણે ગુરૂભક્તિવાળા મહાત્માનેજ કહેલા બ્રહ્મજ્ઞાનના પદાર્થો પ્રકાશિત થાય છે. ૭.

गुरुरेव परो धर्मो गुरुरेव परागतिः ॥ ८ ॥

ગુરૂ એજ પરમ ધર્મ છે. અને ગુરૂ એજ પરમ ગતિ છે. ૮.

एकाक्षरप्रदातारं यो गुरुं नाभिनन्दति ।
तस्य श्रुतं तथा ज्ञानंस्रवत्यामघटाम्बुवत् ॥ ९ ॥

એકજ અક્ષર આપનાર પણ ગુરૂને જે માણસ અભિનંદન કરતો નથી. તે પુરૂષનું શાસ્ત્રજ્ઞાન કાચી માટીના

વાસણમાંથી પાણીની માફક સ્રવી જાય છે. ૯.

ॐ नमः शिवाय गुरुवे सच्चिदानंदमूर्त्तये ।
निष्प्रपंचाय शान्ताय निरालंबाय तेजसे ॥ १० ॥

સચ્ચિદાનંદ મૂર્તિવાળા પ્રપંચથી રહિત શાન્ત અને આલંબન રહિત તથા તેજોમય એવા શંકરરૂપી ગુરૂને હું નમસ્કાર કરૂં છું. ૧૦.

नित्यानंदं परमसुखदं केवलं ज्ञानमूर्ति
विश्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम ।
एकं नित्यं विमल मचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुंतं नमामि ॥ ११ ॥

નિત્ય આનંદવાળા પરમસુખને આપનારા કેવળ જ્ઞાન સ્વરૂપવાળા વિશ્વથી અતિત ગગન સમાન તત્વમસિ ઇત્યાદિ મહાવાકયોથી જાણી શકાય તેવા એક નિત્ય વિમલ અચલ તમામ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષિભુત ભાવથી અતીત અને ત્રણ ગુણોથી રહિત એવા સદ્ગુરૂને હું નમસ્કાર કરૂં છું. ૧૧.

विचारणीया वेदान्ता वन्दनीयो गुरुः सदा ।
गुरूणां वचनं पथ्यं दर्शनं सेवनं नृणाम ॥ १२ ॥

હંમેશાં વેદાન્ત શાસ્ત્રનો વિચાર કરવો અને ગુરૂને વંદન કરવું કારણ કે માણસોને ગુરૂઓનું વચન દર્શન તથા સેવન પથ્યકારક છે. ૧૨.

गुरु ब्रह्म स्वयं साक्षात्सेव्यो वन्द्यो मुमुक्षुभिः ।
नोद्वेजनीय एवायं कृतज्ञेन विवेकिना ॥ १३ ॥

મોક્ષની ઇચ્છા રાખનારાઓએ, ગુરૂ એ સાક્ષાત્ સ્વયં-બ્રહ્મ છે માટે તેની સેવા કરવી જોઇએ. કૃતજ્ઞ અને વિવેકી પુરૂષે કોઈ પણ દીવસે તેને ઉદ્વેગ પમાડવો નહીં. ૧૩.

यावदायुस्त्वया वन्द्यो वेदान्तो गुरुरीश्वरः ।
मनसा कर्मणा वाचाश्रुतिरेवैष निश्चयः ॥ १४ ॥

હે મુમુક્ષુ! જ્યાં સુધી તારૂં આયુષ્ય હોય ત્યાં સુધી મન વચન અને કર્મથી ઈશ્વરસ્વરૂપી વેદાન્તરૂપ ગુરૂનું વન્દન કરવું અથવા એજ વેદ છે એ નિશ્ચય છે માટે ગુરૂનુંજ વન્દન કરવું. ૧૪.

दुर्लभंत्रयमेवैतद्देवानुग्रहहेतुकम् ।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ॥ १५ ॥

જેમાં દેવતાઓની કૃપા કારણ રૂપે રહેલી છે એવી આ ત્રણ વસ્તુઓ દુર્લભ છે. જેવીકે મનુષ્યત્વ મુમુક્ષુત્વ અને મહાપુરૂષનો આશ્રય. ૧૫.

लब्ध्वा कथंचिन्नरजन्मदुर्लभं तत्रापि पुंस्त्वं श्रुतिपारदर्शनम् ।
यस्त्वात्ममुक्त्यै न यतेत मूढधीः सह्यात्महा स्वं विनिहन्त्य सद्ग्रहात् ॥ १६ ॥

કોઈપણ પૂર્વજન્મના પ્રભાવથી દુર્લભ એવા મનુષ્ય જન્મને પ્રાપ્ત કરીને, તેમાં પણ પુરૂષત્વ પ્રાપ્ત કરીને અને તેમાં પણ વેદશાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરીને, જે બ્રાહ્મણ આત્મ-મુક્તિને માટે પ્રયત્ન કરતો નથી તે મૂર્ખ બ્રાહ્મણ સંસાર-ના મિથ્યા આગ્રહમાં પડી રહીને પોતાનોજ નાશ કરે છે, અને આત્મઘાતી કહેવાય છે. ૧૬.

वदन्तु शास्त्राणि यजन्तु देवान्कुर्वन्तु कर्माणि भजन्तु देवताः ।
आत्मैक्यबोधेन विनापि मुक्तिर्न सिध्यति ब्रह्मशता-
न्तरेऽपि ॥ १७ ॥

શાસ્ત્રોનું કથન કર્યા કરો, દેવોનું પૂજન કર્યા કરો, દેવ-તાઓનું ભજન કરો તોપણ સેંકડો કલ્પ વહી જાય, છતાં આત્મૈક્યના બોધ સિવાય મોક્ષ પ્રાપ્ત થતોજ નથી. ૧૭.

चित्तस्य शुद्धये कर्म नतु वस्तूपलब्धये ।
वस्तुसिद्धि विंचारेण न किंचित्कर्मकोटिभिः ॥ १८ ॥

તમામ શાસ્ત્રોક્ત કર્મ અન્તઃકરણની શુધ્ધિના માટે છે પરંતુ વસ્તુની પ્રાપ્તિ માટે નથી. વસ્તુ સિધ્ધિ તો બ્રહ્મવિ-વિચારથીજ થાય છે. કરોડો કર્મોથી પણ થતી નથી.

मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसी ।
स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते ॥ १९ ॥

મોક્ષ કારણની સામગ્રીમાં ભક્તિજ મુખ્ય છે અને સ્વ સ્વરૂપનું અનુસંધાન થવું તેનું નામ ભક્તિ કહેવાય છે. ૧૯

वेदान्तार्थविचारेण जायते ज्ञानमुत्तमम् ।
तेनात्यंतिकसंसारदुःखनाशो भवत्यनु ॥ २० ॥

વેદાન્તના અર્થનો વિચાર કરવાથી ઉત્તમ પ્રકારે જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને ત્યાર પછી તે જ્ઞાનથી સંસારના દુઃખોનો અત્યન્ત નાશ થાય છે. ૨૦.

वेदान्तश्रवणं कुर्यात्मननं चोपपत्तिभिः ।
योगेनाभ्यसनं नित्यं ततो दर्शनमात्मनः ॥ २१ ॥

વેદાન્તનું શ્રવણ કરવું તથા ઉપપત્તિ સાથે મનન કરવું અને હંમેશાં યોગમાર્ગનું સેવન કરીને અભ્યાસ કર્યો ત્યારપછી આત્મ દર્શન થાય છે. ૨૧.

अहंब्रह्मेतिविज्ञानात्कल्पकोटिशतान्वितम् ।
संचितं विलयंयाति प्रबोधात्स्वप्नकर्मवत् ॥ २२ ॥

अहंब्रह्म એ પ્રમાણે વિજ્ઞાન થવાથી કરોડો કલ્પોથી સંચિત કરેલાં કર્મો, જેમ જાગી જવાથી સ્વપ્ન કર્મ વિલય પામે છે, તેમ તેઓ પણ લય પામે છે. ૨૨.

देहो देवालयं प्रोक्तो देहीदेवो निरंजनः ।
अर्चितः सर्वभावेन स्वानुभूत्या विराजते ॥ २३ ॥

મનુષ્યનો દેહ એજ દેવાલય કહેલું છે. અને તેમાં રહેતો આત્મા, દેવ છે. તેનું સર્વ ભાવથી પૂજન કરવું. તેથી સ્વાનુભવ થાય છે. અને સ્વાનુભવથી પ્રકાશ પામે છે. ૨૩.

न शब्दशास्त्राभिरतस्य मोक्षो न चैवरम्यावसथप्रियस्य ।
न भोजनाच्छादनतत्परस्य नलोकचित्तग्रहणे रतस्य ॥२४॥

શબ્દ શાસ્ત્રમાં પ્રીતિ રાખનારનો મોક્ષ થતો નથી. રમ્ય મઠમાં રહેવાનું જેને પ્રિય છે તેનો પણ મોક્ષ નથી થતો, તેમ સારાં ભોજન કરનાર તથા સારાં વસ્ત્રો પહેરવામાં તત્પર રહેનારનો પણ મોક્ષ થતો નથી. તેમ લોકોના ચિત્તને પ્રસન્ન કરવામાં તત્પર રહેનારનો પણ મોક્ષ થતો નથી. ૨૪.

एकान्तशीलस्य दृढव्रतस्य मोक्षोभवेत्प्रीतिनिवर्तकस्य ।
अध्यात्मयोगैकरतस्य सम्यङ्मोक्षो भवेन्नित्यमहिंसकस्य॥२५॥

એકાન્તમાં રહેવાનો જેનો સ્વભાવ હોય, દૃઢવ્રત પાલન કરનાર હોય, રાગનો ત્યાગ કરનાર હોય, અધ્યાત્મ યોગમાં પ્રેમ રાખનાર હોય, અને અહિંસા પાલન કરતો હોય, તેનો સારી રીતે મોક્ષ થઇ શકે છે. ૨૫.

**मोक्षस्य कांक्षायदि वै तवास्ति त्यजातिदूराद्विषयान्विषंयथा ।**
**पीयूषवत्तोषदयाक्षमार्जवप्रशान्तिदान्तीर्भज नित्य मादरात् ॥**
**॥ २६ ॥**

હે મનુષ્ય તને જો મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો વિષયોને વિષ જેવા માનીને ઘણે દૂર ત્યાગ કર; અને સંતોષ, દયા, ક્ષમા, આર્જવ, શાન્તિ, અને દાન્તિને આદરથી અમૃત જેવી માનીને સેવન કર. ૨૬.

**उत्पन्नवैराग्यबलेन योगी ध्यायेत्परंब्रह्म सदा क्रियावान् ।**
**सत्यं सुखं रूपमनंतमाद्यं विहाय देहं पदमेति विष्णोः ॥२७॥**

ઉત્પન્ન થયેલા વૈરાગ્યના બલથી યોગીએ નિરંતર સત્કર્મ કરતા રહી, સત્યસુખરૂપ જેનો અન્ત નથી, એવું, તથા આદ્ય એવા પરબ્રહ્મનું ધ્યાન કરવું. જેથી આ દેહનો ત્યાગ કરી વિષ્ણુના પદને પ્રાપ્ત કરી શકાય છે. ૨૭.

**समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनियत्सुखंलभेत् ।**
**न शक्यते वर्णयितुं गिरा तदा स्वयं तदन्तःकरणेन गृह्यते**
**॥ २८ ॥**

સમાધિથી જેના મલ ધોવાઈ ગયેલા છે એવા અને આત્મામાં જોડેલા અન્તઃકરણને જે સુખ પ્રાપ્ત થાય છે, તેનું

વાણીથી વર્ણન કરી શકાય તેવું નથી. તેતો માત્ર પોતાના અન્તઃકરણુથીજ ગ્રહણ કરી શકાય છે. ૨૮.

**दुर्लभो विषयत्यागो दुर्लभं तत्त्वदर्शनम् ।**
**दुर्लभा सहजावस्था सद्गुरोः करुणां विना ॥ २९ ॥**

સદ્‌ગુરૂની કૃપા સિવાય વિષયોનો ત્યાગ કરવો એ દુર્લભ છે, તત્વદર્શન કરવું એ પણ દુર્લભ છે. અને સહજાવસ્થા પ્રાપ્ત થવી એ પણ દુર્લભ છે. ૨૯.



## शमः

**शमेन शान्ताः शिवमाचरंति शमेन नाकं मुनयोऽन्वविन्दञ्छमो भूतानां दुराधर्षं शमे सर्वं प्रतिष्ठितं तस्माच्छमः परमं वदन्ति । स्वलक्ष्ये नियतावस्था मनसः शम उच्यते ॥ ३० ॥**

શાન્તમુનિઓ શમથી કલ્યાણનું આચરણ કરે છે. શમથી સ્વર્ગમાં ગતિ કરીશકે છે. પ્રાણીઓને દુઃખથી પ્રાપ્ત થાય તેવી વસ્તુ શમથી પ્રાપ્ત થાય છે. અને શમમાં સર્વ પ્રતિષ્ઠા પામેલું છે તેથી શમજ શ્રેષ્ઠ કહેલો છે.

પોતાના લક્ષ્યમાં મનની અવસ્થા નિયમિત થવી તેનું નામ શમ કહેવાય છે. ૩૦.



## दमः

दमेन दान्ताः किल्बिषमवधून्वन्ति दमेन ब्रह्मचारिणः सुवरगच्छन् दमो भूतानां दूराधर्षं दमे सर्वं प्रतिष्ठितं तस्माद्दमः परमंवदन्तिः ॥ ३१ ॥

દાન્તમુનિઓ દમથી પાપનો નાશ કરે છે, બ્રહ્મચારીઓ દમથી શ્રેષ્ઠ વરને પ્રાપ્ત કરે છે, પ્રાણીઓને દુઃખથી પ્રાપ્ત થાય તેવી વસ્તુ પણ પ્રાપ્ત થાય છે, દમમાંજ બધું પ્રતિષ્ઠા પામેલું છે. અને દમને શ્રેષ્ઠ કહે છે. ૩૧.

विषयेभ्यः परावर्त्य स्थापनं स्वस्वगोलके ।
उभयेषामिन्द्रियाणां स दमः परिकीर्तितः ॥ ३२ ॥

કર્મેન્દ્રિઓ તથા જ્ઞાનેન્દ્રિઓ એ બન્ને ઇન્દ્રિઓને વિષયોથી પાછી ખેંચી લેઈ પોત પોતાના સ્થાનકે સ્થાપન કરી રાખવી એનું નામ દમ કહેવાય છે. ૩૨

बाह्यानालम्बनं वृत्तेरेवोपरतिरुत्तमा ॥ ३३ ॥

બાહ્ય વિષયોનું આલંબન ન કરવું એ વૃત્તિનો ઉપરામ કહેવાય છે. ૩૩.

सहनं सर्वदुःखानामप्रतीकारपूर्वकम् ।
चिन्ताविलापरहितं सा तितिक्षा निगद्यते ॥ ३४ ॥

કોઈપણ પ્રકારે પ્રતિકાર ન કરતાં તમામ દુઃખોને સહન કરવાં, ચિન્તા તથા વિલાપ ન કરવાં એ તિતિક્ષા કહેવાય છે. ૩૪.

इतिश्री मुञ्जरामतनुजनुषा ब्रह्मर्षि हरेरामशर्मणा संग्रहीतो ब्रह्मविद्यायां एकादशः साधन गुच्छः संपूर्णः ॥

## ओम् गुच्छ ॥ १२ ॥

ओमकारः सर्वे वेदेषु ॥ १ ॥

તમામ વેદોમાં ॐ કાર છે. ૧.

ओम् खं ब्रह्म ॥ २ ॥

ॐ ખંબ્રહ્મ. ૨.

ओमित्ये तदक्षर मुद्गीथ मुपासीत ॥ ३ ॥

ॐ એ અક્ષરનું ઉચ્ચારણ કરવું અને ઉપાસના કરવી. ૩.

ओमित्ये तदक्षर मिदꣳ सर्वं मोंमकार एव ॥ ४ ॥

ॐ એ અક્ષર છે. અને ॐકારમાં સર્વ રહેલું છે. ૪.

ओमकारः संप्रास्त्रवत्तद्यथा शङ्कुना सर्वाणि पर्णानि संतृण्णान्येव मोंकारेण सर्वावाकु संतृण्णोंकार ए वेदꣳ सर्वं मोंकार एवैदꣳ सर्वम् ॥ ५ ॥

ॐ કારમાંજ બધું પરોવાઈ રહેલું છે. જેમકે શંકુ વડે તમામ પાંદડાં પરોવાય છે. તે પ્રમાણે ઓમકારમાં તમામ વાણી પરોવાઇને રહેલી છે. ॐકારમાંજ સર્વ પરોવાઇને રહેલું છે. ૫.

सर्वे वेदायत्पद मामनंति तपांसि सर्वाणि च यद्वदन्ति । यदिच्छंतो ब्रह्मचर्यं चरंतितत्ते पदंसंग्रहेण ब्रवीम्यो मिति ॥६॥

તમામ વેદો જેના પદને કહે છે, તમામ તપશ્ચર્યાઓ જેને કહે છે, અને જેની ઇચ્છાથી બ્રહ્મચર્યનું પાલન કરે છે, તે પદ હું તને ટુંકાણમાં કહું છું જે ॐકાર કહેવાય છે. ૬.

ओमकारपूर्वैर्हि योगोपासनं यानि नित्यानि पुण्यतमानि कर्माणि दान यज्ञ तपः स्वाध्याय जपध्यान सन्ध्योपासन प्राणायाम होमदैव पैत्र्य मन्त्रोच्चार ब्रह्मारम्भादीनियच्चान्यत्किञ्चिच्छ्रेयस्तत्सर्वं प्रणवमुच्चार्य प्रवर्तयेत्समापयेच्च ॥ ७ ॥

યોગોપાસના ૐકાર પૂર્વક થાય છે. જે નિત્ય કર્મો અને પુણ્ય કર્મો છે જેવાં કે દાન યજ્ઞ તપ સ્વાધ્યાય જપ ધ્યાન સંધ્યોપાસન પ્રાણાયામ હોમ વૈશ્વદેવ પિતૃકાર્ય મન્ત્રોચ્ચારણ અને વેદારંભ વિગેરે તથા અન્ય કોઇ પણ શ્રેયસ્કર્મ તે બધાં ઓમકાર પૂર્વક પ્રવર્ત કરવાં અને સમાપ્તિ વખતે પણ ૐકારનું ઉચ્ચારણ કરવું. ૭.

तस्य वाचकः प्रणवः ॥ ८ ॥

તેને વાચક શબ્દ પ્રણવ છે. ૮.

तज्जपस्तदर्थभावनम् ॥ ९ ॥ ( यो सू. )

તેને જપ કરવો તથા તેના અર્થની ભાવના કરવી. ૯

ततः प्रत्यक्चेतनाऽधिगमोऽप्यन्तरायाऽभावश्च ॥ व्याधिस्त्यान संशय प्रमादाऽऽलस्याऽविरति भ्रान्ति दर्शनाऽलब्धभूमिकत्वाऽनवस्थि तत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः ॥

सर्वविघ्नहरश्चायं प्रणवः सर्वदोषहा ॥ १० ॥

ओमित्यात्मानमव्यग्रोब्रह्मण्यग्नौ जुहोतियत् ।

ज्ञान यज्ञः स विज्ञेयः सर्वयज्ञोत्तमोत्तमः ॥ ११ ॥

મનુષ્ય અવ્યગ્રતાથી ઓમકાર રૂપી આત્માને બ્રહ્મરૂપી અગ્નિમાં જે હોમ કરે છે, તે પ્રણવરૂપે ઓમકાર સર્વ વિઘ્નો

તથા દોષોનો નાશ કરે છે તેને તમામ યજ્ઞોમાં ઉત્તમોત્તમ જ્ઞાનયજ્ઞ જાણવો. (૧૦-૧૧)

ब्रह्मवादिनो वदन्ति ओमित्यात्मानं युञ्जीतैतद्वै महोपनिषदं देवानां गुह्यं यएवं वेद ब्रह्मणो महिमान माप्नोति ॥१२॥

બ્રહ્મવાદિઓ કહે છે કે ૐકારની સાથે આત્માને જોડવો તે દેવતાઓની ઉપનિષદ્ છે અને ગુહ્ય છે. જે ૐકારને જાણે છે તે બ્રહ્મના મહિમાને પ્રાપ્ત કરે છે. ૧૨.

अथ हैनंभारद्वाजोयाज्ञवल्क्यमुवाचाथ कैर्मन्त्रैः परमात्मा प्रीतो भवति स्वात्मानं दर्शयति तन्नो ब्रूहि भगवइति। सहोवाच याज्ञवल्कयः ओमिति ॥ १३ ॥

ભારદ્વાર ઋષિએ યાજ્ઞવલ્કય મુનિને કહ્યું કે કયા મન્ત્રોથી પરમાત્મા પ્રસન્ન થાય છે અને આત્મદર્શન કરાવે છે, ત્યારે યાજ્ઞવલ્કય મુનિએ કહ્યું કે તે મન્ત્ર ૐકાર છે. ૧૩.

ओम् कारश्चाथ शब्दश्चद्वादावेतौ ब्रह्मणा पुरा।
कंठं भित्वा विनिर्यातौ तस्मान्मांगलिकावुभौ ॥१४॥

ૐકાર અને અથ શબ્દ પ્રથમ બ્રહ્માના કંઠનો ભેદ કરીને બહાર નિકળેલા છે તેથી તે માંગલિક કહેવાય છે.૧૪.

ओमित्येत दक्षरमादौ प्रयुक्तं ध्यानं ध्यायितव्यम् ॥१५॥

ૐકાર એ અક્ષરનો પ્રથમ પ્રયોગ કરવો અને ધ્યાન કરવું. ૧૫.

सकृदु च्चारितमात्रः सएष ऊर्ध्वमुन्नामयती त्योंकारः। प्राणान्सर्वान्परमात्मनि प्रणामयतीत्येतस्मात्प्रणवः ॥१६॥

ઉચ્ચારણ માત્રથી તે ૐકાર પ્રાણને ઉર્ધ્વ કરે છે. તેથી ૐકાર કહેવાય છે. અને પ્રાણને પરમાત્મ તત્વમાં જોડે છે તેથી પ્રણવ કહેવાય છે. ૧૬.

ओमित्येवं ध्यायंस्तथात्मानं युञ्जीत ॥ १७ ॥

ૐકારનું ધ્યાન કરવું અને આત્માને ૐકાર સાથે જોડવો. ૧૭.

ब्रह्म प्रणवसंधानं नादोज्योतिर्मयः शिवः ।
स्वयमाविर्भवेदात्मा मेघापायेऽशुमानिव ॥ १८ ॥

બ્રહ્મ અને પ્રણવનું સંધાન એ જ્યોતિર્મય કલ્યાણ-કારક નાદ છે. તેનાથી આત્માનો સ્વયં આવિર્ભાવ થાય છે જેમ વાદળાં જતાં રહેવાથી સૂર્યનો પ્રકાશ થાય છે તેમ.૧૮.

ओमित्येकाक्षरं ब्रह्म ध्येयं सर्वमुमुक्षुभिः ।
ॐकारं योनजानाति ब्राह्मणो न भवेत्तुसः ॥ १९ ॥

મોક્ષની ઇચ્છા રાખનારાઓએ ૐકારરૂપી અક્ષર બ્રહ્મનું ધ્યાન કરવું. જે ૐકારને જાણતો નથી તે બ્રાહ્મણ કહેવાતો નથી. ૧૯.

ओंकारप्रभवा देवा ओंकारप्रभवा स्वराः ।
ओंकारप्रभवं सर्वं त्रैलोक्यं सचराचरम् ॥ २० ॥

દેવતાઓ ૐકારથી ઉત્પન્ન થયા છે. સ્વરો ૐકારથી થયા છે. તથા ચરાચર ત્રૈલોકય ૐ કારથીજ ઉત્પન્ન થયેલું છે. ૨૦.

तैलधारामिवाच्छिन्नं दीर्घघण्टानिनादवत् ।
अवाच्यं प्रणवस्याग्रं यस्तं वेद स वेदवित् ॥ २१ ॥

પ્રણવનું અગ્ર તૈલધારા જેવું અચ્છિન્ન છે, અને મોટી ઘંટાના નાદ જેવું છે તથા અવાચ્ય છે. તેને જે જાણે છે તે વેદવિદ્ કહેવાય છે. ૨૧.

हृत्पद्मकर्णिकामध्ये स्थिरदीपनिभाकृतिम ॥२२॥
अंगुष्ठमात्र मचलं ध्याये दोंकार मीश्वरम ॥ २३ ॥

હૃદય કમલની પાંખડીઓની મધ્યમાં સ્થીરદીપની આકૃતિ જેવી આકૃતિવાળા, અંગુષ્ઠ માત્ર પ્રમાણવાળા, અને અચલ ૐકાર રૂપી ઇશ્વિરનું ધ્યાન કરવું. ૨૨–૨૩.

इडया वायुमापूर्य पूरयित्वोदरस्थितम ।
ओंकारं देह मध्यस्थं ध्यायेज्ज्वालावलीवृत्तम ॥२४॥

ઇડા નામની નાડીથી વાયુને પૂરીને (પ્રાણાયામ કરીને) અનેક જ્વાલાઓથી વિંટાયલા અને દેહના મધ્ય ભાગમાં રહેલા ૐકારનું ધ્યાન કરવું. ૨૪.

ओंकारध्वनिनादेन वायोः संहरणान्तिकम ।
यावद्बलं समाद ध्यात्सम्यङ्नादलयावधि ॥ २५ ॥

પોતાનામાં જેટલું બલ હોય તેટલા બલ પ્રમાણે સારી રીતે નાદનોલય થાય ત્યાં સુધી વાયુનો સારી રીતે સંગ્રહ કરવો. ૨૫.

प्रणवो धनुः शरोह्यात्मा ब्रह्म तल्लक्ष्य मुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥ २६ ॥

પ્રવણ ધનુષ છે. આત્મા બાણ છે. અને બ્રહ્મ તેઓનું લક્ષ્ય છે. તેને પ્રમાદ રાખ્યા સિવાય બાણની માફક વેધ કરવો જેથી તદાકાર વૃત્તિ થાય છે. ૨૬.

आत्मानमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् ।
ध्याननिर्मंथनाभ्यासादेवं पश्येन्निगूढवत् ॥ २७ ॥

આત્માને અરણી કરવો અને પ્રણવને ઉત્તર અરણી કરવો. અને ધ્યાનરૂપી મંથનના અભ્યાસથી શરીરમાં ગુપ્ત રહેલા આત્મદેવનું દર્શન કરવું. ૨૭.

निवर्तन्ते क्रियाः सर्वास्तस्मिन्दृष्टे परावरे ॥ २८ ॥

તે પરબ્રહ્મ સ્વરૂપ આત્માનું દર્શન થવાથી તમામ ક્રિયાઓ નિવૃત્ત થાય છે. ૨૮.

ब्राह्मणः प्रणवं कुर्यादादा वन्तेच सर्वदा ।
स्रवत्येनों कृतं पूर्वं पुरस्ताच्च विशीर्यति ॥ २९ ॥

વેદારંભની આદિમાં તથા અન્તમાં ૐકારનું ઉચ્ચારણ કરવું. તે સિવાય ભણવામાં આવેલા વેદ મન્ત્રો નિષ્ફલ છે. ૐકારનો ઉચ્ચાર કરવાથી પૂર્વે કરેલું તથા ભવિષ્યમાં થનારૂં ઉભય પાપ નષ્ટ થાય છે. ૨૯

एकाक्षरं परं ब्रह्म प्राणायामाः परंतपः ।
सावित्र्यास्तु परंनास्ति मौनात्सत्यं विशिष्यते ॥ ३० ॥

ૐકારરૂપી એક અક્ષર પર બ્રહ્મ છે. પ્રાણાયામ કરવો એ પરમ તપ છે. ગાયત્રીથી પર કોઈ છેજ નહીં. અને મૌન ધારણ કરવાથી સત્ય બોલવું એ ઘણુંજ શ્રેષ્ઠ છે.૩૦.

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मा मनुस्मरन् ।
यःप्रयातित्यजन्देहं सयाति परमां गतिम् ॥ ३१ ॥

ૐકારા ક્ષર રૂપી પરબ્રહ્મનો ઉચ્ચાર કરનાર અને આારૂ સ્મરણુ કરનાર મનુષ્ય દેહ છોડીને પરમ ગતિને પ્રાપ્ત કરે છે. ૩૧.

**ओं तत्सदिति निर्देशो ब्रह्मण स्त्रिविधः स्मृतः ।**
**ब्राह्मणा स्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ ३२ ॥**

ૐ તત્સત્ એ પ્રમાણે બ્રહ્મનો ત્રણ પ્રકારનો નિર્દેશ છે તે જેમકે અનુક્રમે બ્રાહ્મણો વેદો અને યજ્ઞો છે. ૩૨

**तस्मादोमित्युदाहृत्य यज्ञ दान तपः क्रिया ।**
**प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ ३३ ॥**

તેટલા માટે બ્રહ્મવાદિઓની તમામ ક્રિયાઓ જેમકે યજ્ઞ-દાન-તપશ્ચર્યા વિગેરે ૐકારનું ઉચ્ચારણુ કરીનેજ પ્રવૃત્ત થાય છે. ૩૩.

**प्रणवाभ्यसनोक्तकर्मणः करणेनापि गुरोर्निषेवणात् ।**
**अपगच्छति मानसंमलं क्षमते तत्त्वमुदीरितंततः ॥ ३४ ॥**

( મુસલમાનો—અમીન કહે છે, યુરોપમાં અમેન, જૈનો ઓમ્, એમ સર્વમાં ઓમ્ મુખ્ય ગણાય છે. )

ૐકારનો અભ્યાસ કરવાથી અને ગુરૂનું સેવન કરવાથી માનસિક મલ દૂર થાય છે. અને તેજ તત્વજ્ઞાન કહેલું છે.૩૪

**पद्मासनं समारुह्य समकायशिरोधरः ।**
**नासाग्रदृष्टि रेकान्ते जपेदोंकारमव्ययम ॥ ३५ ॥**

પદ્માસન ઉપર બેસી દેહ તથા ડોકને સરખી રાખી

નાસાગ્ર સામી દ્રષ્ટિ રાખી અવ્યય એવા ૐકારનો જપ કરવો. ૩૫.

प्रणवः सर्वदा तिष्ठेत्सर्वं जीवेषु भोगतः ।
अभिरामस्तु सर्वासु ह्यवस्थासु ह्यधो मुखः ॥ ३६ ॥

તમામ પ્રાણિઓમાં શરીરથી અધો મુખ ૐકાર રહેલો છે અને તે તમામ અવસ્થામાં મનુષ્યનું પ્રિય કરનાર છે.૩૬

प्रणवात्प्रभवो ब्रह्मा प्रणवात्प्रभवो हरिः ।
प्रणवात्प्रभवो रुद्रः प्रणवोहि परो भवेत् ॥ ३७ ॥

પ્રણવથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે. પ્રણવથી વિષ્ણુ ઉત્પન્ન થયા છે. પ્રણવથી રૂદ્ર ઉત્પન્ન થયા છે. તેટલા માટે પ્રણવજ પરબ્રહ્મ છે. ૩૭.

वचसा तज्जपेन्नित्यं वपुषा तत्समभ्यसेत् ।
मनसा तज्जपे न्नित्यं तत्परं ज्योति रोमिति ॥ ३८ ॥

વાણીથી તે પ્રણવનો જપ કરવો. શરીરથી અભ્યાસ કરવો અને મનથી તેનો જપ કરવો, પ્રણવજ તેજોમય છે.૩૮

शुचिर्वाप्यशुचिर्वापि योजपेत्प्रणवं सदा ।
न स लिप्यति पापेन पद्मपत्र मिवाम्भसा ॥ ३९ ॥

માણસ પવિત્ર દશામાં અગર અપવિત્ર દશામાં નિરંતર પ્રણવનો જપ કરે તો જેમ કમલના પાંદડાને પાણીનો સ્પર્શ થતો નથી તેમ તેને પાપનો સ્પર્શ થતો નથી. ૩૯

---

# स्वात्ममन्त्र गुच्छ ॥ १३ ॥

स्वात्ममन्त्रं सदा पश्येत्स्वात्म मन्त्रं सदा भ्यसेत् ।
अहं ब्रह्मास्मि मन्त्रोऽयं—दृश्य पापं, जन्म पापं, मृत्यु पाशं
विनाशयेत् ॥ १ ॥

સ્વાત્મ મન્ત્રનો નિરંતર અભ્યાસ કરવો તથા દર્શન કરવું. અહંબ્રહ્માસ્મિ એ મન્ત્ર દૃશ્ય પાપ જન્મ પાપ અને મૃત્યુ પાશનો વિનાશ કરે છે. ૧.

अहं ब्रह्मास्मि मन्त्रोऽयं द्वैतदुःखं चित्तबन्धं सर्वशोकं
विनाशयेत् ॥ २ ॥

अहं ब्रह्मास्मि એ મન્ત્ર દ્વૈત દુઃખ ચિત્તબંધન તથા સર્વ શોકનો નાશ કરે છે. ૨.

अहं ब्रह्मा स्मि मन्त्रोयं कोटि दोषं विनाशयेत् ।
अहंब्रह्मास्मि मन्त्रोऽयं ज्ञानानन्दं प्रयच्छति ॥ ३ ॥

अंहं ब्रह्मास्मि એ મન્ત્ર કરોડો દોષનો નાશ કરે છે તથા જ્ઞાનાનંદને આપે છે. ૩.

सर्वं मन्त्रान्समुत्सृज्य एतं मन्त्रं समभ्यसेत् ।
सद्यो मोक्ष मवाप्नोति नास्ति संदेहमण्वपि ॥ ४ ॥

( गीता. )

તમામ મન્ત્રોનો ત્યાગ કરી એજ મન્ત્રનો જપ કરવો જેથી તત્કાલ મોક્ષ પ્રાપ્ત થાય છે એમાં જરા પણ સંદેહ નથી. ૪.

## डिंडिम गुच्छ ॥ १४ ॥

दृक् दृश्यौ द्वौ पदार्थौस्तः परस्परविलक्षणौ ।
दृक् ब्रह्म दृश्य मायेति सर्वं वेदान्त डिंडिमः ॥ १ ॥

દૃક્ અને દ્રશ્ય એ પ્રમાણે પરસ્પર વિલક્ષણ બે પદાર્થો છે. તેમાં બ્રહ્મ દૃક્ છે અને માયા દ્રશ્ય છે. એ પ્રમાણે વેદાન્ત ડિંડીમ છે. ૧.

अहं साक्षीति यो विद्याद्विविच्यैवं पुनः पुनः ।
सएव मुक्तः सो विद्वानिति वेदान्त डिंडिमः ॥ २ ॥

આ તમામ વસ્તુઓની વારંવાર શોધ કરીને હું સાક્ષી રૂપે છું, એ પ્રમાણે જેને જ્ઞાન થાય છે, તેજ મુક્ત થાય છે, અને તેજ વિદ્વાન છે, એ વેદાન્ત ડિંડિમ છે. ૨.

घटकुड्यादिकं सर्वं मृत्तिकामात्र मेवच ।
तद्वद्ब्रह्म जगत्सर्वं मिति वेदान्त डिंडिमः ॥ ३ ॥

ઘડાઓ ભિંતો વિગેરે તમામ પદાર્થ મૃત્તિકા માત્રજ છે. એ પ્રમાણે આ તમામ જગત બ્રહ્મજ છે. એ પ્રમાણે વેદાન્ત ડિંડિમ છે. ૩.

ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ।
अनेन वेद्यं सच्छास्त्र मिति वेदान्त डिंडिमः ॥ ४ ॥

બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે. જીવ બ્રહ્મજ છે જુદો નથી. એનાથીજ સારૂં શાસ્ત્ર જાણી શકાય છે. એ પ્રમાણે વેદાન્ત ડિંડિમ છે. ૪.

लोकवासनया जन्तोः शास्त्रवासनयापिच ।
देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥ ५ ॥

માણુસોને લોક વાસનાથી શાસ્ત્ર વાસનાથી અગર દેહ વાસનાથી યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. ૫.

लोकानुवर्तनं त्यक्त्वा त्यक्त्वा देहानुवर्तनम् ।
शास्त्रानुवर्तनं त्यक्त्वा स्वाभ्यासापनयं कुरु ॥ ६ ॥

લોકોનું અનુવર્તન ત્યાગ કરીને દેહનું અનુવર્તન ત્યાગ કરીને તથા શાસ્ત્રનું અનુવર્તન ત્યાગ કરીને પોતાના અભ્યાસને દૂર કરવો. ૬.

इति श्री सुन्दरामतनुजनुषा ब्रह्मर्षि हरेराम शर्मणा संग्रहीतो
ब्रह्म विद्यायां चतुर्दशः डिंडिम गुच्छः संपूर्णः ॥

---

## सप्त ज्ञान भूमिका ॥ १५ ॥

ज्ञानभूमिः शुभेच्छास्या त्प्रथमा समुदीरिता ।
विचारणा द्वितीयातु तृतीया तनुमानसी ॥ १ ॥
सत्त्वापत्तिश्चतुर्थीस्यात्ततोऽसंसक्ति नामिका ।
पदार्थभावना षष्ठी सप्तमी तुर्यगा स्मृता ॥ २ ॥

૧ શુભેચ્છા. ૨ વિચારણા. ૩ તનુમાનસી. ૪ સત્વાપત્તિ ૫ અસંસક્તિ. ૬ પદાર્થ ભાવના. ૭ તુરીયા. એ પ્રમાણે જ્ઞાનની સાતભૂમિકાઓ છે. ૧-૨.

इतिश्री सुन्दरामतनुजनुषा ब्रह्मर्षि हरेराम शर्मणा संग्रहीतो
ब्रह्मविद्यायां पञ्चदशः सप्तज्ञान भूमिका गुच्छः संपूर्णः ॥

---

## ज्ञानगुच्छ ॥ १६ ॥

धनवृद्धा वयोवृद्धा विद्यावृद्धास्तथैवच ।
तेसर्वे ज्ञानवृद्धस्य किंकराः शिष्यकिंकराः ॥ १ ॥

ધનવૃદ્ધ (ધનવાળા) વયોવૃદ્ધ (મોટીવયવાળા) અને વિદ્યાવૃદ્ધ (વિદ્યાવાળા) તે તમામ પુરૂષો જ્ઞાનવૃદ્ધના કિંકરો થાય છે. એટલુંજ નહીં, પરંતું તેમના શિષ્યોના પણ કિંકરો થાય છે. (૧)

क्षेत्रक्षेत्रज्ञयो र्ज्ञानं तज्ज्ञानं ज्ञानमुच्यते ।
विज्ञानं चोभयोरैक्यं क्षेत्रज्ञपरमात्मनोः ॥ २ ॥

ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન થવું તેજ ખરૂં જ્ઞાન છે. અને ક્ષેત્રજ્ઞ તથા પરમાત્માના ઐક્યનું જ્ઞાન થવું તેનું નામ વિજ્ઞાન કહેવાય છે. (૨)

परोक्षं शास्त्रजं ज्ञानं विज्ञानंचात्मदर्शनन् ।
आत्मनो ब्रह्मणः सम्यगुपाधिद्वयवर्जितम् ॥ ३ ॥

શાસ્ત્રથી ઉત્પન્ન થયેલું પરોક્ષજ્ઞાન છે. આત્મદર્શન થવું એ વિજ્ઞાન છે આત્મા તથા બ્રહ્મનું અલ્પજ્ઞત્વ સર્વજ્ઞત્વ રૂપ ઉપાધિદ્વયથી રહિત જ્ઞાન થવું તે વિજ્ઞાન કહેવાય છે. (૩)

आत्मानात्मविवेकस्य ज्ञानमाहुर्मनीषिणः ।
अज्ञानं चान्यथालोके विज्ञानं तन्मयंजगत् ॥ ४ ॥

વિદ્વાનો આત્મા તથા અનાત્માના વિવેકને જ્ઞાન કહે છે. તેથી વિપરીતને અજ્ઞાન કહે છે. અને તમામ જગતમાં બ્રહ્મ બુદ્ધિ થવી એ વિજ્ઞાન કહેવાય છે. (૪)

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ५ ॥

હે જીજ્ઞાસુ ! પ્રણામ કરીને સેવા કરીને તથા પ્રશ્ન કરીને તે જ્ઞાનને તું પણ જાણ. તે તત્વદર્શિ જ્ઞાનિઓ તને તે જ્ઞાનનો ઉપદેશ કરશે. (૫)

अपिचेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ६ ॥

તમામ પાપીઓ કરતાં પણ તું અધિક પાપ કરનારો હોઇશ છતાં તમામ પાપને તે જ્ઞાનરૂપી નૌકાથી તું તરી જઇશ. (૬)

ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ।
नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥ ७ ॥

જ્ઞાનરૂપી અગ્નિ તમામ કર્મોને બાળીને ભસ્મ કરી નાખે છે. કારણ કે જ્ઞાન જેવું બીજુ કોઈ પણ આ જગતમાં પવિત્ર નથી. (૭)

श्रद्धावांल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ ८ ॥

શ્રદ્ધા રાખનારો પુરૂષ જ્ઞાન મેળવી શકે છે. શ્રદ્ધારાખનાર અને ઇન્દ્રિઓનો જયકરનાર પુરૂષ જ્ઞાન પ્રાપ્ત કરીને થોડા વખતમાંજ શાન્તિને મેળવે છે. (૮)

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ ९ ॥

અહુજ જન્મ થઈ ગયા પછી જ્ઞાનીપુરૂષ મને પ્રાપ્ત કરી શકે છે. આ તમામ જગત વાસુદેવ રૂપે છે એમ માનનારો મહાત્મા દુર્લભ છે. (૯)

इतिश्री सुन्नरामतनुजनुषाब्रह्मर्षि हरेरामशर्मणा संग्रहीतो ब्रह्मविद्यायां षोडशः ज्ञानगुच्छः संपूर्णः ॥

——:o:——

## महावाक्यगुच्छ ॥ १७ ॥

ॐ प्रज्ञानंब्रह्म । ॐ अहंब्रह्मास्मि । ॐ तत्त्वमसि ।
ॐ अयमात्माब्रह्म । सत्यं ज्ञानमनंतंब्रह्म ।
सर्वं खल्विदंब्रह्म । एकमेवाद्वितीयंब्रह्म ।
ब्रह्मविद्ब्रह्मैवभवति । ब्रह्मैवसन्ब्रह्माप्येति ।
ऋते ज्ञानान्नमुक्तिः । ज्ञानादेवतुकैवल्यम ।
इदमहं सर्वं ब्रह्मैव ॥ १ ॥

પ્રજ્ઞાન બ્રહ્મ છે; હું બ્રહ્મછુઃ તે પરમાત્મસ્વરૂપી તુંજ છું, આ આત્મા બ્રહ્મ છે. બ્રહ્મ સત્ય જ્ઞાનરૂપ અને અનંત છે; આ તમામ વસ્તુઓ બ્રહ્મ છે; બ્રહ્મ એકજ અને અદ્વિતીય છે; બ્રહ્મને જાણનાર બ્રહ્મસ્વરૂપ થાય છે. બ્રહ્મસ્વરૂપે થઈનેજ બ્રહ્મ પ્રાપ્ત કરી શકાય છે, જ્ઞાનસિવાય મોક્ષ થતો નથી; જ્ઞાનથીજ મોક્ષ પ્રાપ્ત થાય છે. આ તમામ વસ્તુઓ અને હું બ્રહ્મજ છું. (૧)

इतिश्री सुन्नरामतनुजनुषाब्रह्मर्षि हरेरामशर्मणा संग्रहीतो ब्रह्मविद्यायां सप्तदशः महावाक्यगुच्छः संपूर्णः ॥

——:o:——

## राजयोगगुच्छ ॥ १८ ॥

नित्याभ्यासादृतेप्राप्तिर्नभवेत्सच्चिदात्मनः ।
तस्माद्ब्रह्म निदिध्यासेज्जिज्ञासुः श्रेयसे चिरम् ॥ १ ॥

નિત્ય અભ્યાસ કર્યા સિવાય સચ્ચિદાત્મ સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી. તેટલા માટે જીજ્ઞાસુએ કલ્યાણને માટે ઘણાકાલ સુધી બ્રહ્મજ્ઞાનનું નિદિધ્યાસન કરવું. (૧)

यमोहि नियमस्त्यागो मौनंदेशश्चकालता ।
आसनं मूलबन्धश्च देहसाम्यं च दृक्स्थितिः ॥ २ ॥
प्राणसंयमनं चैव प्रत्याहारश्च धारणा ।
आत्मध्यानं समाधिश्चप्रोक्तान्यंगानिर्वैक्रमात् ॥ ३ ॥

યમ નિયમ ત્યાગ મૌન દેશકાલ આસન મૂલબંધ દેહ સામ્ય દ્રઢ સ્થિતિ પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા આત્મ-ધ્યાન અને સમાધિ એ અનુક્રમે અંગો કહેલાં છે. ૨–૩

सर्वं ब्रह्मेति विज्ञानादिंद्रियग्रामसंयमः ।
यमोऽयमिति संप्रोक्तोऽभ्यसनीयो मुहुर्मुहुः ॥ ४ ॥

સર્વં બ્રહ્મ એ પ્રમાણે જ્ઞાનથી ઇન્દ્રિયોના સમુદાયનો સંયમ થાય છે તેજ યમ કહેવાય છે. તેનો વારંવાર અભ્યાસ કરવો. (૪)

सजातीयप्रवाहश्च विजातीयतिरस्कृतिः ।
नियमो हि परानन्दो नियमात्क्रियते बुधैः ॥ ५ ॥

સજાતિયનો પ્રવાહ તથા વિજાતિયનો તિરસ્કાર એનું

નામ નિયમ કહેવાય છે. અને પંડિતો નિયમથી પરાનંદ પ્રાપ્ત કરે છે. (૫)

त्यागः प्रपंचरूपस्य चिदात्मात्वावलोकनात् ।
त्यागो हि महतां पूज्यः सद्यो मोक्षमयोयतः ॥ ६ ॥

આત્માને બ્રહ્મ સ્વરૂપે જોવાથી પ્રપંચરૂપનો (સંસારનો) ત્યાગ કરવો. ત્યાગ એ મહાત્માઓને પણ પૂજ્ય છે. કારણકે ત્યાગથી તત્કાલમોક્ષ પ્રાપ્ત થાય છે. (૬).

यस्माद्वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।
यन्मौनं योगिभिर्गम्यं तद्भवेत्सर्वदा बुधः ॥ ७ ॥

મનની સાથે પ્રાપ્ત ન થઈને જેથી વાણીઓ પણ નિવૃત્તિ પામે છે, અને યોગિઓ જે મૌન ધારણ કરે છે, તેજ મૌનને વિદ્વાન પુરૂષે ધારણ કરવું. (૭)

वाचो यस्मान्निवर्तन्ते तद्वक्तुं केन शक्यते ।
प्रपंचो यदि वक्तव्यः सोपि शब्दविवर्जितः ॥ ८ ॥

જેનાથી વાણી નિવૃત્ત થાય છે તેને કહેવાને માટે કેવી રીતે સમર્થ થઈ શકાય? જો કે પ્રપંચનું વર્ણન કરવા જઇએ તો તે પણ શબ્દ વિવર્જીત છે. (૮)

इति वा तद्भवेन्मौनं सतां सहजसंज्ञितम् ।
गिरामौनं तु बालानां प्रयुक्तं ब्रह्मवादिभिः ॥ ९ ॥

સજ્જનોને સ્વાભાવિકજ મૌન વૃત્તિ હોય છે. તેઓ કોઇ પણ વસ્તુનું ઇતિકરણ કરીને કહેતા નથી. અને બ્રહ્મ-વાદીઓએ બાળકોનું વાણીથી મૌન કહેલું છે. (૯)

आदावन्ते च मध्ये च जनोयस्मिन्न विद्यते ।
येनेदं सततं व्याप्तं स देशो विजनः स्मृतः ॥ १० ॥

આદિ મધ્ય અને અંતમાં જે સ્થાનકે માણસો હોતા નથી. અને જેનાથી આ જગત હંમેશાં વ્યાપ્ત રહેલું છે, તે દેશ વિજન કહેવાય છે. (૧૦)

कलनात्सर्वभूतानां ब्रह्मादीनां निमेषतः ।
कालशब्देन निर्दिष्टो ह्यखण्डानन्द अद्वयः ॥ ११ ॥

બ્રહ્માથી આરંભી તમામ પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનાર હોવાથી કાલ કહેવાય છે. અને નિમેષથી આરંભીને તેની સંજ્ઞા છે. તે પણ અખંડાનંદ તથા અદ્વય છે. (૧૧)

सुखेनैवभवेद्यस्मिन्नजस्रं ब्रह्मचिंतनम् ।
आसनं तद्विजानीया न्नेतरत्सुखनाशनम् ॥ १२ ॥

જે આસન ઉપર બેસીને હંમેશાં સુખથી બ્રહ્મચિન્તન થઇ શકે, તેનેજ શ્રેષ્ઠ આસન કહેલું છે, તે સિવાયનું સુખને નાશ કરનારૂં આસન છે. (૧૨)

सिद्धंयत्सर्वभूतादि विश्वाधिष्ठानमव्ययम् ।
यस्मिन्सिद्धाःसमाविष्टास्तद्वै सिद्धासनंविदुः ॥ १३ ॥

જે સિદ્ધ છે, પ્રાણિ માત્રની આદિમાં છે, વિશ્વનું અધિષ્ઠાન છે અને અવ્યય છે તથા જેને વિષે સિદ્ધ પુરૂષો રહેલા છે, તેનું નામ સિદ્ધાસન કહેવાય છે. (૧૩)

यन्मूलं सर्वभूतानां यन्मूलंचित्तबन्धनम् ।
मूलबन्धः सदासेव्यो योग्योसौ राजयोगिनाम् ॥ १४ ॥

તમામ પ્રાણિના મૂલરૂપે જે રહેલું છે, જેનાથી ચિત્તની એકાગ્રતા થાય છે તે મૂલબંધનું હંમેશાં સેવન કરવું. રાજ-યોગિઓને તેજ યોગ્ય છે. (૧૪)

अंगानां समतां विद्यात्समेब्रह्मणि लीयते ।
नोचेन्नैवसमानत्वमृजुत्वं शुष्कवृक्षवत् ॥ १५ ॥

અંગોની સમતાને કરવી જેથી સમબ્રહ્મમાં લીન થવાય છે. તે સિવાય સમાનતા પ્રાપ્ત થતી નથી. અને સુકા વૃક્ષની માફક ઋજુત્વ પણ પ્રાપ્ત થતું નથી. (૧૫)

दृष्टिं ज्ञानमयींकृत्वा पश्येद्ब्रह्ममयं जगत् ।
सादृष्टिः परमोदारा न नासाग्रावलोकिनी ॥ १६ ॥

દૃષ્ટિને જ્ઞાનમયી કરીને જગતને બ્રહ્મમય જોવું. તેજ દૃષ્ટિ પરમ ઉદાર કહેવાય છે. કેવળ નાસાગ્રનું અવલોકન કરવું એજ શ્રેષ્ઠ દૃષ્ટિ નથી. (૧૬)

दृष्टि दर्शन दृश्यानां विरामो यत्र वा भवेत् ।
दृष्टिस्तत्रैव कर्तव्या न नासाग्रावलोकिनी ॥ १७ ॥

જે વસ્તુમાં દૃષ્ટિ દર્શન અને દૃશ્યનો વિરામ થાય છે, તે વસ્તુમાં દૃષ્ટિ કરવી. કેવળ નાસાગ્ર દૃષ્ટિ કરવી નહીં. ૧૭.

चित्तादिसर्वभावेषु ब्रह्मत्वेनैव भावनात् ।
निरोधः सर्ववृत्तिनां प्राणायामः स उच्यते ॥ १८ ॥

ચિત્ત વિગેરે તમામ ભાવોમાં બ્રહ્મત્વનીજ ભાવના કરવાથી અને તમામ વૃત્તિઓનો નિરોધ કરવાથી પ્રાણાયામ કહેવાય છે. (૧૮)

निषेधनं प्रपंचस्य रेचकाख्यः समीरणः ।
ब्रह्मैवास्मीति यावृत्तिः पूरकोवायुरीरितः ॥ १९ ॥

પ્રપંચનો નિષેધ કરવો એ રેચક કહેવાય છે. અને હું બ્રહ્મજ છું એ પ્રમાણે જે વૃત્તિ થવી તેનું નામ પૂરક કહેવાય છે. (૧૯)

ततस्तद्वृत्तिनैश्चल्यं कुंभकः प्राणसंयमः ।
अयं चापि प्रबुद्धानामज्ञानां घ्राणपीडनम् ॥ २० ॥

ત્યાર પછી તે વૃત્તિની સ્થીરતાને કુંભક કહે છે. એ પ્રમાણે પ્રાણાયામની ક્રિયાને જાણનારા તથા ન જાણનારાઓ નાસિકાને દબાવીને પ્રાણાયામ કરે છે. (૨૦)

येषां वृत्तिः समा वृद्धा परिपक्वा च सा पुनः ।
ते वै सद्ब्रह्मतां प्राप्ता नेतरे शब्दवादिनः ॥ २१ ॥

જેઓની વૃત્તિ સમ વૃદ્ધ અને પરિપકવ થયેલી છે, તે પુરૂષો સદ્‌બ્રહ્મપણાને પામે છે. તે સિવાયના શબ્દવાદ કરનારા બ્રહ્મપણાને પામતા નથી. (૨૧)

कुशला ब्रह्मवार्त्तायां वृत्तिहीनाः सुरागिणः ।
तेप्यज्ञानितया नूनं पुनरायान्ति यान्ति च ॥ २२ ॥

બ્રહ્મવાર્તા કરવામાં કુશલ વૃત્તિહીન અને સંસારમાં અત્યન્ત રાગ રાખનારા, તેવા પુરૂષો અજ્ઞાનિપણાને લીધે આ સંસારમાં વારંવાર જન્મ મરણ ધારણ કરે છે. (૨૨)

निमेषार्धं न तिष्ठन्ति वृत्तिं ब्रह्ममयीं विना ।
यथा तिष्ठन्ति ब्रह्माद्याः सनकाद्याः शुकादयः ॥ २३ ॥

જેમ બ્રહ્મા વિગેરે સનક વિગેરે તથા શુકદેવજી વિગેરે ક્ષણ માત્ર પણ બ્રહ્મમયી વૃત્તિ સિવાય રહેતા નથી, તે પ્રમાણે તે જ્ઞાનિઓ પણ ક્ષણમાત્ર બ્રહ્મમયી વૃત્તિસિવાય રહેતા નથી. (૨૩)

**भावितं तीव्रवेगेन यद्वस्तुनिश्चयात्मना ।**
**पुमांस्तद्धिभवेच्छीघ्रं ज्ञेयं भ्रमरकीटवत् ॥ २४ ॥**

નિશ્ચયથી અને તીવ્રવેગથી જે જે વસ્તુની ભાવના કરી હોય, તેજ વસ્તુના સ્વરૂપે તે ભાવના કરનાર થાય છે. જેમ ભ્રમરની ભાવના કરનાર કીડો ભ્રમરના સ્વરૂપને ધારણ કરે છે. (૨૪)

**एभिरंगैः समायुक्तो राजयोग उदाहृतः ॥ २५ ॥**

ઉપર કહેલા અંગોથી યુક્ત રાજ યોગ કહેલો છે. ૨૫

**ब्रह्माध्ययनसंयुक्तो ब्रह्मचर्यरतः सदा ।**
**सर्वं ब्रह्मेति यो वेद ब्रह्मचारी स उच्यते ॥ २६ ॥**

હંમેશાં બ્રહ્મનું અધ્યયન કરનાર તથા બ્રહ્મચર્યનું પાલન કરનાર અને આ બધું બ્રહ્મ છે એ પ્રમાણે જાણનાર બ્રહ્મચારી કહેવાય છે. (૨૬)

**गृहस्थो गुणमध्यस्थः शरीरं गृहमुच्यते ।**
**गुणाः कुर्वंति कर्माणि नाहंकर्तेति बुद्धिमान् ॥ २७ ॥**

ગુણની મધ્યમાં રહેલો હોય તે ગૃહસ્થ કહેવાય છે. તેમાં શરીરને ગૃહ કહેલું છે. તમામ કર્મોને ગુણોજ કરે છે, હું કરતો નથી, એ પ્રમાણે માનનાર બુદ્ધિમાન છે. (૨૭)

किमुग्रैश्च तपोभिश्च यस्यज्ञानमयं तपः ।
हर्षामर्षविनिर्मुक्तो वानप्रस्थः स उच्यते ॥ २८ ॥

જેને જ્ઞાનરૂપી તપ છે તેને બીજા ઉગ્ર તપ કરવાથી શું પ્રયોજન છે. જે પુરૂષ હર્ષ અને ઈર્ષ્યાથી મુક્ત થયેલો છે, તે વાનપ્રસ્થ કહેવાય છે. (૨૮)

विषयेष्वात्मतां दृष्ट्वा मनसश्चितिमज्जनम् ।
प्रत्याहारः स विज्ञेयोऽभ्यसनीयो मुमुक्षुभिः ॥ २९ ॥

વિષયોને વિષે આત્મભાવ જોવો અને મનને ચિત્સ્વરૂપમાં લીન કરવું તેનું નામ પ્રત્યાહાર કહેલો છે. માટે મુમુક્ષુઓએ તેનો અભ્યાસ કરવો. (૨૯)

यत्र यत्र मनोयाति ब्रह्मणस्तत्र दर्शनात् ।
मनसो धारणं चैव धारणा सा परा मता ॥ ३० ॥

જે જે જગાએ મન જાય છે, તેતે જગાએ બ્રહ્મનું દર્શન કરવું તથા ત્યાંજ મનને સ્થીર કરવું તેનું નામ ઉત્તમ ધારણા કહેલી છે. (૩૦)

ब्रह्मैवास्मीति सद्वृत्या निरालम्बतयास्थितिः ।
ध्यानशब्देन विख्याता परमानन्ददायिनी ॥ ३१ ॥

હું બ્રહ્મજ છું એ પ્રમાણે સારી વૃત્તિથી નિરાલંબપણે સ્થિતિ થવી, તેનું નામ ધ્યાનાવસ્થા છે. અને ત પરમ આનંદ આપનારી છે. (૩૧)

निर्विकारतया वृत्त्या ब्रह्माकारतया पुनः ।
वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञकः ॥ ३२ ॥

વૃત્તિની નિર્વિકારતાથી તથા બ્રહ્મસ્વરૂપ થવાથી સારી રીતે જે વિસ્મૃતિ થવી, તેનું નામ સમાધિ કહેવાય છે. (૩૨)

इमं च कृत्रिमानंदं तावत्साधुसमभ्यसेत् ।
वश्यो यावत्क्षणात्पुंसः प्रयुक्तः सन्भवेत्स्वयम् ॥ ३३ ॥

ત્યાં સુધી આ કૃત્રિમ આનંદનો સારી રીતે અભ્યાસ કરવો કે જ્યાં સુધી પોતે ક્ષણવારમાં પરમ પુરૂષને વશ થઇ શકે. (૩૩)

ततः साधन निर्मुक्तः सिद्धोभवति योगिराट् ।
तत्स्वरूपं न चैतस्य विषयो मनसोगिराम् ॥ ३४ ॥

ત્યાર પછી સાધનથી મુક્ત થયેલો યોગી સિદ્ધ થાય છે. તેનું સ્વરૂપ મનના તથા વાણીના વિષયમાં આવી શકે તેવું નથી. તેમ તેનું સ્વરૂપ વર્ણવી શકાય તેવું પણ નથી. (૩૪)

समाधौ क्रियमाणे तु विघ्नान्यायान्ति वैबलात् ।
अनुसंधानराहित्यमालस्यं भोगलालसम् ॥ ३५ ॥
लयस्तमश्च विक्षेपो रसास्वादश्च शून्यता ।
एवंयद्विघ्नबाहुल्यं त्याज्यं ब्रह्मविदा शनैः ॥ ३६ ॥

જ્યારે સમાધિ કરવામાં આવે છે, ત્યારે બલાત્કારે ઘણાં વિઘ્નો આવવા લાગે છે. જેમકે અનુસંધાન તૂટી જાય, આળસ પ્રાપ્ત થાય, ભોગની ઇચ્છા થાય, લય તમ વિક્ષેપ રસાસ્વાદ શૂન્યતા એ પ્રમાણે ઘણાંજ વિઘ્નો આવે છે. માટે બ્રહ્મજ્ઞાનિએ ધીમે ધીમે તેઓનો ત્યાગ કરવો. (૩૫-૩૬)

भाववृत्त्या हि भावत्वं शून्यवृत्त्या हि शून्यता ।
ब्रह्मवृत्त्या हि पूर्णत्वं तथा पूर्णत्वमभ्यसेत् ॥ ३७ ॥

ભાવવૃત્તિથી ભાવત્વ પ્રાપ્ત થાય છે, શૂન્યવૃત્તિથી શૂન્યતા પ્રાપ્ત થાય છે, અને બ્રહ્મવૃત્તિથી પૂર્ણતા પ્રાપ્ત થાય છે. માટે પૂર્ણતાનો અભ્યાસ કરવો. (૩૭).

ये हि वृत्तिं जहत्येनां ब्रह्माख्यां पावनीं पराम् ।
ते तु वृथैवजीवन्ति पशुभिश्च समा नराः ॥ ३८ ॥

પરમ પવિત્ર એવી બ્રહ્મવૃત્તિનો જે પુરૂષો ત્યાગ કરે છે તે પુરૂષો પશુઓના સરખા ગણેલા છે અને આ સંસારમાં તેઓ મિથ્યાજ જીવે છે. (૩૮).

येहिवृत्तिंविजानन्ति ज्ञात्वापि वर्द्धयन्तिये ।
ते वै सत्पुरुषा धन्यावन्द्यास्ते भुवनत्रये ॥ ३९ ॥

જે પુરૂષો બ્રહ્મવૃત્તિને જાણે છે અને જાણીને વૃદ્ધિ પમાડે છે, તેઓ સત્પુરૂષો કહેવાય છે. તેઓનેજ ધન્ય છે. અને ત્રણે ભુવનમાં તેઓને વંદન કરવા જેવું છે. (૩૯)

इतिश्री सुज्ञरामतनुजनुषाब्रह्मर्षिहरेरामशर्मणाब्रह्मविद्यायां अष्टादशः राजयोगगुच्छः संपूर्णः ॥

એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા શ્રીસુજ્ઞરામના પુત્ર બ્રહ્મર્ષિ હરેરામ શર્માજીયે સંગ્રહી બ્રહ્મવિદ્યાના અઢારમા રાજયોગ ગુચ્છની ગુજરાતી ભાષા ટીકા પુરી થઇ.

---

## ब्रह्मगुच्छ ॥ १९ ॥

कतरः स आत्मा ? येनवारूपं पश्यतियेनवाशब्दंशृणोति येनवागन्धानाजिघ्रतियेन वाचं व्याकरोतियेनवास्वादुचास्वादु-विजानाति तमात्मानं वयमुपास्महे ॥ १ ॥

તે આત્મા કોણ છે ? જેનાથી રૂપને જુએ છે. શબ્દ સંભળાય છે. ગંધને સુંઘાય છે. વાણીનો વિવિધ વ્યવહાર થાય છે. સ્વાદ અગર અસ્વાદ જણાય છે. તે આત્માની અમે ઉપાસના કરીએ છીએ. ૧.

नतत्रचक्षुर्गच्छतिनवाग्गच्छतिनोमनोनविद्मो नविजानीमो-यथैतदनुशिष्यादन्यदेव तद्विदितादथो अविदितादधि इतिशुश्रुम पूर्वेषां येनस्तद्व्याचचक्षिरे ॥ २ ॥

તે જગાએ ચક્ષુની ગતિ થતી નથી. વાણી જતી નથી. મન પહોંચી શકતું નથી અમે જાણી શકતા નથી. જણાવી શકતા નથી. સર્વના અંતે જે શેષ રહે છે. જ્ઞાન વિજ્ઞાનથી પર છે. એ પ્રમાણે પૂર્વના ઋષિ મુનીઓ કહી ગયેલા છે જે અમે સાંભળેલું છે. ૨.

यथासौम्य ! एकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातंस्याद्वा-चारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येवसत्यम् । येनाश्रुतंश्रुतं-भवत्यमतंमतमविज्ञातं विज्ञातमित्येवंसौम्य ? स आदेशोभवति । आत्मैवेदमग्रआसीदेक एवाद्वितीयः ॥ ३ ॥

હે સૌમ્ય ! જેમ એક મૃત્પિંડના જ્ઞાનથી તમામ મૃદ્વિકારોનું જ્ઞાન થાય છે વાણીનો આરંભ વિકાર અને નામ

જુદાં જુદાં થાય છે તેમાં મૃત્તિકાજ સત્ય છે, તેવી રીતે જેનું જ્ઞાન થવાથી અશ્રુત વસ્તુઓ (નહી સાંભળેલી વસ્તુઓ) શ્રુત (સાંભળેલી) થાય છે. અમત-મત થાય છે. અવિજ્ઞાત જ્ઞાત થાય છે. હે સૌમ્ય તેજ આદેશ છે. આ તમામ વિશ્વની ઉત્પત્તિ પહેલાં એક આત્માજ હતો બીજું કાંઇ પણ હતું જ નહીં. ૩.

नवाअरेसर्वस्यकामायसर्वंप्रियं भवत्यात्मनस्तुकामाय सर्वं-प्रियंभवन्त्यात्मावाअरेद्दष्टव्यः श्रोतव्योमन्तव्योनिदध्यासि तव्यो मैत्रेयि ? आत्मनोवाअरेदर्शनेनमत्याविज्ञानेनेदंसर्वंविदितम् ॥४॥

હે મૈત્રેયિ, સર્વની કામના માટે સર્વ પ્રિય થતું નથી. પરંતુ પોતાનીજ કામનાથી સર્વ પ્રિય થાય છે. માટે આત્માનું જ દર્શન-શ્રવણ-મનન અને નિદિધ્વાસન કરવું જોઇએ. આત્માનું દર્શન થવાથી અને બુદ્ધિથી વિચાર કરવાથી તમામ વસ્તુ માત્રનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. ૪.

इह चेदवेदीदथसत्यमस्ति न चेदिहावेदीन्महती विनष्टिः। भूतेषुभूतेषुविचित्यधीराःप्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥ ५ ॥

આ સંસારમાં આત્મતત્વની શોધ કરી દર્શન કરનારને સત્ય વસ્તુની પ્રાપ્તિ થાય છે. અને આત્મતત્વની શોધ ન કરનારનો વિનાશ થાય છે. માટે ધીર પુરૂષો, તમામ પ્રાણિ માત્રમાં રહેલા આત્મતત્વની ગવેષણા કરીને પરલોકમાં દેવગતિને પ્રાપ્ત કરે છે. ૫.

आश्चर्यवत्पश्यतिकश्चिदेन माश्चर्यवद्वदतितथैवचान्यः । आ-श्चर्यवच्चैनमन्यःशृणोतिश्रुत्वाप्येनंवेदनचैवकश्चित् ॥ ६ ॥

કેટલાએક જ્ઞાનિઓ આત્મતત્વને આશ્ચર્યની માફક જુએ છે, કેટલાએક આશ્ચર્યની પેઠે બોલે છે, કેટલાએક આશ્ચર્યની માફક શ્રવણ કરે છે, અને શ્રવણ કરીને પણ એ આત્મતત્વને જાણી શકતા નથી. ૬.

नतत्रसूर्यो भातिनचन्द्रतारकंनेमाविद्युतोकुतोऽयमग्निः ।
तमेवभान्तमनुभातिसर्वंतस्यभासासर्वमिदं विभाति ॥ ७ ॥

તે આત્મતત્વ આગળ સૂર્યનો પ્રકાશ પહોંચી શકતો નથી. ચન્દ્ર અગર તારાઓનું તેજ પહોંચી શકતું નથી. વિજળીનો પ્રકાશ પણ પહોંચી શકતો નથી તો અગ્નિનું તેજ કયાંથી જ પહોંચી શકે. પરન્તુ તે આત્મતત્વના પ્રકાશથી તમામ વસ્તુઓ પ્રકાશિત થાય છે. ૭.

यथानद्यः स्यन्दमानाःसमुद्रेऽस्तंगच्छन्तिनामरूपे विहाय ।
तथाविद्वान्नामरूपाद्विमुक्तः परात्परंपुरुषमुपैतिदिव्यम् ॥ ८ ॥

જેમ અનેક નદીઓ વહેતી વહેતી સમુદ્રમાં મળી જઈને પોતાના નામ તથા રૂપનો ત્યાગ કરે છે. તેવીજ રીતે આત્મતત્વને ઓળખનારો વિદ્વાન નામ રૂપથી વિમુક્ત થઈને પરબ્રહ્મ રૂપને પ્રાપ્ત કરે છે. ૮.

अपाणिपादोजवनोगृहिता पश्यत्यचक्षुः सशृणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं नच तस्याति वेत्तातमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥९॥

આત્મા હાથ પગથી રહીત હોવા છતાં ઘણાં વેગવાળો છે અને ગ્રહણ કરે છે. નેત્ર રહિત છે, છતાં જોઈ શકે છે કર્ણ રહિત છે છતાં સાંભળી શકે છે અને જાણવા યોગ્ય તમામ વસ્તુઓને જાણે છે, પરંતુ તેને કોઈ જાણી શકતું

નથી. વિદ્વાન પુરૂષો તે આત્માને અવ્યય અને શ્રેષ્ઠ મહા પુરૂષ કહે છે. ૯.

नचक्षुषा गृह्यतेवापिवाचा नान्यैर्देवैस्तपसा कर्मणावा ।
ज्ञानप्रसादेन विशुद्धसत्त्व स्ततस्तु तं पश्यते ध्यायमानः ॥१०॥

આત્મતત્વ નેત્રથી જોઈ શકાતું નથી. તેમ વાણીથી જાણી શકાતું નથી. અગર અન્ય દેવતાઓની સેવા કરવાથી અથવા તપશ્ચર્યા અગર બીજા કોઈ પણ કર્મ કરવાથી જાણી શકાતું નથી. તેતો કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી ગુરૂ કૃપાએ જાણેલા ધ્યાન માર્ગથી જોઈ શકાય છે. ૧૦.

अणोरणीयान्महतो महीयानात्मा गुहायां निहितोऽस्य-जन्तोः । तमक्रतुं पश्यति वीतशोको धातुः प्रसादान्महिमान-मीशम् ॥ ११ ॥

આત્મા સૂક્ષ્મ વસ્તુથી પણ સૂક્ષ્મ છે, અને મોટી વસ્તુઓથી મોટો છે, તથા પ્રાણી માત્રના હૃદયમાં રહેલો છે, તેથી દેવ કૃપાથી શોક મોહ જેના જતા રહ્યા છ એવો પુરૂષ અત્યન્ત મહિમાવાળા તે સમર્થ આત્માને જોઈ શકે છે. ૧૧.

नित्यो ऽनित्यानां चेतन श्चेतनाना मेकोबहूनां योविदधाति कामान् । तमात्मस्थंयेऽनु पश्यन्ति धीरास्तेषां शान्तिः शाश्वतीने तरेषाम् ॥ १२ ॥

તમામ નિત્ય પદાર્થોમાં આત્માજ નિત્ય છે. ને ચેતન પદાર્થોમાં આત્માજ સચેતન છે. ઘણી વસ્તુઓમાં તે એકજ સ્વરૂપથી રહેલો છે, અને તમામ કામનાઓને પૂર્ણ કરે છે

તે આત્માનું જે ધીર પુરૂષો દર્શન કરે છે તેવાઓને સાચી શાન્તિ પ્રાપ્ત થાય છે. બીજાઓને સાચી શાન્તિ પ્રાપ્ત થતી નથી. ૧૨.

**एको वशी सर्व भूतान्तरात्मा एकंरूपं बहुधा यः करोति तमात्मस्थंयेऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥१३॥**

આત્મા એકજ છે. જીતેન્દ્રિય છે, અને તમામ પ્રાણિ માત્રના હૃદયમાં રહેલો છે, અને એક સ્વરૂપને અનેક સ્વરૂપે પ્રકાશ કરે છે. તે આત્માને જે પુરૂષો જુએ છે તેઓને સાચું સુખ પ્રાપ્ત થાય છે બીજાઓને સાચું સુખ પ્રાપ્ત થતું નથી. ૧૩.

**नतस्य कश्चित्पतिरस्ति लोके नचेशिता नैवच तस्यलिङ्गम्। स कारणं करणाधिपाधिपो नचास्य कश्चिज्जनिता नचाधिपः ॥ १४ ॥**

આ સંસારમાં તે આત્માનો કોઈ સ્વામી નથી તેમ તેને આજ્ઞા કરનાર કોઈ નથી તેમ તેનું કાંઈ પણ ચિન્હ નથી પરંતુ તે આત્માજ આ જગતનું કારણ છે, કારણનો પણ સ્વામી છે. તેને કોઈ પણ ઉત્પન્ન કરનાર નથી તેમ સ્વામી પણ નથી. ૧૪.

**यस्याज्ञयावायवो वान्तिलोकेज्वलत्यग्निःसवितायाति तप्यम्। शीतांशुः खेतारका संग्रहश्च प्रवर्तन्ते तं परेशं प्रपद्ये ॥ १५ ॥**

આ સંસારમાં જેની આજ્ઞાથી વાયુ વાય છે, અગ્નિ પ્રજ્વલિત થાય છે, સૂર્ય તપે છે, ચંદ્રમા તથા તારાઓ પ્રકાશિત થાય છે તે પરમ પુરૂષને હું શરણે જાઉં છું. ૧૫.

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥१६॥

જેમ એકજ અગ્નિ આ ભુવન પ્રત્યે પ્રવેશ કરીને વસ્તુના રૂપમાં તેવા સ્વરૂપવાળોજ જણાય છે. તેવી રીતે એકજ આત્મા સર્વ પ્રાણી માત્રના હૃદયમાં રહીને તેવા તેવા સ્વરૂપવાળો જણાય છે. ૧૬.

वायु र्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपंरूपं प्रतिरूपो बहिश्च ॥१७॥

જેમ એકજ વાયુ આ ભુવનમાં પ્રવેશ કરીને વસ્તુના સ્વરૂપમાં તેવા સ્વરૂપવાળો જણાય છે. તેવીજ રીતે આ આત્મા પ્રાણિ માત્રમાં પ્રવેશ કરીને તેવા સ્વરૂપવાળો જણાય છે. ૧૭.

सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषै र्बाह्यदोषैः ।
एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ।१८।

સૂર્ય જેમ તમામ લોકોના નેત્રરૂપે રહેલો છે તથાપિ નેત્રને થયેલા દોષો અગર પીડાઓથી લેપાતો નથી. તેવીજ રીતે સર્વ પ્રાણિઓના હૃદયમાં રહેલા આત્માને બહારનાં દુઃખ પીડા કરી શકતાં નથી. ૧૮.

एक एवहि भूतात्मा भूतेभूते व्यवस्थितः एकधा बहुधा चैवदृश्यते जलचंद्रवत् ॥ १९ ॥

એક આત્મા અનેક પ્રાણિઓમાં એકજ સ્વરૂપે અનેક પ્રકારે રહેલો છે. જેમકે એકજ ચન્દ્રમા જલનાં કુંડાઓમાં અનેક સ્વરૂપે દેખાય છે. ૧૯.

यद्वाचानभ्युदितं येनवागभ्युद्यते । तदेव ब्रह्म त्वं विद्धिनेदं-यदिद मुपासते ॥ २० ॥

જે વાણીથી કહી શકાય તેવું નથી. પણ જેનાથી વાણી પ્રવૃત્ત થાય છે. તેજ બ્રહ્મ છે. એમ જાણવું. આ સંસારની ઉપાસના બ્રહ્મ નથી. ૨૦.

यन्मनसा नमनुते येनाहु र्मनो मतम् । तदेव ब्रह्मत्वं विद्धि-नेदंयदिद मुपासते ॥ २१ ॥

જે મનથી જાણી શકાય તેવું નથી. પણ જેનાથી મન જાણી શકાય છે તેજ બ્રહ્મ છે એમ તું જાણ. બીજી ઉપાસના બ્રહ્મ નથી. ૨૧.

यच्चक्षुषा न पश्यति येन चक्षुंषि पश्यति तदेव ब्रह्मत्त्वं विद्धिनेदं यदिद मुपासते ॥ २२ ॥

જે નેત્રથી જોઈ શકાતું નથી પરન્તુ જેનાથી નેત્રોને જોઈ શકાય છે. તેજ બ્રહ્મ છે. તે સિવાયની જે ઉપાસના તે બ્રહ્મ નથી. ૨૨.

यच्छोत्रेण न शृणोति येनश्रोत्र मिदंश्रुतम् । तदेव ब्रह्मत्वं विद्धिनेदंयदिद मुपासते ॥ २३ ॥

જે શ્રોત્રથી સાંભળી શકાતું નથી. પણ જેનાથી શ્રોત્રમાં શ્રવણ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે તેજ બ્રહ્મ છે. અન્ય બ્રહ્મ નથી. ૨૩.

यत्प्राणेन नप्राणिति येन प्राणः प्राणीयते । तदेव ब्रह्मत्वं विद्धिनेदंयदिद मुपासते ॥ २४ ॥

જે પ્રાણ વાયુથી ચેતનાવાળું થતું નથી પરંતુ જેનાથી પ્રાણવાયુ સચેતન થાય છે તેજ બ્રહ્મ છે એમ તું જાણ. તે સિવાયનું બ્રહ્મ નથી. ૨૪.

**तंदुर्दर्शं गूढ मनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम्।अध्यात्म योगाधिगमेन देवंमत्वा धीरो हर्षशोकौ जहाति ॥ २५ ॥**

ધીર પુરૂષ ન જોઈ શકાય તેવા પ્રાણિ માત્રના શરીરમાં પ્રવેશ કરીને રહેલા અનાદિ ગુપ્ત સ્વરૂપવાળા એવા આત્માને અધ્યાત્મ યોગથી જાણીને હર્ષ તથા શોકનો ત્યાગ કરે છે. ૨૫.

**अशरीरंशरीरेष्वनवस्थेष्ववस्थितम् । महान्तं विभुमात्मानं मत्वाधीरो नशोचति ॥ २६ ॥**

આત્માને શરીર નથી પરંતુ નાશવાન આ પ્રાણિઓના શરીરમાં રહેલો છે. તે સર્વ વ્યાપક આત્માને જાણીને ધીર પુરૂષ શોકનો ત્યાગ કરે છે. ૨૬.

**नाविरतो दुश्चरितान्ना शान्तो नासमाहितः । नाशान्त मानसोवापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ २७ ॥**

પાપથી વિરામ પામ્યો ન હોય. શાન્તિ પ્રાપ્ત ન કરી હોય. સાધનો ન મેળવ્યા હોય તો પણ મનને સ્થીર કરીને જ્ઞાન પ્રાપ્ત કરવાથી આત્માની પ્રાપ્તિ થાય છે. ૨૭.

**इन्द्रियेभ्यः पराह्यर्थाः अर्थेभ्यश्च परं मनः । मनसस्तु पराबुद्धि र्बुद्धेरात्मा महान्परः ॥ २८ ॥**

ઇન્દ્રિયો કરતાં અર્થ ( વિષયો ) પર છે, અર્થથી

મનપર છે, મનથી બુદ્ધિપર છે, અને બુદ્ધિથી આત્મા મહાન છે અને પર છે. ૨૮.

**एष सर्वेषु भूतेषु गूढात्मा न प्रकाशते । दृश्यते त्वग्रया बुध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ २९ ॥**

આત્મા તમામ પ્રાણિઓમાં ગુપ્ત સ્વરૂપે રહેલો છે તે બહારના પ્રકાશથી જોઈ શકાતો નથી, પરંતુ સૂક્ષ્મદર્શિ મહાત્માઓ સૂક્ષ્મ શ્રેષ્ઠ બુદ્ધિથી જોઈ શકે છે. ૨૯.

**अशब्द मस्पर्शमरूपमव्ययं तथाऽरसं नित्यमगन्धवच्चयत् । अनाद्यनन्तं महतः परंध्रुवंनिचाय्य तन्मृत्यु मुखात्प्रमुच्यते ॥३०॥**

આત્મ સ્વરૂપ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ સિવાયનું છે, નિત્ય છે, અનાદિ તથા અનંત છે. અને મહત તત્વથી પણ પર છે, અને ધ્રુવ છે. તેનું દર્શન કરીને માણસ મુક્ત થાય છે. ૩૦.

**यदेवेह तदमुत्र यदमुत्र तदन्विहामृत्योः स मृत्युमाप्नोति यइह नानेव पश्यति तपसा ब्रह्मचर्येण श्रद्धया संपन्नो महिमान मनु भवति ॥ ३१ ॥**

જે આત્મતત્વ આ મનુષ્ય લોકમાં છે, તેજ પરલોકમાં છે છતાં જે પુરૂષો આત્મતત્વને જાણ્યા સિવાય સર્વત્ર ભેદ જોઈને વારંવાર જન્મ મરણને ધારણ કરનારા થાય છે, પરંતુ તપશ્ચર્યા બ્રહ્મચર્ય અને ગુરૂવાકય તથા શાસ્ત્રમાં શ્રદ્ધા રાખનારો પુરૂષ આત્મસ્વરૂપનો અનુભવ કરે છે. ૩૧.

**आत्मानं चेद्विजानीयादयमस्मीतिपुरुषः । किमिच्छन्कस्यकामाय शरीर मनुसंज्वरेत् ॥ ३२ ॥**

પુરૂષ હું આવા સ્વરૂપનો છું એ પ્રમાણે જો આત્માને ઓળખે તો પછી કઇ વસ્તુની ઇચ્છાથી અથવા કઈ વસ્તુ પ્રાપ્ત કરવા માટે શરીરને ધારણ કરે. ૩૨.

**तमेव धीरो विज्ञाय प्रज्ञांकुर्वीत ब्राह्मणः । नानुध्यायाद्बहून्छब्दान्वाचो विग्लापनꣳहितद् ॥ ३३ ॥**

ધીર બ્રાહ્મણે આત્મતત્વને જાણીને બુદ્ધિને સ્થિર કરવી અનેક શબ્દોનું ધ્યાન કરવું નહિ, કારણ કે તે વાણીનોજ વિકાર છે. ૩૩.

**तमेतं वेदानु वचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेनैतमेव विदित्वा मुनिर्भवति ॥ ३४ ॥**

બ્રાહ્મણો વેદ વાક્યોથી તેજ આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જેનું ફલ નાશ ન પામે તેવા યજ્ઞો કરવા. દાન કરવું, અગર તપશ્ચર્યા કરવી. એ પ્રમાણે પરસ્પર વિવાદ કરે છે, અને તે આત્મતત્વનેજ જાણીને મોક્ષ પ્રાપ્ત કરે છે. ૩૪.

**तमीश्वराणां परमं महेश्वरं तंदेवतानां परमंचदैवतं । पतिं पतीनां परमं परस्ताद्विदामदेवं भुवनेशमीड्यम् ॥ ३५ ॥**

આત્મા ઇશ્વિરોનો પણ મહેશ્વર છે. દેવતાઓનું પણ પરમ દૈવત છે, પતિઓનો પણ પતિ છે. પરવસ્તુઓમાં પણ પર છે, આ જગતનો સ્વામી છે અને સેવા કરવા લાયક છે, એ પ્રમાણે અમે જાણીએ છીએ. એવું મહાત્માઓ કહે છે. ૩૫.

**ते ध्यानयोगानुगता अपश्यन्देवात्मशक्तिं स्वगुणै र्निगूढाम् ॥ ३६ ॥**

પોતાના ગુણોથી ગુપ્ત રહેલી તે આત્મદેવની શક્તિને ઋષિઓ ધ્યાન યોગથી જોઈ શકે છે. ૩૬,

**एकोदेवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।**
**कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षीचेता केवलो निर्गुणश्च ॥३७॥**

આત્મદેવ એકજ છે, તમામ પ્રાણિઓમાં ગુપ્ત સ્વરૂપે રહેલો છે. સર્વત્ર વ્યાપક છે, સર્વ પ્રાણિઓનો અન્તરાત્મા છે, તમામ કર્મનો અધ્યક્ષ છે, સર્વ પ્રાણિનો અધિવાસ છે, સાક્ષી છે, ચૈતન્ય સ્વરૂપવાળો છે, અને નિર્ગુણ છે. ૩૭.

**आकाशवत्सूक्ष्मशरीर आत्मा न दृश्यते वायुवदन्तरात्मा ।**
**सबाह्यमभ्यन्तरनिश्चलात्मा ज्ञानोल्कया पश्यतिचान्तरात्मा॥३८॥**

આત્મ સ્વરૂપ આકાશના જેવું સૂક્ષ્મ છે, વાયુના જેવું સ્વરૂપથી રહિત છે, અને તે તમામ પદાર્થોની બાહ્ય તથા અંતર રહેલું છે, તેને જ્ઞાનિઓ જ્ઞાનરૂપી ઉલ્કા (મસાલ) થી જોઈ શકે છે. ૩૮.

**श्रेयश्च प्रेयश्च मनुष्य मेतस्तौ संपरीत्य विविनक्ति धीरः**
**श्रेयोहिधीरोऽभि प्रेयसो वृणीते प्रेयोमन्दो योगक्षेमाद्वृणुते।३९।**

મનુષ્યને શ્રેય અને પ્રેય એ બન્ને વિંટાઇને રહેલા છે. તેઓનો ધીર પુરૂષ વિવેક દ્રષ્ટિથી પૃથક્ સ્વરૂપે જોઈ શકે છે. અને પ્રેયમાંથી શ્રેયને ગ્રહણ કરે છે, અને મંદ બુદ્ધિવાળો પુરૂષ યોગક્ષેમથી પ્રેયનેજ પ્રાપ્ત કરે છે. ૩૯.

**अविद्याया मन्तरे वर्तमानाः स्वयंधीराः पण्डितं मन्यमानाः**
**जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ४०**

અવિદ્યામાં પડી રહેલા અને પોતાનેજ પંડિત માન

નારા ધીર પુરૂષો મૂર્ખ છે. અને હલકાજ છે. તેમ એક આંધળાની પાછળ ચાલનારા અન્ય આંધળા પુરૂષો જેવા છે. ૪૦.

**कामान्यः कामयते मन्यमानः सकाममभि जायते तत्र तत्र पर्याप्तकामस्य कृतात्मनस्तुइहैव सर्वे प्रविलीयन्तिकामाः ॥४१॥**

જે પુરૂષ સંસારની વાસનાઓને હંમેશાં રાખ્યા કરે છે, તે પુરૂષ તે વાસનાઓ પ્રમાણે જન્મ ધારણ કર્યા કરે છે પરંતુ જેની વાસનાઓનો ક્ષય થયેલો છે તે પુરૂષની વાસનાઓ આ સંસારમાંજ નાશ પામી જવાથી પુનઃ જન્મ ધારણ કરવો પડતો નથી. ૪૧.

**सयोहवै तत्परमं ब्रह्मवेद ब्रह्मैव भवति नास्या ब्रह्मवित्कुले भवति तरतिशोकं तरति पाप्मानं गुहाग्रन्थिभ्यो विमुक्तोऽमृतो-भवति । सत्यं ज्ञानमनंत मानन्दं ब्रह्मनेहनानास्तिकिञ्चन ।४२।**

સંસારની વાસનાઓનો ત્યાગ કરનાર તે પુરૂષ પરબ્રહ્મને જાણે છે, અને બ્રહ્મ સ્વરૂપી થાય છે, તેનો બ્રહ્મને ન જાણનારા અજ્ઞાનિઓના કુલમાં વાસ થતો નથી, શોકને તરી જાય છે, પાપને તરી જાય છે, અજ્ઞાન ગ્રંથિઓથી મુક્ત થાય છે. સત્ય જ્ઞાનરૂપ અનંત અને આનંદ સ્વરૂપે બ્રહ્મ છે, આ સંસારમાં અનેક પ્રકારની ભિન્ન ભિન્ન વસ્તુઓજ નથી, ૪૨.

**नायमात्मा प्रवचनेन लभ्यो नमेधया न बहुनाश्रुतेन यमेवैष वृणुते तेनलभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥ ४३ ॥**

આત્મા પ્રવચનથી મેળવી શકાય તેવો નથી. બુદ્ધિથી

જાણી શકાય તેવો નથી. ઘણાં શાસ્ત્રના જ્ઞાનથી જાણી શકાય તેવો નથી. જે પુરૂષને પરમાત્માની કૃપા હોય છે. તે પુરૂષથી આત્મા પ્રાપ્ત કરી શકાય છે. અને તેનેજ આત્મદેવ પોતાનું દર્શન આપે છે. ૪૩.

नायमात्मा बलहीनेनलभ्यो नचप्रमादात्तपसोवाप्यलिङ्गात् ।
एतैरुपायैर्यतते विद्वाँस्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥ ४४ ॥

આ આત્મા નિર્બળ પુરૂષથી પ્રાપ્ત કરી શકાય તેવો નથી, તપશ્ચર્યાથી અગર પ્રમાદથી પ્રાપ્ત કરી શકાય તેવો નથી, પરંતુ જે વિદ્વાન પુરૂષ ઉપર બતાવેલા ઉપાયોથી આત્મપ્રાપ્તિને અર્થે પ્રયાસ કરે છે. તેને એ આત્મદેવનું દર્શન પ્રાપ્ત થાય છે અને બ્રહ્મ ધામમાં પ્રવેશ થાય છે. ૪૪.

संप्राप्यैन मृषयो ज्ञानतृप्ताः कृतात्मानो वीतरागाः प्रशान्ताः ।
ते सर्वगंसर्वतः प्राप्य धीरायुक्तात्मानः सर्वमेवाविशन्ति ॥ ४५ ॥

એ આત્મદેવને પ્રાપ્ત કરીને ઋષિઓ જ્ઞાનથી તૃપ્ત અને કૃતકૃત્ય થયેલા રાગ જેમનો જતો રહ્યો છે એવા શાન્ત વૃત્તિવાળા સર્વત્ર પ્રાપ્ત થયેલા તે આત્મામાં પોતાની ચિત્તવૃત્તિને જોડીને સર્વજ્ઞ થઈ શકે છે. ૪૫.

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यास योगाद्यतयः शुद्ध सत्त्वाः । ते ब्रह्म लोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ॥ ४६ ॥

વેદાન્ત શાસ્ત્રના વિજ્ઞાનથી આત્મતત્વનો જેમણે નિશ્ચય કર્યો છે એવા યતિઓ સંન્યાસ યોગથી શુદ્ધ સત્વવાળા

થઇને આ લોકને ત્યાગ કરી બ્રહ્મલોકમાં ગતિ કરીને મોક્ષ પદને પ્રાપ્ત કરે છે. ૪૬.

**तस्मै सहोवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोगादवैहि। नकर्मणा नप्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः ॥ ४७ ॥**

મનુષ્યો પ્રજા ઉત્પન્ન કરવાથી, કર્મ કરવાથી, ધનનો વ્યય કરવાથી અગર દાન કરવાથી મોક્ષપદને પ્રાપ્ત કરી શકતા નથી, પરંતુ શાસ્ત્ર અને ગુરૂવાક્ય ઉપર શ્રદ્ધા રાખવાથી, ભક્તિથી અને ધ્યાનયોગથી પરબ્રહ્મ સ્વરૂપને પ્રાપ્ત કરે છે. એ પ્રમાણે બ્રહ્માએ કહેલું છે. ૪૭.

**सत्येनलभ्य तपसा ह्येष आत्मा सम्यज्ञानेन ब्रह्मचर्येण नित्यम् । अन्तः शरीरे ज्योतिर्मयोहि शुभ्रोयं पश्यन्ति यतयः क्षीणदोषाः ॥ ४८ ॥**

સત્યથી, તપથી, સારા પ્રકારના જ્ઞાનથી અને નિરંતર બ્રહ્મચર્યનું સેવન રાખવાથી આત્મ સાક્ષાત્કાર થઇ શકે છે. કારણ કે શરીરમાં શુદ્ધ જ્યોતિ સ્વરૂપે રહેલા આત્માને જેમના દોષો ક્ષીણ થયા છે, એવા યોગિઓ જોઈ શકે છે. ૪૮.

**तदाविद्वान्पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति ॥ विजानन्विद्वान्भवति नातिवादी आत्मक्रीड आत्मरतिः क्रियावानेष ब्रह्म विदांवरिष्ठः ॥ ४९ ॥**

જે વખતે આત્મદર્શન થાય છે તે વખતે વિદ્વાન પુરૂષ પુણ્ય પાપનો ત્યાગ કરીને નિરંજન થઈ અત્યન્ત સમતાને ધારણ કરે છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરનાર સર્વજ્ઞ થાય છે, પરંતુ કેવળ વાદ કરનારને આત્મપ્રાપ્તિ થતી નથી. જે

પુરૂષ આત્માનું દર્શન કરી તેની સાથે ક્રીડા કરનારો છે અને આત્મદર્શનમાંજ પ્રેમ રાખનારો છે. તેમ આત્મદર્શનનીજ ક્રિયા કરનારો છે એજ પુરૂષ બ્રહ્મ જ્ઞાનિઓમાં શ્રેષ્ટ છે. ૪૯.

**भिद्यते हृदयग्रन्थि श्छिद्यन्ते सर्वसंशयाः। क्षीयन्ते चास्य-कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ ५० ॥**

તે પરબ્રહ્મ પરમાત્માનું દર્શન થવાથી. હૃદયની અજ્ઞાન રૂપી ગ્રંથિનો ભેદ થાય છે. તમામ સંશયોની નિવૃત્તિ થાય છે. અને તમામ પ્રકારના કર્મોક્ષીણ થાય છે. ૫૦.

**यतोवाचो निवर्तन्ते अप्राप्य मनसासह, आनंदं ब्रह्मणो विद्वान्, नबिभेति कदाचन ॥ ५१ ॥**

જેનાથી વાણીપણ મનની સાથે પ્રાપ્ત ન કરી શકવાથી વિરામ પામે છે એવા બ્રહ્મના આનંદને પ્રાપ્ત કરનાર વિદ્વાન પુરૂષ કોઇથી ભય પામતો નથી. ૫૧.

**वेदाहमेतं पुरुषं महान्त मादित्यवर्णं तमसः परस्तात् । तमेवविदित्वाति मृत्यु मेति नान्यः पन्थाविद्यतेऽयनाय ॥ ५२ ॥**

અન્ધકારથી દૂર અને સૂર્યના જેવી કાન્તિવાળા તે મહાન પુરૂષને મારે જાણવો જોઇએ. કારણકે તે પુરૂષને જાણવાથીજ માણસ મૃત્યુને તરી જાય છે. મોક્ષને માટે અન્ય ઉપાય કોઇપણ નથી. ૫૨.

**सर्वभूतेषु चात्मानं सर्वं भूतानि चात्मनि । समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति ॥ ५३ ॥**

તમામ પ્રાણિઓમાં આત્માને અને આત્માને વિષે

તમામ પ્રાણિઓને સરખી રીતે જોનારો પુરૂષ આત્મયાજી કહેવાય છે. અને સ્વારાજ્યને પ્રાપ્ત કરે છે. ૫૩.

**इतिश्री सुन्दरराम तनुजनुषा ब्रह्मर्षि हरेराम शर्मणा संग्रहित ब्रह्मविद्यायां एकोन विंशति तमः ब्रह्मगुच्छः संपूर्णः ॥**

---

## ॥ अथ शिक्षोपनिषत् ॥२०॥

---

**ओम् वेद मनूच्याचार्योऽन्ते वासिनमनुशास्ति ॥ सत्यंवद ॥ धर्मंचर ॥ स्वाध्यायान्मा प्रमदः ॥ आचार्याय प्रियं धन माहृत्य प्रजातन्तुं माव्यवच्छेत्सीः ॥ सत्यान्न प्रमदितव्यम् ॥ धर्मान्न प्रमदितव्यम् ॥ कुशलान्न प्रमदितव्यम् ॥ भूत्यै न प्रमदितव्यम् ॥ स्वाध्याय प्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥१॥**

વેદાધ્યયન કરાવી રહ્યા પછી આચાર્ય પોતાના શિષ્યને શિખામણ આપે છે, કે હે શિષ્ય ? તું સત્ય બોલનારો થા; ધર્મનું આચરણ કર, સ્વાધ્યાયમાં પ્રમાદ ન કર, આચાર્યને પ્રિય એવું ધન આપીને (ગુરૂ દક્ષિણા આપીને) પ્રજાતન્તુનો ઉચ્છેદ ન કર, (ગૃહસ્થાશ્રમનો) ત્યાગ ન કર, (અર્થાત્ બ્રહ્મચર્ય અવસ્થામાં વેદાધ્યયન કરી ગુરૂ દક્ષિણા આપી ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરી સુપ્રજા ઉત્પન્ન કરવી;) સત્યમાં પ્રમાદ ન કરવો, ધર્મમાં પ્રમાદ ન કરવો, કુશલ કાર્યમાં પ્રમાદ ન કરવો, ઐશ્વર્ય મેળવવામાં પ્રમાદન કરવો, સ્વાધ્યાય અને પ્રવચન કરવામાં પ્રમાદ ન કરવો. ॥ ૧ ॥

देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् ॥ मातृदेवो भव ॥ पितृदेवो भव ॥ आचार्यदेवो भव ॥ अतिथिदेवो भव ॥ यान्यनवद्यानि कर्माणि ॥ तानिसेवितव्यानि ॥ नोइतराणि ॥ यान्यस्माकः सुचरितानि ॥ तानित्वयोपास्यानि ॥ २ ॥

દેવકાર્ય તથા પિતૃકાર્યમાં પ્રમાદ ન કરવો, માતાને દેવરૂપે માનવી, પિતાને દેવરૂપે માનવા, આચાર્યને દેવરૂપે માનવા, અતિથિને દેવરૂપે માનવો, જેટલાં નિર્દોષ કર્મો છે તેટલાંનું સેવન કરવું, બીજા કર્મોનું સેવન ન કરવું, જે આપણાં ( આપણા પૂર્વજોનાં સારાં ચરિત્રો છે તે ચરિત્રોની તારે ઉપાસના કરવી. ) ॥ ૨ ॥

नो इतराणि ॥ येके चास्मच्छ्रेयाः सो ब्राह्मणाः ॥ तेषां त्वयाऽऽसने न प्रश्वसितव्यम् ॥ श्रद्धया देयम् ॥ अश्रद्धया देयम् श्रिया देयम् ॥ ह्रिया देयम् ॥ भिया देयम् ॥ संविदा देयम् ॥ अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वास्यात् ॥ ३ ॥

બીજાઓની ઉપાસના ન કરવી, જે કોઇ આપણું શ્રેય કરનારા બ્રાહ્મણો હોય, તેઓના આસને તારે સૂઈ રહેવું નહીં; શ્રદ્ધાથી દાન કરવું, અશ્રદ્ધાથી પણ દાન કરવું, લજ્જાથી દાન કરવું, બીકથી દાન કરવું, અને સમજીને પણ દાન કરવું, અને જો તને કર્મમાર્ગ જાણવાની ઇચ્છા હોય, અગર વ્રતાદિક જાણવાની ઇચ્છા હોય. ॥ ૩ ॥

ये तत्र ब्राह्मणाः संमर्शिनः ॥ युक्ता आयुक्ताः ॥ अलूक्षा धर्मकामाः स्युः ॥ यथाते तत्र वर्तेरन् ॥ तथा तत्र वर्तेथाः ॥

अथा भ्याख्यातेषु ॥ ये तत्र ब्राह्मणाः सम्मर्शिनः ॥ युक्ता आयुक्ताः ॥ अलूक्षा धर्मकामाः स्युः ॥ यथा ते तेषुवर्तेरन् ॥ तथा तेषुवर्तेथाः ॥ एष आदेषः ॥ एष उपदेशः ॥ एषावेदो-पनिषत् ॥ एतदनुशासनम् ॥ एव मुपासितव्यम ॥ एवमु चैतदु पास्यम् ॥ ४ ॥

તો તે વિષયમાં જે બ્રાહ્મણો જાણકાર હોય, યુક્ત હોય, આયુક્ત હોય, અને અલુક્ષ ( લુખ્ખા ન હોય ) તેમ ધર્મની ઇચ્છા રાખનારા હોય, અને તેઓ તે તે વિષયમાં જેમ વર્તન કરતા હોય તેવી રીતે તમારે વર્તન કરવું, અને અભ્યાખ્યાત વિષયમાં, ( નિષિધ વિષય ) જે બ્રાહ્મણો જાણકાર હોય, યુક્ત તથા આયુક્ત હોય, અને લુક્ષન હોય તેમ ધર્મની ઇચ્છા રાખનારા હોય, અને તે વિષયમાં તેઓ જેવું વર્તન રાખતા હોય તેવું તમારે વર્તન રાખવું; એ આદેશ છે, એજ ઉપદેશ છે, એજ વેદોપનિષત્ છે; એજ અનુશાસન છે, અને એ પ્રમાણેજ ઉપાસના કરવી, અને એજ ઉપાસના કરવા યોગ્ય છે. ॥ ૪ ॥ ॥ ૩૦ ॥

संगच्छध्वं संवदध्वं संवो मनांसि जानताम् ।
देवा भागं यथापूर्वे संजानाना उपासते ॥ १ ॥
ॐ सहनाववतु सहनौ भुनक्तुसह वीर्य्यं करवावहै ।
तेजस्विना वधीतमस्तु । माविद्विषावहै ॥ २ ॥
विश्वानि देव सवितर्दुरितानि परासुव यद्भद्रं तन्न आसुव ॥३॥
ॐ शान्तिः शान्तिः शान्ति ॥

---



# अथ शाङ्करमाला.

## प्रातःस्मरणम् ॥ १ ॥

ॐ परमात्मने नमः ॥ प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्त्वं सच्चित्सुखं परमहंसगतिं तुरीयम् । यत्स्वप्नजागरसुषुप्तमवैति नित्यं तद्ब्रह्म निष्कलमहं न च भूतसंघः ॥ १ ॥

હૃદયને વિષે–સ્ફુરાયમાન સત્ ચિત્ અને સુખ સ્વરૂપ પરમહંસની ગતિરૂપ અને તુરીય આત્મતત્વને હું પ્રાતઃકાલમાં સ્મરણ કરૂંછું. જે સ્વપ્ન જાગર અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થામાં રહેલાને રક્ષણ કરે છે, અને જે નિષ્કલ બ્રહ્મ છે તે હું છું. ભૂતસંઘ નથી. (૧)

प्रातर्भजामि मनसो वचसामगम्यं वाचो विभान्ति निखिला यदनुग्रहेण । यन्नेति नेति वचनैर्निगमा अवोचुस्तं देवदेवमजमच्युतमाहुरग्र्यम् ॥ २ ॥

જેના અનુગ્રહથી તમામ વાણીઓ શોભે છે અને મન તથા વચનોથી અગમ્ય છે તેનુ પ્રાતઃકાળમાં હું સ્મરણ કરૂં છું. જેને વેદો, નેતિ નેતિ એ પ્રમાણે કહે છે. તે અગ્રય દેવોના પણ દેવ અચ્યુતને હું ભજુ છું. (૨)

प्रातर्भजामि तमसः परमर्कवर्णं पूर्णं सनातनपदं पुरुषोत्त-
माख्यम् । यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ रज्ज्वां भुजङ्गम इव
प्रतिभातितं वै ॥ ३ ॥

અન્ધકારથી પર સૂર્યના જેવા વર્ણવાળું અને પુરૂષોત્તમ નામના પૂર્ણ સનાતન પદને હું પ્રાતઃકાળમાં નમસ્કાર કરૂં છું. જેની સંપૂર્ણ મૂર્તિમાં આ સમગ્ર જગત દોરીમાં સર્પની માફક પ્રતિભાષિત થાય છે. ૩.

श्लोकत्रयमिदं पुण्यं लोकत्रयविभूषणम् । प्रातःकाले पठे-
द्यस्तु स गच्छेत्परमं पदम् ॥ ४ ॥

આ પુણ્યકારક ત્રણ શ્લોકો, ત્રણે લોકો ( સ્વર્ગ, મૃત્યુ, પાતાલ ) માં ભૂષણરૂપ છે. તેનું પ્રાતઃકાલમાં જે પઠન કરે છે તે પરમપદને પ્રાપ્ત કરે છે. ૪.

इति श्री भगवत्पादाचार्यविचितं प्रातस्मरण संपूर्णम् ॥१॥

---

## आत्मषट्कम् ॥ २ ॥

ॐ परमात्मने नमः ॥ मनोबुद्ध्यहंकारचित्तानि नाहं न
च श्रोत्रजिह्वे न च घ्राणनेत्रे । न च व्योम भूमिर्न तेजो न
वायुश्चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ १ ॥

હું મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત નથી શ્રોત્ર અને જીહ્વા નથી. નેત્ર અને કાન નથી. આકાશ નથી, ભૂમિ નથી. તેજ નથી, વાયુ નથી, પરંતુ ચિદાનંદરૂપ હું શિવ છું શિવ છું. ૧.

न च प्राणसंज्ञो न वै पञ्चवायुर्न वा सप्तधातुर्न वा पञ्चकोशः।
न वाक्पाणिपादं न चोपस्थपायुश्चिदानन्द० ॥ २ ॥

હું પ્રાણસંજ્ઞાવાળો નથી. પંચવાયુ નથી, સપ્તધાતુ નથી, પંચકોશ નથી. વાણીહસ્ત અને પાદ નથી. તેમ ઉપસ્થ અને ગુદા પણ નથી. પરંતુ ચિદાનંદરૂપ શિવ છું શિવ છું. ૨.

न मे द्वेषरागौ न मे लोभमोहौ मदो नैव मे नैव मात्सर्यभावः। न धर्मो न चार्थो न कामो न मोक्षश्चिदानन्द० ॥३॥

મ્હને રાગ તથા દ્વેષ નથી. લોભ તથા મોહ નથી. મદ નથી. માત્સર્ય નથી. ધર્મ નથી અર્થ નથી. કામ નથી. તેમ મોક્ષ પણ નથી. પરંતુ ચિદાનંદ રૂપ શિવ છું શિવ છું. ૩.

न पुण्यं न पापं न सौख्यं न दुःखं न मन्त्रो न तीर्थं न वेदा न यज्ञाः। अहं भोजनं नैव भोज्यं न भोक्ता चिदानन्द० ॥ ४ ॥

હું પુણ્ય નથી. પાપ નથી. સુખ નથી, દુઃખ નથી, મન્ત્ર નથી, તીર્થ નથી, વેદ નથી, યજ્ઞ નથી. ભોજન નથી, ભોજ્ય નથી, તેમ ભોક્તા પણ નથી. પરંતુ ચિદાનંદ રૂપ શિવ છું શિવ છું. ૪

न मृत्युर्न शङ्का न मे जातिभेदः पिता नैव मे नैव माता च जन्म। न बन्धुर्न मित्रं गुरुर्नैव शिष्यश्चिदानन्द० ॥ ५ ॥

હું મૃત્યુ નથી. શંકા નથી. મને જાતિભેદ નથી. પિતા નથી, માતા નથી. જન્મ નથી, બન્ધુ નથી. મિત્ર

નથી ગુરૂ નથી. તેમ શિષ્ય પણ નથી. પરંતુ ચિદાનંદરૂપ શિવ સ્વરૂપ છું. શિવ છું. ૫

अहं निर्विकल्पो निराकाररूपो विभुत्वाच्च सर्वत्र सर्वेन्द्रियाणाम् । न चासंगतं नैव मुक्तिर्न मेयश्चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ ६ ॥

હું નિર્વિકલ્પ છું નિરાકારરૂપ છુ. કારણ કે હું વિભુ હોવાને લીધે સર્વ ઇન્દ્રિઓમાં વ્યાપક હોવાને લીધે મારો આકાર નથી. અસંગત નથી. મુક્તિ નથી. મેય નથી, પરંતુ ચિદાનંદરૂપ શિવ સ્વરૂપ છું શિવ છું. ૬.

इति श्रीमच्छंकराचार्यविरचितमात्मषट्क संपूर्णम् ॥२॥

---

## साधनपञ्चकम् ॥ ३ ॥

ॐ परमात्माने नमः ॥ वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयतां तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम् । पापौघः परिधूयतां भवसुखे दोषोऽनुसंधीयतामात्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यताम् ॥ १ ॥

હંમેશાં વેદનું અધ્યયન કરો. તેમાં કહેલાં (વેદોક્ત) કર્મો કરો. અને તે કર્મોથી ઈશ્વરની ઉપાસના કરો. કામ્ય કર્મમાંથી ઈચ્છા દૂર કરો. પાપના સમુદાયનો નાશ કરો. સંસારના સુખમાં દોષ દેખો. આત્મઇચ્છાનો વ્યવસાય કરો અને પોતાના ઘરમાંથી જલદીથી નિકળી જાઓ. અર્થાત્-ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી એકાન્તમાં ઈશ્વરસ્મરણ કરો. ૧.

सङ्गः सत्सु विधीयतां भगवतो भक्तिर्दृढा धीयतां शान्त्यादिः परिचीयतां दृढतरं कर्माशु संत्यज्यताम् । सद्विद्वानुपसर्प्यतां प्रतिदिनं तत्पादुके सेव्यतां ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरोवाक्यं समाकर्ण्यताम् ॥ २ ॥

સજ્જનોને વિષે સમાગમ કરો; ભગવાનની દ્રઢ ભક્તિ કરો, શાન્તિ વિગેરે ગુણોને એકઠા કરો, અત્યન્ત–કઠોર કર્મોનો ત્યાગ કરો, સારા વિદ્વાનની પાસે જાઓ, અને તેની પાદુકાઓનું સેવન કરો. બ્રહ્મનો વાચક જે એકાક્ષર ૐકાર છે તેની યાચના કરો, (જય કરો) અને વેદના શિરો વાક્યનું શ્રવણ કરો. ૨.

वाक्यार्थश्च विचार्यतां श्रुतिशिरःपक्षः समाश्रीयतां दुस्तर्कात्सुविरम्यतां श्रुतिमतस्तर्कोऽनुसंधीयताम् । ब्रह्मैवास्मि विभाव्यतामहरहर्गर्वः परित्यज्यतां देहेऽहंमतिरुज्झ्यतां बुधजनैर्वादः परित्यज्यताम् ॥ ३ ॥

મહા વાક્યોના અર્થોનો વિચાર કરો. વેદના શિરઃપક્ષ (વેદાન્ત) નો આશ્રય કરો. કુતર્કથી વિરામ પામો. વેદોના મત પ્રમાણે તર્કનું અનુસંધાન કરો. હંમેશાં હું બ્રહ્મ છું એવી ભાવના કરો. ગર્વનો ત્યાગ કરો. દેહ ઉપર રહેલી અહંબુદ્ધિનો ત્યાગ કરો તથા વિદ્વાનોની સાથે વિવાદ પણ છોડી દો. ૩.

क्षुद्व्याधिश्च चिकित्स्यतां प्रतिदिनं भिक्षौषधं भुज्यतां स्वाद्वन्नं न तु याच्यतां विधिवशात्प्राप्तेन संतुष्यताम् । शीतोष्णादि

विषह्यतां न तु वृथा वाक्यं समुच्चार्यतामौदासीन्यमभीप्स्यतां जनकृपानैष्ठुर्यमुत्सृज्यताम् ॥ ४ ॥

ભુખ અને વ્યાધિની ચિકિત્સા કરો. હંમેશાં ભિક્ષા રૂપી ઔષધનું ભક્ષણ કરો. સ્વાદવાળા અન્નની યાચના કરો. દૈવયોગે જે પ્રાપ્ત થાય તેનાથી સંતોષ માનો. ટાઢ, તાપ વિગેરેને સહન કરો. મિથ્યા ભાષણ ન કરો. ઉદાસીનતાની ઇચ્છા કરો. અને માણસો ઉપર કૃપા નૈષ્ઠુરતાનો ત્યાગ કરો. ૪.

एकान्ते सुखमास्यतां परतरे चेतः समाधीयतां पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यताम् । प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यतां प्रारब्धं त्विह भुज्यतामथपरब्रह्मात्मना स्थीयताम् ॥ ५ ॥

એકાન્તમાં સુખથી બેસો. પરબ્રહ્મને વિષે ચિત્તની સમાધી કરો. પૂર્ણ આત્માનું દર્શન કરો. આખું જગત્ આત્માથી બાધિત છે એમ જુઓ. પૂર્વજન્મના કર્મોનો લીન કરો. ચિતિના બળથી પૂર્વોપાર્જીતનો નાશ કરી ઉત્તર કર્મોની સાથે સંબંધ ન કરો. પ્રારબ્ધ કર્મોને ભોગવો અને પરબ્રહ્મરૂપે રહો. ૫.

यः श्लोकपञ्चकमिदं पठते मनुष्यः संचिन्तयत्यनुदिनं स्थिरतामुपेत्य । तस्याशु संसृतिदवानलतीव्रघोरतापः प्रशान्तिमुपयाति चितिप्रसादात् ॥ ६ ॥

જે મનુષ્ય આ પાંચ શ્લોકોને નિરંતર ભણે છે અને

સ્થીરતા પામીને ચિન્તન કરે છે તેનો સંસારરૂપી દવાગ્નિથી થતો તીવ્ર અને ઘોર તાપ ચિતિની પ્રસન્નતાથી શાન્ત થાય છે. ૬.

इति श्रीमच्छंकराचार्यविरचितं साधनपञ्चकं संपूर्णम् ॥ ३ ॥

---

## विज्ञाननौका ॥ ४ ॥

ॐ परमात्माने नमः तपोयज्ञदानादिभिः शुद्धबुद्धिर्विरक्तो नृपादौ पदे तुच्छबुद्ध्या । परित्यज्य सर्वं यदाप्नोति तत्त्वं परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ १ ॥

તપ, યજ્ઞ અને દાન વિગેરેથી જેની બુદ્ધિ શુદ્ધ થયેલી છે અને રાજ્યાશન વિગેરેમાં તુચ્છ બુદ્ધિથી વિરક્ત પામેલો સર્વનો ત્યાગ કરીને જે તત્વ પ્રાપ્ત કરે છે, તે પરબ્રહ્મરૂપી હું છું. ૧.

दयालुं गुरुं ब्रह्मनिष्ठं प्रशान्तं समाराध्य मत्या विचार्य स्वरूपम् । यदाप्नोति तत्त्वं निदिध्यास्य विद्वान्परं ब्रह्म० ॥२॥

દયાળુ, બ્રહ્મનિષ્ટ અને શાન્ત ગુરૂની આરાધના કરીને અને બુદ્ધિથી સ્વરૂપનો વિચાર કરીને અને નિદિધ્યાસન કરીને જે તત્વ વિદ્વાનો પ્રાપ્ત કરે છે તે પરબ્રહ્મ સ્વરૂપી હું છું. ૨.

यदानन्दरूपं प्रकाशस्वरूपं निरस्तप्रपञ्चं परिच्छेदशून्यम् । अहंब्रह्मवृत्त्यैकगम्यं तुरीयं परं ब्रह्म० ॥ ३ ॥

જે આનંદરૂપ છે, પ્રકાશમય છે, પ્રપંચથી રહિત છે,

પરિચ્છેદ (પ્રમાણુ—માપ) થી રહિત છે, અને અહં બ્રહ્મ વૃત્તિથી જાણી શકાય તેવું છે, અને તુરીય છે, તે પરબ્રહ્મ સ્વરૂપી હું છું. ૩.

यदज्ञानतो भाति विश्वं समस्तं विनष्टं च सद्यो यदात्मप्रबोधे । मनोवागतीतं विशुद्धं विमुक्तं परं ब्रह्म० ॥ ४ ॥

જેના અજ્ઞાનથી (પરબ્રહ્મનું સ્વરૂપ ન જાણવાથી) સમસ્ત વિશ્વ સત્ય હોય તેવું દેખાય છે. અને જે આત્મબોધ થવાથી સમસ્ત વિશ્વ નષ્ટ થાય છે, અને મન તથા વાણીથી અતિત છે, શુદ્ધ છે, મુક્ત છે, તે પરબ્રહ્મ સ્વરૂપી હું છું. ૪.

निषेधे कृते नेति नेतीति वाक्यैः समाधिस्थितानां यदाभाति पूर्णम । अवस्थात्रयातीतमेकं तुरीयं परं ब्रह्म० ॥ ५ ॥

નેતિ નેતિ એ વાકયોથી નિષેધ કરવા છતાં સમાધિમાં રહેલા પુરૂપોને જે પુણ્ય સ્વરૂપ દેખાય છે. ત્રણ અવસ્થાથી જે અતિત છે, અને તુરીય છે, તેજ પરબ્રહ્મ સ્વરૂપી હું છું. ૫.

यदानन्दलेशैः समानन्दि विश्वं यदाभाति सत्त्वे तदाभाति सर्वम । यदालोचने रूपमन्यत्समस्तं परं ब्रह्म० ॥ ६ ॥

જે બ્રહ્માનંદના એક અંશથી વિશ્વમાં જનો, વિષયાનંદને ભોગવે છે, જેના આભાસથી સર્વ શોભે છે અને જેની દ્રષ્ટિથી સમસ્તરૂપ દેખાય છે (નેત્રમાં જેની સત્તાથી સમસ્ત રૂપ દેખાય છે) તે પરબ્રહ્મરૂપી હું છું. ૬.

अनन्तं विभुं सर्वयोनिं निरीहं शिवं सङ्गहीनं यदोङ्कारगम्यम् । निराकारमत्युज्ज्वलं मृत्युहीनं परं ब्रह्म० ॥ ७ ॥

જે અનન્ત સર્વનું ઉત્પત્તિકારણ વિભુ (વ્યાપક) નિરીહ (ઇચ્છાથી રહિત) સર્વ સંગથી રહીત નિરાકાર મૃત્યુથી રહિત ઉજ્વલ અને ૐકારના જપથી જાણી શકાય તેવું છે, તે પરબ્રહ્મરૂપી હું છું. ૭,

**यदानन्दसिन्धौ निमग्नः पुमान्स्यादविद्याविलासः समस्तप्रपञ्चः । यदा न स्फुरत्यद्भुतं यन्निमित्तं परं ब्रह्म० ॥ ८ ॥**

જે બ્રહ્માનંદરૂપી સમુદ્રમાં પુરૂષ નિમગ્ન થાય છે, ત્યારે અવિદ્યાના વિલાસવાળો સમસ્ત સંસાર લીન થાય છે. અને જ્યારે તેની સ્ફુરણા થતી નથી ત્યારે તેનાજ નિમિત્તથી જણાતું વિશ્વ પણ જણાતું નથી. તે પરબ્રહ્મ સ્વરૂપી હું છું. ૮.

**स्वरूपानुसंधानरूपां स्तुतिं यः पठेदादराद्भक्तिभावो मनुष्यः । शृणोतीह वा नित्यमुद्युक्तचित्तो भवेद्विष्णुरत्रैव वेदप्रमाणात् ॥ ९ ॥**

જે મનુષ્ય ભક્તિ ભાવથી અને આદરથી સ્વરૂપાનુસંધાનરૂપી આ સ્તુતિને ભણે છે, અથવા શ્રવણ કરે છે. અને હંમેશાં તેનોજ ઉદ્યમ રાખે છે. તે વેદના પ્રમાણથી આજ વિશ્વમાં વિષ્ણુ સ્વરૂપી થાય છે. ૯.

**विज्ञाननावं परिगृह्य कश्चित्तरेद्यदज्ञानमयं भवाब्धिम् । ज्ञानासिना यो हि विच्छिद्य तृष्णां विष्णोः पदं याति स एव धन्यः ॥ १० ॥**

જે કોઈ માણસ વિજ્ઞાન નૌકાનો આશ્રય કરીને અજ્ઞાનમય સંસારરૂપી સમુદ્રને તરી જાય છે. અગર જ્ઞાનરૂપી

खड्गथी तृष्णानो नाश करीने, विष्णुपदने प्राप्त करे छे तेज पुरुषने धन्य छे. १०.

इति श्रीमच्छंकराचार्यविरचिता विज्ञाननौका संपूर्णा ॥ ४ ॥

## द्वादशपञ्जरिका ( मोहमुद्गर ) ॥ ५ ॥

ॐ परमात्माने नमः ॥ मूढ जहीहि धनागमतृष्णां कुरु सद्बुधिं मनसि वितृष्णाम् । यल्लभसे निजकर्मोपात्तं वित्तं तेन विनोदय चित्तम् ॥ १ ॥

हे मूढ-धन आववानी चिन्ताने त्याग कर बुद्धिने सुधार, मनमांथी तृष्णानो त्याग कर, पोताना कर्मथी प्राप्त थयेलुं जे द्रव्य मळे तेनाथी अंतःकरणने आनंदमां राख. १.

अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् । पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषा विहिता नीतिः ॥ २ ॥

द्रव्य निरंतर अनर्थ करनारुं छे, एवी निरंतर भावना कर, अने त्यार पछी तेनाथी खरेखर जरा पण सुख नथी, तेवी भावना कर. कारण के धनवाळाओने पुत्रथी पण भय होय छे आवी नीति सर्वत्र छे. २.

का ते कान्ता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः । कस्य त्वं कः कुत आयातस्तत्त्वं चिन्तय यदिदं भ्रातः ॥ ३ ॥

आ संसारज विचित्र छे, तेमां तारी स्त्री कोण छे अने तारो पुत्र कोण छे. तुं कोनो छे अने क्यांथी आव्यो छे ए प्रमाणे हे भाई तुं तत्वनो विचार कर. ३.

मा कुरु जनधनयौवन गर्वं हरति निमेषात्कालः सर्वम् ।
मायामयमिदमखिलं हित्वा ब्रह्मपदं त्वं प्रविश विदित्वा ॥४॥

હે મનુષ્ય, ધન અને યૌવન તથા સંપત્તિનો ગર્વ ન કર. કારણ કે ક્ષણ માત્રમાં કાળ સર્વનું હરણ કરી લે છે. આ સમગ્ર વસ્તુ જાત માયામય છે. માટે તેનો ત્યાગ કરીને જ્ઞાન પ્રાપ્ત કરી બ્રહ્મપદમાં પ્રવેશ કર. ૪.

कामं क्रोधं मोहं लोभं त्यक्त्वात्मानं भावय कोऽहम् ।
आत्मज्ञानविहीना मूढास्ते पच्यन्ते नरकनिगूढाः ॥ ५ ॥

કામ, ક્રોધ, મોહ, લોભ વિગેરેનો ત્યાગ કરી હું કોણ છું એ પ્રમાણે આત્માની ભાવના કર જે મૂર્ખાઓ આત્મ-જ્ઞાન વિનાના હોય છે, તેઓ નરકમાં પડે છે, અને ત્યાંજ પક્વ થાય છે. ૫.

सुरमन्दिरतरुमूलनिवासः शय्या भूतलमजिनं वासः ।
सर्वपरिग्रहभोगत्यागः कस्य सुखं न करोति विरागः ॥ ६ ॥

વૈરાગ્ય ધારણ કરી સર્વ પરિગ્રહ પોતાનો ત્યાગ કરી દેવ મંદિર અગર તરૂ (વૃક્ષ) મૂલમાં રહેવું. ભૂમિતલ ઉપર શયન કરવું. મૃગચર્મ વિગેરે વસ્ત્રસ્થાને ધારણ કરવું. એ પ્રમાણે વર્તવાથી કોને સુખ થતું નથી. ૬.

शत्रौ मित्रे पुत्रे बन्धौ मा कुरु यत्नं विग्रहसंधौ ।
भव समचित्तः सर्वत्र त्वं वाञ्छस्यचिराद्यदि विष्णुत्वम् ॥ ७ ॥

હે મનુષ્ય જો તું થોડા વખતમાં વિષ્ણુ થવાની ઇચ્છા રાખતો હોય તો શત્રુ, મિત્ર, પુત્ર અને બન્ધુ વિગેરેને વિષે દ્વેષ તથા રાગનો ત્યાગ કરી સર્વત્ર સમચિત્ત રાખ-નારો થા. ૭.

त्वयि मयि चान्यत्रैको विष्णुर्व्यर्थं कुप्यसि सर्वसहिष्णुः ।
सर्वस्मिन्नपि पश्यात्मानं सर्वत्रोत्सृज भेदज्ञानम् ॥ ८ ॥

તારામાં મારામાં અને અન્યત્ર સર્વ જગાએ કેવળ એક વિષ્ણુ વ્યાપ્ત થઇને રહેલા છે. તો મિથ્યા, ક્રોધ શા વાસ્તે કરે છે. સર્વનું સહન કર. સર્વને વિષે આત્માનું દર્શન કર. અને સર્વમાં રહેલી ભેદ બુદ્ધિનો ત્યાગ કર. ૮.

प्राणायामं प्रत्याहारं नित्यानित्यविवेकविचारम् । जाप्यसमेतसमाधिविधानं कुर्ववधानं महदवधानम् ॥ ९ ॥

પ્રાણાયામ, પ્રત્યાહાર નિત્ય અને અનિત્ય, વિવેકનો વિચાર, જાપ્ય સમગ્ર વસ્તુઓની સમાધિ અવધાન, અને મહદવધાન કર જેથી આત્મદર્શન થશે. ૯.

नलिनीदलगतसलिलं तरलं तद्वज्जीवितमतिशयचपलम् ।
विद्धि व्याध्यभिमानग्रस्तं लोकं शोकहतं च समस्तम् ॥ १० ॥

જેમ કમળના પત્ર ઉપર રહેલું જળબિન્દુ ચંચળ છે. તેવીજ રીતે આ જીવિત પણ અત્યન્ત ચપળ છે. સંસારના તમામ લોકો, વ્યાધિ અને અભિમાનથી ગ્રસ્ત છે, અને સર્વ પ્રાણીઓ અને વસ્તુઓ શોકથી હણાઈ જાય છે. ૧૦.

का तेऽष्टादशदेशे चिन्ता वातुल तव किं नास्ति नियन्ता ।
यस्त्वां हस्ते सुदृढनिबद्धं बोधयति प्रभवादिविरुद्धम् ॥ ११ ॥

गुरुचरणाम्बुजनिर्भरभक्तः संसारादचिराद्भव मुक्तः ।
सेन्द्रियमानसनियमादेवं द्रक्ष्यसि निजहृदयस्थं देवम् ॥ १२ ॥

અઢાર દેશોમાં તને શાની ચિન્તા છે. હે વાતુલ,

(વાયુથી ભ્રમિત અન્તઃકરણવાળા મનુષ્ય) તારો શું કોઇ નિયન્તા નથી કે શું. જે તું હાથમાં દ્રઢ બંધાએલો છું. અને પ્રભવ વિગેરેથી વિરૂદ્ધ છું એ પ્રમાણે બોધ કરે છે. તે ગુરૂ ચરણ કમલનો અત્યન્ત ભક્ત થા. તેથી થોડા વખતમાં સંસારથી મુક્ત થઇશિ. અને તમામ ઇન્દ્રિઓ સાથે મનનો નિગ્રહ કરવાથી પોતાના હ્રદયમાં રહેલા દેવનું દર્શન કરીશ. ૧૧–૧૨.

द्वादशपञ्जरिकामय एषः शिष्याणां कथितो ह्युपदेशः ।
येषां चित्ते नैव विवेकस्ते पच्यन्ते नरकमनेकम् ॥ १३ ॥

આ દ્વાદશ પંજરમય, શિષ્યોને ઉપદેશ કહેલો છે. જેઓના અંતઃકરણમાં વિવેક નથી હોતો તેઓ અનેક નરકમાં પચે છે. ૧૩.

इति श्रीमच्छंकराचर्यविरचित द्वादशपञ्जरिका संपूर्णम् ॥

---

## चर्पटपञ्जरिका ॥ ६ ॥

ॐ परमरत्माने नमः ॥ दिनमपि रजनी सायं प्रातः शिशिरवसन्तौ पुनरायातः । कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुञ्चत्याशावायुः ॥ १ ॥

દિવસ, રાત્રિ, સાયંકાળ, પ્રાતઃકાળ, શિશિર અને વસંત ઋતુ એ અનુક્રમે આવે છે, અને જાય છે. એ પ્રમાણે કાળ ક્રિડા કરે છે. અને આયુષ્ય ચાલ્યું જાય છે. તથાપિ માણસને આશારૂપી વાયુ છોડતો નથી. ૧

માટે હે મૂઢ બુદ્ધિવાળા પુરૂષ ગોવિંદનું ભજન કર ગોવિંદનું ભજન કર. જે વખતે મરણ પાસે આવશે ત્યારે डुकृञ् કરણે રક્ષણ કરનાર નથી. ( ध्रुवपद ).

**भज गोविन्दं भज गोविन्दं भज गोविन्दं मूढमते । प्राप्ते सन्निहिते मरणे नहि नहि रक्षति डुकृञ्करणे । (ध्रुवपदम्)। अग्रे वन्हिः पृष्ठे भानू रात्रौ चुबुकसमर्पितजानुः। करतलभिक्षा तरुतलवासस्तदपि न मुञ्चत्याशापाशः । भज गो० ॥ २ ॥**

આગળ અગ્નિ હોય છે અને પાછળ સૂર્ય હોય છે. રાત્રે બે ઢીંચણો વચ્ચે દાઢી રાખીને બેસી રહે છે. હાથના તળીઆમાં લેઇને ભીક્ષા કરે છે. ઝાડના તળીયા નીચે રહે છે. તો પણ આશા રૂપી પાસ માણસને છોડતો નથી. અર્થાત્ ઉપર કહ્યા પ્રમાણે નિર્ધન દશામાં કંઈ પણ સાધન હોતું નથી છતાં ધન પ્રાપ્ત કરી સુખની આશા મટતી નથી. ૨.

**यावद्वित्तोपार्जनसक्तस्तावन्निजपरिवारो रक्तः। पश्चाद्धावति जर्जरदेहे वार्तां पृच्छति कोऽपि न गेहे । भज गो० ॥ ३ ॥**

જ્યાં સુધી દ્રવ્યોપાર્જન કરવાની તારામાં શક્તિ છે, ત્યાં સુધી તારો પરિવાર તારા ઉપર પ્રેમ રાખે છે, અને જ્યાં દેહ જર્જરિત થયો અને દ્રવ્ય ઉપાર્જન ન કરી શકાયું કે તમામ પરિવાર પાછળ દોડે છે. અર્થાત્ પ્રથમની માફક દ્રવ્યોપાર્જન કરવાની વાતો સંભાળી તિરસ્કાર કરે છે અને ઘરના માણસો પણ સંભાળ લેતા નથી. ૩.

जटिलो मुण्डी लुञ्चितकेशः काषायाम्बरबहुकृतवेषः ।
पश्यन्नपि च न पश्यति मूढ उदरनिमित्तं बहुकृतवेषः ।
भज गो० ॥ ४ ॥

માથા ઉપર જટા રાખે છે, મુંડન કરાવે છે, વાળ ઉપાડાવે છે, અથવા ગેરૂથી રંગેલાં વસ્ત્રો ધારણ કરે છે. એ પ્રમાણે ઉદર પોષણ કરવા અનેક વેષ ધારણ કરે છે, પરંતુ આ સંસાર અસત્ય છે અને તેમાં આત્મવસ્તુજ ત્રિકાળ-બાધિત અને સત્ય છે. તેને તું જોતો નથી. ૪.

भगवद्गीता किंचिदधीता गङ्गाजललवकणिका पीता ।
सकृदपि यस्य मुरारिसमर्चा तस्य यमः किं कुरुते चर्चाम् ।
भज गो० ॥ ५ ॥

થોડી પણ ભગવદ્‌ગીતા ભણી હોય, ગંગાજળનું એક બિન્દુ પણ પીધું હોય, અને એક વખત પણ મુરારિની પૂજા કરી હોય, તો તેને યમરાજા શું કરી શકે છે, અર્થાત્ યમનો ભય મટી જાય છે. ૫.

अङ्गं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डम् ।
वृद्धो याति गृहीत्वा दण्डं तदपि न मुञ्चत्याशापिण्डम् ।
भज गो० ॥ ६ ॥

અંગ ગળવા લાગે છે, માથા ઉપર પળીયાં આવે છે એટલે વાળ ધોળા થઇ જાય છે. મુખમાંથી દાંત પડી જાય છે, અને વૃદ્ધાવસ્થામાં લાકડી ઝાલીને ફરે છે, તો પણ આશા શરીરને છોડતી નથી. ૬.

बालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः । वृद्धस्तावच्चिन्तामग्नः परे ब्रह्मणि कोऽपि न लग्नः । भज गो० ॥ ७ ॥

જ્યાં સુધી બાળક અવસ્થા હોય છે ત્યાં સુધી ક્રીડા (રમત) માં આસક્તિ રાખે છે. યુવાન અવસ્થામાં કામવશ થઇ સ્ત્રીમાં આસક્તિ રાખે છે. વૃદ્ધાવસ્થામાં ચિન્તા કરે છે. કે મેં આ ન કર્યું ઇત્યાદિ પરંતુ પરબ્રહ્મમાં કોઈ પણ લાગતો નથી. ૭.

पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् । इह संसारे भवदुस्तारे कृपयाऽपारे पाहि मुरारे । भज गो०॥८॥

વારંવાર જન્મ થાય છે, મરણ થાય છે, અને વારંવાર માતાના જઠરમાં શયન કરવું પડે છે. એ પ્રમાણે આ ન તરી શકાય તેવા સંસાર સમુદ્રમાં માણસ ગોથાં ખાય છે માટે હે કરૂણાસાગર મુરારિ મારૂં રક્ષણ કરો. ૮.

पुनरपि रजनी पुनरपि दिवसः पुनरपि पक्षः पुनरपि मासः । पुनरप्ययनं पुनरपि वर्षं तदपि न मुञ्चत्याशामर्षम् ।
भज गो० ॥ ९ ॥

ફરીથી રાત્રિ આવે છે, અને ફરીથી દિવસ આવે છે. ફરિથી પક્ષ અને માસ પણ આવે છે, તેમ અયન અને વર્ષ પણ ફરી ફરીને તે પ્રમાણે આવ્યા કરે છે. પરંતુ મનુષ્યને આશા છોડતી નથી. ૯.

वयसि गते कः कामविकारः शुष्के नीरे कः कासारः । नष्टे द्रव्ये कः परिवारो ज्ञाते तत्त्वे कः संसारः । भज गो०॥१०॥

યુવાવસ્થા ગયા પછી કામવિકાર શું કરી શકે છે. પાણી સુકાઈ ગયા પછી તળાવ શું કામનું છે, દ્રવ્ય નષ્ટ થયા પછી પરીવાર કંઇ કામ આવતો નથી. તેવીજ રીતે તત્વજ્ઞાન થયા પછી સંસાર રહી શકતો નથી. ૧૦.

नारीस्तनभरनाभिनिवेशं मिथ्यामायामोहावेशम् । एतन्मांसवसादिविकारं मनसि विचारय वारंवारम् । भज गो०॥११॥

સ્ત્રીના સ્તનોની પુષ્ટતા અને નાભિના ગર્તને દેખી સ્વરૂપ સૌન્દર્યથી કામવશ ન થવું કારણ કે તે મિથ્યા માયા મોહનો આવેશ છે. અને એ બધું માંસવસા વિગેરેનો વિકાર છે એ પ્રમાણે મનમાં વારંવાર વિચાર કર અને ગોવિંદનું ભજન કર. ૧૧.

कस्त्वं कोऽहं कुत आयातः का मे जननी को मे तातः । इति परिभावय सर्वमसारं विश्वं त्यक्त्वा स्वप्नविचारम् ॥ भज गो० ॥ १२ ॥

તું કોણ છે, અને હું કોણ છું, તથા ક્યાંથી આવ્યા છીએ, મારી માતા કોણ છે, અને પિતા કોણ છે. એ પ્રમાણે તું ભાવના કર. અને સઘળું વિશ્વ અસાર છે એમ જાણી સ્વપ્ન તુલ્ય સર્વ વિચારોને ત્યાગ કર. ૧૨.

गेयं गीता नामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् । नेयं सज्जनसङ्गे चित्तं देयं दीनजनाय च वित्तम् । भज गो० ॥१३॥

ગીતા તથા સહસ્ર નામનું ગીત ગાવું, અને નિરંતર શ્રીપતિના રૂપનું ધ્યાન કરવું, સજ્જનોના સમાગમમાં ચિત્ત જોડવું, અને દીનજનોને દાન કરવું. ૧૩.

यावज्जीवो निवसति देहे कुशलं तावत्पृच्छति गेहे ।
गतवति वायौ देहापाये भार्या बिभ्यति तस्मिन्काये ।
भज गो० ॥ १४ ॥

જ્યાં સુધી દેહમાં જીવ રહેલો છે, ત્યાં સુધી ઘરમાં ( ગૃહસ્થાશ્રમમાં સર્વ સંબંધીઓ ) કુશળતા પૂછે છે, પરંતુ જ્યારે પ્રાણવાયુ નિકળી જાય છે અને મરણ થાય છે ત્યારે તે દેહને દેખીને પોતાની સ્ત્રી પણ ભય પામે છે. ૧૪.

सुखतः क्रियते रामाभोगः पश्चाद्धन्त शरीरे रोगः ।
यद्यपि लोके मरणं शरणं तदपि न मुञ्चति पापाचरणम् ।
भज गो० ॥ १५ ॥

સુખથી સ્ત્રીનો ભોગ પ્રથમ ભોગવવામાં આવે છે પરંતુ પાછળથી શરીરમાં રોગ થાય છે. જો કે આખરે તમામ પ્રાણીઓને અવશ્ય મરણ તો પામવાનું જ છે અને સર્વ પ્રાણીઓ જાણે છે છતાં પાપનું આચરણ છોડતાં નથી. ૧૫.

रथ्याचर्पटविरचितकन्थः पुण्यापुण्यविवर्जितपन्थः । नाहं
न त्वं नायं लोकस्तदपि किमर्थं क्रियते शोकः । भज गो० ।१६।

રસ્તામાંથી ચીંથરાં વીણીને જેણે કન્થા બનાવી છે. અને પુણ્ય પાપનો માર્ગ જેણે છોડી દીધો છે, એવો હું તું અને આ લોકો તત્વથી કોઈ છેજ નહીં, કારણ કે તેવી ભેદ બુદ્ધિ નકામી છે, તો શોક શા કારણથી કરવો. ૧૬.

कुरुते गङ्गासागरगमनं व्रतपरिपालनमथवा दानम् । ज्ञान-
विहीने सर्वमनेन मुक्तिर्न भवति जन्मशतेन । भज गो० ।१७।

ગંગા અને સાગરમાં જઈને સ્નાન કરવું, મહાવ્રતોનું પાલન કરવું, અથવા દાન કરવું, પરંતુ જો જ્ઞાન પ્રાપ્ત ન કર્યું હોય તો સેંકડો જન્મ લેવાથી પણ મોક્ષ થતો નથી. ૧૭.

इति श्रीमच्छंकराचार्यविरचिता चर्पटपञ्जरिका संपूर्णा ।

---

## तत्त्वबोधः ॥ ७ ॥

ॐ परमात्मने नमः ॥ वासुदेवेन्द्रयोगीन्द्रं नत्वा ज्ञानप्रदं गुरुम् । मुमुक्षूणां हितार्थाय तत्त्वबोधोभिधीयते ॥ १ ॥

જ્ઞાન આપનાર ગુરૂ યોગીન્દ્ર વાસુદેવેન્દ્રને નમસ્કાર કરીને મુમુક્ષુઓના હિતને માટે તત્વ બોધ કહેવામાં આવે છે. ૧.

साधनचतुष्टयसंपन्नाऽधिकारिणां मोक्षसाधनभूतं तत्त्वविवेकप्रकारं वक्ष्यामः ॥ २ ॥

ચાર સાધનથી સંપન્ન અધિકારીઓને મોક્ષ સાધન ભૂત તત્વ પ્રકાર કહીશું. ૨.

साधनचतुष्टयं किम् ॥ नित्यानित्यवस्तुविवेकः (१) इहामुत्रार्थफलभोगविरागः (२) शमादिषट्संपत्तिः (३) मुमुक्षुत्वं चेति (४) ॥ ३ ॥

ચાર સાધનો કયા ? ૧ નિત્ય અનિત્ય વસ્તુનો વિવેક. ૨ આ લોક અને પરલોકમાં અર્થ ફલ ભોગનો વિરાગ. ૩ શમ વિગેરે છ સંપત્તિઓ. ૪ મુમુક્ષુત્વ. ૩.

नित्यानित्यवस्तुविवेकः कः । नित्यवस्त्वेकं ब्रह्म तद्व्यतिरिक्तं सर्वमनित्यं । अयमेव नित्यानित्यवस्तुविवेकः ॥ ४ ॥

પ્ર. નિત્યાનિત્ય વસ્તુ વિવેક એટલે શું ? ઉ. એક બ્રહ્મજ નિત્ય વસ્તુ છે. તેનાથી અતિરિક્ત તમામ વસ્તુઓ અનિત્ય છે. એજ નિત્યાનિત્ય વસ્તુ વિવેક છે. ૪.

विरागः कः । इह स्वर्गभोगेषु इच्छाराहित्यम् ॥ ५ ॥

પ્ર. વિરાગ એટલે શું ? ઉ. આ લોકમાં અને સ્વર્ગના ભોગોમાં ઇચ્છા ન રાખવી તે. ૫.

शमादिसाधनसंपत्तिः का । शमो दम उपरमस्तितिक्षा श्रद्धा समाधानं चेति ॥ ६ ॥

પ્ર. શમાદિ છ સાધન સંપત્તિઓ કઈ છે ? ઉ. શમ, દમ, ઉપરમ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન. ૬.

शमः कः । मनोनिग्रहः । दमः कः । चक्षुरादिबाह्येन्द्रियनिग्रहः । उपरमः कः । स्वधर्मानुष्ठानमेव । तितिक्षा का । शीतोष्णसुखदुःखादिसहिष्णुत्वम । श्रद्धा कीदृशी । गुरुवेदान्तवाक्यादिषु विश्वासः श्रद्धा । समाधानं किम् । चित्तैकाग्रता ॥ मुमुक्षुत्वं किम् । मोक्षो मे भूयादितीच्छा ॥ ७ ॥

પ્ર. શમ એટલે શુ ? ઉ. મનોનિગ્રહ. પ્ર. દમ એટલે શું ? ઉ. નેત્ર વિગેરે બાહ્ય ઇન્દ્રિઓનો નિગ્રહ; પ્ર. ઉપરમ એટલે શું ? ઉ. સ્વધર્મનું પાલન કરવું એજ; પ્ર. તિતિક્ષા એટલે શું ? તાપ, ટાઢ, સુખ, દુઃખ વિગેરે સહન કરવું તે; પ્ર. શ્રદ્ધા કેવી હોય છે ? ઉ. ગુરૂવાક્ય અને વેદાન્ત વાક્ય

વિગેરેમાં જે વિશ્વાસ એનું નામ શ્રદ્ધા કહેવાય છે; પ્ર. સમાધાન એટલે શું? ઉ. ચિત્તની એકાગ્રતા; પ્ર. મુમુક્ષુત્વ એટલે શું? ઉ. મારો મોક્ષ થાય એવી ઇચ્છા. ૭.

एतत्साधनचतुष्टयं ॥ ततस्तत्त्वविवेकस्याधिकारिणो भवंति। तत्त्वविवेकः कः। आत्मा सत्यस्तदन्यत् सर्वं मिथ्येति ॥ ८ ॥

એ સાધન ચતુષ્ટય કહેવાય છે. ત્યાર પછી તત્વ વિવેકના અધિકારીઓ થઈ શકે છે. પ્ર. તત્વ વિવેક એટલે શું? ઉ. આત્મા સત્ય છે. તે સિવાયનું તમામ મિથ્યા છે. એનું નામ તત્વ વિવેક. ૮.

आत्मा कः स्थूलसूक्ष्मकारणशरीराद्व्यतिरिक्तः पंचकोशातीतः सन् अवस्थात्रयसाक्षी सच्चिदानंदस्वरूपः सन् यस्तिष्ठति स आत्मा ॥ ९ ॥

પ્ર. આત્મા એ શું? ઉ. સ્થુલ સૂક્ષ્મ અને કારણ શરીરથી ભિન્ન હોઈ પંચકોષથી અતીત હોવા છતાં ત્રણ અવસ્થાનો સાક્ષી અને સચ્ચિદાનંદ સ્વરૂપવાળો જે રહે છે તે આત્મા કહેવાય છે. ૯.

स्थूलशरीरं किम्। पंचीकृतपंचमहाभूतैः कृतं सत्कर्मजन्यं सुखदुःखादिभोगायतनं शरीरं अस्ति जायते वर्धते विपरिणमते उपक्षीयते विनश्यतीति षड्विकारवदेतत्स्थूलशरीरम् ॥१०॥

પ્ર. સ્થુલ શરીર શું છે? ઉ, પંચીકૃત મહાભૂતોએ કરેલું. સત્કર્મથી ઉત્પન્ન થયેલું સુખ દુઃખ વિગેરેનું ભોગાયતન, શરીર કે જે વિદ્યમાન છે. ઉત્પન્ન થાય છે.

વૃદ્ધિ પામે છે. પરિણામ પામે છે. ક્ષીણ થાય છે, અને નાશ પામે છે. એ પ્રમાણે આ ૭ વિકારવાળું જે શરીર તે સ્થુલ શરીર છે. ૧૦.

सूक्ष्मशरीरं किम । अपंचीकृतपंचमहाभूतैः कृत सत्कर्मजन्यं सुखदुःखादिभोगसाधनं पंचज्ञानेन्द्रियाणि पंच कर्मेन्द्रियाणि पंचप्राणादयः मनश्चैकं बुद्धिश्चैका एवं सप्तदशकलाभिः सह यत्तिष्ठति तत्सूक्ष्मशरीरम ॥ ११ ॥

પ્ર. સૂક્ષ્મ શરીર એ શું છે? ઉ. અપંચીકૃત મહા ભૂતોએ કરેલું સત્કર્મથી ઉત્પન્ન થયેલું સુખ દુઃખ વિગેરેનું ભોગ સાધન પાંચ જ્ઞાનેન્દ્રિયો પાંચ કર્મેન્દ્રિયો પાંચ પ્રાણ વિગેરે વાયુઓ. એકમન, અને એક બુદ્ધિ એ પ્રમાણે સત્તર કળાઓ સાથે જે રહે છે તે સૂક્ષ્મ શરીર કહેવાય છે. ૧૧.

श्रोत्रं त्वक् चक्षुः रसना घ्राणं इति पंच ज्ञानेन्द्रियाणि । श्रोत्रस्य दिग्देवता । त्वचो वायुः । चक्षुषः सूर्यः । रसनाया वरुणः । घ्राणस्य अश्विनौ इति ज्ञानेन्द्रियदेवताः । श्रोत्रस्य विषयः शब्दग्रहणम । त्वचो विषयः स्पर्शग्रहणम । चक्षुषो विषयः रूपग्रहणम । रसनाया विषयः रसग्रहणम । घ्राणस्य विषयो गंधग्रहणम इति ॥ १२ ॥

કાન, ચામડી, ચક્ષુ, જીવ્હા અને નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે. શ્રોત્રની દેવતા દિશા છે. ત્વચાની દેવતા વાયુ છે. ચક્ષુની દેવતા સૂર્ય છે. રસનાની દેવતા વરૂણ છે. પ્રાણની દેવતા અશ્વિની કુમારો છે. શબ્દ ગ્રહણ કરવા એ

શ્રોત્રનો વિષય છે. સ્પર્શ ગ્રહણ કરવો એ ત્વચાનો વિષય છે. રૂપ ગ્રહણ કરવું એ નેત્રનો વિષય છે. રસ ગ્રહણ કરવો એ જીભ્હાનો વિષય છે. ગંધ ગ્રેહણ કરવો એ ઘ્રાણનો વિષય છે. ૧૨.

वाक्पाणिपादपायूपस्थानीति पंचकर्मेंद्रियाणि ॥ वाचो देवता वह्निः । हस्तयोरिंद्रः । पादयोर्विष्णुः । पायोर्मृत्युः । उपस्थस्य प्रजापतिः इति कर्मेन्द्रियदेवताः ॥ वाचो विषयः भाषणम् । पाण्योर्विषयः वस्तुग्रहणम् । पादयोर्विषयः गमनम् । पायोर्विषयः मलत्यागः । उपस्थस्य विषयः आनंद इति ॥ कारणशरीरं किम् । अनिर्वाच्यानाद्यरूपं शरीरद्वयस्य कारण-मात्रं सत् स्वस्वरूपाऽज्ञानं निर्विकल्पकरूपं यदस्ति तत्कारणंश-रीरम् ॥ १३ ॥

વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ ( લીંગ અને યોનિ ) એ પાંચ કર્મેન્દ્રિયો છે. વાણીની દેવતા અગ્નિ છે. હાથોની દેવતા ઇન્દ્ર છે. પગની દેવતા વિષ્ણુ છે. ગુદાની દેવતા મૃત્યુ છે. ઉપસ્થની દેવતા પ્રજાપતિ છે. એ પ્રમાણે કર્મેન્દ્રિયોની દેવતાઓ છે. ભાષણ કરવું એ વાણીનો વિષય છે. વસ્તુઓને ગ્રહણ કરવી એ હાથનો વિષય છે. ગમન કરવું એ પગનો વિષય છે. મલ ત્યાગ કરવો એ પાયુનો વિષય છે. આનંદ મેળવવો એ ઉપસ્થનો વિષય છે એ પ્રમાણે કર્મેન્દ્રિયોના વિષયો છે.

પ્રશ્ન. કારણ શરીર એ શું છે ? ઉત્તર. અનિર્વાચ્ય, અનાદિ અવિદ્યારૂપ, સ્થુલ સૂક્ષ્મ શરીરનું કારણ માત્ર

છતાં પોતાના સ્વરૂપનું અજ્ઞાન જે નિર્વિકલ્પરૂપ છે. તે કારણ શરીર કહેવાય છે. ૧૩.

**अवस्थात्रयं किम् । जाग्रत्स्वप्नसुषुप्त्यवस्थाः ॥ १४ ॥**

પ્ર. ત્રણ અવસ્થાઓ કઈ છે? ઉ. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા. ૧૪.

**जाग्रदवस्था का । श्रोत्रादिज्ञानेंद्रियैः शब्दादिविषयैश्च ज्ञायते इति यत् सा जाग्रदवस्था । स्थूलशरीराभिमानी आत्मा विश्व इत्युच्यते ॥ १५ ॥**

પ્ર૦ જાગ્રત અવસ્થા કઇ છે? ઉ૦ શ્રોત્ર વિગેરે જ્ઞાનેન્દ્રિઓથી અને શબ્દ વિગેરે વિષયોથી જે જણાય છે તે જાગ્રત અવસ્થા છે. સ્થુલ શરીરનું અભિમાન રાખનાર આત્મા વિશ્વ કહેવાય છે' ૧૫

**स्वप्नावस्था केति चेत् । जाग्रदवस्थायां यत् दृष्टं यच्छ्रुतं तज्जनितवासनया निद्रासमये यः प्रपंचः प्रतीयते सा स्वप्नावस्था । सूक्ष्मशरीराभिमानी आत्मा तैजस इत्युच्यते ॥ १६ ॥**

પ્ર૦ સ્વપ્નાવસ્થા કેવી છે? ઉ૦ જાગૃતઅવસ્થામાં જે જોયું હોય, અગર જે સાંભળ્યું હોય, તેનાથી ઉત્પન્ન થયેલી વાસનાથી નિદ્રા વખતે જે સંસાર જણાય છે, તે સ્વપ્નાવસ્થા કહેવાય છે. સૂક્ષ્મ શરીરનું અભિમાન ધરાવનાર આત્મા, તૈજસ કહેવાય છે. ૧૬.

**अतः सुषुप्त्यवस्था का । अहं किमपि न जानामि सुखेन मया निद्रानुभूयत इति सुषुप्त्यवस्था कारणशरीराभिमानी आत्मा प्राज्ञ इत्युच्यते ॥ १७ ॥**

પ્ર૦ હવે સુષુપ્તિ અવસ્થા કેવી છે ? ઉ૦ હું કાંઈ પણ જાણતો નથી. મારાથી સુખે નિદ્રા લેવાય છે. એ પ્રમાણે અનુભવ થાય છે. તે સુષુપ્તિ અવસ્થા છે. કારણ શરીરનું અભિમાન ધરાવનાર આત્મા પ્રાજ્ઞ એ વ્યવહારથી જણાય છે. ૧૭.

**पंच कोशाः के। अन्नमयः प्राणमयः मनोमयः विज्ञानमयः आनंदमयश्चेति ॥ १८ ॥**

પ્ર૦ પાંચ કોશ કયા છે ? ઉ૦ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય, એ પ્રમાણે પાંચ કોશ છે. ૧૮,

**अन्नमयः कः। अन्नरसेनैव भूत्वा अन्नरसेनैव वृद्धिं प्राप्य अन्नरूपपृथिव्यां यद्विलीयते तदन्नमयः कोशः। स्थूलशरीरम् ॥ १९ ॥**

પ્ર૦ અન્નમય કોશ કયો ? ઉ૦ અન્નરસથીજ ઉત્પન્ન થઈને, અન્ન રસથીજ વૃદ્ધિ પામીને અન્ન રૂપ પૃથ્વીને વિષે જે લીન થાય છે. તે અન્નમય કોશ કહેવાય છે. સ્થુલ શરીર. ૧૯.

**प्राणमयः कः। प्राणादिपंचवायवः ॥ वागादींद्रियपंचकं प्राणमयः ॥ २० ॥**

પ્ર૦ પ્રાણમય કોશ કયો ? ઉ૦ પ્રાણ વિગેરે પાંચ વાયુઓ અને વાણી વિગેરે પાંચ ઇન્દ્રિઓ તે પ્રાણમય કોશ છે. ૨૦.

मनोमयः कोशः कः । मनश्च ज्ञानेंद्रियपंचकं मिलित्वा भवति स मनोमयः कोशः ॥ २१ ॥

પ્ર૦ મનોમય કોશ કયો છે? ઉ૦ મન અને જ્ઞાનેન્દ્રિય પંચક મળીને જે થાય છે તે મનોમય કોશ છે. ૨૧.

विज्ञानमयः कः । बुद्धिर्ज्ञानेन्द्रियपंचकं मिलित्वा यो भवति स विज्ञानमयः कोशः ॥ २२ ॥

પ્ર૦ વિજ્ઞાનમય કોશ કયો છે? ઉ૦ બુદ્ધિ અને પાંચ જ્ઞાનેન્દ્રિઓ મળીને જે થાય છે તે વિજ્ઞાનમય કોશ છે. ૨૨.

आनंदमयः कः । एवमेव कारणशरीरभूताविद्यास्थमलिनसत्त्वं प्रियादिवृत्तिसहितं सत् आनंदमयः कोशः एतत्कोशपंचकम् । मदीयं शरीरं मदीयाः प्राणाः मदीयं मनश्च मदीया बुद्धिर्मदीयं ज्ञानमिति स्वेनैव ज्ञायते । तद्यथा मदीयत्वेन ज्ञातं कटककुंडलगृहादिकं स्वस्माद्भिन्नं तथा पंचकोशादिकं मदीयत्वेन ज्ञानमात्मा न भवति ॥ २३ ॥

પ્ર૦ આનંદમય કોશ કયો છે? ઉ૦ એજ પ્રમાણે કારણ શરીરભૂત અવિદ્યામાં રહેલું મલીન સત્વ, પ્રિય વિગેરે વૃત્તિવાળું છે. તે આનંદમય કોશ કહેવાય છે. એ પ્રમાણે પાંચ કોશ છે. મારૂં શરીર, મારા પ્રાણ, મારૂં મન, મારી બુદ્ધિ, મારૂં જ્ઞાન. એ પ્રમાણે પોતાનાથી જણાય છે. તો જેમકે મારૂં છે એ પ્રમાણે જાણેલું કડું, કુંડલ અને ગૃહ વિગેરે પોતાનાથી જુદું છે. તેવીજ રીતે પંચકોશ વિગેરે

મારૂં છે એ પ્રમાણે જાણવામાં આવેલું હોવાથી આત્મા નથી પરંતુ આત્માથી ભિન્ન છે. ૨૩.

आत्मा तर्हि कः । सच्चिदानंदस्वरूपः ॥ २४ ॥

પ્ર૦ ત્યારે આત્મા કોણ છે? ઉ૦ સચ્ચિદાનંદ સ્વરૂપ છે. ૨૪.

सत्किं । कालत्रयेऽपि तिष्ठतीति सत् ॥ चित्किं । ज्ञानस्वरूपः ॥ आनंदः कः । सुखस्वरूपः ॥ एवं सच्चिदानंदस्वरूपं स्वात्मानं विजानीयात् ॥ २५ ॥

પ્ર૦ સત્ એટલે શું? ઉ૦ ભૂત વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાળમાં રહે તે સત્. પ્ર૦ ચિત્ એટલે શું? ઉ૦ જ્ઞાન સ્વરૂપ. પ્ર૦ આનંદ એટલે શું? ઉ૦ સુખ સ્વરૂપ. એ પ્રમાણે સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માને જાણવો. ૨૫.

अथ चतुर्विंशतितत्त्वोत्पत्तिप्रकारं वक्ष्यामः ॥ २६ ॥

હવે ચોવીશ તત્વોની ઉત્પત્તિનો પ્રકાર કહીશું. ૨૬.

ब्रह्माश्रया सत्त्वरजस्तमोगुणात्मिका माया अस्ति । तत आकाशः संभूतः । आकाशाद्वायुः । वायोस्तेजः । तेजस आपः । अद्भ्यः पृथिवी ॥ २७ ॥

બ્રહ્મનો આશ્રય કરનારી સત્વ રજ અને તમોગુણાત્મિકા માયા છે. તેથી આકાશ ઉત્પન્ન થયું. આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જળ, અને જળથી પૃથ્વી ઉત્પન્ન થઈ છે. ૨૭.

एतेषां पंचतत्त्वानां मध्ये आकाशस्य सात्त्विकांशात् श्रोत्रेंद्रियं संभूतम् । वायोः सात्त्विकांशात् त्वगिंद्रियं संभूतम् । अग्नेः

सात्त्विकांशात् चक्षुरिंद्रियं संभूतम् । जलस्य सात्त्विकांशात् रसनेंद्रियं संभूतम्। पृथिव्याः सात्त्विकांशात् घ्राणेंद्रियं संभूतम्। एतेषां पंचतत्त्वानां समष्टिसात्त्विकांशात् मनोबुद्ध्यहंकारचित्तांतःकरणानि संभूतानि ॥ २८ ॥

એ પાંચ તત્વોના મધ્યે આકાશના સાત્વિક અંશથી શ્રોત્રેન્દ્રિય ઉત્પન્ન થયું છે. વાયુના સાત્વિક અંશથી ત્વગ ઇન્દ્રિય ઉત્પન્ન થયું છે. અગ્નિના સાત્વિક અંશથી ચક્ષુ ઇન્દ્રિય ઉત્પન્ન થયું છે. જળના સાત્વિક અંશથી રસનેન્દ્રિય ઉત્પન્ન થયું છે. પૃથ્વીના સાત્વિક અંશથી પ્રાણેન્દ્રિય ઉત્પન્ન થયું છે. એ પાંચ તત્વોના સમગ્ર સાત્વિક અંશથી મન, બુદ્ધિ, અહંકાર ચિત્ત અને અન્તઃકરણ ઉત્પન્ન થયાં છે. ૨૮.

संकल्पविकल्पात्मकं मनः । निश्चयात्मिका बुद्धिः । अहंकर्ता अहंकारः। चिंतनकर्तृ चित्तम्। मनसो देवता चंद्रमा। बुद्धेर्ब्रह्मा अहंकारस्य रुद्रः। चित्तस्य वासुदेवः ॥ २९ ॥

સંકલ્પ વિકલ્પાત્મક મન છે. બુદ્ધિ નિશ્ચયાત્મક છે. અહંભાવ કરનારો અહંકાર છે. ચિંતન કરનારૂં ચિત્ત છે. મનની દેવતા ચન્દ્રમા છે, બુદ્ધિની દેવતા બ્રહ્મા છે. અહંકારની દેવતા રૂદ્ર છે, ચિત્તની દેવતા વાસુદેવ છે. ૨૯.

एतेषा पंचतत्त्वानां मध्ये आकाशस्य राजसांशात् वागिंद्रियं संभूतम् । वायो राजसांशात् पाणींद्रियं संभूतम् । वह्नेः राजसांशात् पादेंद्रियं संभूतम् जलस्य राजसांशात् उपस्थेंद्रियं संभूतम् । पृथिव्या राजसांशात् गूदेंद्रियं संभूतम्। एतेषां सम-

ष्टिराजसांशता पंचप्राणाः संभूताः ॥ ३० ॥

એ પાંચ તત્વોના મધ્યે આકાશના રાજસ અંશથી વાણી, ઇન્દ્રિય ઉત્પન્ન થયું છે, વાયુના રાજશ અંશથી હસ્તેન્દ્રિય ઉત્પન્ન થયું છે. અગ્નિના રાજસ અંશથી પાદ ઇન્દ્રિય ઉત્પન્ન થયું છે, જળના રાજસ અંશથી ઉપસ્થ ઇન્દ્રિય ઉત્પન્ન થયું છે. પૃથ્વીના રાજસ અંશથી ગુદા ઇન્દ્રિય ઉત્પન્ન થયું છે. એ બધા તત્વોના સમગ્ર રાજસ અંશથી પાંચ પ્રાણો ઉત્પન્ન થયેલા છે. ૩૦.

एतेषां पंचतत्त्वानां तामसांशात् पंचीकृतपंचतत्त्वानि भवंति। पंचीकरणं कथं इति चेत् । एतेषां पंचमहाभूतानां तामसांशस्वरूपं एकं एकं भूतं द्विधा विभज्य एकं एकमर्धं पृथक् तूष्णीं व्यवस्थाप्य अपरं अपरं अर्धं चतुर्धा विभज्य स्वार्धमन्येषु अर्धेषु स्वभागचतुष्टयसंयोजनं कार्यं। तदा पंचीकरणं भवति। एतेभ्यः पंचीकृतपंचमहाभूतेभ्यः स्थूलशरीरं भवति । एवं पिंडब्रह्मांडयोरैक्यं संभूतम् ॥ ३१ ॥

એ પાંચ તત્વોના તામસ અંશથી પંચીકૃત પાંચ તત્વો થાય છે. પ્ર૦ પંચીકરણ કેવી રીતે થાય છે. ઉ૦ એ પંચ મહાભૂતોનાં તામસ સ્વરૂપ એક એક થયેલું છે. બે બે ભાગ કરી એક એક અર્ધ જુદું સ્થાપન કરી, બીજું બીજું અર્ધ ચાર ભાગે પોતાનું અર્ધ બીજા અર્ધોમાં પોતાના ચતુર્થાંશ જોડવો. ત્યારે પંચીકરણ થાય છે. એ પ્રમાણે પીંડ અને બ્રહ્માંડનું ઐકય થયું. ૩૧.

स्थूलशरीराभिमानी जीवनामकं ब्रह्मप्रतिबिंबं भवति ।

स एव जीवः प्रकृत्या स्वस्मात् ईश्वरं भिन्नत्वेन जानाति । अविद्योपाधिः सन् आत्मा जीव इत्युच्यते ॥ ३२ ॥

સ્થુલ શરીરનું અભિમાન ધરાવનાર જીવ નામનું બ્રહ્મનું પ્રતિબિંબ છે, અને તેજ જીવ પ્રકૃતિ વડે પોતાનાથી ઈશ્વરને જુદો જાણે છે. અવિદ્યાની ઉપાધિવાળો, આત્મા, જીવ કહેવાય છે. ૩૨.

मायोपाधिः सन् ईश्वर इत्युच्यते । एवं उपाधिभेदाज्जीवेश्वरभेददृष्टिर्यावत्पर्यंतं तिष्ठति तावत्पर्यंतं जन्ममरणादिरूपसंसारो न निवर्तते तस्मात्कारणान्न जीवेश्वरयोर्भेदबुद्धिः स्वीकार्या ॥ ३३ ॥

માયાની ઉપાધિવાળો ઈશ્વર કહેવાય છે. એ પ્રમાણે ઉપાધિ ભેદથી જ્યાં સુધી જીવ અને ઈશ્વરની ભેદદ્રષ્ટિ રહે છે, ત્યાં સુધી જન્મ મરણવાળો સંસાર નિવૃત્ત થતો નથી. માટે જીવેશ્વરની ભેદબુદ્ધિનો સ્વીકાર કરવો નહી. ૩૩.

ननु साहंकारस्य किंचिज्ज्ञस्य जीवस्य निरहंकारस्य सर्वज्ञस्येश्वरस्य तत्त्वमसीति महावाक्यात् कथमभेदबुद्धिः स्यादुभयोः विरुद्धधर्माक्रान्तत्वात् ॥ ३४ ॥

શંકા. અહંકારવાળો અને કિંચિત જ્ઞાનવાળો જીવ છે અને નિરહંકારવાળો તથા સર્વજ્ઞ ઈશ્વર છે, તે બન્નેની "તત્વમસિ" એ મહા વાકયથી, અભેદ બુદ્ધિ કેવી રીતે થઈ શકે, કારણ કે તે બન્ને વિરૂધ્ધ ધર્મવાળા છે. ૩૪.

इति चेन्न स्थूलसूक्ष्मशरीराभिमानी त्वंपदवाच्यार्थः । उपाधिविनिर्मुक्तं समाधिदशासंपन्नं शुद्धं चैतन्यं त्वंपदलक्ष्यार्थः ॥ ३५ ॥

સમાધાન. સ્થુલ અને સૂક્ષ્મ શરીરનું અભિમાન રાખનાર ત્વંપદનો વાચક અર્થ છે. અને ઉપાધિથી રહિત સમાધિદશાને પ્રાપ્ત થયેલું શુદ્ધ ચૈતન્ય ત્વંપદનો લક્ષ્યાર્થ છે. ૩૫

**एवं सर्वज्ञत्वादिविशिष्ट ईश्वरः तत्पदवाच्यार्थः। उपाधिशून्यं शुद्धचैतन्यं तत्पदलक्ष्यार्थः ॥ एवं च जीवेश्वरयोः चैतन्यरूपेणाऽभेदे बाधकाभावः ॥ ३६ ॥**

એ પ્રમાણે સર્વજ્ઞત્વ વિગેરથી યુક્ત ઇશ્વિર તત્પદનો વાચ્યાર્થ છે. અને ઉપાધિ શુન્ય શુધ્ધ ચૈતન્ય તત્ પદનો લક્ષ્યાર્થ છે. એ પ્રમાણે જીવ અને ઇશ્વિરનો ચૈતન્ય સ્વરૂપે કરી અભેદ હોવાથી કોઇપણ પ્રકારનો બાધ થતો નથી. ૩૬.

**एवं च वेदान्तवाक्यैः सद्गुरूपदेशेन च सर्वेष्वपि भूतेषु येषां ब्रह्मबुद्धिरुत्पन्ना ते जीवन्मुक्ता इत्यर्थः ॥ ३७ ॥**

આ પ્રમાણે વેદાન્ત વાકયો વડે અને સદ્ગુરૂના ઉપદેશથી સર્વ પ્રાણી માત્રને વિષે જેઓને બ્રહ્મ બુદ્ધિ ઉત્પન્ન થઇ છે તે જીવન્મુક્ત કહેવાય છે. ૩૭.

**ननु जीवन्मुक्तः कः ? यथा देवोऽहं पुरुषोऽहं ब्राह्मणोऽहं शूद्रोऽहमस्मीति दृढनिश्चयस्तथा नाहं ब्राह्मणः न शूद्रः न पुरुषः किंतु असंगः सच्चिदानंदस्वरूपः प्रकाशरूपः सर्वांतर्यामी चिदाकाशरूपोऽस्मीति दृढनिश्चयरूपाऽपरोक्षज्ञानवान् जीवन्मुक्तः ॥ ३८ ॥**

શંકા. જીવનમુક્ત કોણ છે ? સમાધાન. જેમ હું દેહ છું, પુરૂષ છું, બ્રાહ્મણ છું, શુદ્ર છું એ પ્રમાણે દ્રઢ નિશ્ચય હોય છે. તેવીજ રીતે હું બ્રાહ્મણ નથી, શુદ્ર નથી, પુરૂષ

નથી પરંતુ અસંગ છું, સચ્ચિદાનંદ સ્વરૂપ છું. પ્રકાશ સ્વરૂપ છું. સર્વાન્તર્યામી છું. ચિદાકાશરૂપ છું. એ પ્રમાણે જેને દૃઢ નિશ્ચયરૂપ અપરોક્ષ જ્ઞાન થાય છે તે જીવનમુક્ત કહેવાય છે. ૩૮.

ब्रह्मैवाहमस्मीत्यपरोक्षज्ञानेन निखिलकर्मबंधविनिर्मुक्तः स्यात् ॥ कर्माणि कतिविधानि संतीति चेत् आगामिसंचितप्रारब्धभेदेन त्रिविधानि संति ॥ ३९ ॥

હું બ્રહ્મજ છું એ પ્રમાણે અપરોક્ષ જ્ઞાનથી, તમામ કર્મ બંધનોથી મુક્ત થવાય છે. કર્મ કેટલા પ્રકારનાં છે એ પ્રશ્નના સમાધાનમાં, આગામી. સંચિત અને પ્રારબ્ધ ભેદથી ત્રણ પ્રકારનો છે. ૩૯.

ज्ञानोत्पत्त्यनंतरं ज्ञानिदेहकृतं पुण्यपापरूपं कर्म यदस्ति तदागामीत्यभिधीयते ॥ ४० ॥

જ્ઞાનોત્પત્તિ થયા પછી જ્ઞાનિ દેહથી કરેલું પુણ્ય પાપ રૂપી જે કર્મ છે તે આગામી કર્મ કહેવાય છે. ૪૦.

संचितं कर्म किम । अनंतकोटिजन्मनां बीजभूतं सत् यत्कर्मजातं पूर्वार्जितं तिष्ठति तत्संचितं ज्ञेयम ॥ ४१ ॥

પ્ર૦ સંચિત કર્મ શું છે? ઉ૦ અનન્તકોટિ જન્મનું બીજ ભૂત જે પૂર્વાર્જીત કર્મનો સમુદાય છે. તે સંચિત કર્મ જાણવું. ૪૧.

प्रारब्धकर्म किमिति चेत्। इदं शरीरमुत्पाद्य इह लोके एवं सुखदुःखादिप्रदं यत्कर्म तत्प्रारब्धं भोगेन नष्टं भवति प्रारब्धकर्मणां भोगादेव क्षय इति ॥ ४२ ॥

પ્ર૦ પ્રારબ્ધ કર્મ કયું છે ? ઉ૦ આ શરીરને ઉત્પન્ન કરીને આ લોકને વિષે આ પ્રમાણે સુખ દુઃખ આપનારૂં કર્મ. તે પ્રારબ્ધ કર્મ કહેવાય છે. અને તે ભોગવવાથી નાશ પામે છે. કહ્યું છે કે प्रारब्धकर्मणां भोगादेव क्षयः પ્રારબ્ધ કર્મોને ભોગવવાથીજ ક્ષય થાય છે. ૪૨.

**संचितं कर्म ब्रह्मैवाहमिति निश्चयात्मकज्ञानेन नश्यति । आगामि कर्म अपि ज्ञानेन नश्यति । किंच आगामिकर्मणां नलिनीदलगतजलवत् ज्ञानिनां संबंधो नास्ति ॥ ४३ ॥**

સંચિત કર્મ. હું બ્રહ્મજ છું એવા નિશ્ચયાત્મક જ્ઞાન વડે નષ્ટ થાય છે. આગામિ કર્મ પણ જ્ઞાન વડે નાશ પામે છે. વળી આગામી કર્મ સાથે કમળપત્ર ઉપર રહેલા જળબિન્દુની માફક જ્ઞાનિને સંબંધ નથી. ૪૩.

**किंच ये ज्ञानिनं स्तुवंति भजंति अर्चयंति तान्प्रति ज्ञानिकृतम् आगामि पुण्यं गच्छति । ये ज्ञानिनं निंदंति द्विषंति दुःखप्रदानं कुर्वंति तान्प्रति ज्ञानिकृतं सर्वं आगामि क्रियमाणं यदवाच्यं कर्म पापात्मकं तद्गच्छति ॥ ४४ ॥**

અને જે લોકો જ્ઞાનિઓની પ્રસંશા કરે છે, પૂજન કરે છે, ભજે છે, તેઓ પ્રત્યે જ્ઞાનિએ કરેલું આગામિ કર્મ જાય છે અને જેઓ જ્ઞાનિઓની નિંદા કરે છે, દ્વેષ કરે છે. દુઃખ આપે છે, તેઓના પ્રત્યે જ્ઞાનિએ કરેલું સર્વ આગામિ કર્મ ક્રિયમાણ કર્મ અને નિન્દ્યપાપાત્મક કર્મ જાય છે. ૪૪.

**तथा चात्मवित्संसारं तीर्त्वा ब्रह्मानंदं इहैव प्राप्नोति । तरति शोकमात्मविदिति श्रुतेः ॥ ४५ ॥**

તેટલા માટે, આત્મજ્ઞાનિ સંસારને તરી જઇને આ લોકમાંજ બ્રહ્માનંદને પ્રાપ્ત કરે છે. तरतिशोकमात्मवित्. આત્મજ્ઞાનિ સંસારને તરી જાય છે એવું શ્રુતિમાં કહેલું છે. ૪૫.

**तनुं त्यजतु वा काश्यां श्वपचस्य गृहेऽथवा। ज्ञानसंप्राप्तिसमये मुक्तोऽसौ विगताशयः ॥ इति स्मृतेश्च ॥ ४६ ॥**

કાશીમાં દેહનો ત્યાગ કરો, અથવા ચંડાલના ઘરમાં દેહનો ત્યાગ કરો, પરંતુ જ્ઞાન પ્રાપ્ત કરતી વખતે સર્વ ઇષણાઓ દૂર થવાથી મુક્ત થાય છે. ૪૬.

इति श्रीमच्छंकराचार्यविरचितस्तत्त्वबोधः ॥

---

## आत्मबोधः ॥ ८ ॥

**ॐ परमात्मने नमः ॥ तपोभिः क्षीणपापानां शान्तानां वीतरागिणाम् । मुमुक्षूणामपेक्ष्योऽयमात्मबोधो विधीयते ॥१॥ बोधोऽन्यसाधनेभ्यो हि साक्षान्मोक्षैकसाधनम् । पाकस्य वह्निवज्ज्ञानं विना मोक्षो न सिध्यति ॥ २ ॥**

તપશ્ચર્યાઓથી જેમનાં પાપ ક્ષીણ થયાં છે તેવા શાન્ત સ્વભાવવાળા અને રાગદ્વેષથી રહીત થયેલા મુમુક્ષુઓને અપેક્ષિત આત્મબોધ કરવામાં આવે છે. ૧. કારણ કે બીજાં સાધનો કરતાં બોધ સાક્ષાત્ મોક્ષનું સાધન છે. અગ્નિ સિવાય જેમ પાક થઈ શકતો નથી તેમ જ્ઞાન સિવાય મોક્ષ પ્રાપ્ત થતો નથી. ૨.

अविरोधितया कर्म नाविद्यां विनिवर्तयेत् । विद्याऽविद्यां निहन्त्येव तेजस्तिमिरसंघवत् ॥ ३ ॥

અવિરોધીપણે કરેલું કર્મ અવિદ્યાને નિવૃત્ત કરી. શકતું નથી. પરંતુ તેજ જેમ અન્ધકારનો નાશ કરે છે, તેમ વિદ્યા અવિદ્યાનો નાશ કરે છે. ૩.

परिच्छिन्नमिवाज्ञानात्तन्नाशे सति केवलः । स्वयं प्रकाशते ह्यात्मा मेघापायेंऽशुमानिव ॥ ४ ॥

વાદળાંથી ઢંકાઇ ગયેલો સૂર્ય વાદળાંનો નાશ થવાથી જેમ પ્રકાશ પામે છે તેમ અજ્ઞાનથી ઢંકાઈ રહેલો આત્મા અજ્ઞાનનો નાશ થવાથી કેવલ શુદ્ધ સ્વયં પ્રકાશ પામે છે. ૪.

अज्ञानकलुषं जीवं ज्ञानाभ्यासाद्धि निर्मलम् । कृत्वा ज्ञानं स्वयं नश्येज्जलं कतकरेणुवत् ॥ ५ ॥

અજ્ઞાનથી કલુષ થયેલા જીવાત્માને જ્ઞાનાભ્યાસથી નિર્મલ કરીને જ્ઞાન પણ કતક રેણુની માફક સ્વયંભ્રષ્ટ થઈ જાય છે. ૫.

संसारः स्वप्नतुल्यो हि रागद्वेषादिसंकुलः । स्वकाले सत्यवद्भाति प्रबोधे सत्यसद्भवेत् ॥ ६ ॥

સંસાર સ્વપ્નના જેવો છે અને રાગદ્વેષથી વ્યાપ્ત થએલો છે અને પોતાની સત્તામાં સત્યના જેવો ભાસે છે અને પ્રબોધકાળે અસત્ય થઇ જાય છે. ૬.

तावत्सत्यं जगद्भाति शुक्तिकारजतं यथा । यावन्न ज्ञायते ब्रह्म सर्वाधिष्ठानमद्भुतम् ॥ ७ ॥

જ્યાં સુધી સમાધિથી અદ્વિતીય બ્રહ્મ જણાતું નથી અર્થાત્ બ્રહ્મજ્ઞાન થતું નથી ત્યાં સુધી છીપોલીમાં જણાતા રજતની માફક જગત્ સત્ય ભાસે છે. ૭.

सच्चिदात्मन्यनुस्यूते नित्ये विष्णौ प्रकल्पिताः । व्यक्तयो विविधाः सर्वा हाटके कटकादिवत् ॥ ८ ॥

જેમ સુવર્ણને વિષે કડું વિંટિંઓ વિગેરેની કલ્પના કરેલી છે તે વાસ્તવિક રીતે સર્વ તો સુવર્ણજ છે. તેમ સચ્ચિનંદ વિષ્ણુ સ્વરૂપ સર્વત્ર વ્યાપ્ત થઇને રહેલું છે, અને તેમાંજ મનુષ્યોની જુદા જુદા પ્રકારની કલ્પનાઓ કરેલી છે. વસ્તુસ્થિતિ સર્વ વિષ્ણુમયજ છે. ૮.

यथाकाशो हृषीकेशो नानोपाधिगतो विभुः । तद्भेदाद्भिन्नवद्भाति तन्नाशे सति केवलः ॥ ९ ॥

જેમ આકાશ એક છે છતાં ઘટ, ગૃહ વિગેરેમાં ભિન્ન ભિન્ન જણાય છે તેમ આત્મા એક હોવા છતાં શરીરના ભેદે કરીને ભિન્ન ભિન્ન દેખાય છે. અને ભેદાધિષ્ઠાનનો નાશ થવાથી તે કેવળ શુદ્ધ સ્વરૂપેજ રહે છે. ૯.

नानोपाधिवशादेव जातिवर्णाश्रमादयः । आत्मन्यारोपितास्तोये रसवर्णादिभेदवत् ॥ १० ॥

પાણીમાં રસ વર્ણની માફક (જેમ પાણી નીરસ તથા નિર્વર્ણ હોય છે છતાં જેવા વર્ણવાળા શિશામાં રાખવામાં આવે અગર જેવો રસ તેમાં નાખવામાં આવે તેવું બને છે ) તે પ્રમાણે જુદા જુદા પ્રકારની ઉપાધિ વશથી

આત્માને વિષે જાતિવર્ણ, આશ્રમ વિગેરેનો આરોપ કરેલો છે. ૧૦.

पञ्चीकृतमहाभूतसंभवं कर्मसंचितम् । शरीरं सुखदुःखानां भोगायतनमुच्यते ॥ ११ ॥

પંચીકૃત મહાભૂતોથી ઉત્પન્ન થયેલું, અને કર્મના સંબંધથી બંધાયેલું શરીર, સુખ દુઃખનું ભોગાયતન કહેવાય છે. ૧૧.

पञ्चप्राणमनोबुद्धिदशेन्द्रियसमन्वितम् । अपञ्चीकृतभूतोत्थं सूक्ष्माङ्गं भोगसाधनम् ॥ १२ ॥

પાંચ પ્રાણ, મન, બુદ્ધિ અને દશ ઇન્દ્રિઓ વાળુ અપંચીકૃત મહાભૂતોથી ઉત્પન્ન થયેલું સૂક્ષ્મ અંગ ભોગનુ સાધન છે. ૧૨.

अनाद्यविद्याऽनिर्वाच्या कारणोपाधिरुच्यते । उपाधित्रितयादन्यमात्मानमवधारयेत् ॥ १३ ॥

અનિર્વાચ્ય, અનાદિ કાળની અવિદ્યા, એ કારણો ઉપાધિ કહેવાય છે. અને આત્માને તો ત્રણ ઉપાધિથી અન્ય જાણવો. ૧૩.

पञ्चकोशादियोगेन तत्तन्मय इव स्थितः । शुद्धात्मा नीलवस्त्रादियोगेन स्फटिको यथा ॥ १४ ॥

સ્ફટિક શુદ્ધ હોવા છતાં નીલ વસ્ત્ર વિગેરેના યોગથી તેવા તેવા વર્ણવાળો દેખાય છે. તેવીજ રીતે શુદ્ધ આત્મા પંચકોશ વિગેરેના યોગથી તત્તન્મય જેવો રહેલો છે. ૧૪.

वपुस्तुषादिभिः कोशैर्युक्तं युक्त्यावघाततः । आत्मानमन्तरं शुद्धं विविच्यात्तन्दुलं यथा ॥ १५ ॥

જેમ તુષમાં રહેલા ચોખાને ખાંડીને શુધ્ધ કરવામાં આવે છે, તેવીજ રીતે શરીરરૂપી તુષ (ફોતરાં) થી ઢંકાયેલા આત્માને શુધ્ધ કરવો. ૧૫.

सदा सर्वगतोप्यात्मा न सर्वत्रावभासते । बुद्धावेवावभासेत स्वच्छेषु प्रतिबिम्बवत् ॥ १६ ॥

જેમ સ્વચ્છ જળ અગર દર્પણમાં પ્રતિબિંબ પડે છે તેમ આત્મા સર્વગત હોવા છતાં પણ સર્વત્ર ભાસતો નથી પરંતુ બુદ્ધિમાંજ દેખાય છે. ૧૬.

देहेन्द्रियमनोबुद्धिप्रकृतिभ्यो विलक्षणम । तद्वृत्तिसाक्षिणं विद्यादात्मानं राजवत्सदा ॥ १७ ॥

રાજાની માફક આત્માને દેહ, ઇન્દ્રિઓ, મન, બુદ્ધિ અને પ્રકૃતિથી વિલક્ષણ અને તેની વૃત્તિઓનો સાક્ષીભૂત જાણવો. ૧૭.

व्यापृतेष्विन्द्रियेष्वात्मा व्यापारीवाविवेकिनाम । दृश्यतेऽभ्रेषु धावत्सु धावन्निव यथा शशी ॥ १८ ॥

વાદળાં ચાલતાં હોય ત્યારે ચન્દ્રમા ચાલતો હોય એમ દેખાય છે. તેવી રીતે ઇન્દ્રિઓ વ્યાપાર કરે છે તે જોઇને અવિવેકીઓને આત્મા વ્યાપાર કરતો હોય એમ દેખાય છે. ૧૮.

आत्मचैतन्यमाश्रित्य देहेन्द्रियमनोधियः । स्वकीयार्थेषु वर्तन्ते सूर्यालोकं यथा जनाः ॥ १९ ॥

જેમ માણસો સૂર્યનો પ્રકાશ થતાં કાર્યમાં પ્રવૃત્તિ કરે છે, તેવીજ રીતે આત્મચૈતન્યનો આશ્રય કરીને દેહ, ઇન્દ્રિઓ, મન, અને બુદ્ધિ પોતપોતાના વિષયોમાં પ્રવૃત્ત થાય છે. ૧૯.

**देहेन्द्रियगुणान्कर्माण्यमले सच्चिदात्मनि । अध्यस्यन्त्यविवेकेन गगने नीलतादिवत् ॥ २० ॥**

ગગન નીરૂપ હોવા છતાં આત્માદિકની નીલતાદિકને લીધે તેવો આરોપ કરવામાં આવે છે તેવીજ રીતે અવિવેકીઓ, આત્મા સ્વચ્છ નિષ્ક્રિય હોવાં છતાં તેને વિષે દેહ અને ઇન્દ્રિઓના ગુણો અને તેઓના કર્મોનો આરોપ કરે છે. ૨૦.

**अज्ञानान्मानसोपाधेः कर्तृत्वादीनि चात्मनि । कल्प्यन्तेऽम्बुगते चन्द्रे चलनादि यथाम्भसः ॥ २१ ॥**

જેમ પાણીમાં પ્રતિબિંબિત ચન્દ્રમા, પાણીના હાલવાથી હાલતો હોય તેમ જણાય છે. તેવી રીતે આત્માને વિષે અજ્ઞાનથી અને માનસ ઉપાધિથી કર્તૃત્વ વિગેરેની કલ્પના કરવામાં આવે છે. ૨૧.

**रागेच्छासुखदुःखादि बुद्धौ सत्यां प्रवर्तते । सुषुप्तौ नास्ति तन्नाशे तस्माद्बुद्धेस्तु नात्मनः ॥ २२ ॥**

રાગ, ઇચ્છા, સુખ, દુઃખ વિગેરે બુદ્ધિની સત્તાથી પ્રવર્ત થાય છે અર્થાત બુદ્ધિ હોય છે ત્યાં રાગાદિ જણાય છે, પરંતુ સુષુપ્તિ વખતે બુદ્ધિનો નાશ થવાથી રાગદ્વેષાદિ જણાતા નથી. તેટલા માટે તે રાગ દ્વેષાદિ બુદ્ધિના છે, આત્માના નથી. ૨૨.

प्रकाशोऽर्कस्य तोयस्य शैत्यमग्नेर्यथोष्णता । स्वभावः सच्चिदानन्दनित्यनिर्मलतात्मनः ॥ २३ ॥

જેમ પ્રકાશ એ સૂર્યનો સ્વાભાવિક ગુણ છે, શિલતા એ જળનો સ્વાભાવિક ગુણ છે, અને ઉષ્ણતા એ અગ્નિનો સ્વાભાવિક ગુણ છે, તેમ સચ્ચિદાનંદ નિત્ય નિર્મળતા એ આત્માનો સ્વભાવ છે. ૨૩.

आत्मनः सच्चिदंशश्च बुद्धेर्वृत्तिरिति द्वयम् । संयोज्य चाविवेकेन जानामीति प्रवर्तते ॥ २४ ॥

આત્માનો સચ્ચિદંશ અને બુદ્ધિની વૃત્તિ એ બન્નેનો સંયોગ કરીને અવિવેકને લીધે માણસ હું જાણું છું એ પ્રમાણે વ્યવહાર કરે છે. ૨૪.

आत्मनो विक्रिया नास्ति बुद्धेर्बोधो न जात्विति । जीवः सर्वमलं ज्ञात्वा कर्ता द्रष्टेति मुह्यति ॥ २५ ॥

કોઈ દિવસ આત્માને વિક્રિયા થતી નથી, અને બુદ્ધિને બોધ નથી. જીવ સર્વમલને જાણીને હું કર્તા છું દ્રષ્ટા છું એ પ્રમાણે મોહ પામે છે. ૨૫.

रज्जुसर्पवदात्मानं जीवं ज्ञात्वा भयं वहेत् । नाहं जीवः परात्मेति ज्ञातं चेन्निर्भयो भवेत् ॥ २६ ॥

રજ્જુને વિષે સર્પની માફક આત્માને જીવ સ્વરૂપે જાણીને માણસ ભયવાળો બને છે, પરંતુ હું જીવ નથી પરંતુ પરાત્મા છું એવું જાણ્યું હોય તો નિર્ભય થઈ જાય છે. ૨૬.

आत्मावभासयत्येको बुद्ध्यादीनीन्द्रियाणि हि । दीपो घटादिवत्स्वात्मा जडैस्तैर्नावभास्यते ॥ २७ ॥

જેમ અંધકારમાં રહેલા ઘટાદિ પદાર્થોને દીવો પ્રકાશિત કરે છે, પરંતુ તે પદાર્થો દીવાને પ્રકાશિત કરતા નથી તેમ આત્મા એકલો બુદ્ધિ વિગેરે ઇન્દ્રિઓને પ્રકાશિત કરે છે તે ઇન્દ્રિઓ આત્માને પ્રકાશિત કરી શકતી નથી. કારણ કે તે બધી ઇન્દ્રિઓ ઘટાદિની માફક જડ છે. ૨૭.

स्वबोधे नान्यबोधेच्छा बोधरूपतयात्मनः । न दीपस्यान्यदीपेच्छा यथा स्वात्मा प्रकाशते ॥ २८ ॥

આત્મા પોતેજ બોધરૂપ હોવાથી પોતાના બોધને વિષે અન્ય બોધની ઇચ્છા નથી, જેમકે, સ્વયં પ્રકાશવાળા દીપને અન્ય દીપની ઇચ્છા રહેતી નથી. ૨૮.

निषिध्य निखिलोपाधीन्नेति नेतीति वाक्यतः । विद्यादैक्यं महावाक्यैर्जीवात्मपरमात्मनोः ॥ २९ ॥

નેતિ નેતિ એ પ્રમાણેના વાકયથી સર્વ ઉપાધિઓનો નિષેધ કરીને મહાવાકયોથી જીવાત્મા તથા પરમાત્માનું ઐકય જાણવું. ૨૯.

आविद्यकं शरीरादि दृश्यं बुद्बुदवत्क्षरम् । एतद्विलक्षणं विद्यादहं ब्रह्मेति निर्मलम् ॥ ३० ॥

દ્રશ્ય શરીરાદિ તમામ વસ્તુઓ અવિદ્યાગ્રસ્ત છે, અને બુદબુદની માફક ક્ષણમાં નાશ પામનાર છે, પરંતુ નિર્મળ અહંબ્રહ્મને એનાથી વિલક્ષણ જાણવું. ૩૦.

देहान्यत्वान्न मे जन्म जराकार्श्यलयादयः । शब्दादिविषयैः सङ्गो निरिन्द्रियतया न च ॥ ३१ ॥

મારાથી દેહ જુદો છે, એટલે દેહનો જન્મ થાય છે તેથી મારો જન્મ નથી, તેમ વૃધ્ધાવસ્થા, કૃશતા અગર લય વિગેરે કાંઈ નથી. તેમ હું નિરિન્દ્રિય (એટલે ઇન્દ્રિઓ રહિત) હોવાથી, શબ્દ વિગેરે વિષયો સાથે મારો સંગમ નથી. ૩૧.

अमनस्त्वान्न मे दुःखरागद्वेषभयादयः । अप्राणो ह्यमनाः शुभ्र इत्यादिश्रुतिशासनात् ॥ ३२ ॥

હું મનથી ભિન્ન છું તેથી મને રાગદ્વેષ, ભય વિગેરે થતાં નથી. કારણ કે શ્રુતિઓ આજ્ઞા કરે છે કે, આત્મા-પ્રાણથી ભિન્ન છે, તેમ મનથી પણ ભિન્ન છે. ૩૨.

निर्गुणो निष्क्रियो नित्यो निर्विकल्पो निरञ्जनः । निर्विकारो निराकारो नित्यमुक्तोऽस्मि निर्मलः ॥ ३३ ॥

હું (આત્મા) નિર્ગુણ, નિષ્ક્રિય નિત્ય નિર્વિકલ્પ નિરંજન નિર્વિકારી નિરાકાર તથા નિત્યમુક્ત છું. ૩૩.

अहमाकाशवत्सर्वबहिरन्तर्गतोऽच्युतः। सदा सर्वसमः शुद्धो निःसङ्गो निर्मलोऽचलः ॥ ३४ ॥

હું આકાશની માફક સર્વત્ર અંદર અને બહાર વ્યાપ્ત થઇને રહેલો છું અને અચ્યુત છું. તથા હંમેશાં સમદ્રષ્ટિવાળો છું, શુધ્ધ, નિઃસંગ, નિર્મળ તથા અચળ છું.૩૪.

नित्यशुद्धविमुक्तैकमखण्डानन्दमद्वयम् । सत्यं ज्ञानमनन्तं यत्परं ब्रह्माहमेव तत् ॥ ३५ ॥

નિત્ય શુદ્ધ વિમુક્ત એક અખંડ આનંદસ્વરૂપ અદ્વય સત્ય જ્ઞાનમય, અને અનંત એવું જે પરબ્રહ્મ સ્વરૂપ છે, તેજ હું પોતે છું. ૩૫.

**एवं निरन्तराभ्यस्ता ब्रह्मैवास्मीति वासना । हरत्यविद्या-विक्षोभान् रोगानिव रसायनम् ॥ ३६ ॥**

એ પ્રમાણે નિરંતર હું બ્રહ્મ છું એવી વાસનાનો અભ્યાસ, જેમ તમામ રોગોને રસાયન નાશ કરે છે, તેમ અવિદ્યાના વિક્ષોભને નાશ કરે છે. ૩૬.

**विविक्तदेश आसीनो विरागो विजितेन्द्रियः । भावयेदेक-मात्मानं तमनन्तमनन्यधीः ॥ ३७ ॥**

એકાન્ત પ્રદેશમાં બેસીને રાગનો ત્યાગ કરી, ઇન્દ્રિ-ઓનો જય કરી એકાગ્રચિત્તથી તે અનન્ત આત્માની ભાવના કરવી. ૩૭.

**आत्मन्येवाखिलं दृश्यं प्रविलाप्य धियः सुधीः । भावये-देकमात्मानं निर्मलाकाशवत्सदा ॥ ३८ ॥**

વિદ્વાન પુરૂષે પોતાની બુદ્ધિથી તમામ દ્રવ્યને (જગ-તને) આત્માને વિષેજ લીન કરીને નિર્મળ આકાશની માફક એકજ આત્માની ભાવના કરવી. ૩૮.

**रूपवर्णादिकं सर्वं विहाय परमार्थवित् । परिपूर्णचिदान-न्दस्वरूपेणावतिष्ठते ॥ ३९ ॥**

પરમાર્થ દ્રષ્ટિવાળો જ્ઞાની, રૂપવર્ણ વિગેરેનો ત્યાગ કરીને પરિપૂર્ણ ચિદાનંદ સ્વરૂપથી રહે છે. ૩૯.

**ज्ञातृज्ञानज्ञेयभेदः परमात्मनि न विद्यते । चिदानन्दैकरूपत्वाद्दीप्यते स्वयमेव हि ॥ ४० ॥**

જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ પ્રમાણેનો ભેદ પરમાત્માને વિષે હોતો નથી, કારણ કે ચિદાનંદૈક રૂપ હોવાને લીધે, પોતેજ દીપ્યમાન રહે છે. ૪૦.

**एवमात्मारणौ ध्यानमन्थने सततं कृते । उदितावगतिज्वाला सर्वाज्ञानेन्धनं दहेत् ॥ ४१ ॥**

એ પ્રમાણે આત્મારૂપી અરણીને વિષે નિરંતર ધ્યાન રૂપી મંથન કરવાથી ઉત્પન્ન થયેલી જ્ઞાન રૂપી જ્વાળા સર્વ અજ્ઞાનરૂપી બળતણોને બાળી મૂકે છે. ૪૧.

**अरुणेनेव बोधेन पूर्वसन्तमसे हृते तत आविर्भवेदात्मा स्वयमेवांशुमानिव ॥ ४२ ॥**

જેમ પ્રથમ અરૂણનો ઉદય અંધકારને દૂર કરે છે અને ત્યાર પછી સૂર્ય પ્રકાશ પામે છે તેમ જ્ઞાનના ઉદયથી અજ્ઞાનનો નાશ થઈ આત્માનો આવિર્ભાવ થાય છે. ૪૨.

**आत्मा तु सततं प्राप्तोऽप्यप्राप्तवदविद्यया । तन्नाशे प्राप्तवद्भाति स्वकण्ठाभरणं यथा ॥ ४३ ॥**

આત્મા તો હંમેશાં પ્રાપ્તજ છે છતાં અવિદ્યાને લીધે અપ્રાપ્તના જેવો દેખાય છે, પણ અવિદ્યાનો નાશ થયા પછી પોતાના ગળામાં રહેલા આભૂષણની માફક પ્રાપ્ત જેવો જણાય છે. ૪૩.

**स्थाणौ पुरुषवद्भ्रान्त्या कृता ब्रह्मणि जीवता । जीवस्य तात्त्विके रूपे तस्मिन् दृष्टे निवर्तते ॥ ४४ ॥**

જેમ લાકડાના ઠુંઠા ઉપર પુરૂષની ભ્રાન્તિ થાય છે, તેમ બ્રહ્મને વિષે જીવપણાની ભ્રાન્તિ છે. પરંતુ આત્માને વિષે તેનું વસ્તુસ્વરૂપ દેખાયા પછી તે ભ્રાન્તિ નિવૃત્ત થઈ જાય છે. ૪૪.

तत्त्वस्वरूपानुभवादुत्पन्नं ज्ञानमञ्जसा । अहं ममेति चाज्ञानं बाधते दिग्भ्रमादिवत् ॥ ४५ ॥

તત્વ સ્વરૂપનો અનુભવ થવાથી ઉત્પન્ન થયેલું સત્ય જ્ઞાન હું તથા મારૂં આવા પ્રકારના અજ્ઞાનનો દિશાના ભ્રમની માફક બાધ કરે છે. ૪૫.

सम्यग्विज्ञानवान्योगी स्वात्मन्येवाखिलं स्थितम् । एवं च सर्वमात्मानमीक्षते ज्ञानचक्षुषा ॥ ४६ ॥

સારા જ્ઞાનવાળો યોગી સર્વ જગતને પોતાને વિષેજ રહેલું જુએ છે, એવીજ રીતે જ્ઞાન દ્રષ્ટિથી આત્માને પણ સર્વત્ર વ્યાપ્ત થઈને રહેલો જુએ છે. ૪૬.

आत्मैवेदं जगत्सर्वमात्मनोऽन्यन्न विद्यते । मृदो यद्वद्घटादीनि स्वात्मानं सर्वमीक्षते ॥ ४७ ॥

જેમ મૃત્તિકાથી ઉત્પન્ન થયેલા ઘટ વિગેરે મૃત્તિકાજ છે, મૃત્તિકાથી ભિન્ન નથી. તેમ આ સર્વ જગત આત્માજ છે, આત્માથી ભિન્ન નથી, એ પ્રમાણે વિચાર કરી સર્વત્ર આત્માને જુએ છે. ૪૭.

जीवन्मुक्तस्तु तद्विद्वान्पूर्वोपाधिगुणाँस्त्यजेत् । सच्चिदानन्दरूपत्वाद्भवेद्भ्रमरकीटवत् ॥ ४८ ॥

જેમ ભ્રમર કીટપણાના સ્વભાવનો ત્યાગ કરે છે, તેમ જીવનમુક્ત વિદ્વાન સચ્ચિદાનંદ રૂપપણાને લીધે પૂર્વની ઉપાધિના ગુણોનો ત્યાગ કરે છે. ૪૮.

तीर्त्वा मोहार्णवं हत्वा रागद्वेषादिराक्षसान् । योगी शान्तिसमायुक्तो ह्यात्मारामो विराजते ॥ ४९ ॥

મોહરૂપી સમુદ્રને તરીને અને રાગ દ્વેષ વિગેરે રાક્ષસોનો નાશ કરીને શાન્તિવાળો યોગી આત્મારામ આનંદ પામે છે. ૪૯.

उपाधिस्थोऽपि तद्धर्मैर्न लिप्तो व्योमवन्मुनिः । सर्वविन्मूढवत्तिष्ठेदसक्तो वायुवच्चरेत् ॥ ५० ॥

આત્મા ઉપાધિમાં રહેલો હોવા છતાં ઉપાધિના ગુણોથી લેપાતો નથી જેમકે આકાશ ઘટમાં રહેલું છે, પણ ઘટના ગુણોથી લેપાતું નથી, તેવી રીતે આત્મા અસંગ છે, એમ જાણનારો સર્વજ્ઞ પુરૂષ અસક્તિ રાખ્યા સિવાય વાયુની માફક આચરણ રાખે છે. વાયુ સર્વત્ર વ્યાપ્ત છે છતાં કોઈ પદાર્થમાં આસક્ત નથી. ૫૦.

बाह्यां नित्यसुखासक्तिं हित्वात्मसुखनिर्वृतः । घटस्थदीपवत् स्वच्छः स्वान्तरेव प्रकाशते ॥ ५१ ॥

બાહ્ય નિત્ય સુખની આસક્તિનો ત્યાગ કરીને, આત્મા સુખમાં આનંદ પામનાર ઘટમાં રહેલા દીપની માફક સ્વચ્છ પોતાને વિષેજ પ્રકાશ પામે છે. ૫૧.

उपाधिविलयाद्विष्णौ निर्विशेषं विशेन्मुनिः । जले जलं वियद्व्योम्नि तेजस्तेजसि वा यथा ॥ ५२ ॥

ઉપાધિનો લય થવાથી અવિશેષ રહેલો આત્મા સર્વ વ્યાપી બ્રહ્મમાં લીન થઇ જાય છે. જેમકે પાણીમાં પાણી મળી જાય છે, આકાશમાં આકાશ, અને તેજમાં તેજ જેમ મળી જાય છે તેમ. ૫૨.

यल्लाभान्नापरो लाभो यत्सुखान्नापरं सुखम् । यज्ज्ञानान्नापरं ज्ञानं तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५३ ॥

જેનો લાભ થવાથી બીજો લાભ ગણાતો નથી, જે સુખ થવાથી બીજુ સુખ ગણાતું નથી. અને જે જ્ઞાન થવાથી બીજુ જ્ઞાન ગણાતું નથી. તેજ બ્રહ્મ છે એ પ્રમાણે નિશ્ચયથી જાણવું. ૫૩.

यद्दृष्ट्वा न परं दृश्यं यद्भूत्वा न पुनर्भवः । यज्ज्ञात्वा न परं ज्ञेयं तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५४ ॥

જેને જોયા પછી બીજું જોવાનું રહેતું નથી, જે સ્વરૂપને પામ્યા પછી બીજો જન્મ ધારણ કરવો પડતો નથી, જેનું જ્ઞાન થયા પછી બીજુ જાણવા જેવું રહેતું નથી, તેજ બ્રહ્મ છે એમ નિશ્ચયાત્મક જાણવું. ૫૪.

तिर्यगूर्ध्वमधः पूर्णं सच्चिदानन्दमव्ययम् । अनन्तं नित्यमेकं यत्तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५५ ॥

સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ આજુ બાજુએ ઉર્ધ્વ ભાગમાં તેમ અધો ભાગમાં એમ સર્વત્ર વ્યાપ્ત થઇને રહેલું છું, તે અનન્ત નિત્ય અને એક બ્રહ્મજ છે. ૫૫.

अतद्व्यावृत्तिरूपेण वेदान्तैर्लक्ष्यतेऽव्ययम् । अखण्डानन्दमेकं यत्तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५६ ॥

અતદ્વ્યાવૃત્તિ રૂપે વેદાન્ત વાક્યોથી જે જણાય છે, તેજ અખંડાનંદ રૂપ એક બ્રહ્મજ છે. ૫૬.

**अखण्डानन्दरूपस्य तस्यानन्दलवाश्रिताः । ब्रह्माद्यास्तारतम्येन भवन्त्यानन्दिनोऽखिलाः ॥ ५७ ॥**

અખંડાનંદ રૂપ તે બ્રહ્મના આનંદના એક ભાગનો આશ્રય કરીને તારતમ્યથી જોતો બ્રહ્માદિ સર્વ લોકો આનંદ વાળા થાય છે. ૫૭.

**तद्युक्तमखिलं वस्तु व्यवहारस्तदन्वितः । तस्मात्सर्वगतं ब्रह्म क्षीरे सर्पिरिवाखिले ॥ ५८ ॥**

તમામ વસ્તુઓ બ્રહ્મયુક્ત છે, અને વ્યવહાર પણ બ્રહ્મયુક્તજ છે, તેટલા માટે દુધમાં જેમ ઘી વ્યાપ્ત થઇને રહ્યું છે એમ બ્રહ્મમાં સર્વ વ્યાપ્ત થઇને રહ્યું છે અને બ્રહ્મ સર્વમાં વ્યાપ્ત થઇને રહ્યું છે. ૫૮.

**अनण्वस्थूलमह्रस्वमदीर्घमजमव्ययम् । अरूपगुणवर्णाख्यं तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५९ ॥**

બ્રહ્મ સૂક્ષ્મ પણ નથી તેમ સ્થુલ પણ નથી, હ્રસ્વ પણ નથી, તેમ દીર્ઘ પણ નથી, અજ છે, અવ્યય છે, રૂપ–ગુણ અને વર્ણથી રહિત છે, તેવી રીતે જાણવું. ૫૯.

**यद्भासा भासतेऽर्कादि भास्यैर्यत्तु न भास्यते । येन सर्वमिदं भाति तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ६० ॥**

જેની કાન્તિથી સૂર્ય વિગેરે દીપ્તિવાળા થાય છે, પણ તે દીપ્તિમાન થનારા પદાર્થો જેને દીપ્ત કરી શકતા નથી,

તથા જેનાથી આ બધુ ભાસમાન થાય છે તેજ બ્રહ્મ છે એમ નિશ્ચયાત્મક જાણવું. ૬૦.

स्वयमन्तर्बहिर्व्याप्य भासयन्नखिलं जगत् । ब्रह्म प्रकाशते वह्निप्रतप्तायसपिण्डवत् ॥ ६१ ॥

બ્રહ્મ પોતેજ અંદર અને બહાર વ્યાપ્ત થઇને સમગ્ર જગતને ભાસમાન કરે છે. અને પોતે અગ્નિથી તપાવેલા લોહપિંડની માફક પ્રકાશ પામે છે. ૬૧.

जगद्विलक्षणं ब्रह्म ब्रह्मणोऽन्यन्न किंचन । ब्रह्मान्यद्भाति चेन्मिथ्या यथा मरुमरीचिका ॥ ६२ ॥

બ્રહ્મ જગતથી વિલક્ષણ છે, બ્રહ્મથી અન્ય પદાર્થ કોઇ છેજ નહિ. અને જે બ્રહ્મથી ભિન્ન હોઇને પ્રકાશવાળુ જણાતું હોય તે મારવાડમાં *દેખાતા મૃગજળ જેવું મિથ્યા છે. ૬૨.

दृश्यते श्रूयते यद्यद्ब्रह्मणोऽन्यन्न तद्भवेत् । तत्त्वज्ञानाच्च तद्-ब्रह्मसच्चिदानन्दमद्वयम् ॥ ६३ ॥

જે જે વસ્તુઓ દેખાય છે, અને સંભળાય છે, તે તે તમામ વસ્તુઓ બ્રહ્મથી અન્ય નથી, કારણ કે તત્વજ્ઞાનથી તે સચ્ચિદાનંદ અવ્યય બ્રહ્મ જણાય છે. ૬૩.

सर्वगं सच्चिदात्मानं ज्ञानचक्षुर्निरीक्षते । अज्ञानचक्षुर्नेक्षेत भास्वन्तं भानुमन्धवत् ॥ ६४ ॥

જ્ઞાન દ્રષ્ટિવાળો પુરૂષ સર્વત્ર રહેલા સચ્ચિદાનંદ આત્માને જુએ છે, પણ દેદીપ્યમાન હોવા છતાં સૂર્યને જેમ આંધળો માણુસ દેખી શકતો નથી, તેમ અજ્ઞાનિજન બ્રહ્મને જોઈ શકતો નથી. ૬૪.

श्रवणादिभिरुद्दीप्तो ज्ञानाग्निपरितापितः। जीवः सर्वमलान्मुक्तः स्वर्णवद्द्योतते स्वयम् ॥ ६५ ॥

વેદાન્ત શ્રવણુ વિગેરેથી ઉદ્દિપ્ત કરેલો અને જ્ઞાનરૂપી અગ્નિથી તપાવેલો જીવ તમામ મળથી મુક્ત થઇને સોનાની માફક સ્વયં પ્રકાશિત થાય છે. ૬૫.

हृदाकाशोदितो ह्यात्मा बोधभानुस्तमोपहृत्। सर्वव्यापी सर्वधारी भाति सर्वं प्रकाशते ॥ ६६ ॥

હૃદયરૂપી આકાશમાં ઉદય પામેલો આત્મા બોધરૂપી સૂર્ય છે, અને અન્ધકારનો નાશ કરે છે, સર્વ વ્યાપી છે, સર્વને ધારણુ કરનાર છે, અને સર્વને પ્રકાશિત કરે છે. ૬૬.

दिग्देशकालाद्यनपेक्ष्य सर्वगं शीतादिहृन्नित्यसुखं निरंजनम्। यः स्वात्मतीर्थं भजते विनिष्क्रियः स सर्ववित्सर्वगतोऽमृतो भवेत् ॥ ६७ ॥

દિશા, દેશ અને કાળ વિગેરેની અપેક્ષા ન રાખનાર જે પુરૂષ સર્વત્ર રહેલા શીત આતપ વિગેરેને નાશ કરનાર નિત્ય સુખકારક નિરંજન આત્મરૂપી તીર્થનું સેવન કરે છે, તે પુરૂષ તમામ ક્રિયાઓથી રહિત થઇ, સર્વજ્ઞ સ્વરૂપ સર્વત્ર વ્યાપ્ત થનારો થઇને અમૃત થાય છે. ૬૭.

॥ इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यकृत आत्मबोध भाषान्तरम् ॥

———•———

# ॥ प्रश्नोत्तरमाला ॥ ९ ॥

कः खलु नालंक्रियते दृष्टादृष्टार्थसाधनपटीयान् । अनया कण्ठस्थितया प्रश्नोत्तररत्नमालिकया ॥ १ ॥

દ્રષ્ટ અને અદ્રષ્ટ સાધનમાં ચતુર એવો કયો પુરૂષ? આ પ્રશ્નોત્તરમાળા પોતાના કંઠે ધારણ કરી રાખે તો શોભાવાળો થતો નથી. અર્થાત્ સર્વ શોભાવાળા થાય છે. ૧.

भगवन्किमुपादेयं गुरुवचनं हेयमपि च किमकार्यम् । को गुरुरधिगततत्त्वः सत्त्वहितायोद्यतः सततम् ॥ २ ॥

પ્ર. હે ભગવાન, ગ્રહણ કરવા યોગ્ય શું છે? ઉ. ગુરૂનું વચન. પ્ર. ત્યાગ કરવા યોગ્ય શું છે? ઉ. અકાર્ય (ન કરવા જેવું નિન્દિત કાર્ય). પ્ર. ગુરૂ કોણ સમજવો? ઉ. જેને તત્વજ્ઞાન હોય તે, અને નિરંતર સત્વહિતને માટે ઉદ્યમ કરતો હોય. ૨.

त्वरितं किं कर्तव्यं सुधिया संसारसंततिच्छेदः । किं मोक्षतरोर्बीजं सम्यग्ज्ञानं क्रियासहितम् ॥ ३ ॥

પ્ર. બુદ્ધિશાળી પુરૂષે ઉતાવળથી શું કાર્ય કરવું? ઉ. સંસારની પરંપરાનો ઉચ્છેદ. પ્ર. મોક્ષરૂપી વૃક્ષનું બીજ શું છે? ઉ. ક્રિયા સાથે સારા પ્રકારનું જ્ઞાન. ૩.

कः पथ्यतरो धर्मः कः शुचिरिह यस्य मानसं शुद्धम् । कः पण्डितो विवेकी किं विषमवधीरणा गुरुषु ॥ ४ ॥

પ્ર. અત્યન્ત પથ્ય શું છે? ઉ. ધર્મ. પ્ર. પવિત્ર કોને જાણવો? ઉ. જેનું મન પવિત્ર હોય તેને. પ્ર. પંડિત કોણ

સમજવો ? ઉ. જે વિવેકી હોય તે. પ્ર. વિષ એટલે શું ? ઉ. ગુરૂનું અપમાન કરવું તે વિષ છે. ૪.

**किं संसारे सारं बहुशो विचिन्त्यमानमिदमेव । मनुजेषु दृष्टतत्त्वं स्वपरहितायोद्यतं जन्म ॥ ५ ॥**

પ્ર. સંસારમાં સારભુત વસ્તુ શું છે ? ઉ. ઘણો વખત વિચાર કરતાં આટલુંજ જણાય છે કે જેનું જન્મ પોતાનું તથા અન્યનું હીત કરવા માટે ઉદ્યમવાળુ રહેતું હોય તેજ માણસોમાં સારભૂત છે. ૫.

**मदिरेव जनमोहकः कः स्नेहः के च दस्यवो विषयाः । का भववल्ली तृष्णा को वैरी यस्त्वनुद्योगः ॥ ६ ॥**

પ્ર. મદિરાની માફક જગતમાં માણસોને મોહ પમાડનાર કોણ ? ઉ. સ્નેહ. પ્ર. સંસારમાં ચોર અગર લુંટારા કયા છે ? ઉ. વિષયો. પ્ર. સંસારરૂપી વેલ કોણ છે ? ઉ. તૃષ્ણા. પ્ર. શત્રુ કોણ છે ? ઉ. ઉદ્યોગ ન કરવો તે. ૬.

**कस्माद्भयमिह मरणादन्धादपि को विशिष्यते रोगी । कः शूरो यो ललनालोचनबाणैर्न च व्यथितः ॥ ७ ॥**

પ્ર. સંસારમાં ભય કોનાથી છે ? ઉ. મરણથી. પ્ર. આંધળા કરતાં વધારે દુઃખી કોણ છે ? ઉ. રોગી, નિરંતર જેને રોગ થયા કરતો હોય તે મહા દુઃખી જાણવો. પ્ર. શૂર પુરૂષ કોને જાણવો ? ઉ. જે પુરૂષ સ્ત્રીના કટાક્ષબાણોથી દુઃખ ન પામતો હોય તે. અર્થાત્ સ્ત્રીના કટાક્ષબાણોથી પણ મોહીત ન થતાં પોતાનું બ્રહ્મચર્ય સાચવી રાખે તેજ ખરેખરો શૂર પુરૂષ છે. ૭.

पातुं कर्णाञ्जलिभिः किममृतमिव युज्यते सदुपदेशः । किं गुरुताया मूलं यदेतदप्रार्थनं नाम ॥ ८ ॥

પ્ર. અમૃતની માફક કાનરૂપી અંજલી વડે પાન કરી શકાય તેવું શું ? ઉ. સદુપદેશ. પ્ર. ગુરૂપણાનું મૂળ શું છે ? ઉ. કોઈની પાસે કોઈ દિવસ યાચના ન કરવી પડે તે. ૮.

किं गहनं स्त्रीचरितं कश्चतुरो यो न खण्डितस्तेन । किं दारिद्र्यमतोषः किं लाघवं परधनादिपरियाञ्चा ॥ ९ ॥

પ્ર. ગહન વસ્તુ શું છે? ઉ. સ્ત્રી ચરિત્ર. પ્ર. ચતુર પુરૂષ કોને જાણવો ? ઉ. જે પુરૂષ સ્ત્રી ચરિત્રથી ખંડિત ન થયો હોય તે. પ્ર. દારિદ્ર એટલે શું ? ઉ. અસંતોષ. પ્ર. હલકાઈ શામાં છે ? ઉ. પરધન વિગેરેની યાચના કરવામાં. ૯.

किं जीवितमनवद्यं किं जाड्यं पाटवेऽप्यनभ्यासः । को जागर्ति विवेकी का निद्रा मूढता जन्तोः ॥ १० ॥

પ્ર. શ્રેષ્ઠ જીવન કયું છે ? ઉ. જે નિર્દોષ હોય તે. પ્ર. જડતા એટલે શું છે ? ચતુરાઈનો પણ અભ્યાસ ન કરવો તે. પ્ર. જાગતો પુરૂષ કોણ છે ? ઉ. જે વિવેકી હોય તે. પ્ર. નિદ્રા એટલે શું ? ઉ. મનુષ્યની મૂઢતા એ નિંદ્રા છે. ૧૦.

नलिनीदलगतजलवत्तरलं किं यौवनं धनमायुः । के शशधरकरनिकरानुकारिणः सज्जना एव ॥ ११ ॥

પ્ર. કમળના પત્ર ઉપર રહેલા જળબિન્દુના જેવું સંસારમાં ચપળ વસ્તુ શું છે ? ઉ. યૌવન, ધન અને આયુષ્ય. પ્ર. ચન્દ્રમાના કિરણોનું અનુકરણ કરનારા એટલે શાન્તિ આપનારા કોણ છે ? ઉ. સજ્જનોજ. ૧૧.

को नरकः परवशता किं सौख्यं सर्वसङ्गविरतिर्या । किं साध्यं भूतहितं किमु प्रियं प्राणिनामसवः ॥ १२ ॥

પ્ર. નરક કયો છે? ઉ. પરવશતા એ નરક છે. પ્ર. સુખ શું છે? ઉ. સર્વ સંગથી વિરામ પામવો તે સુખ છે. પ્ર. સિદ્ધ કરવા યોગ્ય શું છે? ઉ. પ્રાણી માત્રનું હીત સાધવા યોગ્ય છે. પ્ર. પ્રાણીઓને વહાલી વસ્તુ શું છે? ઉ. પ્રાણ સર્વને વહાલા છે. ૧૨.

किं दानमनाकाङ्क्षं किं मित्रं यन्निवर्तयति पापात् ॥१३॥

પ્ર. દાન શું છે? ઉ. આકાંક્ષા કર્યા શિવાય આપવું તે. (વગર માગ્યે આપવું તે). પ્ર. મિત્ર કોણ છે? ઉ. જે પાપ કરતાં રોકે તે સાચો મિત્ર જાણવો. ૧૩.

कोऽलंकारः शीलं किं वाचां मण्डनं सत्यम् । किमनर्थफलं मानः सुसंगतिः का सुखावहा मैत्री ॥ १४ ॥

પ્ર. અલંકાર કયો છે? ઉ. સારૂં ચારિત્ર્ય તે માણસને અલંકારરૂપે શોભાવે છે. પ્ર. વાણીનું ઘરેણું કયું છે? ઉ. સાચું બોલવું છે. પ્ર. અનર્થનું ફલ શું છે? ઉ. અભિમાન. પ્ર. સારી સોબત કઇ છે? ઉ. સુખ ઉત્પન્ન કરનારી મૈત્રી. ૧૪.

सर्वव्यसनविनाशे को दक्षः सर्वथापरित्यागी । कोऽन्धो योऽकार्यरतः को बधिरो यः श्रृणोति न हितानि ॥ १५ ॥

પ્ર. સર્વ દુઃખનો નાશ કરવામાં કોણ દક્ષ (ચતુર) છે? ઉ. સર્વથા ત્યાગ કરનાર (સન્યાસી). પ્ર. આંધળો કોણ છે? ઉ. જે ખોટું, અયોગ્ય કાર્ય કરવામાં તત્પર થતો

હોય તે. પ્ર. બહેરો કોને જાણવો ? ઉ. જે હિતકારક વાક્યોને સાંભળતો ન હોય તે. ૧૫.

**को मूको यः काले प्रियाणि वक्तुं न जानाति। किं मरणं मूर्खत्वं किमनर्घ्यं दत्तमवसरे यच्च ॥ १६ ॥**

પ્ર. મૂગો માણસ કોણ છે ? ઉ. જે સમય વખતે પ્રિય ભાષણ કરવાનું જાણતો ન હોય તે. પ્ર. મરણ કયું છે ? ઉ. મૂર્ખપણું એ મરણ જેવું છે. પ્ર. અમૂલ્ય શું છે ? ઉ. અવસરે આપ્યું હોય તે. ૧૬.

**आमरणान्तिक शल्यं प्रच्छन्नं यत्कृतं पापम् । कुत्र विधेयो यत्नो विद्याभ्यासे सदौषधे दाने ॥ १७ ॥**

પ્ર. મરણ સુધી પહોંચે એવું શલ્ય કયું છે ? ઉ. જે છાનું પાપ કર્યું હોય તે. પ્ર. કયા વિષય માટે પ્રયત્ન કરવો ? ઉ. વિદ્યાભ્યાસ કરવામાં, સારાં ઔષધમાં અને દાન કરવામાં, પ્રયત્ન કરવો. ૧૭.

**अवधीरणा क्व कार्या खलपरयोषित्परधनेषु । काऽहर्निशमनुचिन्त्या संसारासारता न तु प्रमदा ॥ १८ ॥**

પ્ર. કઈ જગાએ અવધીરણા–બેદરકારી (તિરસ્કાર) કરવો ? ઉ. દુષ્ટજનો, પરસ્ત્રી, તથા પરધનને વિષે અવધીરણા કરવી. પ્ર. અહર્નિશ કોનું ચિંતન કરવું ? ઉ. સંસારની અસારતાનું ચિંતન કરવું, પરંતુ પ્રમદા (સ્ત્રી) નું ચીંતન કરવું નહીં. ૧૮.

**का प्रेयसी विधेया करुणा दीनेषु सज्जने मैत्री । कण्ठगतैरप्यसुभिः कस्यात्मा न वश्यमुपयाति ॥ १९ ॥**

પ્ર. કોને વહાલી કરવી ? ઉ. દીનજનો પ્રત્યે દયા તથા સજ્જનોને વિષે મૈત્રી. પ્ર. કંઠે પ્રાણ આવ્યા હોય છતાં આત્મા કોને વશ થતો નથી ? ૧૯.

मूर्खस्य विषादवतो गर्ववतोऽपि च कृतघ्नस्य । कः पूज्यः सद्वृत्तः कमधममाचक्षते चलितवृत्तम् ॥ २० ॥

ઉ. મૂર્ખને, ખેદ કરનારને, ગર્વવાળાને તથા કૃતઘ્નને આત્મા વશ થતો નથી. પ્ર. પૂજન કરવા યોગ્ય કોણ છે ? ઉ. સદ્વર્તન કરનાર પૂજ્ય છે. પ્ર. અધમ કોને કહેવાય છે ? ઉ. ચલવૃત્તિવાળાને. ૨૦.

केन जितं जगदेतत्सत्यतितिक्षावता पुंसा । कुत्र विधेयो वासः सज्जननिकटेऽथवा काश्याम् ॥ २१ ॥

પ્ર. આ જગત કોણે જીત્યું છે ? ઉ. સત્ય અને તિ-તિક્ષા રાખનાર પુરૂષે. પ્ર. નિવાસ કયાં કરવો ? ઉ. સજ્જ-નોની પાસે, અગર કાશીમાં નિવાસ કરવો. ૨૧.

कस्मै नमस्क्रिया स्याद्देवानामपि दयाप्रधानस्य । कस्मा-दुद्वेजितव्यं संसारारण्यतः सुधिया ॥ २२ ॥

પ્ર. નમસ્કાર કોને કરવા ? ઉ. દેવતાઓને તથા દયાળુ પુરૂષને. પ્ર. સારી બુદ્ધિવાળા પુરૂષે કોનાથી ઉદ્વેગ રાખવો ? ઉ. સંસારરૂપી અરણ્યથી. ૨૨.

कस्य वशे प्राणिगणः सत्यप्रियभाषिणो विनीतस्य । क्व स्थातव्यं न्याय्ये पथि दृष्टार्थलाभाय ॥ २३ ॥

પ્ર. તમામ પ્રાણીઓ કોને વશ છે ? ઉ. સત્ય અને પ્રિય બોલનારને તથા વિનીત પુરૂષને. પ્ર. દેખાતા અહિતનો લાભ મેળવવા કયાં રહેવું ? ઉ. ન્યાય માર્ગમાં. ૨૩.

विद्युद्विलसितचपलं किं दुर्जनसंगतिर्युवतयश्च । कुलशील-
निष्प्रकम्पाः के कलिकालेऽपि सत्पुरुषाः ॥ २४ ॥

પ્ર. વિજળીના પ્રકાશ જેવું ચપળ શું છે? ઉ. દુર્જનોની સંગતિ તથા યુવાન સ્ત્રીઓ. પ્ર. કુલ શીલમાં નિશ્ચલ પુરૂષો કયા છે? ઉ. આ કળિકાળમાં પણ જે સત્પુરૂષો છે તે. ૨૪.

किं शोच्यं कार्पण्यं सति विभवे किं प्रशस्यमौदार्यम् ।
तनुतरविभवस्य प्रभविष्णोर्वा किंच यत्सहिष्णुत्वम् ॥ २५ ॥

પ્ર. શોક કરવા લાયક શું છે? ઉ. વિભવ હોય છતાં કૃપણતા હોય તે. પ્ર. વખાણવા લાયક શું છે? ઉ. ઉદારતા; જેનો વિભવ ઓછો હોય અગર અત્યન્ત વૈભવવાળાને પણ (વખાણવા લાયક) શું? ઉ. સહનશીલતા રાખવી તે. ૨૫.

चिन्तामणिरिव दुर्लभमिह किं कथयामि चतुर्भद्रम् । किं
तद्वदेति भूयो विधूततमसो विशेषेण ॥ २६ ॥

ચિન્તામણીની માફક આ લોકમાં દુર્લભ વસ્તુ કઇ છે? ઉ. ચતુર્ભદ્ર. પ્ર. વિશેષ પ્રકારે જેનું સંપૂર્ણ અજ્ઞાન જતું રહ્યું છે તેવા પુરૂષને ચતુર્ભદ્ર એટલે શું? ૨૬.

दानं प्रियवाक्सहितं ज्ञानमगर्वं क्षमान्वितं शौर्यम् । वित्तं
त्यागसमेतं दुर्लभमेतच्चतुर्भद्रम् ॥ २७ ॥

ઉ. પ્રિય વાણી સાથેનું દાન, ગર્વ રહિત જ્ઞાન, ક્ષમાયુક્ત શૂરતા, અને ત્યાગ (દાન) યુક્ત દ્રવ્ય, એ જે ચતુર્ભદ્ર કહેવાય છે, તે દુર્લભ છે. ૨૭,

इति कण्ठगता विमला प्रश्नोत्तररत्नमालिका येषाम् । तेऽमु-
क्ताभरणा अपि विभान्ति विद्वत्समाजेषु ॥ २८ ॥

એ પ્રમાણે જેમનાં કંઠમાં (મુખમાં) પવિત્ર શુદ્ધ પ્રશ્નોત્તરમાલિકા હોય છે, તેઓની પાસે મોતીનાં ઘરેણાં ન હોય તો પણ તેઓ વિદ્વાનોની સભામાં શોભે છે. ૨૮.

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य श्रीमच्छंकराचार्यविरचिता प्रश्नोत्तरमालिका संपूर्णा ॥

---

## मणिरत्नमाला ॥ १० ॥

अपारसंसारसमुद्रमध्ये निमज्जतो मे शरणं किमस्ति ।
गुरो कृपालो कृपया वदैतद्विश्वेशपादांबुजदीर्घनौका ॥ १ ॥

પ્ર. શિષ્ય—જેનો પાર ન આવી શકે તેવા સંસારરૂપી સમુદ્રમાં ડુબતા એવા મને શરણે જવા યોગ્ય શું છે, એ વાત હે કૃપાળુ ગુરૂ મને કહો? ઉ. ગુરૂ—વિશ્વના સ્વામીના ચરણ કમળરૂપી દીર્ઘ નૌકા. ૧.

बद्धो हि को यो विषयानुरागी को वा विमुक्तो विषये विरक्तः । कोवाऽस्ति घोरो नरकः स्वदेहस्तृष्णाक्षयः स्वर्गपदं किमस्ति ॥ २ ॥

પ્ર. બંધનમાં આવેલો કોણ છે? ઉ. જે વિષયોનો અનુરાગ રાખે છે તે. પ્ર. વિમુક્ત કોણ છે? ઉ. વિષયોમાં જે વિરક્ત છે તે. પ્ર. ઘોર નરક શું છે? ઉ. પોતાનો દેહ. પ્ર. સ્વર્ગ સ્થાન કયું છે? ઉ. તૃષ્ણાનો ક્ષય થવો તે. ૨.

संसारहृत्कस्तु निजात्मबोधः को मोक्षहेतुः प्रथितः सएव।
द्वारं किमेकं नरकस्य नारी का स्वर्गदा प्राणभृतामहिंसा ॥३॥

પ્ર. સંસારનો નાશ કરનાર કોણ છે? ઉ. પોતાનો આત્મબોધ. પ્ર. મોક્ષના કારણરૂપે કોણ છે? ઉ. તે પ્રસિદ્ધ આત્મબોધજ. પ્ર. નરકનું એક દ્વાર કયું છે? ઉ. સ્ત્રી. પ્ર. સ્વર્ગ આપનારી કોણ છે? ઉ. પ્રાણીમાત્રની અહિંસા. ૩.

शेते सुखं कस्तु समाधिनिष्ठो जागर्ति को वा सदसद्विवेकी। के शत्रवः सन्ति निजेन्द्रियाणि तान्येव मित्राणि जितानि कानि ॥ ४ ॥

પ્ર. સુખથી કોણ સૂઇ રહે છે? ઉ. સમાધિનિષ્ઠ પુરૂષ. પ્ર. કોણ જાગતો રહે છે? ઉ. સદ્-અસદ્‌નો વિવેકવાન. પ્ર. શત્રુઓ કોણ છે? ઉ. પોતાની ઇન્દ્રિઓ. પ્ર. મિત્રો કોણ છે? ઉ. જીતવામાં આવેલી પોતાની તેજ ઇન્દ્રિઓ. ૪.

को वा दरिद्रो हि विशालतृष्णः श्रीमांश्च को यस्य समस्तितोषः। जीवन्मृतो कस्तु निरुद्यमो यः को वाऽमृता स्यात्सुखदा निराशा ॥ ५ ॥

પ્ર. દરિદ્ર કોણ છે? ઉ. જે અત્યન્ત તૃષ્ણાવાળો છે તે. પ્ર. ધનવાન કોણ છે? ઉ. જેને સંતોષ છે તે. પ્ર. જીવતાં છતાં મરેલો કોણ છે? ઉ. નિરૂદ્યમી. પ્ર. અમૃત તથા સુખ આપનાર કોણ છે? ઉ. નિરાશા. ૫.

पाशो हि को यो ममताभिधानः संमोहयत्येव सुरेव का स्त्री। को वा महांधो मदनातुरो यो मृत्युश्च को वापयशः स्वकीयम् ॥ ६ ॥

પ્ર. પાશ કોણ છે? ઉ. મમતા. પ્ર. મદિરાની માફક કોણ મોહ ઉત્પન્ન કરે છે? ઉ. સ્ત્રી. પ્ર. મહાન્ધ કોણ છે? ઉ. મદનાતુર પુરૂષ. પ્ર. મૃત્યુ કયું છે? ઉ. પોતાની અપકીર્તિ. ૬.

को वा गुरुर्यो हि हितोपदेष्टा शिष्यस्तु को यो गुरुभक्त एव। को दीर्घरोगो भव एव साधो किमौषधं तस्य विचार एव ॥ ७ ॥

પ્ર. ગુરૂ કોણ છે? ઉ. હિતનો ઉપદેશ કરનાર; પ્ર. શિષ્ય કોણ છે? ઉ. જે ગુરૂની ભક્તિ કરનાર છે તે. પ્ર. દીર્ઘરોગ કયો છે? ઉ. હે સાધુ પુરૂષ, સંસારજ દીર્ઘ રોગ છે; પ્ર. તેનું ઔષધ શું છે? ઉ. તેનો વિચાર કરવો એજ ઔષધ છે. ૭.

किं भूषणाद्भूषणमस्ति शीलं तीर्थं परं किं स्वमनो विशुद्धम्। किमत्र हेयं कनकं च कान्ता श्राव्यं सदा किं गुरुवेदवाक्यम् ॥ ८ ॥

પ્ર. સર્વ આ ભૂષણોમાં ઉત્તમ આભૂષણ શું છે? ઉ. સારૂં વર્તન રાખવું તે. પ્ર. ઉત્તમ તીર્થ કયું છે? ઉ. પોતાનું શુદ્ધ મન; પ્ર. આ સંસારમાં ત્યાગ કરવા યોગ્ય વસ્તુઓ કઇ છે? ઉ. સુવર્ણ તથા સ્ત્રી. પ્ર. હંમેશાં સાંભળવા લાયક શું છે? ઉ. ગુરૂવાક્ય તથા વેદવાક્ય. ૮.

के हेतवो ब्रह्मगतेस्तु सन्ति सत्संगतिर्दानविचारतोषाः। के सन्ति सन्तोऽखिलवीतरागा अपास्तमोहाः शिवतत्त्वनिष्ठाः॥९॥

પ્ર. બ્રહ્મગતિના કયા કયા હેતુઓ છે? ઉ. સત્સમા-

ગમ, દાન, વિચાર, અને સંતોષ. પ્ર. સજ્જનો કોણ છે? ઉ. જેમનો રાગ તથા મોહ જતો રહ્યો છે અને જેઓ શિવતત્વમાંજ નિષ્ઠા રાખનારા છે તેજ સજ્જનો કહેવાય છે.૯.

को वा ज्वरः प्राणभृतां हि चिन्ता मूर्खोऽस्ति को यस्तु विवेकहीनः । कार्या मया का शिवविष्णुभक्तिः किं जीवनं दोषविवर्जितं यत् ॥ १० ॥

પ્ર. પ્રાણીઓને જ્વર કયો છે? ઉ. ચિન્તા. પ્ર. મૂર્ખ કોણ છે? ઉ. વિવેકહીન. પ્ર. મારે શું કરવું? ઉ. શિવ તથા વિષ્ણુની ભક્તિ. પ્ર. જીવિત કયું છે? ઉ. દોષ રહિત જે હોય તેજ ખરૂં જીવન છે. ૧૦.

विद्या हि का ब्रह्मगतिप्रदा या बोधो हि को यस्तु विमुक्तिहेतुः । को लाभ आत्मावगमो हि यो वै जितं जगत् केन मनो हि येन ॥ ११ ॥

પ્ર. વિદ્યા કઈ છે? ઉ. જે બ્રહ્મગતિ આપનારી છે તે; પ્ર. બોધ કયો છે? ઉ. જે મોક્ષના કારણરૂપે છે તે; પ્ર. લાભ કયો છે? ઉ. આત્મબોધ. પ્ર. જગત કોણે જીત્યું છે? ઉ. જેણે પોતાનું મન જીત્યું તેણે. ૧૧.

शूरान्महाशूरतमोऽस्ति को वा मनोजबाणैर्व्यथितो न यस्तु । प्राज्ञोतिधीरश्च समोऽस्ति को वा प्राप्तो न मोहं ललनाकटाक्षैः॥१२

પ્ર. શૂરાઓમાં પણ મહા શૂરા કોણ છે? ઉ. જે કામદેવના બાણોથી વ્યથિત થતો નથી તે. પ્ર. પ્રાજ્ઞ, ધીર અને સમતાવાળો કોણ છે? ઉ. સ્ત્રીઓના કટાક્ષથી જે મોહ નથી પામતો તે. ૧૨.

विषाद्विषं किं विषयाः समस्ता दुःखी सदा को विषयानु-
रागी । धन्योस्ति को यस्तु परोपकारी कः पूजनीयो ननु
तत्वनिष्ठः ॥ १३ ॥

પ્ર. વિષથી પણ અતિ વિષ શું છે? ઉ. તમામ વિષયો. પ્ર. હંમેશાં દુઃખી કોણ છે? ઉ. વિષયોનો અનુરાગ રાખનાર. પ્ર. ધન્ય કોણ છે? ઉ. જે પરોપકાર કરે છે તે ધન્ય છે; પ્ર. પૂજા કરવા લાયક કોણ છે? ઉ. જે તત્વજ્ઞાની છે તેજ પૂજનીય છે. ૧૩.

सर्वास्ववस्थास्वपि किं न कार्यं किं वा विधेयं विदुषा
प्रयत्नात् । स्नेहश्च पापं पठनं च धर्मः संसारमूलं हि किमस्ति
चिन्ता ॥ १४ ॥

પ્ર. વિદ્વાનોને પ્રયત્નથી પણ ગમેતેવી પણ અવસ્થામાં શું ન કરવું અને શું કરવું? ઉ. સ્નેહ તથા પાપ ન કરવું અને અધ્યયન તથા ધર્મ કરવો. પ્ર. સંસારનું મૂળ શું છે? ઉ. ચિન્તા. ૧૪.

विज्ञान्महाविज्ञतमोस्ति को वा नार्या पिशाच्या न च
वंचितो यः । का शृंखला प्राणभृतां च नारी दिव्यं व्रतं किं
च निरस्तदैन्यम् ॥ १५ ॥

પ્ર. વિજ્ઞ કરતાં પણ મહાવિજ્ઞ કોણ છે? ઉ. જે નારી રૂપી પિશાચણીથી ઠગાયો નથી તે. પ્ર. પ્રાણીઓને બેડી કઇ છે? ઉ. સ્રી; પ્ર. દિવ્યવ્રત કયું છે? ઉ. દીનતાનો ત્યાગ કરવો તે. ૧૫.

ज्ञातुं न शक्यं हि किमस्ति सर्वैर्योषिन्मनो यच्चरितं तदीयम्। का दुस्त्यजा सर्वजनैर्दुराशा विद्याविहीनः पशुरस्ति को का ॥ १६ ॥

પ્ર. કોઈથી પણ ન જાણી શકાય તેવું શું છે? ઉ. સ્ત્રીનું ચરિત્ર તથા તેનું મન; પ્ર. તમામ પ્રાણીઓથી ન ત્યાગ કરી શકાય તેવી વસ્તુ કઈ છે? ઉ. દુરાશા; પ્ર. પશુ કોણ છે? ઉ. વિદ્યાહીન મનુષ્ય પશુ છે. ૧૬.

वासो न संगः सह कैर्विधेयो मूर्खैश्च पापैश्च खलैश्च नीचैः। मुमुक्षुणा किं चरितं विधेयं सत्संगतिर्निर्ममतेशभक्तिः ॥१७॥

પ્ર. વાસ તથા સંગ કોની સાથે ન કરવો? ઉ. મૂર્ખ, પાપી, ખલ તથા નીચોની સાથે વાસ તથા સંગ ન કરવો; પ્ર. મુમુક્ષુએ શું આચરણ કરવું? ઉ. સત્સમાગમ, નિર્મમતા તથા શંકરની ભક્તિ. ૧૭.

लघुत्वमूलं च किमर्थितैव गुरुत्वबीजं यदयाचनं किम्। जातोस्ति को यस्य पुनर्न जन्म को वा मृतो यस्य पुनर्न मृत्युः ॥ १८ ॥

પ્ર. લઘુત્વનું મૂળ શું છે? ઉ. યાચના કરવી તે; પ્ર. ગુરૂત્વનું મૂળ શું છે? ઉ. યાચના ન કરવી તે; પ્ર. ઉત્પન્ન થયેલો કોણ છે? ઉ. જેને પુનર્જન્મ નથી લેવો પડતો તે; પ્ર. કોણ મરણ પામેલો છે? ઉ. જેને પુનઃ મરણ પામવાનું નથી તે. ૧૮.

मूकोस्ति को वा बधिरश्च को वा युक्तं न वक्तुं समये समर्थः। तथ्यं सुपथ्यं न शृणोति वाक्यं विश्वासपात्रं न किमस्ति नारी ॥ १९ ॥

પ્ર. મૂંગો તથા બહેરો કોણ છે? ઉ. જે સમય ઉપર બોલવાને સમર્થ નથી તે, તથા પથ્ય અને તથ્ય વચન સાંભળતો નથી તે; પ્ર. કોણ વિશ્વાસપાત્ર નથી? ઉ. સ્ત્રી. ૧૯.

**तत्त्वं किमेकं शिवमद्वितीयं किमुत्तमं सच्चरितं यदस्ति ।**
**किं कर्म कृत्वा न च शोचनीयः कामारिकंसारिसमर्चनाख्यम्।२०।**

પ્ર. એક તત્વ શું છે? ઉ. અદ્વિતીય શિવ; પ્ર. ઉત્તમ શું છે? ઉ. જે સારૂં ચરિત્ર છે તે; પ્ર. શું કર્મ કરીને શોક કરવા લાયક થતો નથી? ઉ. કામારિ (શંકર) કંસારી (વિષ્ણુ) ની સેવા. ૨૦.

**शत्रोर्महाशत्रुतरोऽस्ति को वा कामः सकोपानृतलोभतृष्णः । न पूर्यते को विषयैः स एव किं दुःखमूलं ममताभिधानम् ॥ २१ ॥**

પ્ર. શત્રુ કરતાં પણ મહા શત્રુ કોણ છે? ઉ. કોપ, અનૃત, લોભ અને તૃષ્ણા સાથે રહેલો કામ; પ્ર. વિષયોથી કોણ પૂર્ણ થતો નથી? ઉ. તે કામજ; પ્ર. દુઃખનું મૂળ શું છે? ઉ. મમતા. ૨૧.

**किं मण्डनं साक्षरता मुखस्य सत्यं च किं भूतहितं तदेव ।**
**त्यक्त्वा सुखं किं स्त्रियमेव सम्यक् देयं परं किं त्वभयं सदैव।२२।**

પ્ર. મુખનું મંડન શું છે? ઉ. સાક્ષરતા; પ્ર. સત્ય શું છે? ઉ. જેથી પ્રાણીનું હિત થાય તે; પ્ર. શાનો ત્યાગ કરવાથી સુખ થાય છે? ઉ. સ્ત્રીનો; પ્ર. આપવા યોગ્ય ઉત્તમ વસ્તુ શું છે? ઉ. હંમેશાં અભયદાન આપવું તે. ૨૨.

कस्यास्ति नाशे मनसो हि मोक्षः क्व सर्वथा नास्ति भयं विमुक्तौ। शल्यं परं किं निजमूर्खतैव के के उपास्या गुरवश्च वृद्धाः ॥ २३ ॥

પ્ર. કોનો નાશ થવાથી મોક્ષ થાય છે? ઉ. મનનો નાશ થવાથી; પ્ર. કોઈ પણ રીતે કઈ વસ્તુમાં ભય નથી? ઉ. મોક્ષમાં ભય નથી; પ્ર. પરમશલ્ય શું છે? ઉ. પોતાની મૂર્ખતા; પ્ર. કોની કોની ઉપાસના કરવા યોગ્ય છે? ઉ. ગુરૂઓ તથા વૃદ્ધોની. ૨૩.

उपस्थिते प्राणहरे कृतान्ते किमाशु कार्यं सुधिया प्रयत्नात्। वाक्कायचित्तैः सुखदं यमघ्नमुरारिपादांबुजमेव चिन्त्यम् ॥२४॥

પ્ર. પ્રાણનું હરણ કરનાર યમરાજા ઉપસ્થિત થાય, ત્યારે બુદ્ધિશાળી પુરૂષે પ્રયત્નથી પણ શું કાર્ય કરવું? ઉ. વાણી, દેહ અને ચિત્તથી સુખ ઉત્પન્ન કરનાર યમની પીડાને દૂર કરનાર મુરારિના ચરણ કમળનું ચિન્તન કરવું. ૨૪.

के दस्यवः सन्ति कुवासनाख्याः कः शोभते यः सदसि प्रविद्यः। शान्त्येव का या सुखदा सुविद्या किमेधते दानवशात् सुविद्या ॥ २५ ॥

પ્ર. દસ્યુઓ (ચોર લોકો) કોણ છે? ઉ. કુવાસનાઓ; પ્ર. સભામાં કોણ શોભે છે? ઉ. ઉત્તમ વિદ્વાન હોય તે; પ્ર. શાન્તિની માફક સુખ આપનારી કોણ છે? ઉ. સુવિદ્યા; પ્ર. શું દાન કરવાથી વૃદ્ધિ પામે છે? ઉ. સુવિદ્યા. ૨૫.

कुतो हि भीतिः सततं विधेया लोकापवादाद्भवकाननाच्च। को वास्ति बंधुः पितरौ च कौ वा विपत्सहायः परिपालकौ यौ ॥ २६ ॥

પ્ર. હંમેશાં કોનાથી ભય રાખવો ? ઉ. લોકાપવાદથી તથા સંસારરૂપી અરણ્યથી ભય રાખવો. પ્ર. બંધુ કોણ છે; અને માતા પિતા કોણ છે ? ઉ. આપત્તિમાં સહાય કરનાર બંધુ છે અને પોતાનું પાલન કરનાર માતાપિતા છે. ૨૬.

**बुद्ध्या न बुद्धं परिशिष्यते किं शिवं प्रशांतं सुखबोधरूपम् । ज्ञाते तु कस्मिन्विदितं जगत्स्यात् सर्वात्मके ब्रह्मणि पूर्णरूपे ॥ २७ ॥**

પ્ર. બુદ્ધિથી જાણેલું શું પરિશેષ રહેતું નથી ? ઉ. સુખ અને બોધરૂપ શિવ બ્રહ્મ; પ્ર. શું જાણવાથી આખું જગત જાણવામાં આવે છે ? ઉ. સર્વાત્મક પૂર્ણ બ્રહ્મ. ૨૭.

**किं दुर्लभं सद्गुरुरस्ति लोके सत्संगतिर्ब्रह्मविचारणा च । त्यागो हि सर्वस्य निजात्मबोधः किं दुर्जयं सर्वजनैर्मनोजः॥२८॥**

પ્ર. આ લોકમાં દુર્લભ શું છે ? ઉ. સદ્‌ગુરૂ, સત્સમાગમ તથા સદ્વિચારણા દુર્લભ છે, તેમ સર્વ ત્યાગ તથા આત્મબોધ દુર્લભ છે; પ્ર. સર્વ મનુષ્યોથી દુર્જય શું છે ? ઉ. કામદેવ. ૨૮.

**पशोः पशुः को न करोति धर्मं प्राधीतशास्त्रोपि न चात्मबोधः । किं तद्विषं भाति सुधोपमं स्त्री के शत्रवो मित्रवदात्मजाद्याः ॥ २९ ॥**

પ્ર. પશુ કરતાં પણ પશુ કોણ છે ? ઉ. જે ધર્મ નથી કરતો તે, તથા શાસ્ત્રનું અધ્યયન કરવા છતાં જેને આત્મબોધ થયો નથી તે; પ્ર. જે અમૃતના જેવું દેખાય છે તેવું વિષ કયું છે ? ઉ. સ્ત્રી; પ્ર. મિત્રના સમાન શત્રુઓ કયા છે; ઉ. પુત્ર વિગેરે. ૨૯.

विद्युच्चलं किं धनयौवनायुर्दानं परं किं च सुपात्रदत्तम् ।
कण्ठं गतैरप्यसुभिर्नकार्यं किं वा विधेयं मलिनं शिवार्चा ॥३०॥

પ્ર. વિજળીના જેવું ચંચળ શું છે? ઉ. ધન, યૌવન તથા આયુષ્ય; પ્ર. પરમદાન કયું છે? ઉ. સુપાત્ર દાન; પ્ર. કંઠે પ્રાણ આવ્યા હોય છતાં શું ન કરવું, અને શું કરવું? ઉ. મલિન કર્મ ન કરવું તથા શંકરનું પૂજન કરવું. ૩૦.

किं कर्म यत्प्रीतिकरं मुरारेः क्वास्था न कार्या सततं भवाब्धौ । अहर्निशं किं परिचिन्तनीयं संसारमिथ्यात्वशिवात्मतत्त्वम् ॥ ३१ ॥

પ્ર. કર્મ શું છે? ઉ. જે મુરારિને પ્રીતિ કરનાર છે તે; પ્ર. કઈ જગ્યાએ આસ્થા ન કરવી? ઉ. હંમેશાં સંસારરૂપી સમુદ્રમાં; પ્ર. રાત્રિ દિવસ શાનું ચિન્તન કર્યા કરવું? ઉ. સંસારનું મિથ્યાત્વ તથા કલ્યાણકારક આત્મતત્વનું. ૩૧.

कण्ठं गता वा श्रवणं गता वा प्रश्नोत्तराख्या मणिरत्नमाला ।
तनोतु मोदं विदुषां प्रयत्नात् रमेश गौरीशपदौ सुसेव्यौ ॥३२॥

આ પ્રશ્નોત્તર રૂપી મણિ રત્નમાળા, કંઠે પ્રાપ્ત થયેલી અથવા સાંભળવામાં આવેલી, વિદ્વાનોને પ્રયત્નથી પણ હર્ષ આપનારી થાઓ, તથા વિષ્ણુ અને શંકરના ચરણની સેવામાં પ્રેમ ઉત્પન્ન કરનારી થાઓ. ૩૨.

॥ इति श्रीमणिरत्नमाला संपूर्णा ॥

આ ભાષાન્તરનું મૂળ वेदान्त समुच्चयना પૃષ્ઠ: ૨૪, ૨૫, ૨૬, ૨૭ માં છે.



# अथ योगवासिष्ठः (महारामायण) सारः।

## अथ सुबोधसुधा ॥ १ ॥

श्रीः। यतः सर्वाणि भूतानि प्रतिभान्ति स्थितानिच।
यत्रैवोपशमं यान्ति तस्मै सत्यात्मने नमः ॥ १ ॥

જેની સત્તાથી આકાશાદિ સર્વ મહાભૂતો પ્રગટ થાય છે, જેની સત્તાથી સ્થિતિકાલે સ્થિર રહે છે અને અન્તકાલે જેને વિષે લીન થઇ જાય છે, તે સત્યસ્વરૂપ પરબ્રહ્મને નમસ્કાર કરૂં છું. ૧.

उभाभ्यामेव पक्षाभ्यां यथा खेपक्षिणांगतिः।
तथैव ज्ञानकर्मभ्यां जायते परमं पदम् ॥ २ ॥

જેમ આકાશમાં પક્ષીઓની ગતિ બે પાંખોથીજ થાય છે, તેમ જ્ઞાન અને કર્મથી પરમપદની પ્રાપ્તિ થાય છે. ૨.

वसिष्ठो वामदेवश्च समनोरागचेतसः।
जीवन्मुक्ता महात्मानो यथाप्राप्तानुवर्तिनः ॥ ३ ॥
एते यथा हुतं दत्तं गृहीत मुषितं स्मृतम्।
तथा चेद्वर्तसे पुत्र मुक्त एवासि संकटात् ॥ ४ ॥

વસિષ્ઠ, વામદેવ, અને બીજા જીવનમુક્ત મહાત્માઓ, અન્તઃકરણમાં રાગથી રહિત તથા સમભાવ રાખનારા હતા

અને બાહ્ય આચારમાં જે વસ્તુ પ્રાપ્ત થાય તેથી સંતોષ માનનારા હતા. તેમ મહાત્માઓએ, જેવી રીતે હોમ કરેલા છે, દાન કરેલા છે, ગ્રહણ કરેલું છે, વ્યવહાર કરેલો છે, સ્મરણ કરેલું છે, તે પ્રમાણે હે પુત્ર! તું વર્તન કરીશ તો સંકટથી મુક્તજ છું. ૩–૪.

**अपारसंसारसमुद्रपाती लब्ध्वा परां युक्तिमुदारसत्वः ।**
**न शोकमायाति न दैन्यमेति गतज्वर स्तिष्ठति नित्यतृप्तः ॥५॥**

જેનો પાર આવી શકતો નથી તેવા સંસારરૂપી સમુદ્રમાં પડનારો અને ઉત્કૃષ્ટ જ્ઞાન જેણે દ્રઢ કરેલું છે તેવો પુરૂષ પરમયુક્તિને (તત્વ નિશ્ચય થવાથી અન્તઃકરણમાં સમતાને) પ્રાપ્ત કરીને કોઈ દીવસ શોક કરતો નથી તેમ દીનતા પણ કરતો નથી, પરંતુ અભિમાનરૂપી જ્વર જેનો જતો રહ્યો છે એવો નિરંતર તૃપ્ત થઈને રહે છે. ૫.

**वासना द्विविधा प्रोक्ता शुद्धाच मलिना तथा ।**
**मलिना जन्मनो हेतुः शुद्धा जन्मविनाशिनी ॥ ६ ॥**

શુદ્ધા તથા મલિના એવા બે પ્રકારની વાસના છે. તેમાંથી મલીન વાસના જન્મ ધારણ કરવામાં કારણ રૂપ છે અને શુદ્ધ વાસના જન્મમરણાદિને નાશ કરવામાં કારણ રૂપે છે. ૬.

**श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च भुक्त्वा घ्रात्वा शुभाशुभम् ।**
**न हृष्यति ग्लायति यः स शान्त इति कथ्यते ॥ ७ ॥**

શુભ અને અશુભને શ્રવણ કરીને સ્પર્શ કરીને જોઇને ભોગવીને અથવા સુંઘીને જે પુરૂષને હર્ષ અગર શોક થતો નથી તે પુરૂષ શાન્ત કહેવાય છે. ૭.

यः समः सर्वभूतेषु भावि काङ्क्षति नोज्झति ।
जित्वेन्द्रियाणि यत्नेन स शान्त इति कथ्यते ॥ ८ ॥

જે પુરૂષ ઇન્દ્રિઓને પ્રયત્નથી જીતીને તમામ પ્રાણીઓ ઉપર સમભાવ રાખે છે તથા ભાવિની આકાંક્ષા રાખતો નથી તેમ જે ભાવિ પ્રાપ્ત થાય તેનો ત્યાગ કરતો નથી તે શાન્ત કહેવાય છે. ૮.

तुषारकरबिम्बाभं मनो यस्य निराकुलम् ।
मरणोत्सवयुद्धेषु स शान्त इति कथ्यते ॥ ९ ॥

મરણમાં, ઉત્સવમાં, અગર યુદ્ધમાં, જેનું અન્તઃકરણ ચન્દ્રબિંબની માફક શીતળ અને આકુળતા વિનાનું રહે છે, તે શાન્ત કહેવાય છે. ૯.

शमेनासाद्यते श्रेयः शमो हि परमं पदम् ।
शमः शिवः शमः शान्तिः शमो भ्रान्तिनिवारणम् ॥ १० ॥

શમથી શ્રેય પ્રાપ્ત કરી શકાય છે, શમજ પરમપદ છે, શમજ શિવસ્વરૂપ છે તથા શમજ શાન્તિ છે અને શમજ ભ્રાન્તિને નિવારણ કરનાર છે. ૧૦.

शमममृतमहार्यमार्यगुप्तं परमवलंब्य परं पदं प्रयाताः ।
रघुतनय यथा महानुभावाः क्रममनुपालय सिद्धये तमेव ॥ ११ ॥

આર્યોએ રક્ષણ કરેલા અને કોઇથી પણ હરણ ન કરી શકાય તેવા શાન્તિરૂપી અમૃતને પ્રાપ્ત કરીને જેમ મહા પ્રભાવવાળા યોગીઓ પરમપદને પામ્યા છે, તેવી રીતે હે રામ ! તમે પણ સિદ્ધિને માટે તેજ ક્રમનું પાલન કરો. ૧૧.

संतोषः साधु सङ्गश्च विचारोऽथ शमस्तथा ।
एत एव भवाम्भोधावुपायास्तरणे नृणाम् ॥ १२ ॥

સંતોષ, સાધુઓનો સમાગમ, સદ્વિચાર અને શમ એટલી વસ્તુઓ માણસોને સંસારરૂપી સમુદ્રને તરવાના ઉપાયો છે. ૧૨.

संतोषः परमो लाभः सत्सङ्गः परमा गतिः ।
विचारः परमं ज्ञानं शमो हि परमं सुखम् ॥ १३ ॥

સંતોષ એ પરમ લાભ છે તથા સત્સંગ એ પરમ ગતિ છે, વિચાર એ પરમ જ્ઞાન છે તથા શમ એ પરમ સુખ છે. ૧૩.

ब्रह्मणां कोटयो याता गताः स्वर्गं परंपराः ।
प्रयाता पांसवद्भूपाः का धृतिर्मम जीविते ॥ १४ ॥

કરોડો બ્રહ્માઓ નષ્ટ થયા છે, ઘણીએ સ્વર્ગપરંપરાઓ નષ્ટ થઇ છે, અને ઘણાએ ચક્રવર્તી રાજાઓ નાશ પામી ગયા છે તો મારા એકલાનું જીવન અમર છે એવી ધીરજ રાખવી શા કામની છે. ૧૪.

अज्ञानैकहतो बाल्ये यौवने मदनाहतः ।
शेषे कलत्रचिन्तार्तः किं करोति कदा जडः ॥ १५ ॥

બાલક અવસ્થામાં અજ્ઞાનથી સમય ચાલ્યો જાય છે, યૌવન અવસ્થામાં કામવશ થઇને સમય ગુમાવે છે, અને વૃદ્ધાવસ્થામાં હવે હું નાશ પામીશ ત્યારે મારી સ્ત્રીપુત્રાદિ શું કરશે એ પ્રમાણે ચિન્તા કરે છે. ત્યારે મૂર્ખ પુરૂષ કઈ દશામાં અને કયારે આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. ૧૫.

पूर्णे मनसि संपूर्णं जगत्सर्वं सुधाद्रवैः ।
उपानद्गूढपादस्य ननु चर्मास्तृतैव भूः ॥ १६ ॥

જે પુરૂષે ઉપાનહ્ ધારણ કર્યા હોય તે પુરૂષને આખી પૃથ્વી ઉપર ચર્મ પાથરેલું હોય તેવુંજ હોય છે, તેમ જેનું અન્તઃકરણ પૂર્ણ છે તેને તો આખું જગત અમૃતરસથી ભરેલુંજ છે. ૧૬.

ओमित्येको चिताकारो विकारपरिवर्जितः ।
आत्मैवायमिदं सर्वं यत्किंचिज्जगतीगतम् ॥ १७ ॥

ૐકાર એ એકજ ચિત્ (જ્ઞાન) નો આકાર છે અને વિકારથી રહિત છે, તેમ આ જગતમાં આવેલી તમામ વસ્તુઓ આત્માજ છે. ૧૭.

वेद वेदान्त सिद्धान्त तर्क पौराण गीतिभिः ।
योगीतः स कथं ह्यात्मा विज्ञातो याति विस्मृतिम् ॥ १८ ॥

વેદ, વેદાન્ત, સિદ્ધાન્ત, તર્ક અને પુરાણોએ જેનું ગાયન કરેલું છે તે આત્મા એક વખત ઓળખાઇ ગયો હોય પછી કેવી રીતે વિસ્મૃત થઈ શકે? કોઈ પણ વખત વિસ્મૃત થતો નથી. ૧૮.

सर्वदैवास्मि संबुद्धः सर्वदैवास्मि निर्मलः ।
सर्वदैवास्मि शान्तात्मा सर्वदास्मि समाहितः ॥ १९ ॥

હું નિરંતર સંબુદ્ધ છું, નિરંતર નિર્મલ છું, નિરંતર શાન્ત સ્વરૂપવાળો છું અને નિરંતર સમાહિત છું. ૧૯.

तदुद्योगं विदुर्ज्ञानं योगंच कृतबुद्धयः ।
ब्रह्मसर्वं जगदहं चेती ब्रह्मार्पणं विदुः ॥ २० ॥

शान्तब्रह्मवपु र्भूत्वा कर्म ब्रह्ममयं कुरु ।
ब्रह्मार्पणसमाचारो ब्रह्मैव भवसि क्षणात् ॥ २१ ॥

જ્ઞાનિઓ, આ સર્વ જગત બ્રહ્મ છે, એમ જાણવું તેજ શ્રેષ્ઠ ઉદ્યમ છે, તેજ જ્ઞાન છે, અને તેજ યોગ છે, તથા તેજ બ્રહ્માર્પણ છે એ પ્રમાણે કહે છે. ૨૦.

શાન્ત બ્રહ્મસ્વરૂપવાળો થઇને બ્રહ્મમય કર્મ કર, તથા બ્રહ્માર્પણ કરવું (જે જે કર્મ કરવું તે બ્રહ્મને અર્પણ કરવું) એવો આચાર રાખવાથી ક્ષણમાત્રમાં તું બ્રહ્મ થઇશ. ૨૧.

पश्यत्यात्मानमात्मैव विचारयति चात्मना ।
आत्मैवेहास्ति नाविद्या इत्यविद्याक्षयं विदुः ॥ २२ ॥

પોતેજ પોતાના આત્માનું દર્શન કરે છે, અને પોતે જ આત્માનો વિચાર કરે છે, આ જગતમાં સર્વત્ર આત્મા જ છે; અવિદ્યાથી જણાતો આ સંસાર છેજ નહીં એ પ્રમાણે અવિદ્યાનો ક્ષય થાય છે એમ મહાત્માઓ જાણે છે. ૨૨.

गुरूपदेशशास्त्रार्थैं विना चात्मा न बुध्यते ।
एतत्संयोगसत्तैव स्वात्मज्ञानप्रकाशिनी ॥ २३ ॥

ગુરૂપદેશ તથા શાસ્ત્રનો અર્થ જાણ્યા સિવાય આત્મા ઓળખી શકાતો નથી, માટે ગુરૂપદેશ તથા શાસ્ત્રાર્થનો સંયોગ થવો એજ આત્મજ્ઞાનને પ્રકાશ કરનાર છે. ૨૩.

गुरुशास्त्रार्थशिष्याणां चिरसंयोगसत्तया ।
अहनीव जनाचार आत्मज्ञानं प्रवर्तते ॥ २४ ॥

ગુરૂ, શાસ્ત્રાર્થ અને શિષ્યોનો ઘણા કાલનો સંયોગ

થાય છે ત્યારે જેમ દિવસ ઉગતાં માણુસો પોતાના આચારમાં પ્રવૃત્ત થાય છે તેમ આત્મજ્ઞાન પ્રવૃત્ત થાય છે. ૨૪.

निर्वासने भाव उदारसत्वे ब्रह्माखिलं दृश्यमिति प्रबुद्धे ।
स्थिरैक निर्वाण मतावनन्तो मोक्षाभिधानः प्रशमोऽभ्युदेति ।२५।

વાસના રહિત ભાવને વિષે, તથા ઉદાર સત્વને વિષે, અને આ જેટલું દેખાય છે તે બધું બ્રહ્મજ છે એ પ્રમાણે જેને બોધ થયેલો છે તેને વિષે, તથા જેની બુદ્ધિ મોક્ષજ પ્રાપ્ત કરવાને માટે સ્થિર છે, તેવા યોગીને વિષે મોક્ષ નામનો અનન્ત શમ ઉદય પામે છે. ૨૫.

---

## परब्रह्मोपासना ॥ २ ॥

श्री ईश्वर उवाच । एवं सर्वमिदं विश्वं परमात्मैव केवलम् ।
ब्रह्मैव परमाकाशमेष देवः परः स्मृतः ॥१॥

ઇશ્વર કહે છે,—એ પ્રમાણે આ સમગ્ર વિશ્વ કેવળ પરમાત્માજ છે, આકાશ પણ પરબ્રહ્મજ છે અને એજ પરદેવતા છે. ૧.

एष देवः स परमः पूज्य एष सदा सताम् ।
चिन्मात्रमनुभूत्यात्मा सर्वगः सर्वसंश्रयः ॥ २ ॥

જે સર્વત્ર વ્યાપ્ત થઈને રહ્યો છે એજ પરમદેવ છે અને સજ્જનોને પૂજવા યોગ્ય છે, વળી તે દેવ જ્ઞાનમય અનુભવ સ્વરૂપ સર્વવ્યાપી અને સર્વનો આશ્રયભૂત છે. ૨.

पूजनं ध्यानमेवान्त र्नान्यदस्त्यस्य पूजनम् ।
तस्मात्त्रिभुवनाधारं नित्यं ध्यानेन पूजयेत् ॥ ३ ॥

એ દેવનું અન્તઃકરણમાં ધ્યાન કરવું એજ પૂજન છે, બીજુ પૂજન નથી. તેટલા માટે ત્રણ ભુવનના આધારભૂત તે દેવને ધ્યાનથી પૂજવા. ૩.

गच्छत स्तिष्ठतश्चैव जाग्रतः स्वपतोऽपि च ।
सर्वाचारगता पूजा नित्यं ध्यानात्मिका त्वियम् ॥ ४ ॥

ધ્યાનાત્મ પૂજા, ચાલતાં ચાલતાં, ઉભા ઉભા, જાગૃત દશામાં, તથા સ્વપ્નદશામાં, એ પ્રમાણે દરેક વખતે કરી શકાય છે, કારણ કે સર્વાવસ્થામાં ધ્યાન કરવાને બાધ આવતો નથી. ૪.

नित्ययमेव शरीरस्थमिमं ध्यायेत्परं शिवम् ।
सर्वप्रत्ययकर्तारं स्वयमात्मानमात्मना ॥ ५ ॥

એટલામા માટે શરીરમાં રહેલા અને સર્વત્ર જેની સત્તા છે એવા પરશિવનું પોતેજ ધ્યાન કરવું. ૫.

इति श्री यो. म. परब्रह्मोपासना संपूर्णाः ।



# अथ सिद्धगीता ॥ ३ ॥

श्री सिद्धा ऊचुः ।

द्रष्टृदृश्यसमायोगात्प्रत्ययानन्द निश्चयः ।
यस्तं स्वमात्मतत्त्वोत्थं निःस्पन्दं समुपास्महे ॥ १ ॥

શ્રી સિદ્ધો કહે છે—નેત્રાદિ ઇન્દ્રિઓને સ્ત્રી વિગેરે વિષયની સાથે સંબંધ થવાથી જે આનંદ ઉત્પન્ન થાય તે તે આત્મદેવની સત્તાથીજ થાય છે કારણ કે શરીરમાં આત્મા ન હોય તો નેત્રાદિઇન્દ્રિઓ કાંઇપણ વિષયને ગ્રહણ કરી શકતી નથી માટે તે આત્મદેવની નિશ્ચલ ચિત્તથી નિરંતર ઉપાસના કરીએ છીએ. ૧.

द्रष्टृ दर्शन दृश्यानि त्यक्त्वा वासनया सह ।
दर्शनप्रथमाभासमात्मानं समुपास्महे ॥ २ ॥

દ્રષ્ટા (જોનાર) દર્શન (જોવાનું સાધન) અને દ્રશ્ય (જોવાનો પદાર્થ) એ ત્રણનો વાસનાની સાથે ત્યાગ કરીને દર્શન થતા પહેલાં અગર મનમાં વિચાર થતાં પહેલાં જે સાક્ષીરૂપે રહેલો છે તે આત્માની ઉપાસના કરીએ છીએ. ૨.

द्वयो र्मध्यगतं नित्यमस्ति नास्तीति पक्षयोः ।
प्रकाशनं प्रकाश्यानामात्मानं समुपास्महे ॥ ३ ॥

જગતનું અસ્તિત્વ (આવિર્ભૂત અવસ્થાનું કાર્ય) અને અને નાસ્તિત્વ (તિરોભાવ અવસ્થાનું કારણ) એ બન્ને

પક્ષોના અધિષ્ઠાનરૂપે મધ્યે રહેલા અને પ્રકાશ પામવાને યોગ્ય પદાર્થોને પ્રકાશ કરનાર આત્મતત્વની અમે ઉપાસના કરીએ છીએ. ૩.

**यस्मिन्सर्वं यस्य सर्वं यतः सर्वं यस्मायिदम् ।**
**येन सर्वं यद्धि सर्वं तत्सत्यं समुपास्महे ॥ ४ ॥**

જેને વિષે આ વિશ્વ રહેલું છે, જેના સંબંધથી, જેનાથી, જેને માટે, જેવડે અને જે આ વિશ્વમય છે, તે સત્યસ્વરૂપ આત્મતત્વની અમે ઉપાસના કરીએ છીએ. અર્થાત્ જે બ્રહ્મ સર્વના આધારપણાથી સર્વના સ્વામીપણાથી સર્વના ઉપાદાન, નિમિત્ત, તથા અવધિપણાથી સર્વના પરાર્થ સંપ્રદાન વિગેરે ભાવનો નિર્વાહ કરવાપણાથી અને સર્વનુ કર્તૃત્વ કરણાદિભાવથી માયાવડે સર્વ જગતના વ્યવહારનો નિર્વાહ કરનાર છે તથા સર્વાત્મકછે, તે બ્રહ્મની અમે ઉપાસના કરીએ છીએ. ૪

**अशिरस्कं हकारान्तमशेषाकारसंस्थितम् ।**
**अजस्रमुच्चरन्तं स्वं तमात्मानमुपास्महे ॥ ५ ॥**

અકાર જેમાં મસ્તકની પેઠે પ્રથમ છે, અને હકાર જેના અંતમાં છે એવું અહં પદ સર્વ આકારમાં રહેલું છે, અને નિર્ગુણમાં પણ રહેલું છે, તેમ કરવામાં આવતા પોતાના વ્યવહારોમાં અહંકારનો ઉપાધિ ત્યાગ કરતાં જે અવશેષ રહેલું બ્રહ્મસ્વરૂપ છે તેની અમે ઉપાસના કરીએ છીએ. ૫.

**संत्यज्य हृद्गुहेशानं देवमन्यं प्रयान्ति ये ।**
**तेरत्नमभिवाञ्छन्ति त्यक्तहस्तस्थकौस्तुभाः ॥ ६ ॥**

જે પુરૂષો પોતાના હૃદયરૂપી ગુહાને વિષે રહેલ
આત્મદેવને છોડીને અન્ય દેવતાઓની ઉપાસના કરવા દો
છે, તે પુરૂષો હાથમાં રહેલા કૌસ્તુભમણીનો ત્યાગ કરીને અ
રત્નની ઈચ્છા કરનાર પુરૂષો જેવા છે. ૬.

**सर्वाशाः किल संत्यज्य फलमेतदवाप्यते ।**
**येनाशाविमवल्लीनां मूलमाला विलूयते ॥ ७ ॥**

સર્વ આશાઓનો ત્યાગ કરીને આત્મદર્શનરૂપી ફ
પ્રાપ્ત કરી શકાય છે, તથા આત્મદર્શનના લાભથી વાસ
જાલથી વિંટાયલી હૃદય ગ્રંથિનો ભેદ થાય છે. ૭.

**बुध्वाप्यत्यन्तवैरस्यं यः पदार्थेषु दुर्मतिः ।**
**बध्नाति भावनां भूयो नरो नासौ स गर्दभः ॥ ८ ॥**

દુષ્ટ બુદ્ધિવાળો જે પુરૂષ સાંસારિક પદાર્થોની નીર
સતા જાણીને પણ ફરીથી તે તે પદાર્થોની ભાવના કરે છે
પુરૂષ નથી પણ ગર્દભ છે એમ જાણવું. ૮.

**उत्थितानुत्थितानेतानिन्द्रियाहीन्पुनःपुनः ।**
**हन्याद्विवेकदण्डेन वज्रेणेव हरिर्गिरीन् ॥ ९ ॥**

દંશ કરવાને તયાર થયેલા હોય અગર ન તયાર થયેલ
હોય એવા ઈન્દ્રિયોરૂપી સર્પોને ઇન્દ્રરાજાએ જેમ વજ્ર
પર્વતોને હણ્યા તેમ વિવેકરૂપી દંડથી હણવા જોઈએ. ૯

**उपशमसुखमाहरेत्पवित्रं शमवशतः शममेति साधुचेतः ।**
**प्रशमितमनसः स्वके स्वरूपे भवति सुखे स्थितिरुत्त**
**चिराय ॥ १० ॥**

પવિત્ર એવુ બાહ્યઇન્દ્રિઓના ઉપરામરૂપી સુખને સંપાદન કરવું શમને લીધે અન્તઃકરણ શુદ્ધ થાય છે અને સુખ પ્રાપ્ત થાય છે, સુખને લીધે સ્વસ્થ અન્તઃકરણવાળા પુરૂષને સુખકારક સ્વસ્વરૂપને વિષે ઘણા સમય સુધીની ઉત્તમ પ્રકારની સ્થિતિ થાય છે. ૧૦.

इति यो. म. सिद्धगीता संपूर्णाः ॥

---

## अथ ज्ञान भूमिका ॥ ४ ॥

---

ज्ञानभूमिः शुभेच्छाख्या प्रथमा समुदाहृता ।
विचारणा द्वितीयातु तृतीया तनुमानसा ॥ १ ॥
सत्वापत्ति श्चतुर्थी स्यात्ततो संसक्तिनामिका ।
पदार्थभावनीषष्ठी सप्तमो तुर्यगा स्मृता ॥ २ ॥

શુભેચ્છા નામની પ્રથમ જ્ઞાનભૂમિકા કહેલી છે, વિચારણા નામની બીજી જ્ઞાનભૂમિકા છે, ત્રીજી તનુંમાનસા, ચોથી સત્વાપત્તિ, પાંચમી સંસક્તિ નામની, છઠ્ઠી પદાર્થ ભાવની, અને સાતમી તુર્યગા નામની છે. ૧–૨.

आसामन्ते स्थिता मुक्ति स्तस्यां भूयो न शोच्यते ।
एतासां भूमिकानांत्वमिदं निर्वचनं शृणु ॥ ३ ॥

ઉપર બતાવેલી સાત ભૂમિકાઓના અન્તે મોક્ષ પ્રાપ્ત થાય છે, અને મોક્ષ પ્રાપ્ત થયા પછી ફરીથી શોક રહેતો નથી માટે એ ભૂમિકાઓનું આ પ્રમાણે લક્ષણ સાંભળ. ૩.

स्थितः किं मूढ एवास्मि प्रेक्ष्येऽहं शास्त्रसज्जनैः ।
वैराग्यपूर्वमिच्छेति शुभेच्छेत्युच्यते बुधैः ॥ ४ ॥

સંસાર ઉપર વૈરાગ્ય પ્રાપ્ત કરીને, હું અજ્ઞાનીછું, મૂર્ખ છું, માટે શાસ્ત્રદ્વારાએ અગર સજ્જનોનો સમાગમ કરીને જ્ઞાન પ્રાપ્ત કરીશ એ પ્રમાણે ઇચ્છા કરવી તેનું નામ પંડિતોએ શુભેચ્છા કહેલી છે. ૪.

शास्त्रसज्जनसंपर्कवैराग्याभ्यासपूर्वकम् ।
सदाचारप्रवृत्ति र्या प्रोच्यते सा विचारणा ॥ ५ ॥

પ્રથમ વૈરાગ્ય ધારણ કરી, શાસ્ત્રનું અધ્યયન કરી, તથા સજ્જનોનો સમાગમ કરી, સદાચારમાં જે પ્રવૃત્તિ કરવી તેનું નામ વિચારણા કહેવાય છે. ૫.

विचारणाशुभेच्छाभ्यामिन्द्रियार्थेष्वसक्तता ।
यात्रसा तनुताभावा त्प्रोच्यते तनुमानसा ॥ ६ ॥

શુભેચ્છા તથા વિચારણા એ બન્ને વડે નેત્રાદિ ઇન્દ્રિઓના વિષયોમાં આસક્તિનો ત્યાગ કરવો, અને એ પ્રમાણે વિષયાસક્તિનો જેમાં ત્યાગ કરવામાં આવે તે તનુમાનસા કહેવાય છે. ૬.

भूमिका त्रितयाभ्यासाच्चित्तेऽर्थे विरतेर्वशात् ।
सत्यात्मनि स्थितिः शुद्धे सत्त्वापत्ति रुदाहृता ॥ ७ ॥

ત્રણ ભૂમિકાઓના અભ્યાસથી બાહ્ય વિષયોમાં ચિત્તનો અત્યન્ત વિરામ થાય અને અવસ્થાત્રય ( જાગૃત સ્વપ્ન અને

સુષુપ્તિ ) એ ત્રણ અવસ્થાના સાક્ષીરૂપ શુદ્ધ આત્માને સ્થિતિ થવી તેનું નામ સત્વાપત્તિ કહેલી છે. ૭.

दशाचतुष्टयाभ्यासादसंसङ्गफलेन च ।
रूढसत्वचमत्कारात्प्रोक्ता संसक्तिनामिका ॥ ८ ॥

ચાર ભૂમિકાઓના અભ્યાસથી અને બાહ્ય તથા આન્તર વાસનાઓનો સંગ ન કરવાથી, નિત્ય અને નિરતિશય આનંદ પ્રાપ્ત થાય છે તેને સંસક્તિ નામની પાંચમી ભૂમિકા કહેછે.૮.

भूमिकापञ्चकाभ्यासा त्स्वात्मारामतयादृढम् ।
आभ्यन्तराणां बाह्यानां पदार्थाना मभावनात् ॥ ९ ॥
परप्रयुक्तेन चिरं प्रयत्नेनार्थभावनात् ।
पदार्था भावना नाम्नी षष्ठी संजायते गतिः ॥ १० ॥

પાંચ ભૂમિકાઓનો અભ્યાસ કરવાથી, તથા આત્મદર્શનમાંજ આનંદ માનવાથી, તેમ બાહ્ય અને આભ્યન્તર પદાર્થોની ભાવનાઓનો દ્રઢ રીતે ત્યાગ કરવાથી, અને ઘણા પ્રયત્નથી અન્યની પ્રેરણા થાય ત્યારેજ પદાર્થનો સ્વીકાર કરવાથી, પદાર્થા ભાવની નામની છઠ્ઠી ગતિ પ્રાપ્ત થાયછે. ૯-૧૦.

भूमिषट्क चिराभ्यासाद् भेदस्यानुपलम्भतः ।
यत्स्वभावैकनिष्ठत्वं साज्ञेया तुर्यगा गतिः ॥ ११ ॥

ઘણાકાળ સુધી ઉપર બતાવેલી છ ભૂમિકાઓનો અભ્યાસ કરવાથી અને ભેદનો ત્યાગ કરવાથી જે સ્વભાવમાં એકનિષ્ઠત્વ થવું, એને તુર્યગા ગતિ જાણવી. ૧૧.

एषा हि जीवन्मुक्तेषु तुर्यावस्थेह विद्यते ।
विदेह मुक्ति विषय स्तुर्यातीतमतः परम् ॥ १२ ॥

આ સંસારમાં જીવનમુક્તોને વિષે તુર્યાવસ્થા હોય છે અને વિદેહ મુક્તિ તે એથી પર છે, તેથી તુર્યાતીત કહેવાય છે. ૧૨.

ये हि राम महाभागाः सप्तमीं भूमिकां गताः ।
आत्मारामा महात्मानस्ते महत्पदमागताः ॥ १३ ॥

હે રામ! જે મહા ભાગ્યવાન મહાત્માઓ સાતમી ભૂમિકાએ ગએલ છે તે મહાત્માઓ તો આત્મદર્શન થવાથી આનંદ પામનારા છે અને ઉચ્ચપદે પહોંચેલા છે એમ જાણવું.૧૩

इति श्री यो. म. ज्ञान भूमिका संपूर्णा ।





# अथ अध्यात्म रामायण सार.

## अथ ज्ञानसुधा ॥ १ ॥

श्री महादेव उवाच ॥

रामं विद्धि परं ब्रह्म सच्चिदानंदमद्वयम् ।
सर्वोपाधिविनिर्मुक्तं सत्तामात्र मगोचरम् ॥ १ ॥

રામચંદ્રજીને, સચ્ચિદાનંદ, અદ્વય, સર્વોપાધિથી રહિત, સત્તામાત્ર, અને અગોચર બ્રહ્મસ્વરૂપે જાણો. ૧.

लोके त्वद्भक्तिनिरता स्त्वद्धर्मामृतवर्षिणः ।
पुनंति लोकमखिलं किं पुनः स्वकुलोद्भवान् ॥ २ ॥

લોકોમાં તમારી ભક્તિ કરવામાં પ્રેમ રાખનારા અને તમારા ધર્મરૂપી અમૃતને વર્ષાવનારા અર્થાત્ તમારૂં ચરિત્ર પ્રકાશ કરીને લોકોને ધર્મરૂપી અમૃતનું પાન કરાવનારા પુરૂષો, સમસ્ત જગતને પવિત્ર કરે છે. તો પછી પોતાના કુલને પવિત્ર કરે તેમાં શો સંદેહ છે. ૨.

साधुसंगतिरेवात्र मोक्षहेतुरुदाहृता ॥ ३ ॥
साधवः समचित्ता ये निःस्पृहा विगतैषिणः ।
दांताः प्रशांतास्त्वद्भक्ता निवृत्ताखिलकामनाः ॥ ४ ॥
इष्टप्राप्तिविपत्त्योश्च समाः संगविवर्जिताः ।
संन्यस्ताखिलकर्माणः सर्वदा ब्रह्मतत्पराः ॥ ५ ॥

આ સંસારમાં સજ્જનોનો સમાગમ કરવો એજ મોક્ષનો હેતુ કહેલો છે. તે સજ્જનો, સમચિત્તવાળા, નિસ્પૃહ, ઈચ્છાઓ જેમની ત્યાગ થઈ ગયેલી છે એવા, દાની, શાન્ત, તમારી ભકિત કરનારા, તમામ કામનાઓથી નિવૃત્ત થયેલા, ઈષ્ટ તથા અનિષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય છતાં સમચિત્ત રાખનાર, સર્વ સંગથી રહિત, તમામ કર્મોનો સન્યાસ કરનારા અને નિરંતર બ્રહ્મજ્ઞાનમાં તત્પર હોય છે. ૩–૪–૫.

आत्मा चिदानंदमयोऽविकारवान्देहादिसंघाद्व्यतिरिक्त ईश्वरः।
निरंजनो मुक्त उपाधितः सदा ज्ञात्वैव मात्मान मितो विमुच्यते।६।

આત્મા, ચિદાનંદમય અને અવિકારી છે, ઇન્દ્રિઓ તથા દેહથી જુદો છે, ઈશ્વર સ્વરૂપ છે, ઉપાધિથી મુક્ત છે, નિરંજન છે, એ પ્રમાણે આત્માને ઓળખીને આ સંસારથી મુક્ત થવાય છે. ૬.

यदा पुण्यविशेषेण लभते संगतिं सताम् ।
मद्भक्तानां सुशांतानां तदा मद्विषयामतिः ॥ ७ ॥

જ્યારે, વિશેષ પુણ્યથી સજ્જનોનો સમાગમ થાય છે, ત્યારે શાન્ત વૃત્તિવાળા મારા ભક્તોને મારા સંબંધિ વિચારો થાય છે. ૭.

मत्कथाश्रवणे श्रद्धा दुर्लभा जायते ततः ।
ततः स्वरूपविज्ञान मनायासेन जायते ॥ ८ ॥

ત્યાર પછી મારી કથાઓ શ્રવણ કરવાને દુર્લભ એવી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, અને ત્યાર પછી અનાયાસે સ્વરૂપનું જ્ઞાન થાય છે. ૮.

तदाचार्यप्रसादेन वाक्यार्थज्ञानतः क्षणात् ।
देहेंद्रियमनःप्राणाहंकृतिभ्यः पृथक् स्थितम् ॥ ९ ॥
स्वात्मानुभवतः सत्यमानंदात्मानमद्वयम् ।
ज्ञात्वा सद्यो भवेन्मुक्तः सत्यमेव मयोदितम् ॥ १० ॥

આચાર્યની કૃપાથી જ્યારે વેદાન્ત વાક્યોનું ક્ષણવારમાં જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે દેહ, ઈન્દ્રિઓ, મન, પ્રાણ, તથા અહંકારથી પૃથક્ રહેલો, અદ્વય, સત્વસ્વરૂપ, તથા ચિદાનંદ સ્વરૂપ આત્માનો અનુભવ થાય છે, અને તે પ્રમાણે સ્વાત્માનુભવ થવાથી તત્કાલ મોક્ષ થાય છે. એ પ્રમાણે મ્હેં સત્ય વસ્તુનો પ્રકાશ કરેલો છે. ૯–૧૦.

विष्णोर्हि भक्तिः सुविशोधनं धियस्ततो भवेज्ज्ञानमतीव निर्मलम् ।
विशुद्धतत्त्वानुभवो भवेत्ततः सम्यग्विदित्वा परमं पदं व्रजेत् ॥ ११ ॥

વિષ્ણુ ભગવાનની ભક્તિ બુદ્ધિને સારી રીતે શુદ્ધ કરનારી છે, બુદ્ધિ શુદ્ધ થયા પછી અત્યન્ત નિર્મલ જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને ત્યાર પછી શુદ્ધ તત્વનો અનુભવ થાય છે, અને સારી રીતે તત્વનો અનુભવ થયા પછી પરમ પદની પ્રાપ્તિ થાય છે. ૧૧.

भक्तिर्जनित्री ज्ञानस्य भक्तिर्मोक्षप्रदायिनी ।
भक्तिहीनेन यत्किंचित्कृतं सर्वमसत्समम् ॥ १२ ॥

ભક્તિ, જ્ઞાનને ઉત્પન્ન કરે છે. ભક્તિ મોક્ષ આપે છે, અને ભક્તિ વિનાના પુરૂષે જે કાંઈ કાર્ય કર્યું હોય તે અસત્યના સરખુંજ જાણવું. ૧૨

श्रद्धयोपहरेन्नित्यं श्रद्धाग्रुगहमीश्वरः ।
भक्तानुकंपी भगवानिति सत्यं वचो हरिः ॥ १३ ॥

હંમેશાં શ્રદ્ધાથીજ ભક્તિ તથા દાન વિગેરે કરવું, કારણ કે હું ઈશ્વર શ્રદ્ધાથી અર્પણ કરેલાને ગ્રહણ કરૂં છું. ભગવાન ભક્તોના ઉપર દયા કરે છે તે વાકય સત્ય છે. ૧૩

सतां संगतिरेवात्र साधनं प्रथमं स्मृतम् ।
द्वितीयं मत्कथालाप स्तृतीयं मद्गुणेरणम् ॥ १४ ॥

સજ્જનોનો સમાગમ કરવો એ પ્રથમ સાધન છે, મારી કથાઓ કહેવી તે બીજું સાધન છે, મારા ગુણોનું કથન કરવું એ ત્રીજું સાધન છે. ૧૪

व्याख्यातृत्वं मद्वचसां चतुर्थं साधनं भवेत् ।
आचार्योपासनं भद्रे मद्बुद्ध्याऽमायया सदा ॥ १५ ॥
पंचमं पुण्यशीलत्वं यमादि नियमादिच ।
निष्ठा मत्पूजने नित्यं षष्ठं साधनमिरितम् ॥ १६ ॥

મારા વચનોનું વ્યાખ્યાન કરવાપણું એ ચોથું સાધન છે. હે ભદ્રે? નિષ્કપટબુદ્ધિથી બ્રહ્મસ્વરૂપને સમજીને આચાર્યની નિરંતર સેવા કરવી એ પાંચમું સાધન છે, તથા

પુણ્યશીલપણું યમ નિયમોનું પાલન કરવાપણું, અને મારા પૂજનમાં એક નિષ્ઠા રાખવી એ છઠ્ઠું સાધન કહેલુંછે. ૧૫-૧૬

मम मंत्रोपासकत्वं सांगं सप्तममुच्यते ।
मद्भक्तेष्वधिका पूजा सर्वभूतेषु मन्मतिः ॥ १७ ॥
बाह्यार्थेषु विरागित्वं शमादि सहितं तथा ।
अष्टमं नवमं तत्वविचारो मम च सदा ॥ १८ ॥

મારા સાંગમન્ત્રની ઉપાસના કરવી એ સાતમું સાધન કહેવાય છે, મારા ભક્તોની અધિક પુજા કરવી, સર્વ પ્રાણીઓમાં મારી ભાવના કરવી, બાહ્યવિષયોમાં વૈરાગ્ય રાખવો, અને શાન્તિ રાખવી એ આઠમું સાધન છે તથા નિરંતર તત્વનો વિચાર કરવો એ નવમું સાધન છે. ૧૭–૧૮

एवं नवविधा भक्तिः साधनं यस्य कस्य वा ।
भक्तौ संजातमात्रायां मत्तत्त्वानुभवस्तदा ॥
ममानुभवसिद्धस्य मुक्तिस्तत्रैव जन्मनि ॥ १९ ॥

એ પ્રમાણે નવધા ભક્તિ, અગર નવસાધનો, જે પુરૂષને પ્રાપ્ત થાય છે, તે પુરૂષને ભક્તિ થતાં બરોબરજ મારા તત્વનો અનુભવ થાય છે, અને મારા અનુભવથી સિદ્ધ થયેલા પુરૂષની તેજ જન્મમાં મુક્તિ થાય છે. ૧૯

धीरोऽत्यंतदयान्वितोऽपि सुगुणाचारान्वितो वाऽथवा
नीतिज्ञो विधिवाददेशिकपरो विद्या विवेकोऽथवा ।
दुष्टानामतिपापभावितधियां संगं सदा चेद् भजेत्
तद्बुध्यापरिभावितो व्रजति तत्साम्यं क्रमेण स्फुटम ॥२०॥

ધીર, અત્યન્ત દયાળુ, સારા ગુણવાળો તથા આચારવાળો, અથવા નીતિશાસ્ત્રમાં કુશળ, વિધિવાદ અને આચાર્યનું સેવન કરનાર, વિદ્યાવાન તથા વિવેકી પુરૂષ પણ અત્યન્ત પાપબુદ્ધિવાળા દુષ્ટોનો હંમેશાં સંગ કરે તો તેવા ગુણવાળો હોવા છતાં અનુક્રમે તેનાજ સરખો થઈ જાય છે. ૨૦.

**देहोऽह मिति या बुद्धिरविद्या सा प्रकीर्त्तिता।**
**नाहं देह श्चिदात्मेति बुद्धि र्विद्येति भण्यते ॥ २१ ॥**

આ દેહ, એજ હું છું—આ પ્રમાણેની જે બુદ્ધિ, તે અવિદ્યા કહેવાય છે, પરંતુ હું દેહ નથી પણ ચિદાત્મા છું, એ પ્રમાણેની જે બુદ્ધિ તેનું નામ વિદ્યા કહેવાય છે. ૨૧

**अविद्या संसृते र्हेतु र्विद्या तस्या निवर्तिका ।**
**तस्माद्यत्नः सदा कार्यो विद्याभ्यासे मुमुक्षुभिः ॥ २२ ॥**

અવિદ્યા સંસારનો હેતુ છે, અને વિદ્યા સંસારને નિવૃત કરનારી છે, તેટલા માટે મોક્ષની ઇચ્છા રાખનારે વિદ્યાભ્યાસમાં નિરંતર પ્રયત્ન કરવો. ૨૨

**भक्तानां मम योगिनां सुविमल स्वांतांति शांतात्मनां**
**मत्सेवाभिरतात्मनां च विमल ज्ञानात्मना सर्वदा ।**
**संगं यः कुरुते सदोद्यतमतिः सत्सेवनानन्यधी–**
**र्मोक्षस्तस्य करे स्थितोऽहमनिशं दृश्यो भवेन्नान्यथा ॥२३॥**

જે પુરૂષ, મારા ભક્તોનો, યોગીઓનો, સ્વચ્છ અન્તઃકરણવાળા તથા શાન્ત વૃત્તિવાળા મારા સેવકોનો તથા જ્ઞાનીઓનો સંગ કરે છે, અને તેમાંજ ચિત્તવૃત્તિ રાખે છે,

તેના હાથમાંજ મોક્ષ રહેલો છે, અને હું તેને દર્શન આપું છું. તે સિવાય મારૂં દર્શન અગર મોક્ષ થતો નથી. ૨૩

क्रोधमूलो मनस्तापः क्रोधः संसारबंधनम् ।
धर्मक्षयकरः क्रोधस्तस्मात्क्रोधं परित्यज ॥ २४ ॥

મનમાં પરિતાપ થવાનું મૂળ કારણ ક્રોધ છે, સંસારમાં બન્ધન કરનાર ક્રોધ છે, ધર્મનો ક્ષય કરનાર ક્રોધ છે, તેટલા માટે ક્રોધનો ત્યાગ કરવો. ૨૪

क्रोध एष महान्शत्रु स्तृष्णा वैतरणी नदी ।
संतोषो नंदनवनं शांतिरेवहि कामधुक् ॥ २५ ॥

ક્રોધ, એ મોટો શત્રુ છે, તૃષ્ણા એ વૈતરણી નદી છે, સંતોષ એ નંદનવન છે, અને શાન્તીજ કામધેનુ ગાય છે. ૨૫

स्व पूर्वार्जितकर्मैव कारणं सुखदुःखयोः ॥ २६ ॥
सुखस्य दुःखस्य न कोऽपिदाता परो ददातीति कुबुद्धि रेषा ।
अहं करोमीति वृथाऽभिमानः स्वकर्मसूत्रग्रथितो हि लोकः॥२७॥

સુખ અગર દુ:ખને આપનાર કોઈ પણ નથી, અન્ય આપનાર છે એવું માનવું એ કુબુદ્ધિ છે; અને હું કરૂં છું એમ માનવું એ મિથ્યા અભિમાન છે, કારણ કે તમામ લોકો પૂર્વજન્મમાં અગર આ જન્મમાં પોતેજ કરેલા કર્મરૂપી સુતરમાં ગુંથાએલા છે, તેટલા માટે પોતાના પૂર્વ જન્મનું કર્મજ સુખ દુ:ખનું કારણ છે. ૨૬-૨૭.

यस्मिन्देशे च काले च यस्माद्वा येनकेन वा ।
कृतं शुभाशुभं कर्म योजयेत्तत्र नान्यथा ॥ २८ ॥

જે દેશમાં જે સમયે જેનાથી અથવા કોઈપણ પ્રકારે જેણે શુભ અગર અશુભ કર્મ કર્યું હોય, તેજ દેશમાં તે સમયે તેનાથી અને તેજ પ્રમાણે પ્રાપ્ત કરવામાં આવે છે તેમાં ફેરફાર થઈ શકતો નથી. ૨૮

**अलं हर्षविषादाभ्यां शुभाशुभफलोदये ।**
**विधात्रा विहितं यद्यत्तदलंघ्यं सुरासुरैः ॥ १९ ॥**

શુભ અગર અશુભ ફલનો ઉદય થાય તેમાં હર્ષ અગર શોક કરવાનું કાંઈ પણ કારણ નથી, કેમકે વિધાતાએ જે નિર્માણ કરેલું છે તે દેવ અગર દૈત્યોથી પણ ઉલ્લંઘન કરી શકાતું નથી. ૨૯.

**जीवः करोति कर्माणि तत्फलै र्बध्यतेऽवशः ।**
**उर्ध्वाधो भ्रमते नित्यं पापपुण्यात्मकः स्वयम् ॥ ३० ॥**

જીવ, કર્મોને કરે છે, અને ત્યાર પછી પરવશપણે તે કર્મોના ફલથી બંધાય છે, અને પાપ અગર પુણ્ય કરનાર તે જીવ પોતે નરક અગર સ્વર્ગમાં નિરંતર ભ્રમણ કરે છે. ૩૦.

**सर्वदा सुखदुःखाभ्यां नरः प्रत्यवरुध्यते ।**
**शरीरं पुण्य पापाभ्यामुत्पन्नं सुखदुःखवत् ॥ ३१ ॥**

માણસ, નિરંતર સુખદુઃખથી રૂંધાયેલોજ હોય છે, અર્થાત્ કોઈ વખત સુખ અને કોઈ વખત દુઃખ એમ ચાલ્યા જ કરે છે, તેવીજ રીતે પુણ્ય પાપથી ઉત્પન્ન થયેલું શરીર પણ સુખ દુઃખને સાથે લઈનેજ ઉત્પન્ન થયેલું છે. ૩૧

**तस्माद्धैर्येण विद्वांस इष्टानिष्टोपपत्तिषु ।**
**न हृष्यंति न मुह्यंति सर्वं मायेति भावनात् ॥ ३२ ॥**

તેટલા માટે વિદ્વાન પુરૂષ, ઈષ્ટ અગર અનિષ્ટ સંયોગોમાં, ધીરજ રાખીને, આ સર્વ મિથ્યા છે એમ ભાવના કરી, હર્ષ નથી પામતા તેમ મોહપણ પામતા નથી. ૩૨.

**यो यो मया प्रतिदिनं क्रियते पापसंचयः ।**
**यूयं तद्भागिनः किंवा नेति वेत्ति पृथक् पृथक् ॥ ३३ ॥**
**पापं तवैव तत्सर्वं वयं तु फलभागिनः ॥ ३४ ॥**

પાપ કરનાર પુરૂષ પોતાના કુટુંબીજનોને પૂછે છે કે, હું તમારા માટે હમેશાં પાપ એકઠું કરૂંછું, તો તેનો ભાગ તમો લેશો કે નહીં, એ પ્રમાણે તમામને જુદું જુદું પૂછી જોયું ત્યારે તમામ કુટુંબીઓએ કહ્યું કે પાપ તો તમનેજ લાગશે, અમે તો ફલ ભોગવનારા છીએ. ૩૩–૩૪.

**निःसारे खलु संसारे वियोगो ज्ञानिनां यदा ।**
**भवेद्वैराग्यहेतुः स शांतिसौख्यं तनोति च ॥ ३५ ॥**

આ નિઃસાર સંસારમાં જ્યારે જ્ઞાનિને વિયોગ થાય છે, ત્યારે તેને વૈરાગ્ય પ્રાપ્ત થાય છે અને તેનાથી શાન્તિરૂપી સુખ પ્રાપ્ત થાય છે. ૩૫.

**ब्रह्मांड कोटयो नष्टाः सृष्टयो बहुशो गताः ।**
**शुष्यंति सागराः सर्वे कैवास्था क्षणजीविते ॥ ३६ ॥**

કરોડો બ્રહ્માંડ નષ્ટ થઈ ગયાં, અને ઘણી સૃષ્ટિઓ જતિ રહી, તેમ તમામ સમુદ્રો સુકાઈ જાય છે; તો આ ક્ષણિક જીવન ઘણા કાળ સુધી રહેશે એવી આસ્થા રાખવી શા કામની છે. ૩૬.

जीवश्च परमात्मा च पर्यायो नात्र भेदधीः ।
मानाभाव स्तथा दंभहिंसादिपरिवर्जनम् ॥ ३७ ॥

જીવ અને પરમાત્મા એ બન્ને શબ્દો પર્યાય વાચક છે ( એકજ અર્થને કહેનારા છે ), એમાં ભેદ બુદ્ધિ રાખવાની નથી. અભિમાન ન કરવો, તથા દંભ અને હિંસા વિગેરેનો ત્યાગ કરવો. ૩૭.

पराक्षेपादिसहनं सर्वत्रावक्रता तथा ।
मनोवाक्कायसद्भक्त्या सद्गुरोः परिसेवनम् ॥ ३८ ॥

બીજા મનુષ્ય તરફથી પોતાના તરફ આક્ષેપ થાય તે સહન કરવો, સર્વત્ર સરલતા રાખવી, મન, વાણી અને દેહથી સારી ભક્તિથી સદ્‌ગુરૂની સેવા કરવી. ૩૮.

बाह्याभ्यंतर संशुद्धिः स्थिरता सत्क्रियादिषु ।
मनोवाक्कायदंडश्च विषयेषु निरीहता ॥ ३९ ॥

અન્તર તથા બાહ્યની શુદ્ધિ કરવી, સારી ક્રિયાઓમાં સ્થિરતા રાખવી, મન, વાણી, તથા કાયાનો દંડ કરવો તેમ વિષયોમાં આકાંક્ષા રાખવી નહિ. ૩૯.

निरहंकारता जन्मजराद्यालोचनं तथा ।
असक्तिः स्नेहशून्यत्वं पुत्रदारधनादिषु ॥ ४० ॥

નિરહંકારપણું, તેમ જન્મ વૃદ્ધાવસ્થા વિગેરે સંસારમાં દુઃખો આવ્યા કરે છે તેનો વિચાર કરવો, કોઈપણ પદાર્થમાં આસક્તિ ન રાખવી, તેમ પુત્ર, સ્ત્રી, અને મકાનો વિગેરેમાં અધિક સ્નેહ ન રાખવો. ૪૦.

इष्टानिष्टागमे नित्यं चित्तस्य समता तथा ।
मयि सर्वात्मके रामे ह्यनन्यविषया मतिः ॥ ४१ ॥

ઇષ્ટ અગર અનિષ્ટ પદાર્થની પ્રાપ્તિ થાય ત્યારે ચિત્તવૃત્તિને સમ રાખવી, અર્થાત્ હર્ષશોક ન કરવો, તેમ સર્વત્ર આત્મારૂપે રહેલા રામને વિષે અનન્ય વિષયબુદ્ધિ રાખવી. ૪૧.

जनसंबाधरहितशुद्धदेशनिषेवणम् ।
प्राकृतै र्जनसंघैश्च ह्यरतिः सर्वदा भवेत् ॥ ४२ ॥

જ્યાં બહુ માણસોનો સમુદાય એકઠો ન થતો હોય તેવા એકાન્ત પ્રદેશની સેવા કરવી, તેમ પ્રાકૃત બુદ્ધિવાળા માણસોના સંઘમાં હમેશાં અપ્રિતિ રાખવી. ૪૨.

आत्मज्ञाने सदोद्योगो वेदांतार्थावलोकनम् ।
उक्तै रेतै र्भवेज्ज्ञानं विपरीतै र्विपर्ययः ॥ ४३ ॥

આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા નિરંતર ઉદ્યોગ કરવો, અને વેદાન્ત શાસ્ત્રના અર્થોનું અવલોકન કરવું, એ પ્રમાણે ઉપર કહેલા ગુણોથી જ્ઞાન થાય છે, અને તેથી વિપરીત ગુણોથી અજ્ઞાનદશામાંજ જન્મ નષ્ટ થઇ જાય છે. ૪૩.

बुद्धिप्राणमनोदेहाहंकृतिभ्यो विलक्षणः ।
चिदात्माऽहं नित्यशुद्धो बुद्ध एवेति निश्चयम् ॥ ४४ ॥

આત્મા જ્ઞાનરૂપ છે, નિત્ય છે, શુદ્ધ છે, તેમ બુદ્ધિ, પ્રાણ, મન અને દેહ તથા અંહકારથી વિલક્ષણ છે (જુદો છે). એ પ્રમાણે નિશ્ચય છે. ૪૪.

न वक्तव्यमिदं यत्नान्मद्भक्तिविमुखाय हि ।
मद्भक्ताय प्रदातव्यमाहूयापि प्रयत्नतः ॥ ४५ ॥

આ પ્રમાણેનું આત્મજ્ઞાન મારી ભકિત ન કરનાર હોય તેને પ્રયત્ન કરીને પણ કહેવું નહીં; પરંતુ પ્રયત્ન કરીને પણ બોલાવીને મારા ભકતને આપવું. ૪૫.

यइदंतु पठेन्नित्यं श्रद्धाभक्तिसमन्वितः ।
अज्ञानपटलध्वांतं विधूय परिमुच्यते ॥ ४६ ॥

જે પુરૂષ શ્રદ્ધા અને ભકિતથી નિરંતર આ શાસ્ત્રનું પઠન કરે છે, તે પુરૂષ અજ્ઞાનના પડદારૂપી અન્ધકારનો નાશ કરીને દુઃખમય સંસારમાંથી મુક્ત થાય છે. ૪૬.

इतिश्री अध्यात्म रामायण सारः संपूर्णः ।





# अथ भगवद्गीता सार.

ॐ सत्यं परं धीमहि ॥

शिष्य उवाच ॥

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधिमां त्वां प्रपन्नम् ॥ १ ॥

શિષ્ય કહે છે–અવિદ્યાથી જેનું આત્મસ્વરૂપ ઢંકાઈ ગયેલું છે એવો તથા ધર્મમાં જેના ચિત્તનો પ્રવેશ નથી થયેલો એવો હું, હે ગુરૂદેવ! આપને પ્રશ્ન કરૂંછું કે, શ્રુતિ સ્મૃતિઓએ અગર મહર્ષિઓએ નિશ્ચય કરેલું હોય તેવું શ્રેયનું સાધન મને કહો, કારણ કે જ્ઞાન મેળવવા હું આપનો શિષ્ય થયોછું અને શરણે આવેલોછું. તેથી મારા ઉપર અનુગ્રહ કરો. ૧.

गुरु उवाच ॥

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ २ ॥

ગુરૂ કહે છે—દેહીને ( દેહમાં રહેલા આત્માને ) જેમ એકજ દેહમાં કુમાર અવસ્થા, યુવાનઅવસ્થા તથા વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે; તેમજ બીજા દેહની પણ પ્રાપ્તિ થાય છે. માટે ધીર પુરૂષ તેમાં મોહ પામતો નથી. ૨.

जातस्य हि ध्रुवो मृत्यु ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ ३ ॥

જે ઉત્પન્ન થયેલો છે, તેનું મૃત્યુ અવશ્ય થયા સિવાય રહેતું નથી, અને જે મરણ પામે છે તેને અવશ્ય જન્મ ધારણ કરવો પડે છે. આ બાબત કોઈથી મિથ્યા કરી શકાય તેમ નથી માટે તારે શોક કરવો જોઈએ નહીં. ૩.

देही नित्य मवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ ४ ॥

સર્વ પ્રાણી માત્રના દેહમાં રહેલો આત્મા અવધ્ય છે ( વધ કરી શકાય તેવો નથી ). તેટલા માટે તમામ પ્રાણીઓનો આત્મા અમર છે એમ જાણી કોઈનો પણ શોક કરવો તે યોગ્ય નથી. ૪.

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥ ५ ॥

આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી ભીંજાવી શકતું નથી, તેમ પવન શોષી શકતો નથી. એ પ્રમાણે આત્મા અવિક્રિય છે. ૫.

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ६ ॥

સુખ દુઃખ, લાભ નુકશાન, જય તથા પરાજય એ બધાને સરખાજ માનીને યુદ્ધ કરવાને માટે તૈયાર થા. એ પ્રમાણે સમદૃષ્ટિ રાખવાથી તને પાપ લાગશે નહીં. ૬.

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ७ ॥**

મોક્ષને માટેજ કરવામાં આવેલા કર્મોના આરંભનો નાશ થતો નથી. ( અર્થાત્ ખેતી, વ્યાપાર વિગેરે કર્મો કરવાથી કોઇ વખત ફલ મલે છે, અને કોઇ વખત નથી પણ મલતું. તે પ્રમાણે મોક્ષને ઉદ્દેશીને જે કર્મ કર્યું હોય તેનું તો અવશ્ય ફલ મલે છે. ) તેમ પ્રત્યવાય પણ લાગતો નથી. વળી ભક્તિથી કરવામાં આવેલું સ્વલ્પ કર્મ પણ જન્મમરણરૂપી મહાભયથી રક્ષણ કરે છે. ૭.

**भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।**
**व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥ ८ ॥**

ભોગ અને ઐશ્વર્ય મેળવવા જેનું ચિત્ત લાગેલું હોય છે, અને ભોગ તથા ઐશ્વર્ય પ્રાપ્ત કરવાને સાધનરૂપે કહે-વામાં આવેલા કર્મના વચનોથી જેમનું વિવેકજ્ઞાન નષ્ટ થયેલું છે, એવા પુરૂષોના અંતઃકરણમાં યોગબુદ્ધિ પ્રવેશ કરી શકતીજ નથી. ૮.

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।**
**निर्द्वंद्वो नित्यसत्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥ ९ ॥**

વેદો સંસારની વૃદ્ધિ કરવામાં કારણભૂત છે. ( त्रैगुण्य-संसारः ) તેટલા માટે હે અર્જુન તું निस्त्रैगुण्य થા (કર્મની

લાલચ આપનારી શ્રુતિઓથી નિષ્ક્રાન્ત થા) નિરંતર સત્વ ગુણવાળો થા. તથા જે વસ્તુ પ્રાપ્ત થઈ હોય તે મેળવવી તે યોગ, અને પ્રાપ્ત થઇ હોય તેનું પાલન કરવું તેનું નામ ક્ષેમ, તે બન્ને યોગ અને ક્ષેમ થકી નિવૃત્ત થા. અર્થાત્ તેની ચિંતા ન કર; સુખદુઃખથી રહિત થા. અર્થાત્ સુખ દુઃખ પ્રાપ્ત થાય ત્યારે હર્ષ શોકનો ત્યાગ કર; તથા ચિત્તવૃત્તિઓને વેદાન્તનું શ્રવણ મનન કરવામાં જોડ. ૯.

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**

**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ १० ॥**

પૃથ્વીમાં દેખાતાં નાનાં નાનાં વાવ, કૂવા, નદી વિગેરે જલાશયોમાં સ્નાન દાન પૂજન વિગેરે કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તેટલુંજ પુણ્ય સમુદ્રમાં સ્નાનાદિ કરવાથી પ્રાપ્ત થાય છે. તેવીજ રીતે વેદોક્ત કર્મથી થતા પુણ્યને લીધે જે આનંદ પ્રાપ્ત થાય છે, તેજ આનંદ જેને આત્મ-જ્ઞાન પ્રાપ્ત થયું હોય છે તેને થાય છે. કારણ કે નાનાં નાનાં જલાશયો જેમ સમુદ્રમાં લીન થઈ જાય છે, તેમ બ્રહ્માનંદમાં વિષયાનંદ લીન થઈ જાય છે. ૧૦.

**न कर्मणा मनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**

**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ११ ॥**

કર્મનો આરંભ ન કરવાથી માણસ નિષ્કર્મપણાને પ્રાપ્ત કરી શકતો નથી. તેમ સંન્યાસ–દીક્ષા લેવા માત્રથીજ સિદ્ધિને પ્રાપ્ત કરી શકતો નથી. ૧૧.

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ १२ ॥

જે માણસ હાથ પગ વિગેરે કર્મેન્દ્રિયોને રોકીને મનમાં તે તે ઇન્દ્રિયોના વિષયોનું સ્મરણ કરતોજ રહે છે, તે મૂર્ખ પુરૂષ મિથ્યાચારવાળો કહેલો છે. ૧૨.

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ १३ ॥

જે માણસ ઇન્દ્રિઓને મનની સાથે નિયમમાં રાખીને કર્મેન્દ્રિઓથી કર્મયોગનો આરંભ કરે છે પરંતુ તે તે કર્મોના ફલોમાં આસક્તિ રાખતો નથી, તે પુરૂષ શ્રેષ્ઠ કહેવાય છે. ૧૩.

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १४ ॥

પહેલાં સૃષ્ટિના આરંભ વખતે બ્રહ્માએ, વેદમાં કહેલા યજ્ઞોની સાથે બ્રાહ્મણાદિ વર્ણોને ઉત્પન્ન કરીને તે વર્ણોને કહ્યું કે, હે પ્રજાઓ ! તમે એ યજ્ઞયાગાદિ ક્રિયાઓથી દેવતાઓની પ્રીતિ ઉત્પન્ન કરો. અને દેવતાઓને ઉદ્દેશીને શ્રદ્ધાથી કરેલો તે યજ્ઞ પણ તમારા મનોરથો સિદ્ધ કરનારો થાઓ. ૧૪.

देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥ १५ ॥

શ્રૌત સ્માર્ત યજ્ઞોથી તમો દેવતાઓની સંભાવના કરો. અને પ્રસન્ન થયેલા તે દેવતાઓ તમને ઇચ્છેલું ફલ આપીને તમારી સંભાવના કરનારા થાઓ. એ પ્રમાણે પરસ્પર સંભાવના કરનારા થઇને નિરતિશય આનંદને પ્રાપ્ત કરનારા થશો. ૧૫.

**इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।**
**तैर्दत्तानप्रदायेभ्यो यो भुंक्ते स्तेन एवसः ॥ १६ ॥**

યજ્ઞાદિકથી પ્રસન્ન થયેલા દેવતાઓ તમને ઇચ્છેલાં ફલો આપશે. એ પ્રમાણે દેવતાઓએ આપેલા ભોગો ભોગવતા છતા તેઓને યજ્ઞાદિકથી સંતોષ ન પમાડતાં પોતે ભોગ ભોગવે છે તે પુરૂષ ચોર કહેવાય છે. ૧૬.

**यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।**
**भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥ १७ ॥**

પંચ મહાયજ્ઞો કરીને તેથી અવશેષ રહેલા અન્નનું જેઓ ભોજન કરે છે તેઓ તમામ પાપોથી મુક્ત થાય છે. અને જેઓ પંચમહાયજ્ઞ કર્યા સિવાય ભોજન કરે છે તેઓ તો પાપનુંજ ભોજન કરે છે. ૧૭.

**अन्नाद्भवंति भूतानि पर्जन्यादन्नसंभवः ।**
**यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १८ ॥**

પ્રાણી માત્રની ઉત્પત્તિ અન્નથી થાય છે. અન્ન વૃષ્ટિથી ઉત્પન્ન થાય છે. તે વૃષ્ટિ યજ્ઞથી થાય છે. અને તે યજ્ઞ વૈદિક ક્રિયાઓથી થાય છે. ૧૮.

**कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।**
**तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १९ ॥**

તે વૈદિક ક્રિયાઓ વેદથી ઉત્પન્ન થયેલી છે. અને તે વેદ પરમાત્માના શ્વાસરૂપે પ્રગટ થયેલા છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, " अस्य महतो भूतस्य निःश्वसित मेतद्ऋग्वेदो यजुर्वेद इति " સર્વ જગતના કારણભૂત પરમાત્માથી શ્વાસરૂપે ઋગ્વેદ યજુર્વેદ વિગેરે પ્રગટ થયેલા છે. તેટલા માટે સર્વત્ર વ્યાપ્ત થઇને રહેલું બ્રહ્મ નિત્ય છે, અને યજ્ઞમાં પ્રતિષ્ઠા પામીને રહ્યું છે. ૧૯.

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।**
**अघायु रिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥ २० ॥**

આ પ્રમાણે યજ્ઞથીજ સંસારચક્ર ચાલે છે. છતાં જે પુરૂષ વેદોક્ત કર્મોને કરતો નથી, અને ઈશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને વિષયભોગોમાંજ લંપટ રહીને પાપનેજ આયુષ્યના ફલરૂપે મેળવે છે, તે મિથ્યા જીવન ગુમાવે છે. ૨૦.

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तु मर्हसि ॥ २१ ॥**

જનક વિગેરે રાજાઓ, વેદોક્ત કર્મોને નિષ્કામપણે કરીનેજ સિદ્ધિને પ્રાપ્ત કરનારા થયા છે. જો કદાચિત્ તારા મનમાં એમ હોય કે, તેઓ આરૂઢજ્ઞાનિ હતા અને હું તો આરૂરૂક્ષુ છું માટે મારાથી તેમનો દાખલો કેમ લેઇ શકાય, તો તેને માટે જણાવું છું કે, લોકોને રસ્તો દેખાડવા માટે પણ તારે વેદોક્ત કર્મ કરવું જોઇએ. ૨૧.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोक स्तदनुवर्तते ॥ २२ ॥

શ્રેષ્ઠ માણસ જે જે કર્મોનું આચરણ કરે છે. તેવુંજ આચરણ બીજા લોકો પણ કરે છે. અને શ્રેષ્ઠ માણસ જેને પ્રમાણભૂત માને છે, તેનુંજ લોકો પણ આચરણ કરે છે. ૨૨.

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तोह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ २३ ॥

તેટલા માટે કર્મોના ફલની આસક્તિ રાખ્યા સિવાય કર્મ કર. જે પુરૂષ ફલની આકાંક્ષા રાખ્યા સિવાય કર્મ કરે છે, તે પરમપદને પ્રાપ્ત કરે છે. ૨૩.

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥ २४ ॥

અધ્યાત્મદૃષ્ટિથી મારે વિષે સર્વ કર્મનો સન્યાસ કરીને એટલે સર્વવ્યાપક બ્રહ્મમાં સર્વ કર્મો લીન કરીને અપેક્ષા-રહિત થઈ તથા મમતાનો ત્યાગ કરી શોકનો ત્યાગ કરી યુદ્ધ કર. ૨૪.

ये मे मतमिदं नित्य मनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥ २५ ॥

વિવેક બુદ્ધિવાળા જે પુરૂષો ઉપર કહેલી મારી આજ્ઞાનું ઉલ્લંઘન ન કરતાં શ્રદ્ધા રાખીને નિત્યવૈદિક કર્મો કરે છે, તે પુરૂષો સુખદુઃખના હેતુભૂત સંચિત વિગેરે કર્મોથી મુક્ત થાય છે. ૨૫.

यस्त्वात्मरति रेवस्या दात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ २६ ॥

જે પુરૂષ પોતે સાક્ષાત્કાર કરેલા આનંદમય પરબ્રહ્મને વિષેજ રમણ કરે છે, આત્મજ્ઞાન પ્રાપ્ત કરીનેજ તૃપ્ત થાય છે, અને આત્મજ્ઞાનમાંજ સંતોષ માને છે, તેને કાંઇ પણ કાર્ય કરવાનું રહેતું નથી. ૨૬.

अजोऽपिसन्नव्ययात्मा भूतानामीश्वरोऽपिसन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ २७ ॥

હું એકજ ( ઉત્પત્તિથી રહિત છું ) નાશ પામવાના સ્વભાવવાળો નથી. તેમ પ્રાણીમાત્રનો ઇશ્વર છું. તેમ પોતાની પ્રકૃતિનું અધિષ્ઠાન કરીને આત્મમાયાથી ઉત્પન્ન થાઉં છું. ૨૭.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽत्मानं सृजाम्यहम् ॥ २८ ॥

હે અર્જુન, જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, એટલે ધર્મ નષ્ટ થવા લાગે છે, અને અધર્મ વધવા લાગે છે ત્યારે દરેક યુગે અવતાર ધારણ કરૂં છું. ૨૮.

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ २९ ॥

સાધુઓનું ( સજ્જન પુરૂષોનું ) રક્ષણ કરવાને તથા પાપનો નાશ કરવાને તેમ ધર્મનું સ્થાપન કરવાને માટે દરેક યુગમાં અવતાર ધારણ કરૂં છું. ૨૯.

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्त्तंते मनुष्याः पार्थ सर्वशः ॥ ३० ॥

જે પુરૂષો જે પ્રકારે મારી ઉપાસના કરે છે, તે પુરૂષોને તેવા સ્વરૂપે પ્રત્યક્ષ થઇને અનુગ્રહ કરૂં છું. હે અર્જુન, તેટલા માટે શાસ્ત્રાર્થને જાણનારા પુરૂષો મેં કહેલા કર્મમાર્ગનુંજ અનુવર્તન કરે છે. ૩૦.

कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ ३१ ॥

કર્મની સિદ્ધિની આકાંક્ષા રાખનારા પુરૂષો આલોકમાં ઇન્દ્રાદિ દેવતાઓનું યજન કરે છે. કારણકે, આ મનુષ્યલોકમાં કર્મમાર્ગથી જલદી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ૩૧.

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ ३२ ॥

એ પ્રમાણે જાણીને પ્રથમ થઇ ગયેલા મોક્ષની ઇચ્છા રાખનારા જનક રાજા વિગેરેએ વેદોક્ત કર્મો કરેલા છે, અને તેટલા માટે તું પણ તે પ્રમાણે કર્મ કર. ૩૨.

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥ ३३ ॥

જે મનુષ્યના તમામ આરંભો ફલની ઇચ્છાઓથી રહિત છે અને જ્ઞાનરૂપી અગ્નિથી જેના કર્મો બળી ગયેલા છે, એવા તે પુરૂષને વિદ્વાન પુરૂષો પંડિત કહે છે. ૩૩.

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ ३४ ॥

કર્મના ફલની આસક્તિનો ત્યાગ કરીને જે નિત્ય તૃપ્ત રહે છે, તેમ નિરાશ્રય રહે છે, તે પુરૂષ કર્મ કરતો હોય છતાં પણ ન કરતો હોય તેવોજ છે. અર્થાત્ તે પુરૂષને કર્મ બંધનકારક રહેતું નથી. ૩૪.

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ३५ ॥

જે પુરૂષ સર્વ કામનાથી રહિત હોય તથા અન્તઃકરણ અને આત્માને નિયમમાં રાખનારો હોય તથા સર્વપરિગ્રહનો ત્યાગ કરનારો હોય, તે પુરૂષ પોતાના શરીરને સ્થીર રાખવા કર્મ કરતો હોય છતાં પ્રાયશ્ચિત થતું નથી. ૩૫.

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥ ३६ ॥

દૈવગતિથી જે વસ્તુ મલી આવે તેનાથી સંતોષ માનનારો, તથા સુખદુઃખાદિ દ્વન્દ્વથી રહિત થયેલો તથા મત્સરનો જેણે ત્યાગ કરેલો છે તથા કોઈ કામમાં સિદ્ધિ મલે અગર ન મલે તો પણ સમભાવ રાખનારો હોય, તે પુરૂષ કર્મ કરીને પણ બંધનમાં આવતો નથી. ૩૬.

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ ३७ ॥

અહંભાવ તથા મમતાથી રહિત થઇ ગયેલા તથા નિષ્કામ અને જ્ઞાનમાંજ જેનું અન્તઃકરણ લાગેલું છે, એવા પુરૂષે લોકહિતને માટે કરેલું કર્મ બ્રહ્મમાં લીન થઈ જાય છે. ૩૭.

**ब्रह्मार्पणं ब्रह्महवि र्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्म कर्म समाधिना ॥ ३८ ॥**

જેનાથી અર્પણ કરવામાં આવે છે, તે સ્રુક્ સ્રુવ વિગેરે પણ બ્રહ્મ છે. હોમવાનાં દ્રવ્યો તે પણ બ્રહ્મ છે. હોમ કરનાર પણ બ્રહ્મ છે. તેણે બ્રહ્મરૂપ અગ્નિમાં કરેલો હોમ પણ બ્રહ્મજ છે. ૩૮.

**यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३९ ॥**

યજ્ઞ કરતાં અવશેષ રહેલું અમૃતરૂપી અન્નનું ભોજન કરનારા સનાતન બ્રહ્મ પ્રત્યે ગમન કરે છે. અને જે યજ્ઞ કરતો નથી તે પુરૂષનો આ મનુષ્યદેહ મોક્ષ પ્રાપ્ત કરી શકતો નથી. તો હે અર્જુન, અન્ય દેહથી મોક્ષ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય. ૩૯.

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।**
**तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ ४० ॥**

દરેક વર્ણના જુદા જુદા ગુણ તથા જુદા જુદા કર્મનો વિભાગ કરીને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એ પ્રમાણે ચાર વર્ણો મેંજ ઉત્પન્ન કરેલા છે. તેથી આ સૃષ્ટિને ઉત્પન્ન

કરનાર મનેજ જાણવો, અને વાસ્તવિક રીતે અકર્તા પણ મનેજ જાણવો. ૪૦.

**ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।**
**कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवै र्गुणैः ॥ ४१ ॥**

હે ઉત્કૃષ્ટ તપ કરનાર અર્જુન, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યો તથા શૂદ્રોનાં કર્મોનો પોતપોતાના સ્વાભાવિક ગુણો પ્રમાણે વિભાગ કરેલો છે. ૪૧.

**शमोदमस्तपः शौचं शांतिरार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम ॥ ४२ ॥**

શમ, દમ, તપશ્ચર્યા, પવિત્રતા, શાન્તિ, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકપણું એ બ્રાહ્મણોનું સ્વાભાવિક કર્મ છે.૪૨.

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम ।**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम ॥ ४३ ॥**

શૂરતા, તેજ, ધીરતા, દક્ષપણું, યુદ્ધમાં પણ પાછો પગ ન કરવો તે, દાન કરવું, ટેક રાખવો, એ પ્રમાણે ક્ષત્રિઓનું સ્વાભાવિક કર્મ છે. ૪૩.

**कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम ।**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम ॥ ४४ ॥**

ખેતી કરવી, ગાયોનું રક્ષણ કરવું, અને વ્યાપાર કરવો એ વૈશ્યોનું સ્વાભાવિક કર્મ છે. અને બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્યોની સેવા કરવી એ શૂદ્રોનું સ્વાભાવિક કર્મ છે. ૪૪.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥ ४५ ॥

મનુષ્ય પોતપોતાના સ્વાભાવિક કર્મમાં પ્રીતિ રાખનાર હોય છે, તોજ સિદ્ધિને પ્રાપ્ત કરે છે. અને પોતાના કર્મમાં પ્રેમ રાખનાર જેવી રીતે સિદ્ધિ પ્રાપ્ત કરે છે, તે તું શ્રવણ કર. ૪૫.

यतः प्रवृत्ति भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्चन् सिद्धिं विंदति मानवः ॥ ४६ ॥

જેનાથી આ જગત્ ઉત્પન્ન થયેલું છે અને આ જગતમાં જે વ્યાપ્ત થઇને રહેલુ છે, તે પરબ્રહ્મનું અર્ચન કરીને માણસ સિદ્ધિને પ્રાપ્ત કરે છે. ૪૬.

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥

ગુણરહિત હોય છતાં પરધર્મનું સેવન કરવા કરતાં સ્વધર્મ શ્રેષ્ઠ છે અને કલ્યાણકારક છે. કારણ કે પોતાનું સ્વાભાવિક કર્મ કરવાથી પાપ પ્રાપ્ત થતું નથી. ૪૭.

सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

હે અર્જુન, પોતાનું સ્વાભાવિક કર્મ દોષવાળું હોય છતાં તેનો ત્યાગ કરવો નહીં. કારણકે, અગ્નિ જેમ ધૂમાડાથી વ્યાપ્ત હોય છે તેમ તમામ આરંભો દોષથી વ્યાપ્ત હોય છે.૪૮.

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां सन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

સર્વત્ર બુદ્ધિની આસક્તિ ન રાખનાર તથા બ્રહ્મને વિષેજ પોતાના મનની સ્થીરતા રાખનાર તથા જેની સ્પૃહાઓ જતી રહેલી છે એવો યોગી સન્યાસથી ઉત્તમ પ્રકારની બ્રહ્મ-પ્રાપ્તિરૂપી સિદ્ધિને પ્રાપ્ત કરે છે.

**आरुरुक्षो र्मुनेर्योगं कर्म कारणमुच्यते ।**
**योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ५० ॥**

યોગમાર્ગમાં પ્રવેશ કરનારા મુનિને કર્મજ કારણભૂત કહેલું છે. અને યોગમાર્ગમાં ચઢેલા યોગીને શમ કારણ-ભૂત છે. ૫૦.

**उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५१ ॥**

પોતેજ પોતાનો ઉદ્ધાર કરવો, પરંતુ પોતે પોતાનો વિનાશ ન કરવો. કારણ કે, પોતાનો બન્ધુ પણ પોતેજ છે અને શત્રુ પણ પોતેજ છે. ૫૧,

**योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ ५२ ॥**

યોગીએ એકાન્તમાં રહીને મનને નિયમમાં રાખી તમામ પ્રકારની આશાઓનો ત્યાગ કરી તથા પરિગ્રહનો ત્યાગ કરી નિરંતર પોતાના અન્તઃકરણને બ્રહ્મધ્યાનમાં જોડવું. ૫૨.

**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ५३ ॥**

પોતાના ધર્મમાં મૃત્યુ થાય તે શ્રેષ્ઠ છે. પરંતુ પર-ધર્મ ભય ઉત્પન્ન કરનારો છે. ૫૩.

युंजन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।
शांतिं निर्वाणपरमां मत्संस्था मधिगच्छति ॥ ५४ ॥

એ પ્રમાણે જે યોગી એકાગ્ર ચિત્તથી બ્રહ્મનું ધ્યાન કરે છે, તે યોગી નિર્વાણુ જેમાં મુખ્ય છે એવી મારે વિષે રહેલી શાન્તિને પ્રાપ્ત કરે છે. ૫૪.

अर्जुन उवाच ॥ चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ५५ ॥

અર્જુન કહે છે કે, હે કૃષ્ણુ ! માણુસોનું અન્તઃકરણ તમામ ઇન્દ્રિઓને મથન કરનારૂં બલવાન, દ્રઢ અને ચપળ છે. તેનો નિગ્રહ કરવો તે વાયુના નિગ્રહની માફક દુષ્કર છે. ૫૫.

भगवानुवाच ॥ असंशयं महाबाहो मनोदुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ ५६ ॥

ભગવાન કહે છે કે, હે મહાબાહુ અર્જુન ! માણુસોને મનનો નિગ્રહ કરવો એ ઘણુંજ કઠીણુ છે. કારણુ કે મન અત્યન્ત ચપળ છે. માટે તેને અભ્યાસથી અને વૈરાગ્યથી વશ કરવું. ૫૬.

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥ ५७ ॥

હે અર્જુન ! યોગ ભ્રષ્ટ થયેલો યોગી જ્ઞાનિઓના અગર યોગિઓના કુલમાં જન્મ પામીને ત્યાં પૂર્વ દેહ સંબંધી બુદ્ધિના સંબંધને પ્રાપ્ત કરે છે. અને ત્યાર પછી ફરીથી સિદ્ધિને માટે પ્રયત્ન કરે છે. ૫૭.

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्ध स्ततो याति परांगतिम् ॥ ५८ ॥

પ્રયત્નથી સિદ્ધિને માટે પ્રયાસ કરનાર યોગી નિરંતર સમાધિ કરવાથી વાસના માત્ર દૂર થઈ જવાથી અનેક જન્મોએ સિદ્ધ થાય છે. અને ત્યારપછી વિદેહ મુક્તિને પ્રાપ્ત કરે છે. ૫૮.

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ५९ ॥

હજારો મનુષ્યોને વિષે કોઈ એકજ માણસ સિદ્ધિને માટે પ્રયત્ન કરે છે અને હજારો પ્રયત્ન કરતા હોય તેમાંથી કોઇકજ તત્વથી મને જાણી શકે છે. ૫૯.

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ६० ॥

હે ધનંજય (અર્જુન), મારાથી ભિન્ન હોય એવી એક પણ વસ્તુ જગતમાં નથી. પરંતુ સૂત્રમાં જેમ અનેક મણી પરોવેલા હોય છે એમ સર્વ જગત મારે વિષે પરોવાયેલું છે. ૬૦.

त्रिभि र्गुणमयै र्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ ६१ ॥

સત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણોના ભાવોથી આખું જગત મોહ પામેલું છે. અને તેથીજ એ ત્રણે ગુણોથી જે હું પર છું, તેને ઓળખી શકતું નથી. ૬૧.

**न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः ।**
**माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ ६२ ॥**

પાપ કરનારા, માયાને લીધે જેમનું જ્ઞાન ઢંકાઈ ગયેલું છે એવા અને આસુરભાવને પામેલા અધમ પુરૂષો મને પ્રાપ્ત કરી શકતાજ નથી. ૬૨.

**येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।**
**ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥ ६३ ॥**

પુણ્યકર્મ કરનારા જે મનુષ્યોનું પાપ નાશ પામેલું છે, તેજ દૃઢ વ્રતવાળા અને સુખદુઃખાદિ દ્વન્દ્વથી મુક્ત થયેલા પુરૂષો મને ભજે છે. ૬૩.

**जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।**
**ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ ६४ ॥**

મારો આશ્રય કરીને જે પુરૂષો વૃદ્ધાવસ્થા અને મરણમાંથી મોક્ષને માટે પ્રયાસ કરે છે, તે પુરૂષો સંપૂર્ણ આધ્યાત્મિક કર્મ અને બ્રહ્મને જાણી શકે છે. ૬૪.

**ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।**
**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६५ ॥**
**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६६ ॥**

વિષયોનું ધ્યાન કરનારા પુરૂષને તે તે વિષયોમાં આસક્તિ થાય છે, અને આસક્તિ થવાથી કામ ઉત્પન્ન થાય છે. કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધથી મોહ ઉત્પન્ન

થાય છે. મોહથી સ્મરણશક્તિમાં ભ્રમ થાય છે. અને તે ભ્રમ થવાથી બુદ્ધિનો નાશ થાય છે. અને બુદ્ધિ નાશ થવાથી પોતે નાશ પામે છે. ૬૫–૬૬.

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोध स्तथा लोभ स्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ ६७ ॥

આત્માને નષ્ટ કરનાર અને નરકનું દ્વાર ત્રણ પ્રકારનું છે. તે કામ ક્રોધ તથા લોભ કહેવાય છે. માટે તે ત્રણનો ત્યાગ કરવો. ૬૭.

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ६८ ॥

એ કામ અને ક્રોધ રજોગુણથી ઉત્પન્ન થયેલા છે. અને કોઇ પણ દિવસ તૃપ્ત થતા નથી, તેટલા માટે મહાપાપી છે. માટે તેઓને શત્રુ છે એમ જાણવું. ૬૮.

धूमेनाव्रियते वन्हिर्यथाऽऽदर्शो मलेनच ।
यथोल्वेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ६९ ॥

ધુમાડાથી જેમ અગ્નિ પ્રકાશ સ્વરૂપવાળો હોવા છતાં ઢંકાઇ જાય છે, વળી બિંબપ્રકાશ કરી આનંદ આપનાર દર્પણ જેમ મલથી ઢંકાઇ જાય છે, અને ચેતન ગર્ભ જેમ અચેતન ઉલ્બથી ઢંકાઇ જાય છે, તેમ પ્રથમ કરેલા કામથી મનુષ્યનું ચેતનતુલ્ય જ્ઞાન ઢંકાઇ જાય છે. ૬૯.

इंद्रियाणि मनोबुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतै र्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ७० ॥

નેત્ર વિગેરે ઇન્દ્રિઓ મન અને બુદ્ધિ એ કામને આશ્રયભૂત છે. અને એ કામ જ્ઞાનને ઢાંકી દેઇને એ ઇન્દ્રિઓ-દ્વારા જ્ઞાનિ અગર અજ્ઞાનિને મોહ પમાડે છે. ૭૦.

**इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ ७१ ॥**

એક ઇન્દ્રિયને બીજી ઇન્દ્રિય માટે રાગદ્વેષ નિયમિત રીતે થાય છે, અને તે રાગદ્વેષ મોક્ષસાધન કરનારને લુંટારા જેવા છે. જેમકે યાત્રા કરવા જનારને માર્ગમાં લુંટારાઓ આવીને વિઘ્ન કરે તો યાત્રા થઈ શકે નહીં તેમ આ રાગ, દ્વેષ, મોક્ષ સાધનમાં બહુજ વિઘ્ન કરે છે. માટે તેઓને વશ થવું નહીં. ૭૧.

**शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ ७२ ॥**

આ શરીર જ્યાં સુધી નાશ ન પામ્યું હોય ત્યાં સુધી-માં આ સંસારમાંજ ક્રોધ તથા કામના વેગને રોકવા માટે સમર્થ થાય છે, તેજ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે અને સુખી થાય છે. ૭૨.

**मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तां स्तितिक्षस्व भारत ॥ ७३ ॥**

શબ્દ વિગેરે તમામ ભોગ્ય પદાર્થો શીત, ઉષ્ણ, સુખ, દુ:ખ વિગેરેને આપનારા છે અને ઉત્પત્તિ તથા વિનાશ-ધર્મવાળા છે, તેમ અનિત્ય છે. માટે તેઓને સહન કર. ૭૩.

**यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।**
**समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ ७४ ॥**

હે શ્રેષ્ઠ પુરૂષ અર્જુન ! જે પુરૂષને એ શીતોષ્ણુ વિગેરે ભાવો વ્યથા કરી શકતા નથી અને જે ધીરપુરૂષને સુખ તથા દુઃખ સરખાંજ છે, તે પુરૂષ બ્રહ્મભાવને પામી શકે છે. ૭૪.

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्य मश्नुते ॥ ७५ ॥**

શબ્દાદિ વિષયો તથા તેથી ઉત્પન્ન થતા સુખ વિગેરે સ્પર્શોને વિષે તુચ્છપણાથી અગર બન્ધન કરનાર છે એવી બુદ્ધિથી જેનું મન પ્રવૃત્ત થયેલું નથી, એવો પુરૂષ આત્મ-સાક્ષાત્કાર કરીને જે સુખ પ્રાપ્ત કરે છે, તેજ પુરૂષ બ્રહ્મ-યોગમાં પોતાનું મન જોડાએલું હોવાથી અક્ષય સુખને પ્રાપ્ત કરે છે. ૭૫.

**योंऽतःसुखोंऽतरारामस्तथांतर्ज्योतिरेव यः ।**
**स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ ७६ ॥**

જે યોગી આત્માને વિષે સુખ માનનારો છે, આત્માને વિષેજ અહંબુદ્ધિ રાખનારો છે, અને આત્માને વિષેજ મનને જોડનારો છે, તે યોગી બ્રહ્મને વિષે આત્મભાવને પામેલો હોવાથી વિદેહ કૈવલ્ય સુખને પ્રાપ્ત કરે છે. ૭૬.

**लभंते ब्रह्मनिर्वाण मृषयः क्षीणकल्मषाः ।**
**छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ ७७ ॥**

જેના અન્તઃકરણના મલ દૂર થઇ ગયેલા છે, તેવા

તથા શંકાથી રહિત થયેલા, સર્વ પ્રાણીઓના હિતમાં પ્રેમ રાખનારા અને પોતાના મનને વશ રાખનારા ઋષિઓ વિદેહ મુક્તિને પ્રાપ્ત કરી શકે છે. ૭૭.

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्म निर्वाणं वर्तते विदितात्मनाम् ॥ ७८ ॥

કામક્રોધથી રહિત થયેલા, પોતાના મનને વશ રાખનારા અને જેમણે આત્માને ઓળખેલો છે એવા યતિઓ (સન્યાસીઓ) ને જીવિતદશામાં તથા વિદેહ દશામાં બ્રહ્માનંદનો અનુભવ સિદ્ધજ હોય છે. ૭૮.

यतेंद्रियमनोबुद्धि र्मुनि र्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ ७९ ॥

જેણે પોતાનું મન તથા બુદ્ધિને નિયમમાં રાખેલી છે, અને મોક્ષમાર્ગમાં તત્પર રહેનારા છે, તથા ઇચ્છા, ભય અને ક્રોધ જેના જતા રહ્યા છે, તે હંમેશાં મુક્તજ છે. ૭૯.

अंतकालेच मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ८० ॥

અન્તકાલે, મારૂંજ સ્મરણ કરતાં કરતાં, પોતાનો દેહ છોડીને જે જીવાત્મા પ્રયાણ કરે છે, તે મારા સ્વરૂપને પ્રાપ્ત કરે છે, એમાં સંશય નથી. ૮૦.

यं यं वापिस्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥ ८१ ॥

અન્તકાળ વખતે જે જે ભાવનું સ્મરણ કરતાં, પોતાના કલેવરનો ત્યાગ કરે છે, તે તે ભાવને પ્રાપ્ત કરે છે, કારણ કે હે અર્જુન, હમેશાં તે તે ભાવનું ધ્યાન કરવાથી અન્તકાલે તેજ ભાવનું સ્મરણ થાય છે. ૮૧.

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ ८२ ॥

જે પુરૂષ, ૐકારરૂપી, મારા અક્ષર બ્રહ્મસ્વરૂપનું ઉચ્ચારણ કરતાં કરતાં, અને સ્મરણ કરતાં કરતાં, અન્તકાલે પોતાના દેહનો ત્યાગ કરીને પ્રયાણ કરે છે, તે પરમગતિને પ્રાપ્ત કરે છે. ૮૨.

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि ॥ ८३ ॥

હે ઉત્કૃષ્ટ તપ કરનાર અર્જુન, આ ધર્મની શ્રદ્ધા ન રાખનારા પુરૂષો મને પ્રાપ્ત કર્યા સિવાયજ મરણ ધર્મવાળા સંસારમાર્ગમાં, પાછા ફરે છે. ૮૩.

अवजानंतिमां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परंभाव मजानंतो मम भूतमहेश्वरम् ॥ ८४ ॥

જે મૂર્ખ બુદ્ધિવાળા પુરૂષો, મનુષ્યદેહનો આશ્રય કરનાર મને તિરસ્કાર બુદ્ધિથી જુએ છે, તે પુરૂષો પોતે મૂર્ખ હોવાને લીધે, સર્વ પ્રાણીઓના મહેશ્વરરૂપી મારા પરમભાવને જાણતા નથી. ૮૪.

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ ८५ ॥

દૈવી પ્રકૃતિનો આશ્રય કરનારા મહાત્મા પુરૂષો તો પ્રાણીમાત્રનું આદિ અને અવિનાશી એવા મારા સ્વરૂપનું એકાગ્ર ચિત્તથી ભજન કરે છે. ૮૫.

**यांति देवव्रता देवान् पितृन्याति पितृव्रताः ।**
**भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥ ८६ ॥**

દેવતાઓનું યજન કરનારા પુરૂષો દેવલોકમાં જાય છે, પિતૃઓનું યજન કરનારા પિતૃલોકમાં જાય છે; વિનાયક વેતાલ,દુર્ગા, ક્ષેત્રપાલ અને યક્ષિણી વિગેરેનું જપ, હોમ, બલિદાન વિગેરેથી યજન કરનારા તેમના લોકમાં ગતિ કરે છે, અને મારૂં યજન કરનારા મારા સ્વરૂપને પ્રાપ્ત કરે છે. ૮૬.

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृत मश्नामि प्रयतात्मनः ॥ ८७ ॥**

જે માણસ ભક્તિથી પત્ર, પુષ્પ, અગર જલ, એમાંની જે કોઇ વસ્તુ મને અર્પણ કરે છે, તે તે વસ્તુને હું શુદ્ધ-વૃત્તિવાળા પુરૂષે ભક્તિથી આપેલું હોવાને લીધે ગ્રહણ કરૂં છું. ૮૭.

**शुभाशुभफलै रेवं मोक्ष्यसे कर्मबंधनैः।**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ ८८ ॥**

ભગવાન કહે છે કે, હે અર્જુન ! એ પ્રમાણે ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ કરનારો તું શુભાશુભ ફલ આપનારાં કર્મબંધનોથી મુક્ત થઈશ, અને એ પ્રમાણે કર્મબંધનથી

મુક્ત થયેલો સન્યાસયોગમાં ચિત્તવૃત્તિને જોડીને છેવટે મને પ્રાપ્ત કરીશ. ૮૮.

अपिचेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ८९ ॥

પ્રથમ ઘણો દુરાચાર કરનારો હોય છતાં જે પુરૂષ મને એકાગ્ર ચિત્તથી ભજે છે તેને શ્રેષ્ટજ માનવો, કારણ કે તે પુરૂષ ઉત્તમજ વ્યવહાર કરે છે. ૮૯.

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ९० ॥

હે અર્જુન ! ત્હારે એટલું તો નક્કી સમજવું કે, મારી ભક્તિ કરનારો પુરૂષ જલદીથી ધર્માત્મા થાય છે, અને નિરંતર શાન્તિ પ્રાપ્ત કરે છે, પરંતુ તેનો વિનાશ તો થતોજ નથી. ૯૦.

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ९१ ॥

મરણ ધર્મવાળા કરોડો મનુષ્યોમાં જે એકજ મનુષ્ય મોક્ષની ઇચ્છાથી, વિવેકવૈરાગ્યથી મોહનો ત્યાગ કરીને, મને અજ, અનાદિ અને લોકોના મહેશ્વરરૂપે જાણે છે, તે મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે. ૯૧.

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥ ९२ ॥

હે અર્જુન ! મારા ભક્તો, પોતાના અન્તઃકરણને મારે વિષેજ જોડે છે તથા પ્રાણને પણ મારા વિષેજ જોડે છે, અને પરસ્પર પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વેદાન્ત વાક્યોના અર્થોને સમજાવે છે, કથન કરે છે, અને પોતાના અનુભવથી પ્રસન્ન થાય છે અને આનંદ પામે છે. ૯૨.

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥ ९३ ॥

નિરંતર મારા સ્વરૂપમાંજ ચિત્તવૃત્તિને જોડનારા અને પ્રેમપૂર્વક ભજન કરનારા તે મારા ભક્તોને હું પોતેજ સ્વરૂપનું જ્ઞાન થાય તેવો બુદ્ધિયોગ આપું છું, જેથી તે ભક્તો મને પ્રાપ્ત કરી શકે છે. ૯૩.

तेषामेवानुकंपार्थ महमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ९४ ॥

મારા ભક્તો ઉપર કૃપા કરવાને માટેજ તેઓના અંતઃકરણમાં રહેલો હું દેદીપ્યમાન જ્ઞાનરૂપી દીપવડે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા–જ્ઞાનને ઢાંકી દેનાર–અન્ધકારને નાશ કરૂંછું.૯૪

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ ९५ ॥

હે અર્જુન ! સર્વ પ્રાણીમાત્રનું બીજરૂપ કારણ છે તે હુંજ છું, અને જે મારાથી રહિત હોય અર્થાત્ જેમાં મારી સત્તા ન હોય તેવું ચર અગર અચર કોઈ પણ પ્રાણી નથી. ૯૫.

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ ९६ ॥

આ જગતમાં ચેતન અગર અચેતન જે કોઇ વસ્તુ વિભૂતિ (ઐશ્વર્ય) વાળું દેખાતું હોય, લક્ષ્મી અગર કાન્તિ-વાળું દેખાતું હોય, અને બલવાળું અગર પુષ્ટિવાળું દેખાતું હોય, તે તમામ મારા તેજના અંશથી ઉત્પન્ન થયેલું છે એમ જાણવું. ૯૬.

अनन्यांश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ ९७ ॥

જે મનુષ્યો, મારૂં અનન્ય ભાવથી ચિન્તન કરતા રહીને નિરંતર ઉપાસના કરે છે, તેવા નિત્ય ભક્તિ કરનારા પુરૂષોના યોગ (નહિ મળેલી વસ્તુ પ્રાપ્ત થવી તે) અને ક્ષેમ (મળેલી વસ્તુનું રક્ષણ) તે હું પોતેજ કરૂં છું. ૯૭.

मय्येवमन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत उर्ध्वं न संशयः ॥ ९८ ॥

હે અર્જુન, તું મારે વિષેજ મનને જોડ, મારે વિષેજ બુદ્ધિને સ્થિર કર, અને એટલું કર્યા પછી મારા સ્વરૂપમાંજ તારો નિવાસ થશે એમાં સંશય નથી. ૯૮.

श्रेयो हि ज्ञान मभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफल त्याग स्त्यागाच्छांति रनंतरम् ॥ ९९ ॥

અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે, ધ્યાનથી કર્મફલનો ત્યાગ કરવો એ શ્રેષ્ઠ છે, અને કર્મ-

ફલનો ત્યાગ કરવાથી છેવટે શાન્તિ પ્રાપ્ત થાય છે. ૯૯.

**अमानित्व मदंभित्व महिंसा क्षांति रार्जवम् ।**
**आचार्योपासनं शौचं स्थैर्य मात्मविनिग्रहः ॥ १०० ॥**

અભિમાન ન રાખવો, દંભ ન કરવો, હિંસા ન કરવી, સહનશીલતા, નિષ્કપટીપણું, આચાર્યની ઉપાસના કરવી, પવિત્રતા રાખવી, સ્થીરતા, મનોનિગ્રહ; ૧૦૦.

**इन्द्रियार्थेषु वैरांग्य मनहंकार एव च ।**
**जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ १०१ ॥**

નેત્ર વિગેરે ઇન્દ્રિઓથી ગ્રહણ થતા વિષયોમાં વૈરાગ્ય, અહંકારનો ત્યાગ કરવો, સંસારમાં જન્મ ધારણ કરવો, મૃત્યુ પામવું, વૃદ્ધાવસ્થા ભોગવવી, વ્યાધિ ભોગવવી વિગેરે દોષો જોયા કરવા; ૧૦૧.

**असक्ति रनभिष्वंगः पुत्रदारगृहादिषु ।**
**नित्यं च समचित्तत्व मिष्टानिष्टोपपत्तिषु ॥ १०२ ॥**

ભોગોમાં અન્તઃકરણનો પ્રેમ ન રાખવો, પુત્ર, સ્ત્રી, અને ગૃહ વિગેરેમાં મમતા ન રાખવી, ઇષ્ટ અથવા અનિષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય તેમાં સમચિત્તવૃત્તિ રાખવી. ૧૦૨.

**मयि चानन्ययोगेन भक्ति रव्यभिचारिणी ।**
**विविक्तदेशसेवित्व मरति र्जनसंसदि ॥ १०३ ॥**

પરમેશ્વરથી અન્ય કોઈ પણ શરણભૂત નથી એવી નિયમિત મારી ભક્તિ કરવી, એકાન્ત પ્રદેશમાં રહેવું, તથા જનસમુદાયમાં રહેવાને અરૂચિ રાખવી. ૧૦૩.

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञान मिति प्रोक्त मज्ञानं यदतोऽन्यथा ॥ १०४ ॥

આત્મજ્ઞાનમાં નિરંતર પ્રેમ રાખવો, તત્વજ્ઞાનાર્થનું દર્શન કરવું, એ પ્રમાણે વીસસંખ્યાવાળું જ્ઞાનનું સાધન છે, અને તેનાથી ઉલટું તે અજ્ઞાન છે. ૧૦૪.

उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ १०५ ॥

આ દેહને વિષે રહેલો આત્મા દેહથી ભિન્ન છે, બુદ્ધિ અને બુદ્ધિના વ્યાપારનો સાક્ષી હોવાથી બુદ્ધિથી પણ ભિન્ન છે, તટસ્થ છે, મહત્તત્વ વિગેરે ષોડશ વિકારોને સત્તા તથા સ્ફુર્તિ આપનારો છે, સૂર્ય જેમ અન્ધકારને પોતાને વિષે લીન કરે છે તેમ અવ્યક્તથી આરંભીને સ્થૂલ સુધીના તમામ પદાર્થોને પોતાને વિષે લીન કરે છે, મહેશ્વર છે, અને પરમાત્મા છે, એ પ્રમાણે શ્રુતિઓમાં આત્માનું સ્વરૂપ કહેલું છે. ૧૦૫.

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ १०६ ॥

કેટલાક યોગીઓ પોતેજ પોતાના દેહમાં રહેલા આત્માને ધ્યાન કરીને જુએ છે, બીજા કેટલાએક યોગિઓ સાંખ્યમાર્ગથી જુએ છે અને તે સિવાયના કેટલાએક પુરૂષો કર્મમાર્ગથી આત્માનું દર્શન કરે છે. ૧૦૬.

अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥ १०७ ॥

બીજા કેટલાએક મુમુક્ષુઓ તો ઉપર બતાવેલા માર્ગોને નહિં જાણનારા હોવાથી બીજાઓને મોંઢેથી સાંભળીને તે પ્રમાણે ઉપાસના કરે છે, તેથી તેઓ પણ શ્રુતિમાં પરાયણ હોવાથી મૃત્યુને (સંસારને) તરી જાય છે.

अनादित्वा न्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥ १०८ ॥

હે અર્જુન ! પરમાત્મા અનાદિ છે, અને નિર્ગુણ હોવાથી અવ્યય છે, અને શરીરમાં રહેલો છે છતાં કાંઈ પણ કર્મ કરતો નથી અને કર્મના ફલોથી લેપાતો નથી. ૧૦૮

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ १०९ ॥

જેમ આકાશ સર્વત્ર વ્યાપ્ત છે છતાં સૂક્ષ્મતાને લીધે લેપાતું નથી તેવીજ રીતે આ દેહમાં આત્મા સર્વત્ર વ્યાપ્ત થઈને રહેલો હોવા છતાં લેપાતો નથી. ૧૦૯.

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ११० ॥

જેમ સૂર્ય એકલોજ પોતે આ સમગ્ર લોકમાં પ્રકાશ આપે છે, તેવીજ રીતે હે અર્જુન, આ દેહમાં રહેલો આત્મ તમામ દેહને પ્રકાશિત કરે છે. ૧૧૦.

उर्ध्वं गच्छंति सत्वस्था मध्ये तिष्ठंति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥ १११ ॥

સત્વગુણની પ્રકૃતિવાળા પુરૂષો બ્રહ્મલોક અગર વિષ્ણુ

લોકમાં ગતિ કરે છે, રજોગુણની પ્રકૃતિવાળા દેવલોક અગર મનુષ્ય લોકમાંજ રહે છે, અને નિન્દિત ગુણની વૃત્તિવાળા તામસી લોકો પશુપક્ષીની યોનિમાં ગતિ કરે છે. ૧૧૧.

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखै र्विमुक्तोऽमृत मश्नुते ॥ ११२ ॥

દેહની સાથે ઉત્પન્ન થયેલા આ ત્રણે ગુણોનું ઉલ્લંઘન કરીને આત્મા, જન્મ મૃત્યુ તથા વૃદ્ધાવસ્થા, એ દુઃખોથી મુક્ત થાય છે અને મોક્ષફલને પ્રાપ્ત કરે છે. ૧૧૨.

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।
तुल्यप्रियाप्रियो धीर स्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ ११३ ॥

સુખ અને દુઃખને સરખાં માનનારો, સ્વસ્થ, માટીનું ઢેપું પત્થર અને સુવર્ણ એ બધાંને એક સરખા માનનારો, પ્રિય અને અપ્રિયને પણ સરખા માનનારો, ધીરતા રાખનાર, પોતાની નિન્દા તથા સ્તુતિને સરખા માનનાર; ૧૧૩.

मानापमानयो स्तुल्य स्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ ११४ ॥

માન તથા અપમાનને સરખા માનનાર, શત્રુ તથા મિત્રને સરખા માનનાર, અને સર્વ આરંભોનો ત્યાગ કરનાર યોગી, ગુણાતીત કહેવાય છે. ૧૧૪.

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञ स्तदोच्यते ॥ ११५ ॥

હે અર્જુન ! જ્યારે મનુષ્ય પોતાના મનમાં રહેલી તમામ વાસનાઓનો ત્યાગ કરે છે અને પોતે પોતાના આત્માને વિષેજ પ્રસન્નતાવાળો રહે છે, ત્યારે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૧૧૫.

यथा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्य स्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ११६ ॥

કાચબો પોતાના અંગોનો સંકોચ કરે છે, તેમ યોગી પોતાની ઇન્દ્રિઓને પોતપોતાના વિષયોથી નિવૃત્ત કરે છે, ત્યારે તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત થાય છે. ૧૧૬.

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः।
द्वंद्वैर्विमुक्ताः सुख दुःख संज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ।११७।

માન તથા મોહથી રહિત થયેલા, ઇન્દ્રિઓ તથા મનના વિષયો સાથે સંસર્ગ કરવો તે રૂપી દોષને જેમણે જીતેલો છે તેવા, આત્મજ્ઞાનમાં પ્રેમ રાખનારા, વાસનાઓનો ત્યાગ કરનારા, અને સુખ–દુઃખ વિગેરે જોડકાંથી મુક્ત થયેલા, એવા યોગીઓ તે અવ્યય બ્રહ્મપદને પ્રાપ્ત કરે છે. ૧૧૭.

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम॥ ११८ ॥

જ્યાં સૂર્ય, ચંદ્ર, તથા અગ્નિનો પ્રકાશ અજવાળું આપી શકતો નથી અને જ્યાં ગયા પછી પાછા ફરવું પડતું નથી તેજ મારૂં પરમ ધામ જાણવું. ૧૧૮

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनः षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ११९ ॥

ભગવાન કહે છે કે, આ સંસારમાં જે જીવ છે, તે મારોજ અંશ છે, અને સનાતન છે, તથા જ્યારે પૂર્વ દેહનો ત્યાગ કરી અન્ય દેહનો સ્વીકાર કરે છે ત્યારે પૂર્વદેહનાં મન તથા ઇન્દ્રિઓને અન્ય દેહ પ્રત્યે આકર્ષણ કરે છે. ૧૧૯.

**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ १२० ॥**

શરીરમાં રહેલો આત્મા કાન, નેત્ર, ત્વચા, જીહ્વા, નાસિકા, અને મન એ ઇન્દ્રિઓને સાધનરૂપે કરીને વિષયોને પ્રાપ્ત કરે છે. ૧૨૦.

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १२१ ॥**

હું પ્રાણીમાત્રના દેહમાં અગ્નિ સ્વરૂપે રહીને પ્રાણ અપાન વિગેરે વાયુઓની સાથે રહી ભક્ષ્ય-ભોજ્ય-લેહ્ય તથા ચોષ્ય, એ પ્રમાણે ચાર પ્રકારના અન્નને પચાવું છું. ૧૨૧.

**अभयं सत्वसंशुद्धि र्ज्ञानयोगव्यवस्थितिः ।**
**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १२२ ॥**
**अहिंसा सत्य मक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।**
**दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ १२३ ॥**
**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।**
**भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ १२४ ॥**

અભય, સત્વશુદ્ધિ, જ્ઞાનયોગની સ્થિતિ, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ,

શાન્તિ, પિશુનતાનો ત્યાગ, પ્રાણીઓ ઉપર દયા, નિર્લોભ-પણું, કોમલતા, લજ્જા, અચાપલ્ય, તેજ, ક્ષમા, ધીરતા, પવિત્રતા, અદ્રોહ અને અભિમાનનો ત્યાગ, એ દૈવી સંપત છે અને તે જેનું ભવિષ્યમાં કલ્યાણ થવાનું હોય તેવા પુરૂષને હોય છે. ૧૨૨-૧૨૩-૧૨૪.

**दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ।**
**माशुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥ १२५ ॥**

ભગવાન કહે છે કે હે અર્જુન ! દૈવી સંપત્ મોક્ષ આપનારી છે, અને આસુરી સંપત્તિ બંધન કરનારી છે પરંતુ તું તો દૈવી સંપતવાળો છું માટે શોક કરીશ નહીં. ૧૨૫.

**दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ १२६ ॥**

દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, પરૂષતા, અને અજ્ઞાન એ આસુરી સંપત્તિ છે, અને હે અર્જુન, ભવિષ્યમાં જેનું અનિષ્ટ થવાનું છે તે પુરૂષ આસુરી સંપત્તિવાળો હોય છે. ૧૨૬

**अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।**
**प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ १२७ ॥**

અનેક પ્રકારે ચિત્તમાં ભ્રાન્તિ રાખનારા અને મોહ-રૂપી જાળમાં વિંટાઈ રહેલા તથા કામભોગમાં આસક્તિ રાખનારા પુરૂષો અપવિત્ર નરકમાં પડે છે. ૧૨૭.

**तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १२८ ॥**

હે અર્જુન ! જે પુરૂષો આ સંસારમાં ક્રૂર કર્મ કરનારા છે, સજ્જનો ઉપર દ્વેષ કરનારા છે, અશુભ અને નિરંતર અધમ છે, તેઓને હું આસુરી યોનિમાં નાંખું છું. ૧૨૮.

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥ १२९ ॥

જે મૂઢ પુરૂષો આસુરી યોનિને પ્રાપ્ત કરે છે, તે પુરૂષો કોઈ પણ જન્મમાં મને પ્રાપ્ત ન કરતાં છેવટે અધોગતિનેજ પ્રાપ્ત કરે છે. ૧૨૯.

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ १३० ॥

જે પુરૂષો, શાસ્ત્રોક્ત વિધિનો ત્યાગ કરીને, પોતાની ઇચ્છામાં આવે તેવું વર્તન કરે છે, તે પુરૂષો કરેલા કર્મની સિદ્ધિને, સુખને, અને પરમગતિને પ્રાપ્ત કરી શકતા નથી. ૧૩૦

यज्ञ दानं तपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनिषिणाम् ॥ १३१ ॥

યજ્ઞ, દાન, અને તપશ્ચર્યા, એ કર્મોનો કોઈ પણ દિવસ ત્યાગ ન કરવો પરંતુ નિરંતર કર્યા કરવાં; કારણ કે, યજ્ઞ, દાન, અને તપ, એ કર્મો વિદ્વાનોને પવિત્ર કરનારો છે. ૧૩૧.

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १३२ ॥

ઘણા પુરૂષો રાગ, ભય, તથા ક્રોધનો ત્યાગ કરીને,

મારે વિષેજ ચિત્તવૃત્તિને જોડીને મારી સેવા કરનારા, જ્ઞાન અને તપશ્ચર્યાથી પવિત્ર થયેલા, મારા સ્વરૂપને પ્રાપ્ત કરનારા થયા છે. ૧૩૨.

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ १३३ ॥**

હે ઉત્કૃષ્ટ તપ કરનાર અર્જુન ! દ્રવ્ય યજ્ઞ કરવા કરતાં જ્ઞાનયજ્ઞ ઘણોજ શ્રેષ્ઠ છે, કારણકે તમામ પ્રકારનું સંપૂર્ણ કર્મ જ્ઞાનમાં સમાપ્ત થઈ જાય છે. ૧૩૩.

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ १३४ ॥**

હે અર્જુન ! જ્ઞાનિઓને પ્રણામ કરીને, પ્રશ્ન કરીને, તથા સેવા કરીને, તું તે જ્ઞાન પ્રાપ્ત કર, કારણ કે તે જ્ઞાનિઓ તત્વને જોનારા છે તેથી તને જ્ઞાનનો ઉપદેશ કરશે. ૧૩૪.

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ १३५ ॥**

જો કે તું તમામ પાપકર્મ કરનારાઓમાં, અધિક પાપકર્મ કરનાર હોઈશ, છતાં તે તમામ પાપને જ્ઞાનરૂપી નૌકાથી તરી જઈશ. ૧૩૫.

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ १३६ ॥**

હે અર્જુન, જેમ સારી રીતે સળગેલો અગ્નિ તમામ બળતણને ભસ્મીભૂત કરી નાખે છે તેમ જ્ઞાનરૂપી અગ્નિ

તમામ કર્મોને બાળીને ભસ્મીભૂત કરી નાખે છે. ૧૩૬.

नहि ज्ञानेन सदृशं पवित्र मिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥ १३७ ॥

આ જગતમાં જ્ઞાનના જેવું બીજું કોઈ પણ વસ્તુ પવિત્ર કરનાર નથી, અને તે જ્ઞાનને, યોગસિદ્ધ પુરૂષ, કેટલેક કાળે પોતાના આત્માને વિષે જાણી શકે છે. ૧૩૭.

श्रद्धावांल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांति मचिरेणाधिगच्छति ॥ १३८ ॥

શ્રદ્ધાવાળો અને નિરંતર ઇશ્વરમાં પરાયણ રહેનારો પુરૂષ ઇન્દ્રિઓને નિયમમાં રાખીને જ્ઞાન પ્રાપ્ત કરે છે અને ત્યાર પછી થોડા વખતમાં શાન્તિ મેળવે છે. ૧૩૮.

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ १३९ ॥

મૂર્ખ, અશ્રદ્ધાવાળો, તથા સંશયવાળો પુરૂષ, વિનાશ પામે છે; સંશય રાખનાર પુરૂષને આલોક નથી, પરલોક પણ નથી તેમ સુખ પણ મલતું નથી. ૧૩૯.

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १४० ॥

જે પુરૂષો પોતાની બુદ્ધિવૃત્તિઓને બ્રહ્મમાંજ જોડનારા છે, મનને પણ બ્રહ્મમાંજ જોડનારા છે, બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મપરાયણ રહેનારા છે, તે પુરૂષો જ્ઞાન પ્રાપ્ત થવાથી

અને પાપનો ક્ષય થવાથી જ્યાં ગયા પછી પુનરાવર્તન કરવું પડતું નથી તેવા પદને પ્રાપ્ત કરે છે. ૧૪૦.

**चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १४१ ॥**

હે અર્જુન ! આર્ત (પીડા પામનાર) જીજ્ઞાસુ (જ્ઞાનની ઈચ્છા રાખનાર) અર્થાર્થી (દ્રવ્યની ઈચ્છા રાખનાર) તથા જ્ઞાનિ એ પ્રમાણે ચાર પ્રકારના પુણ્યવાન પુરૂષો મને ભજે છે. ૧૪૧.

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्ति र्विशिष्यते ।**
**प्रियोहि ज्ञानिनोऽत्यर्थमहं च मम स प्रियः ॥ १४२ ॥**

ઉપર કહેલા ચાર પ્રકારના પુરૂષોમાં કેવલ ભક્તિ કરનાર અને નિત્ય જ્ઞાનમાં પરાયણ રહેનાર જ્ઞાની પુરૂષ શ્રેષ્ઠ છે; કારણકે જ્ઞાનિને હું ઘણો પ્રિય છું અને જ્ઞાની મને ઘણોજ પ્રિય છે. ૧૪૨.

**बहुनां जन्मनामंते ज्ञान्वान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १४३ ॥**

ઘણા જન્મના અન્તે જ્ઞાની પુરૂષ, મને પ્રાપ્ત કરે છે, કારણકે સંસારમાં રહેલા સર્વ પદાર્થો વાસુદેવમય છે એમ માનનાર મહાત્મા ઘણોજ દુર્લભ છે. ૧૪૩.

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।**
**परंभावमजानंतो ममाव्ययमनुत्तमम ॥ १४४ ॥**

બુદ્ધિ વિનાના પુરૂષો, હું અવ્યક્ત છું છતાં વ્યક્તિ-

ભાવને પામેલો છું એમ માને છે એટલે સામાન્ય મનુષ્ય-રૂપે જુએ છે, તે પુરૂષો અત્યુત્તમ એવા મારા પરમ ભાવને જાણતા નથી. ૧૪૪.

**बुद्ध्या विशुद्ध्या युक्तो धृत्यात्मानं नियम्य च ।**
**शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्यच ॥ १४५ ॥**
**विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।**
**ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ १४६ ॥**
**अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।**
**विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ १४७ ॥**

શુદ્ધ બુદ્ધિવાળો યોગી ધીરજથી મનને નિયમમાં રાખીને, શબ્દ વિગેરે વિષયોનો ત્યાગ કરીને, રાગદ્વેષનો ત્યાગ કરીને, એકાન્ત વાસ કરનાર, વાણીને નિયમમાં રાખનાર, દેહ તથા મનને પણ નિયમમાં રાખનાર, નિરંતર ધ્યાનયોગમાં તત્પર રહેનાર અને વૈરાગ્યનો આશ્રય કરનાર, અહંકાર, બલ, દર્પ, કામ, ક્રોધ, તથા પરિગ્રહનો તથા મમતાનો ત્યાગ કરીને શાન્તવૃત્તિવાળો બ્રહ્મસ્વરૂપને પામે છે. ૧૪૫–૧૪૬–૧૪૭.

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ १४८ ॥**

બ્રહ્મભાવને પામેલો તથા પ્રસન્ન અન્તઃકરણવાળો યોગી કોઈ દિવસ શોક કરતો નથી તેમ કોઈ વસ્તુની આકાંક્ષા પણ કરતો નથી; તેમ સર્વ પ્રાણીઓમાં સમબુદ્ધિ રાખનાર પરમભક્તિને પ્રાપ્ત કરે છે. ૧૪૮.

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।

न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ १४९ ॥

હે અર્જુન ! આ જ્ઞાન, જે તપશ્ચર્યા ન કરતો હોય, ભક્તિ ન કરતો હોય, કોઈ પણ દિવસ સેવા ન કરતો હોય, અને મારા ઉપર ઇર્ષ્યા કરતો હોય તેને આપવું નહીં. ૧૪૯.

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।

ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ १५० ॥

આપણા બન્ને જણના ધાર્મિક સંવાદનું જે પુરૂષો અધ્યયન કરશે, તેઓને હું ઇચ્છેલું ફલ આપીશ; કારણકે તેઓએ કરેલા જ્ઞાનયજ્ઞથી હું પ્રસન્ન થઇશ. ૧૫૦.

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।

सोऽपि मुक्तः शुभाँल्लोकान्प्राप्नुयात्पुण्यकर्मणाम ॥१५१॥

જે પુરૂષ શ્રદ્ધા રાખનાર છે, ઇર્ષ્યા કરતો નથી, અને શ્રવણ કરે છે, તે પુરૂષ પણ મુક્ત છે, અને પુણ્યકર્મ કરનારાઓ જે લોકમાં ગમન કરે છે તે લોકમાં શ્રવણ કરનાર પણ ગતિ કરે છે. ૧૫૧.

ओम् शांतिः ३ ॥





# अथ महापुराण सारः

## श्री परमेश्वरस्तव ॥ १ ॥

ॐ सत्यं परं धीमहि ॥ १ ॥

नमामित्वानन्त शक्तिं परेशं सर्वात्मानं केवलं ज्ञप्तिमात्रम् ।
विश्वोत्पत्तिस्थान संरोध हेतुं यत्तद्ब्रह्म ब्रह्मलिंगं प्रशान्तम्॥२॥

અનન્ત શક્તિવાળા, સર્વાત્મા, પરેશ, કેવળજ્ઞાન સ્વરૂપ, વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લયના કારણરૂપ, શાન્ત, અને બ્રહ્મસ્વરૂપી પરમાત્મા ! હું તને નમસ્કાર કરૂં છું. ૧–૨.

रूपंयत्तत्प्राहुरव्यक्तमाद्यंब्रह्मज्योति र्निगुणं निर्विकारं ।
सत्तामात्रं निर्विशेषं निरीहं सत्वं साक्षाद्विष्णुरध्यात्मदीपः ।३।

બ્રહ્મનું સ્વરૂપ, અવ્યક્ત છે, નિર્ગુણ છે, જ્યોતિર્મય છે, નિર્વિકાર છે, સત્તામાત્ર છે, નિર્વિશેષ છે, નિરીહ છે, સત્વમય છે, તેમ સાક્ષાત વિષ્ણુજ અધ્યાત્મદીપ છે. ૩.

एकस्त्व मात्मा पुरुषः पुराणः सत्यः स्वयं ज्योति रनंत आद्यः।
नित्योऽक्षरोऽ जस्त्र सुखो निरंजनः पूर्णोऽद्वयोमुक्त उपाधितोऽमृतः ॥ ४ ॥

હે પરમાત્મા ! તું આત્મારૂપે એકજ છું, પુરાણ-પુરૂષ છું, સત્ય છું, સ્વયંજ્યોતિ છું, અનંત છું, આદ્ય છું, નિત્ય છું, અક્ષર છું, નિરંતર સુખમય છું, નિરંજન છું, પૂર્ણ છું, અને અદ્વય તથા ઉપાધિથી મુક્ત છું. ૪.

**यथा हिरण्यं बहुधा समीयते नृभिः क्रियाभि र्व्यवहार वर्त्मसु ।**
**एवं वचोभि र्भगवान धोक्षजो व्याख्यायते लौकिकवैदिकैर्जनैः ॥ ५ ॥**

વ્યવહાર માર્ગોમાં માણસો જેમ સુવર્ણનો અનેક સ્વરૂપે ઉપયોગ કરે છે, તેમ લૌકિક અને વૈદિક માણસો ભગવાનના સ્વરૂપનું અનેક પ્રકારે વ્યાખ્યાન કરે છે. ૫.

**त्वामात्मानं परंमत्वा परमात्मानमेवच ।**
**आत्मा पुनर्बहि र्मृग्य अहोऽज्ञ जनताऽ ज्ञता ॥ ६ ॥**

તમને આત્માને પર માનીને અગર પરમાત્મા સ્વરૂપે માનીને, ફરીથી આત્મા જુદો છે એમ સમજી બહાર શોધવા જવું એ, આશ્ચર્ય થાય છે કે મૂર્ખ લોકોની કેટલી મૂર્ખતા છે. ૬.

**हरिर्हि निर्गुणः साक्षात्पुरुषः प्रकृतेः परः ।**
**स सर्वदृगुपदृष्टा तं भजन्नि र्गुणो भवेत् ॥ ७ ॥**

હરિ સાક્ષાત નિર્ગુણ પુરૂષ છે, પ્રકૃતિથી પર છે. તેમ તમામ જનોની દ્રષ્ટિનો ઉપદ્રષ્ટા છે, માટે તેનું ભજન કરનાર પણ નિર્ગુણ થાય છે. ૭.

**तपस्विनो दानपरा यशस्विनो मनस्विनो मन्त्रविदः सुमंगलाः ।**
**क्षेमं न विन्दन्ति विना यदर्पणं तस्मै सुभद्रश्रवसे नमो नमः ॥८॥**

તપસ્વીઓ, દાન કરનારાઓ, યશસ્વિઓ, મનસ્વિઓ,

મન્ત્ર જાણનારાઓ, તથા સારા મંગલવાળા, જેને અર્પણ કર્યા સિવાય કલ્યાણ પ્રાપ્ત કરી શકતા નથી તે પરબ્રહ્મને હું નમસ્કાર કરૂં છું કારણ કે જેનું નામ દેવાથી પણ કલ્યાણ થાય છે. ૮.

**ॐ नमस्तेऽस्तु भगवन्नारायण वासुदेवादिपुरुष महापुरुष महानुभाव परममंगल परमकल्याण परमकारुणिक केवल जगदाधार लोकैकनाथ सर्वेश्वर लक्ष्मीनाथ परमहंस परिव्राजकैः परमेणात्मयोगसमाधिना परिभावित परिस्फुट पारमहंस्यधर्मेणोद्धाटिततमः कपाटद्वारे चित्तेऽपावृत्त आत्मलोके स्वयमुपलब्ध निजसुखानुभवो भवान् ॥ ९ ॥**

હે ભગવાન ! નારાયણ, વાસુદેવ, આદિપુરૂષ, મહાપુરૂષ, મહાનુભાવ, પરમમંગલ, પરમકલ્યાણ, પરમદયાળુ, જગતના એકઆધાર, લોકોના એકસ્વામી, સર્વેશ્વર, લક્ષ્મીનાથ, તમને હું નમસ્કાર કરૂં છું. તમો, પરમહંસ પરિવ્રાજકોએ, પરમ આત્મયોગ સમાધિવડે, જાણવામાં આવેલા સ્પષ્ટ પરમહંસોના ધર્મવડે ઉઘાડેલા અંધકારના કમાડરૂપી દ્વારવાળા અંતઃકરણને વિષે, ખુલ્લા થયેલા આત્મલોકમાં સ્વયં સુખનો અનુભવ મેળવનાર છો. ૯.

**नमः समाय शुद्धाय पुरुषाय पराय च ।**
**वासुदेवाय सत्त्वाय तुभ्यं भगवते नमः ॥ १० ॥**

હે ભગવાન ! તમો, સમશુદ્ધ પરમપુરૂષ અને સર્વત્ર વ્યાપ્ત થઇને રહેલા છો અને સત્વમય છો, તેમને હું નમસ્કાર કરૂં છું. ૧૦.



# ईश्वरोपासना ॥ २ ॥

अर्चादावर्चयेत्तावदीश्वरं मां स्वकर्मकृत् ।
यावन्न वेद स्वहृदि सर्वभूतेष्ववस्थितम् ॥ १ ॥

જ્યાં સુધી સર્વ પ્રાણીમાત્રમાં રહેલા અને પોતાના હૃદયમાં પણ રહેલા ઈશ્વરને જાણે નહીં ત્યાં સુધી પોતાનું નિત્યકર્મ કરતી વખતે મૂર્તિ વિગેરેમાં પૂજન કરે. ૧.

अहं सर्वेषु भूतेषु भूतात्मावस्थितः सदा ।
तमवज्ञाय मां मर्त्यः कुरुतेऽर्चाविडम्बनम् ॥ २ ॥

હું તમામ પ્રાણીઓમાં પ્રાણીઓના આત્મારૂપે રહેલો છું તેનું અપમાન કરીને (તેને ઓળખ્યા સિવાય) માણસો અન્યત્ર પૂજન કરે છે તે વિડંબણાજ છે. ૨.

यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम् ।
हित्वार्चां भजते मौढ्याद्भस्मन्येव जुहोति सः ॥ ३ ॥

જે માણસ, હું સર્વ પ્રાણીઓમાં રહેલો છું, તેનો ત્યાગ કરીને મૂર્ખતાથી અન્યત્ર પૂજન કરે છે તે પુરૂષ ભસ્મમાંજ હોમ કરે છે ૩.

नाचरेद्यस्तु वेदोक्तं स्वयमज्ञोऽजितेन्द्रियः ।
विकर्मणा ह्यधर्मेण मृत्योर्मृत्युमुपैति सः ॥ ४ ॥

જે પુરૂષ, પોતે મૂર્ખ હોય અને પોતાની ઇન્દ્રિઓને ન જીતિ હોય તે પુરૂષ જેટલું વૈદિક કર્મ કરે છે, તે કર્મ વિકર્મ અગર અધર્મ જેવું ગણાય છે, અને તેથી એક

મૃત્યુથી બીજા મૃત્યુને પામે છે; અર્થાત્ વારંવાર મરણ ધર્મવાળા સંસારમાં જન્મ ધારણ કરે છે. ૪.

वेदोक्तमेव कुर्वाणो निःसंगोऽर्पितमीश्वरे ।
नैष्कर्म्यां लभते सिद्धिं रोचनार्था फलश्रुतिः ॥ ५ ॥

વેદોમાં કહેલાં કર્મો કરનાર પુરૂષ કર્મફલને ઈશ્વરાર્પણ કરે છે તો તેથી નૈષ્કર્મ્ય સિદ્ધિને પ્રાપ્ત કરે છે, કારણ કે અમુક કર્મ કરવાથી અમુક ફલ પ્રાપ્ત થાય એવું વેદમાં કહ્યું છે તે કર્મ ઉપર રૂચિ ઉત્પન્ન કરવા કહેલું છે. ૫.

एवमग्न्यर्क तोयादावतिथौ हृदये च यः ।
यजतीश्वरमात्मानमचिरान्मुच्यते हि सः ॥ ६ ॥

એ પ્રમાણે જે પુરૂષ અગ્નિમાં, સૂર્યમાં, જલ વિગેરેમાં, અતિથિમાં, તથા પોતાના હૃદયમાં રહેલા આત્મારૂપી ઈશ્વરનું પૂજન કરે છે, તે પુરૂષ થોડાજ વખતમાં મુક્ત થાય છે. ૬.

लब्ध्वेह मानुषीं योनिं ज्ञानविज्ञानसंभवाम् ।
आत्मानं यो न बुध्येत न क्वचिच्छममाप्नुयात् ॥ ७ ॥

જ્ઞાન–વિજ્ઞાનથી ઉત્પન્ન થયેલી મનુષ્ય યોનિને પ્રાપ્ત કરીને, જે પુરૂષ આત્માને ઓળખતો નથી તે પુરૂષ કોઈ પણ જગાએ શાન્તિ મેળવી શકતો નથી. ૭.

आचार्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापतेः ।
भ्राता मरुत्पते मूर्तिर्माता साक्षात्क्षितेस्तनुः ॥ ८ ॥

આચાર્ય બ્રહ્માની મૂર્તિ છે, પિતા પ્રજાપતિની મૂર્તિ છે, ભાઈ, મરૂત્પતિની મૂર્તિ છે,અને માતા પૃથ્વીની મૂર્તિ છે. ૮.

दयाया भगिनी मूर्ति धर्मस्यात्मातिथिः स्वयम् ।
अग्नेरभ्यागतो मूर्तिः सर्वभूतानि चात्मनः ॥ ९ ॥

બેન દયાની મૂર્તિ છે, અતિથિ પોતે ધર્મની મૂર્તિ છે, અભ્યાગત અગ્નિની મૂર્તિ છે, અને તમામ પ્રાણીઓ એ પોતાના આત્માનીજ મૂર્તિ છે. ૯.

## भूदेव महिमा ॥ ३ ॥

श्री भगवानुवाच ।
नाहं विशंके सुरराजवज्रान्नत्र्यक्षशूलान्नयमस्य दंडात् ।
नाग्न्यर्कसोमानिल वित्तपास्त्राच्छंके भृशं ब्रह्मकुलाव-
मानात् ॥ १ ॥

ભગવાન કહે છેઃ—

હું ઈન્દ્રના વજ્રથી શંકા રાખતો નથી, મહાદેવના ત્રિશૂલથી શંકા રાખતો નથી, યમરાજાના દંડથી શંકા રાખતો નથી, અગ્નિ, સૂર્ય, સોમ, અને કુબેરના આયુધોથી પણ શંકા રાખતો નથી. પરંતુ બ્રહ્મકુલનું અપમાન કરવાથી અત્યન્ત શંકા રાખું છું. ૧.

नह्यग्नि मुखतोऽयं वै भगवान्सर्वयज्ञभुक् ।
इज्येत हविषा राजन्यथा विप्रमुखे हुतैः ॥ २ ॥

હે રાજા! જેમ બ્રાહ્મણોના મુખમાં હોમ કરવાથી (બ્રાહ્મણ ભોજન કરવાથી) ભગવાનની પૂજા કરી શકાય છે તેમ સર્વ યજ્ઞને ભોગવનાર ભગવાનની અગ્નિના મુખમાં આહુતિ નાખીને પૂજા કરી શકાતી નથી; અર્થાત્ બ્રાહ્મણ ભોજન કરવાથી ભગવાન જેટલા પ્રસન્ન થાય છે તેટલા હોમ કરીને યજ્ઞ કરવાથી પ્રસન્ન થતા નથી. ૨.

**तस्माद्ब्राह्मणदेवेषु मर्त्यादिषु यथार्हतः ।**
**तैस्तैः कामैर्यजस्वैनं क्षेत्रज्ञं ब्राह्मणा ननु ॥ ३॥**

તેટલા માટે મનુષ્ય લોકમાં રહેલા બ્રાહ્મણરૂપી દેવતાઓનું યથાયોગ્ય રીતે પૂજન કરીને, મનમાં ધારેલી કામનાઓ પૂર્ણ કરો. કારણ કે બ્રાહ્મણ પૂજનથી ક્ષેત્રજ્ઞ પ્રસન્ન થાયછે. ૩.

**विप्रागावश्च वेदाश्च तपः सत्यं दमः शमः ।**
**श्रद्धा दया तितिक्षा च क्रतवश्च हरेस्तनूः ॥ ४ ॥**

બ્રાહ્મણો, ગાયો, વેદો, તપ, સત્ય, દમ, શમ, શ્રદ્ધા, દયા, તિતિક્ષા, અને યજ્ઞો, એ ભગવાનના દેહો છે. ૪.

**ब्राह्मणो जन्मना श्रेयान्सर्वेषां प्राणिनामिह ।**
**तपसा विद्यया तुष्ट्या किमु मत्कलयायुतः ॥ ५ ॥**

આ જગતમાં બ્રાહ્મણ-જન્મથીજ, તપશ્ચર્યા, વિદ્યાભ્યાસ તથા સંતોષથી સર્વ પ્રાણીમાત્રનું હીત કરનાર છે, અને મારો ભક્ત બ્રાહ્મણ તો અત્યન્ત હિત કરનાર છે. ૫.

**न ब्राह्मणान्मे दयितं रूपमेतच्चतुर्भुजम ।**
**सर्ववेदमयो विप्रः सर्व देवमयो ह्ययम ॥ ६ ॥**

મારૂં આ ચાર હાથવાળું સ્વરૂપ મને વિશેષ પ્રિય નથી પણ બ્રાહ્મણો અધિક પ્રિય છે, કારણ કે બ્રાહ્મણ સર્વ વેદમય છે, અને હું સર્વદેવમય છું. ૬.

दुष्प्रज्ञा अविदित्वैवमवजानन्त्यसूयवः ।
गुरूं मां विप्रमात्मानमर्चादाविज्यदृष्टयः ॥ ७ ॥

ભગવત્સ્વરૂપી બ્રાહ્મણજ ગુરૂ છે, તેનો ત્યાગ કરી જે પુરૂષો અન્યત્ર પૂજન કરે છે, અને બ્રાહ્મણોના ઉપર ઈર્ષ્યા કરે છે, તથા અપમાન કરે છે, તે પુરૂષો બ્રાહ્મણોનો મહિમા જાણતાજ નથી અને દુષ્ટ બુદ્ધિવાળા છે. ૭.

चराचरमिदं विश्वं भावा ये चास्य हेतवः ।
मद्रूपाणीति चेतस्याधत्ते विप्रो मदीक्षया ॥ ८ ॥

આ ચરાચર વિશ્વ અને વિશ્વના ~~કારણ~~રૂપે રહેલા ભાવો એ બધાં મારાં સ્વરૂપો છે. એ પ્રમાણે બ્રાહ્મણ મારૂં દર્શન કરવાની ઈચ્છાથી પોતાના અન્તઃકરણમાં મ્હારાં રૂપ નિરંતર ધારણ કરે છે. ૮.

तस्माद्ब्रह्म ऋषी नेतान्ब्रह्मन्मच्छ्रद्धयाऽर्चय ।
एवं चेदर्चितोऽस्म्यद्धा नान्यथा भूरि मूतिभिः ॥ ९ ॥

તેટલા માટે શ્રદ્ધાથી એ બ્રહ્મઋષિઓનું પૂજન કરો, અને એ પ્રમાણે પૂજન કરવાથીજ મારૂં પૂજન થાય છે તે સિવાય ઘણા ઐશ્વર્યથી કરેલું પૂજન પણ મને પહોંચતું નથી. ૯.

ब्राह्मणस्य हि देहोऽयं क्षुद्रकामाय नेष्यते ।
कृच्छ्राय तपसे चेह मेत्यानन्त सुखायच ॥ १० ॥

બ્રાહ્મણનો આદેહ હલકી ભાવનાઓ કરવાને વાસ્તે નથી. પરંતુ કૃચ્છ્ તપશ્ચર્યા કરવાને માટે છે. તેમ પરલોકમાં અનન્ત સુખ મેળવવાને વાસ્તે છે. ૧૦.

**ब्राह्मणाः साधवः शान्ता निःसं गाभूतवत्सलाः ।**
**एकान्तभक्ता अस्मासु निर्वैराः समदर्शिनः ॥ ११ ॥**

બ્રાહ્મણો, સજ્જનો છે, શાન્ત છે, નિઃસંગ છે, પ્રાણીમાત્ર ઉપર પ્રેમ રાખનાર છે, મારા એકાન્ત ભક્ત છે, વૈરરહિત છે, અને સમદ્રષ્ટિવાળા છે. ૧૧.

**सलोका लोकपालास्तान्वन्दत्यर्चन्त्यु पासते ।**
**अहं च भगवान्ब्रह्मा स्वयं च हरिरीश्वरः ॥ १२ ॥**

તમામ લોકોની સાથે ઇન્દ્રાદિ લોકપાલો હું ભગવાન, બ્રહ્મા અને શંકર એ બધા તે બ્રાહ્મણોને વંદન કરીએ છીએ, પૂજન કરીએ છીએ તથા ઉપાસના કરીએ છીએ. ૧૨.

**नह्यम्मयानि तीर्थानि नदेवाश्चेतनोज्झिताः ।**
**ते पुनन्त्युरुकालेन यूयं दर्शनमात्रतः ॥ १३ ॥**

હે બ્રાહ્મણો ! પાણીમય તિર્થો તે તીર્થો નથી. તેમ ચેતન વગરની મૂર્તિઓના જે દેવ તે દેવ નથી. કારણ કે તેઓ ઘણા લાંબા વખતે પવિત્ર કરે છે; પરંતુ તમે તો દર્શન માત્રથીજ પવિત્ર કરનારા છો. ૧૩.

**ब्राह्मणेभ्यो नमस्यामो येऽस्मद्रूपं त्रयीमयम् ।**
**बिभ्रत्यात्म समाधान तपःस्वाध्याय संयमैः ॥ १४ ॥**

જે બ્રાહ્મણો, આત્માનું પ્રણિધાન, તપશ્ચર્યા, સ્વાધ્યાય,

તથા નિયમો પાળીને અમારૂં વેદત્રયી રૂપી સ્વરૂપ ધારણ કરે છે. તે બ્રાહ્મણોને અમે નમસ્કાર કરીએ છીએ. ૧૪.

श्रवणाद्दर्शनाद्वापि महापातकिनोऽपिवः ।
शुध्येरन्नन्त्यजाश्चापि किमुसंभाषणादिभिः ॥ १५ ॥

મહા પાપીઓ પણ, જેમનું દર્શન કરવાથી અગર જેમના મુખનું ભાષણ સાંભળવાથી શુદ્ધ થાય છે, અને અન્ત્યજો પણ શુદ્ધ થાય છે. તો તેઓની સાથે સંભાષણ વિગેરે કરવાથી કેમ શુદ્ધિ ન થાય. ૧૫.

कश्यपोऽत्रिर्वसिष्ठश्च विश्वामित्रोऽथ गौतमः ।
जगदग्नि र्भरद्वाज इति सप्तर्षयः स्मृताः ॥ १६ ॥

કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને ભરદ્વાજ એ સાત ઋષિઓ છે. ૧૬.

---

## संतोष महिमा ॥ ४ ॥

सदा संतुष्टमनसः सर्वाः सुखमयादिशः ।
शर्कराकण्टकादिभ्यो यथोपानत्पदःशिवम् ॥ १ ॥

જેમ પગમાં જોડા પહેરેલા પુરૂષને કાંટા અગર કાંકરાવાળી જગામાં પણ સુખથી ગમન કરી શકાય છે તેમ જેના મનમાં સંતોષ છે, તેને તમામ દિશાઓ સુખ કરનારી છે. ૧.

**संतुष्टः केनवाराजन्न वर्तेतापिवारिणा ।**
**औपस्थ्यजैह्वय कार्पण्याद्गृह पालायते जनः ॥ २ ॥**

સંતોષી પુરૂષ, કઈ વસ્તુ સિવાય નિભાવ કરી શકતો નથી, અર્થાત્ કોઈ પણ વસ્તુની તેને આકાંક્ષા થતી નથી ફક્ત જલથી પણ નિભાવ કરી લે છે; પરંતુ જે માણુસ વિષયી તથા સારૂં સારૂં ખાવાની ઇચ્છાવાળો હોય છે તેને લોકોને ઘેર ચાકરનું કામ કરવું પડે છે. ૨.

**असंतुष्टस्यविप्रस्य तेजोविद्यातपोयशः ।**
**स्रवन्तीन्द्रियलौल्येन ज्ञानं चैवावकीर्यते ॥ ३ ॥**

અસંતોષી બ્રાહ્મણને ઇન્દ્રિઓની ચપલતાથી તેજ. વિદ્યા, તથા કીર્તિ નાશ પામે છે. તેમ જ્ઞાન પણ નષ્ટ થઈ જાય છે. ૩.

**पाण्डिता बहवो राजन्बहुज्ञाः संशयच्छिदः ।**
**सदसस्पतयोप्येके असंतोषात्पतन्त्यधः ॥ ४ ॥**

હે રાજા ! ઘણા પંડિતો વિશેષ વિદ્વાન હોય, સંશયોને દૂર કરનાર હોય, અને સભામાં અધિપતિનું કાર્ય કરતા હોય, છતાં અસંતોષથી તેમનું અધઃપતન થાય છે. ૪.

**संतुष्टो यर्हिवर्तेत ब्राह्मणो येन केन चित् ।**
**अहीयमानः स्वाद्धर्मात्सह्यस्याखिलकामधुक् ॥ ५ ॥**

સંતોષી બ્રાહ્મણ પોતાને જે વસ્તુ મલી આવે તેનાથી નિભાવ કરી શકે છે, અને પોતાના ધર્મનો નાશ કરતો નથી તેજ તેની કામદુધા છે. ૫.

असंतुष्टोऽसकृच्छोकाना मोत्यपि सुरेश्वरः ।
अकिंचनोऽपि संतुष्टः शेते सर्वांग विज्वरः ॥ ६ ॥

દેવતાઓનો સ્વામી ઈન્દ્ર પણ અસંતોષી હોય તો, તેને અનેક કલેશો ભોગવવા પડે છે, અને નિર્ધન માણસ પણ સંતોષી હોય છે તો તે નિરાંતે પરિતાપ સિવાય સુખથી નિદ્રા લેઈ શકે છે. ૬.

विप्रान्स्वलाभसंतुष्टान्साधून्भूतसुहृत्तमान् ।
निरहंकारिणः शान्तान्न मस्ये शिरसासकृत् ॥ ७ ॥

પોતાને જે લાભ થાય તેથી સંતોષ માનનારા, સજ્જન પ્રાણીઓ ઉપર પ્રેમ રાખનારા, નિરહંકારી, અને શાન્તવૃત્તિ-વાળા બ્રાહ્મણોને વારંવાર નમસ્કાર કરૂં છું. ૭.

---

## संगफल ॥ ५ ॥

संगो यः संसृतेर्हेतु रसत्सु विहितो धिया ।
स एव साधुषु कृतो निःसंगत्वाय कल्पते ॥ १ ॥

દુષ્ટ માણસોનો બુદ્ધિપૂર્વક સંગ કર્યો હોય, તે સંસારનું કારણ છે; અને તેજ સંગ સજ્જનોનો કરેલો હોય છે, તો નિઃસંગ ગણાય છે, અર્થાત્ સુખકારક છે. ૧.

प्रसंग मजरं पाशमात्मनः कवयो विदुः ।
सएव साधुषु कृतो मोक्षद्वार मपावृतम ॥ २ ॥

વિદ્વાનો, સંગને પોતાના આત્માને ન તૂટી શકે તેવો

દઢ પાશરૂપે જાણે છે. અને તેજ સંગ સજ્જનોનો કર્યો હોય છે, તો તે ખુલ્લુ કરેલું મોક્ષનુ દ્વાર છે. ૨.

**तितिक्षवः कारुणिकाः सुहृदः सर्वदेहिनाम् ।**
**अजातशत्रवः शान्ताः साधवः साधुभूषणाः ॥ ३ ॥**

સજ્જનો, સહનશક્તિવાળા, દયાળુ, તમામ પ્રાણીઓ ઉપર મૈત્રી રાખનાર, શત્રુ સિવાયના અને સાધુઓમાં ભૂષણ રૂપે છે, તથા શાન્ત હોય છે. ૩.

**संगं न कुर्यात्प्रमदासु जातु योगस्य पारं परमारुरुक्षुः ।**
**मत्सेवया प्रतिलब्धात्मलाभा वदन्ति या निरयद्वारमस्य ॥४॥**

યોગના પરમપારને પહોંચવાની ઇચ્છા રાખનારા પુરૂષે કોઇ પણ દિવસ સ્ત્રીઓનો સંગ કરવો નહીં. કારણ કે, મારી સેવા કરીને જેમને આત્મલાભ થયેલો છે એવા મહાત્માઓ સ્ત્રીઓને નરકનું દ્વાર કહે છે. ૪.

**न कुर्यात्कर्हिचित्संगं तमस्तीव्रं तितीरिषुः ।**
**धर्मार्थकाममोक्षाणां यदत्यन्तविघातकम् ॥ ५ ॥**

તીવ્ર અંધકારને તરવાની ઇચ્છા રાખનાર પુરૂષે કોઇ દિવસ સ્ત્રીઓનો સંગ કરવો નહીં કારણ કે સ્ત્રીસંગ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષને અત્યન્ત નાશ કરનાર છે. ૫.

**महत्सेवां द्वार माहुर्विमुक्तेस्तमोद्वारं योषितां सङ्गिसङ्गम् ।**
**महान्तस्ते समचित्ताः प्रशान्ता विमन्यवः सुहृदः साधवो ये॥६॥**

સમચિત્તવાળા, શાન્ત, ક્રોધ સિવાયના, અને સારા શુદ્ધ હૃદયવાળા મહાત્માઓ, મોટા પુરૂષોની સેવા કરવી

તેને મોક્ષનું દ્વાર કહે છે, અને સ્ત્રીઓની તથા સ્ત્રીઓનો સંગ કરનારની સેવા કરવી તેને નરકનું દ્વાર કહે છે. ૬.

**संगं न कुर्यादसतां शिश्नोदरतृपां क्वचित् ।**
**तस्यानुगस्तमस्यन्धे पतत्यन्धानुगान्धवत् ॥ ७ ॥**

શિશ્ન અને ઉદરની તૃપ્તિ મેળવનારા દુર્જનોનો કોઈ પણ દિવસ સંગ ન કરવો, કારણ કે તેમનું અનુકરણ કરનાર પુરૂષ, આંધળા આગેવાનની પાછળ ચાલનાર આંધળાઓની માફક અધોગતિને પહોંચે છે. ૭.

**यः स्वदत्तां परैर्दत्तां हरेत सुरविप्रयोः ।**
**वृत्तिं स जायते विड्भुग्वर्षाणा मयुतायुतम् ॥ ८ ॥**

જે માણસ, દેવોને, તથા બ્રાહ્મણોને પોતે અગર બીજાએ આપેલી વૃત્તિનું હરણ કરે છે, તે મનુષ્ય હજારો લાખો વર્ષો સુધી વિષ્ટાનું ભોજન કરનાર કીડાઓની યોનિમાં જન્મ લીધા કરે છે. ૮.



## संतस्वरूप ॥ ६ ॥

**सत्यं शौचं दया क्षान्तिस्त्यागः संतोष आर्जवम् ।**
**शमोदमस्तपः साम्यं तितिक्षो परतिः श्रुतम् ॥ १ ॥**

**ज्ञानंविरक्ति रैश्वर्यं शौर्यं तेजोबलं स्मृतिः ।**
**स्वातन्त्र्यं कौशलं कान्ति धैर्यं मार्दवमेवच ॥ २ ॥**

प्रागल्भ्यं प्रश्रयः शीलं सह ओजो बलं भगः ।
गाम्भीर्यं स्थैर्य मास्तिक्यं कीर्तिमानोऽनहंकृतिः ॥ ३ ॥

एते चान्येच भगवन्नित्या यत्र महागुणाः ।
प्रार्थ्या महत्त्व मिच्छद्भिर्न वियन्ति स्म कर्हिचित् ॥ ४ ॥

સત્ય, શૌચ, દયા, ક્ષાન્તિ, ત્યાગ, સંતોષ, આર્જવ; (સરલતા) શમ, દમ, તપ, સમતા, સહનશીલતા, ઉપરતિ, શ્રુત (શાસ્ત્રજ્ઞાન), જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શૂરતા, તેજ, બલ, સ્મરણશક્તિ, સ્વતન્ત્રતા, કુશલતા, કાન્તિ, ધીરતા, મૃદુતા, પ્રોઢતા, પ્રશ્રય, શીલ, સહ, ઓજસ્, બલ, ભગ, ગંભીરતા, સ્થીરતા, આસ્તિકપણું, કીર્તિ, માન, અહંકારનો ત્યાગ, એ અને તે સિવાયના બીજા જે મહાગુણો જે પુરૂષોમાં રહેલા હોય તે પુરૂષોની મહત્વની ઇચ્છા રાખનારાઓએ પ્રાર્થના કરવી, તેવા મહાપુરૂષોની સંગતિ કરવાથી કોઇ દિવસ અશુભ થતું નથી. ૧-૨-૩-૪.

वाचं यच्छ मनो यच्छ प्राणान्यच्छेन्द्रियाणि च ।
आत्मान मात्मना यच्छ न भूयः कल्पसेऽध्वने ॥ ५ ॥

હે મનુષ્ય! વાણીને નિયમમાં રાખ, મનને નિયમમાં રાખ, પ્રાણ અને ઇન્દ્રિઓને નિયમમાં રાખ, અને પોતાના આત્માથીજ આત્માને નિયમમાં રાખ, તે પ્રમાણે વર્તવાથી ફરીથી સંસારમાર્ગમાં આવવું નહીં પડે. ૫.

अनुव्रतानां शिष्याणां पुत्राणां च द्विजोत्तम ।
अनापृष्ट मपि ब्रूयुर्गुरवो दीनवत्सलाः ॥ ६ ॥

હે શ્રેષ્ઠ દ્વિજ ! દીનવત્સલ ગુરૂઓ, પોતાનું અનુવર્તન કરનારા (ગુરૂની ઇચ્છા પ્રમાણે વર્તનારા) શિષ્યોને તથા પુત્રોને ન પૂછ્યું હોય તો પણ કહેવા જેવો વિષય કહી બતાવે છે. ૬.

**यः स्वधर्मेण मां नित्यं निराशीः श्रद्धयान्वितः ।**
**भजते शनकैस्तस्य मनो राजन्प्रसीदति ॥ ७ ॥**

હે રાજા ! જે મનુષ્ય કોઇ પણ પ્રકારની આશા રાખ્યા સિવાય શ્રદ્ધા રાખીને પોતાના ધર્મથી ધીમે ધીમે મને ભજે છે તેનું મન પ્રસન્ન થાય છે. ૭.

**दयया सर्वभूतेषु संतुष्ट्या येन केन वा ।**
**सर्वेन्द्रियोपशान्त्या च तुष्यत्याशु जनार्दनः ॥ ८ ॥**

તમામ પ્રાણીઓ ઉપર દયા રાખવાથી અને જે કંઈ વસ્તુ પ્રાપ્ત થાય તેનાથી સંતોષ રાખવાથી તથા સર્વે ઇન્દ્રિયોને શાન્ત રાખવાથી જનાર્દન ભગવાન તુરત સંતુષ્ટ થાય છે. ૮.

**आयुः श्रियं यशोधर्मं लोकानाशिष एव च ।**
**हन्ति श्रेयांसि सर्वाणि पुंसो महदतिक्रमः ॥ ९ ॥**

જે મનુષ્ય, મોટા પુરૂષોની મર્યાદાનો લોપ કરે છે, તેનું આયુષ્ય, લક્ષ્મી, યશ, ધર્મ, આશીર્વાદ લોકોનો પ્રેમ, તથા તમામ શ્રેય, નષ્ટ થાય છે. ૯.

**आचार्यं मां विजानीया नावमन्येत कर्हिचित् ।**
**न मर्त्यबुद्ध्यासूयेत सर्वदेवमयो गुरुः ॥ १० ॥**

પોતાના ગુરૂને પરમેશ્વર સ્વરૂપે જાણીને કોઇ દિવસ તેમનું અપમાન કરવું નહીં, ગુરૂના ઉપર મનુષ્ય બુદ્ધિ ન રાખવી, પરંતુ દેવબુદ્ધિ રાખવી. કારણ કે ગુરૂ સર્વ દેવમય છે. ૧૦.

**दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं पिबेज्जलम् ।**
**सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ ११ ॥**

દ્રષ્ટિથી પવિત્ર જણાતી જગાએ પગ મૂકવા, વસ્ત્રથી ગાળીને પવિત્ર થયેલા જલનું પાન કરવું, સત્યથી પવિત્ર થયેલી વાણી બોલવી, અને મનથી પવિત્ર થયેલું કાર્ય કરવું (અર્થાત્ જે કાર્ય કરવું તે બહુ વિચારીને કરવું.) ૧૧.

**गुरुर्न स स्यात्स्वजनो न स स्यात्पिता न स स्याज्जननी न सा स्यात् ।**
**दैवं न तत्स्यान्न पतिश्च स स्यान्न मोचयेद्यः समुपेतमृत्युम् ॥ १२ ॥**

જે, પ્રાપ્ત થયેલા મૃત્યુથી બચાવી શકતા નથી, તે ગુરૂ નથી, સ્વજન નથી, પિતા નથી, માતા નથી, દૈવ નથી, તેમ પતિ પણ નથી. ૧૨.

**न कुर्यात्कर्हिचित्सख्यं मनसि ह्यनवस्थिते ।**
**यद्विश्रम्भाच्चिराच्चीर्णं चस्कंद तप ऐश्वरम् ॥ १३ ॥**

કોઈ પણ જગાએ ચંચલ મનવાળા પુરૂષ સાથે મૈત્રી કરવી નહીં, કારણ કે તેવા પુરૂષ સાથે મૈત્રી કરવાથી અને વિશ્વાસ રાખવાથી ઘણા કાલથી એકઠું કરેલું તપ તથા ઐશ્વર્ય થોડા સમયમાં નાશ પામે છે. ૧૩.

प्रायशः साधवो लोके परै र्द्वन्द्वेषु योजिताः ।
न व्यथन्ति न हृष्यन्ति यत आत्माऽगुणाश्रयः ॥ १४ ॥

સજ્જન પુરૂષોને, આ સંસારમાં બીજાઓએ સુખ-દુઃખ વિગેરેમાં નાખ્યા હોય તો પણ હર્ષ પામતા નથી અગર કલેશ પણ કરતા નથી કારણ, આત્મા કોઈ પણ ગુણનો આશ્રય કરનારો નથી. ૧૪.

तिरस्कृता विप्रलब्धाः शप्ताः क्षिप्ता हतापि वा ।
नास्यतत्प्रतिकुर्वन्ति तद्भक्ताः प्रभवोऽपि हि ॥ १५ ॥

ભગવાનના ભક્તો પોતે સામર્થ્યવાળા હોય છતાં પણ તેમનો કોઇએ તિરસ્કાર કર્યો હોય, ઠગાઈ કરી હોય, ગાળો દીધી હોય, આક્ષેપ કર્યો હોય, તથા માર માર્યો હોય તો પણ તેનો બદલો વાળવા તૈયાર થતા નથી. ૧૫.

खट्वाङ्गो नाम राजर्षि र्ज्ञात्वेयत्ता मिहायुषः ।
मुहूर्तात्सर्वमुत्सृज्य गतवानभयं हरिम् ॥ १६ ॥

ખટ્વાંગ નામનો રાજા, પોતાના આયુષ્યનું પ્રમાણ જાણીને, તમામ સંસારનો ત્યાગ કરી બે ઘડીમાં જ્યાં જવાથી કોઇ પણ જાતનો ભય રહેતો નથી એવા ભગવાનને શરણે ગયો. ૧૬.

गृहात्प्रव्रजितो धीरः पुण्यतीर्थजलाप्लुतः ।
शुचौ विविक्त आसीनो विधिवत्कल्पितासने ॥ १७ ॥

अभ्यसेन्मनसा शुद्धं त्रिवृद्ब्रह्माक्षरं परम् ।
मनोयच्छेज्जितश्वासो ब्रह्मबीज मविस्मरन् ॥ १८ ॥

ધીર પુરૂષ, ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી, પુણ્યકારક તીર્થજલમાં સ્નાન કરી, પવિત્ર સ્થલે એકાન્તમાં આસનની કલ્પના કરીને પ્રાણયામથી મનનો જય કરી વિસ્મરણ ન થાય તેવી રીતે શુદ્ધ બ્રહ્મબીજ ૐકારનો મનથી અભ્યાસ કરે, તેથી મોક્ષ થાય છે. ૧૭–૧૮.

---

## साधन सुबोध ॥ ७॥

**असंकल्पाज्जयेत्कामं क्रोधं कामविवर्जनात् ।**
**अर्थानर्थेक्षया लोभं भयं तत्त्वावमर्शनात् ॥ १ ॥**

સંકલ્પ–વિકલ્પનો ત્યાગ કરી કામનો જય કરવો, કામનો ત્યાગ કરી ક્રોધનો જય કરવો, અર્થ તથા અનર્થનો વિચાર કરી લોભનો જય કરવો, અને તત્વનો વિચાર કરી ભયનો ત્યાગ કરવો. ૧.

**आन्वीक्षिक्या शोकमोहौ दम्भं महदुपासया ।**
**योगान्तराया न्मौनेन हिंसां कायाद्यनीहया ॥ २ ॥**

આન્વીક્ષિકી વિદ્યાથી શોક મોહનો ત્યાગ કરવો, મહત્તત્વની ઉપાસના કરી દંભનો ત્યાગ કરવો, મૌન ધારણ કરી યોગમાં આવતા અન્તરાયોનો જય કરવો, દેહ વિગેરેનો અહંભાવ છોડી દઈને હિંસા કરતાં અટકવું. ૨.

**कृपया भूतजं दुःखं दैवं जह्यात्समाधिना ।**
**आत्मजं योगवीर्येण निद्रां सत्त्वनिषेवया ॥ ३ ॥**

દયાથી, પ્રાણીઓથી થતા દુઃખનો ત્યાગ કરવો, સમાધિથી દૈવિક દુઃખનો ત્યાગ કરવો, યોગબલવડે આત્માથી ઉત્પન્ન થયેલા દુઃખનો ત્યાગ કરવો, સત્વનું સેવન કરીને નિદ્રાનો ત્યાગ કરવો. ૩.

रजस्तम श्च सत्त्वेन सत्त्वं चोपशमेन च ।
एतत्सर्वं गुरौ भक्त्या पुरुषो ह्यञ्जसा जयेत् ॥ ४ ॥

સત્વગુણથી રજોગુણ તથા તમોગુણનો જય કરવો, ઉપશમથી સત્વગુણનો જય કરવો, અને એ બધાનો ગુરૂને વિષે શુદ્ધ ભક્તિથી જય કરવો. ૪.

यस्य साक्षाद्भगवति ज्ञानदीपप्रदे गुरौ ।
मर्त्यबुद्धिः श्रुतं तस्य सर्वं कुञ्जरशौचवत् ॥ ५ ॥

જે પુરૂષને જ્ઞાનદીપને આપનારા સાક્ષાત્ ભગવાન ગુરૂને વિષે, સામાન્ય મનુષ્યના જેવી અસદ્ બુદ્ધિ હોય છે, તે પુરૂષનું તમામ શાસ્ત્રનુ જ્ઞાન હાથીને સ્નાનના જેવું મિથ્યા છે. ૫.

प्राणायामै र्देहदोषान्धारणाभिश्च किल्बिषान् ।
प्रत्याहारेण संसर्गान्ध्यानेनानीश्वरा न्गुणान् ॥ ६ ॥

પ્રાણાયામ વડે, શારિરિક દોષોને બાળી મૂકવા, ધારણાવડે પાપનો નાશ કરવો, પ્રત્યાહારથી સાંસર્ગિક દોષોનો ત્યાગ કરવો, અને ધ્યાનથી અનીશ્વરી ગુણોનો નાશ કરવો. ૬.

अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः ।
तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् ॥ ७ ॥

કામના સિવાયનો, અગર અનેક કામનાઓ કરનાર, અગર મોક્ષની ઇચ્છા રાખનાર ઉદાર બુદ્ધિવાળા પુરૂષે, તીવ્ર ભક્તિ યોગ વડે પરમ પુરૂષનું યજન કરવું. ૭.

**मृत्युर्जन्मवतां वीर देहेन सह जायते ।**
**अद्य वाब्दशतान्ते वा मृत्यु र्वै प्राणिनां ध्रुवः ॥ ८ ॥**

હે વીર! જન્મ ધારણ કરનારાઓને ઉત્પત્તિની સાથેજ મૃત્યુ ઉત્પન્ન થાય છે, અને તેટલા માટે, આજે, અગર સેંકડો વર્ષ પછી પણ પ્રાણીઓનું મૃત્યુ થવાનું એ નિશ્ચય છે. ૮.

**मृत्युर्बुद्धिमतापोह्यो यावद्बुद्धिबलोदयम ।**
**यद्यसौ न निवर्तेत नापराधोऽस्ति देहिनः ॥ ९ ॥**

બુદ્ધિમાન પુરૂષે, પોતાની બુદ્ધિનું બલ ચાલે ત્યાં સુધી મૃત્યુને દૂર કરવા પ્રયાસ કરવો, પ્રયાસ કરવા છતાં મૃત્યુ અટકાવી ન શકાય તો મનુષ્યનો અપરાધ નથી. ૯.

**नातिस्नेहः प्रसंगो वा कर्तव्यः क्वापि केनचित् ॥ १० ॥**
**आशाहि परमं दुःखं नैराश्यं परमं सुखम् ॥ ११ ॥**

કોઇ પણ જગાએ કોઇની સાથે, અત્યન્ત સ્નેહ અગર અત્યન્ત પ્રસંગ, કરવો નહીં, કારણ કે આશા રાખવી એ પરમ દુઃખ છે, અને નિરાશા એ પરમ સુખ છે. ૧૦-૧૧.

**वासे बहूनां कलहो भवेद्वार्ता द्वयोरपि ॥ १२ ॥**

ઘણા માણસો એકઠા રહે છે ત્યાં ક્લેશ થાય છે, અને બે મનુષ્યો એકઠા થાય ત્યાં વાર્તા થાય છે. ૧૨.

स्नेहाद्वेषाद्भयाद्वापि याति तत्तत्सरूपताम् ॥ १३ ॥

સ્નેહથી, દ્વેષથી, અગર ભયથી, જેના ઉપર સ્નેહ દ્વેષ, અગર ભય હોય તેનાજ સ્વરૂપને પામે છે. ૧૩



## सती चारित्र्यं ॥ ८ ॥

पतिरेव हि नारीणां दैवतं परमं स्मृतम् ।
मानसः सर्वभूतानां वासुदेवः श्रियः पतिः ॥ १ ॥
सएव देवतालिंगै र्नामरूपविकल्पतैः ।
इज्यते भगवान्पुम्भिः स्त्रीभि श्च पतिरूपधृक् ॥ २ ॥

સ્ત્રીઓને પોતાનો પતિજ દૈવત છે, કારણ કે તમામ પ્રાણીઓના અન્તઃકરણમાં લક્ષ્મીના સ્વામી ભગવાન વાસુદેવ રહેલા છે, અને એજ ભગવાનને પુરૂષો અનેક નામ, અને અનેક રૂપોથી પૂજે છે, અને સ્ત્રીઓને તો એજ ભગવાન્ પોતાના પતિ રૂપેજ હોય છે. ૧-૨.

तस्मात्पतिव्रता नार्यः श्रेयस्कामाः सुमध्यमे ।
यजन्तेऽनन्यभावेन पति मात्मान मीश्वरम् ॥ ३ ॥

હે સુંદરી ! તેટલા માટે કલ્યાણની ઈચ્છા રાખનારી પતિવ્રતા સ્ત્રીઓ, પોતાના સ્વામીનેજ ઈશ્વર રૂપે માનીને અનન્ય ભાવથી પૂજે છે. ૩.

स्त्रीणांच पतिदेवानां तच्छुश्रूषानुकूलता ।
तद्बन्धुष्वनुवृत्तिश्च नित्यं तद्व्रतधारणम् ॥ ४ ॥

પતિનેજ દેવ તરીકે માનનારી સ્ત્રીઓને, પતિની સેવા કરવી, તથા પતિને અનુકુલ રહેવું, પતિના કુટુંબીઓની મરજી પ્રમાણે વર્તવું, તથા નિરંતર પતિનાજ વ્રતને ધારણ કરવું. ૪.

**संमार्जनोपलेपाभ्यां गृहमंडलवर्तनैः ।**
**स्वयंच मण्डिता नित्यं परिमृष्टपरिच्छदा ॥ ५ ॥**

સ્ત્રીઓએ, પોતાને રહેવાના મકાનમાં કચરો વિગેરે કાઢી નાખી લીંપીને સ્વચ્છ રાખવું, અને પોતે પણ સ્વચ્છતાથી રહેવું, અને પોતાનાં છોકરાં વિગેરે પરિવારને પણ સ્વચ્છ રાખવા. ૫.

**कामैरुच्चावचैः साध्वी प्रश्रयेण दमेनच ।**
**वाक्यैः सत्यैः प्रियैः प्रेम्णा काले काले भजेत्पतिम् ॥ ६ ॥**

સાધ્વી સ્ત્રીએ અનેક પ્રકારના નાના મોટા કામથી, વિનયથી, દમથી, સત્ય અને પ્રિય વાકયોથી, સમયે સમયે, પોતાના પતિની સેવા કરવી જોઇએ. ૬.

**संतुष्टा लोलुपा दक्षा धर्मज्ञा प्रियसत्यवाक् ।**
**अप्रमत्ता शुचिः स्निग्धा पतिं त्वपतितं भजेत् ॥ ७ ॥**

સંતોષવાળી, અલોભી, ડાહી, ધર્મ જાણનારી, સત્ય અને પ્રિય બોલનારી, ઠાવકી, પવિત્ર અને સ્નેહાળ એવી સ્ત્રીએ નિષ્પાપ હોય એવા પતિની સેવા કરવી. ૭.

**या पतिं हरिभावेन भजेच्छ्री रिव तत्परा ।**
**हर्यात्मना हरेर्लोके पत्या श्रीरिव मोदते ॥ ८ ॥**

જે સ્ત્રી, પોતાના સ્વામીને, ભગવાન છે એવી બુદ્ધિથી

લક્ષ્મી જેમ ભગવાનની સેવા કરે છે તે પ્રમાણે તત્પર રહીને સેવા કરે છે, તે સ્ત્રી પોતાના પતિની સાથે વૈકુંઠ-લોકમાં લક્ષ્મીની માફક આનંદ ભોગવે છે. ૮.

**मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।**
**बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ ९ ॥**

માતા, બેન, અગર પોતાની પુત્રીની સાથે પુરૂષે એકાન્તમાં બેસવું નહીં, કારણ કે ઇન્દ્રિઓના સમુદાય બલવાન્ છે, અને વિદ્વાનને પણ વિષયો તરફ ખેંચી જાય છે. ૯

**नन्वग्नि प्रमदा नाम घृतकुम्भसमः पुमान् ।**
**सुतामपि रहो जह्यादन्यदा यावदर्थकृत् ॥ १० ॥**

સ્ત્રીઓ, અગ્નિસ્વરૂપે છે, અને પુરૂષો, ઘીના ઘડા જેવા છે, માટે બન્ને એકઠા થાય તેટલે વિકાર થયા સિવાય રહેતો નથી તેથી પ્રયોજન સિવાય એકાન્તમાં પોતાની પુત્રીનો પણ ત્યાગ કરવો, અર્થાત્ એકાન્તમાં પોતાની પુત્રી સાથે પણ બેસવું નહીં. ૧૦.

**न तथास्य भवेत्क्लेशो बन्धश्चान्यप्रसंगतः ।**
**योषित् संगाद्यथा पुंसो यथातत्संगिसंगतः ॥ ११ ॥**

પુરૂષોને સ્ત્રીનો સંગ કરવાથી અગર સ્ત્રીને લંપટ પુરૂષોનો સંગ કરવાથી, જેટલો કલેશ તથા બંધન થાય છે, તેટલો કલેશ અગર બંધન બીજા કોઇનો પણ સંગ કર-કરવાથી થતો નથી. ૧૧.

# अधर्मशाखा ॥ ९ ॥

विधर्मः परधर्मश्च आभास उपमा छलः ।
अधर्मशाखाः पञ्चेमा धर्मज्ञोऽधर्मवत्त्यजेत् ॥ १ ॥

વિધર્મ, પરધર્મ, આભાસ, ઉપમા, અને છલ, એ પાંચ, અધર્મની શાખાઓ છે. માટે ધર્મને જાણનારા પુરૂષે, તેઓનો અધર્મરૂપ માની ત્યાગ કરવો. ૧.

धर्मबाधो विधर्मः स्यात्परधर्मोऽन्यचोदितः ।
उपधर्मस्तु पाखंडो दम्भोवा शब्दभिच्छलः ॥ २ ॥

ધર્મનો બાધ કરનાર વિધર્મ છે, બીજાઓએ કહેલા જે ધર્મ તે પરધર્મ છે; પાખંડને ઉપધર્મ, કહેલો છે; શબ્દનો ભેદ કરવો (છેતરવું) એ છલ, અગર દંભ, કહેવાય છે. ૨.

यस्त्विच्छया कृतः पुम्भि राभासो ह्याश्रमात्पृथक् ।
स्वभावविहितो धर्मः कस्य नेष्टः प्रशान्तये ॥ ३ ॥

વર્ણાશ્રમ ધર્મથી ભિન્ન પોતાની ઇચ્છા પ્રમાણે માનેલો જે ધર્મ, તે આભાસ છે; માટે પોતાના સ્વાભાવિક વર્ણાશ્રમ ધર્મનું પાલન કરવાથી કોનું શ્રેય નથી થતું. અર્થાત સર્વનું શ્રેય થાય છે. ૩.

# धर्मस्वरूपम् ॥ १० ॥

वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्ययः ।
वेदो नारायणः साक्षात्स्वयंभूरिति शुश्रुम ॥ १ ॥

વેદમાં કહેલો હોય તેજ ધર્મ છે, અને તેનાથી જે ઉલટું તે બધો અધર્મ છે, વેદ સાક્ષાત્ સ્વયંભૂ છે, તથા નારાયણ છે. એ પ્રમાણે ઘણા કાલથી પ્રાચીન ઋષિમુનિઓનાં વચનો સાંભળીએ છીએ. ૧.

धर्ममूलं हि भगवान्सर्ववेदमयो हरिः ।
स्मृतं तु तद्विदां राजन्येन चात्मा प्रसीदति ॥ २ ॥

હે રાજન ! ધર્મજ ભગવાનનું મૂલ છે, અને સર્વ દેવમય હરિ છે. એ પ્રમાણે જેઓ સમજે છે, તેઓજ જ્ઞાનિ છે, કારણ કે તેવા જ્ઞાનથી આત્મા પ્રસન્ન થાય છે. ૨.

सत्यं दया तपः शौचं तितिक्षेक्षा शमो दमः ।
अहिंसा ब्रह्मचर्यं च त्यागः स्वाध्याय आर्जवम् ॥ ३ ॥

संतोषः समदृक्सेवा ग्राम्येहो परमः शनैः ।
नृणां विपर्ययेहेक्षा मौन मात्मविमर्शनम् ॥ ४ ॥

अन्नाद्यादेः संविभागो भूतेभ्यश्च यथार्हतः ।
तेष्वात्मदेवताबुध्धिः सुतरां नृषु पाण्डव ॥ ५ ॥

श्रवणं कीर्तनं चास्य स्मरणं महतां गतेः ।
सेवेज्यावनति र्दास्यं सख्य मात्मसमर्पणम् ॥ ६ ॥

नृणामयं परो धर्मः सर्वेषां समुदाहृतः ।
त्रिंशल्लक्षणवान्राजन्सर्वात्मा येन तुष्यति ॥ ७ ॥

સત્ય, દયા, તપ, તિતિક્ષા, ઈક્ષા, શમ, દમ, અહિંસા, બ્રહ્મચર્ય, ત્યાગ, સ્વાધ્યાય, આર્જવ, સંતોષ, સમદ્રષ્ટિ, સેવા, ધીમે ધીમે ગ્રામ્ય વિચારોથી ઉપરામ, સંસારી મનુષ્યોની વિપરીત દશા થાય છે તેનો વિચાર, મૌન, આત્મવિચાર. તમામ પ્રાણીઓને પોતાને જમવાના અન્નમાંથી યથાયોગ્ય વિભાગ કરી વહેંચવું. અને હે પાન્ડવ ! તે પ્રાણીઓમાં આત્મદેવ રહેલો છે તેવી ભાવના કરવી. ભગવાનના ગુણોનું કીર્તન, સ્મરણ, મહાન પુરૂષોનું અનુકરણ, યજ્ઞ, નમ્રતા, દાસ્ય, મૈત્રી, અને આત્મસમર્પણ. એ પ્રમાણે ત્રીશ પ્રકારનો મનુષ્યોનો સામાન્ય ધર્મ કહેલો છે, કે જે ધર્મ પાલન કરવાથી આત્મા સંતુષ્ટ થાય છે. ૩-૪-૫-૬-૭.



## श्रीकृष्णप्रसंग ॥ ११ ॥

तमेव परमात्मानं जारबुद्ध्यापि संगताः ।
जहुर्गुणमयं देहं सद्यः प्रक्षीणबन्धनाः ॥ १ ॥

તેજ પરમાત્માને જારબુદ્ધિથી સેવા કરનારી ગોપીકાઓ, પોતાનાં બંધન ક્ષીણ થવાથી ત્રિગુણાત્મક દેહ ઉપર અહંભાવનો તત્કાલ ત્યાગ કરનારી થઈ હતી. ૧.

कृष्णं विदुः परं कान्तं नतु ब्रह्मतया मुने ।
गुणप्रवाहो परमस्तासां गुणधियां कथम् ॥ २ ॥

પ્ર.–હે મુનિ મહારાજ ! તે ગોપીકાઓ, કૃષ્ણને પોતાના અન્ય પતિરૂપે જાણુતી હતી, પરંતુ બ્રહ્મસ્વરૂપે જાણુતી નહતી; તો તે ગોપીકાઓ ત્રિગુણાત્મક બુદ્ધિવાળી હોવા છતાં તેમના ત્રિગુણાત્મક દેહનો ઉપરામ શા કારણુથી થયો.૨.

**रेमे तया चात्मरत आत्मारामोऽप्यखंडितः ।**
**कामिनां दर्शयन्दैन्यं स्त्रीणां चैव दुरात्मताम् ॥ ३ ॥**

ઉ.–દુષ્ટ સ્વભાવવાળા કામી પુરૂષો અને સ્ત્રીઓની દીનતાનું પ્રદર્શન કરાવનાર ભગવાન પોતે આત્મારામ, અને આત્માની સાથેજ ક્રીડા કરનાર હોવા છતાં પોતે અખંડિત રીતે ગોપીઓ સાથે રમ્યા હતા, તેવી રીતે કામી પુરૂષો તથા સ્ત્રીઓ રતિક્રીડા કરી શકતાં નથી તેજ તેમની દીનતા છે. ૩.

**क्वेमाः स्त्रियो वनचरी र्व्यभिचारदुष्टाः ।**
**कृष्णे क्व चेष परमात्मनि रूढभावः ॥**
**नन्वीश्वरोऽनु भजतोऽविदुषोऽपि साक्षा**
**च्छ्रेयस्तनोत्यगदराज इवोपयुक्तः ॥ ४ ॥**

વનમાં ફરનારી અને વ્યભિચારથી દુષ્ટ થયેલી આ સ્ત્રીઓ કયાં, અને પરમાત્મા કૃષ્ણને વિષે રૂઢ થયેલો ભાવ કયાં, પરંતુ ભગવાન તો પોતાની ભક્તિ કરનાર અજ્ઞ જનનું પણ સારી ઔષધિના ઉપયોગની માફક શ્રેય કરે છે. ૪.

**संस्थापनाय धर्मस्य प्रशमायेतरस्य च ।**
**अवतीर्णो हि भगवानंशेन जगदीश्वरः ॥ ५ ॥**

स कथं धर्मसेतूनां वक्ता कर्त्ताऽभिरक्षिता ।
प्रतीपमाचरद्ब्रह्मन्परदाराभिमर्शनम् ॥ ६ ॥

પ્ર.–ધર્મનું સ્થાપન કરવા તથા અધર્મને નાશ કરવા ભગવાન જગદીશ્વર, અંશથી પૃથ્વી ઉપર અવતર્યા હતા, અને તેમણે ધર્મના સેતુઓ કહ્યા છે, કર્યા છે, અને રક્ષણ પણ કર્યું છે, તો તેજ ભગવાન પરસ્ત્રીની સાથે પ્રેમ બાંધવો એવો અનાચર શા કારણથી કરી શકે. ૫–૬.

आप्तकामो यदुपतिः कृतवान्वै जुगुप्सितम् ।
किमभिप्राय एतं नः संशयं छिन्धि सुव्रत ॥ ७ ॥

ભગવાન યદુપતિને કાંઇ પણ કામના પૂર્ણ કરવાની હતીજ નહીં તો આવું નિંદિત કાર્ય શા કારણથી કર્યું, તેમાં એમનો શો અભિપ્રાય હશે એ મહાન સંશયને હે મહાવ્રત કરનાર શુકદેવજી તમો દૂર કરો. ૭.

धर्मव्यतिक्रमो दृष्ट ईश्वराणां च साहसम् ।
तेजीयसां न दोषाय वन्हेः सर्वभुजो यथा ॥ ८ ॥

ઉ.–પ્રજાપતિ, ઇન્દ્ર, વિશ્વામિત્ર વિગેરે ઇશ્વરોએ (સમર્થ પુરૂષોએ) જે ધર્મ વ્યતિક્રમ કર્યો હોય અગર સાહસ કર્યું હોય તે અગ્નિ જેમ તમામ વસ્તુઓનું ભક્ષણ કરે છે છતાં દોષ લાગતો નથી તેમ તેઓને દોષ થતો નથી. ૮.

नैतत्समाचरेज्जातु मनसाऽपि ह्यनीश्वरः ।
विनश्यत्याचरन्मौढ्याद्यथा रुद्रोऽब्धिजं विषम् ॥ ९ ॥

દેહ તથા ઇન્દ્રિઓને પરાધીન રહેનારા પુરૂષે, કોઈ દિવસ સમર્થ પુરૂષોના જેવું આચરણ કરવા મનમાં પણ વિચાર કરવો નહીં; અને મૂર્ખતાથી જે તેવું આચરણ કરવા લાગે તેનો વિનાશ થાય છે. દાખલા તરીકે મહાદેવે વિષનું પાન કર્યું તેનું દેખીને અન્ય જનો વિષપાન કરે તો તુરતજ મરણ પામે. ૯.

**ईश्वराणां वचः सत्यं तथैवाचरितं क्वचित् ।**
**तेषांयत्स्ववचो युक्तं बुद्धिमांस्तत्समाचरेत् ॥ १० ॥**

ઇશ્વરોનું ( સમર્થ પુરૂષોનું ) વચન સત્ય હોય છે, આચરણ તો ક્વચિતજ સત્ય હોય છે, માટે બુદ્ધિમાન પુરૂષે તેમના વચનોની સાથે મળતું હોય તેવા આચરણનું અનુકરણ કરવું. ૧૦.

**कुशलाचरितेनैषामिह स्वार्थो न विद्यते ।**
**विपर्ययेण वाऽनर्थो निरहंकारिणां प्रभो ॥ ११ ॥**

હે રાજન ! આ સંસારમાં, નિરભિમાની પુરૂષોને, સમર્થ પુરૂષોએ કરેલા આચરણનું અનુકરણ કરવાથી સ્વાર્થ સિદ્ધ થતો નથી પરંતુ ઉલટો અનર્થ થાય છે. ૧૧.

**ब्राह्मे मुहूर्त उत्थाय वार्युपस्पृश्य माधवः ।**
**दध्यौ प्रसन्नकरण आत्मानं तमसः परः ॥ १२ ॥**

અજ્ઞાનથી રહિત એવા કૃષ્ણ ભગવાન બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠીને, જલપાન કરી, પ્રસન્ન ઇન્દ્રિઓવાળા થઇને અંધકારથી પર એવા આત્માનું ધ્યાન કરવા લાગ્યા. ૧૨.

अथाप्लुतोऽम्भस्यमले यथाविधि क्रियाकलापं परिधाय वाससी ।
चकार संध्योपगमादि सत्तमो हुतानलो ब्रह्म जजाप वाग्यतः ॥ १३ ॥

ત્યાર પછી સ્વચ્છ જલમાં વિધિ પ્રમાણે સ્નાન તર્પણ વિગેરે ક્રિયા કરી, બહાર શુદ્ધ વસ્ત્ર ધારણ કરી, સંધ્યાવંદન કરવા લાગ્યા; અને ત્યાર પછી અગ્નિમાં હોમ આપી વાણીને નિયમમાં રાખી બ્રહ્મનો જપ કર્યો. ૧૩.

उपस्थायार्कमुद्यन्तं तर्पयित्वात्मनः कलाः ।
देवानृषीन्पितृन्वृद्धा न्विप्रानभ्यर्च्य चात्मवान् ॥ १४ ॥

ત્યાર પછી સૂર્યોપસ્થાન કરી પોતાની કલાઓને તૃપ્ત કરી; અને દેવ, ઋષિ, પિતૃ, વૃદ્ધ તથા બ્રાહ્મણોનું પૂજન કર્યું. ૧૪.

एवं वेदोदितं धर्म मनुतिष्ठन्सतां गतिः ।
गृहं धर्मार्थकामानां मुहुश्चादर्शयत्पदम् ॥ १५ ॥

સજ્જન પુરૂષોની ગતિરૂપ ભગવાન પોતે એ પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં રહીને વેદમાં કહેલા ધર્મનું પાલન કરીને, વારંવાર ધર્મ, અર્થ અને કામનું સ્થાન દેખાડતા હતા. ૧૫.

ममैवेयं मही कृत्स्ना न ते मूढेति वादिनः ।
कथयन्त्येवाः कालेन ह्यकृतार्थाः कृता विभो ॥ १६ ॥

આ સમગ્ર પૃથ્વી મારીજ છે, તારી નથી રે. પ્રમાણે

વાદવિવાદ કરનારા રાજાઓને કાળપુરૂષે જેમની વાતોજ બાકી રહી છે એવા અકૃતાર્થ કર્યા છે. અર્થાત (પૃથ્વીની પ્રાપ્તિ કર્યા સિવાય કાળબળથી તેઓ મરણ પામી ગયા તેમની વાર્તાઓજ જગતમાં રહી ગઈ છે.) ૧૬.

**कथा इमास्ते कथिता महीयसां विताय लोकेषु यशः परेयुषाम्।**
**विज्ञानवैराग्य विवक्षया विभो वचो विभूतीर्नतु पारमार्थ्यम ।१७।**

લોકોમાં પોતાની કીર્તિ ફેલાવીને પરલોકમાં ગયેલા મહાન પુરૂષોની આ બધી કથાઓ તને કહેલી છે. આ બધી વાણીની વિભૂતિઓ હે રાજન તને જ્ઞાનવૈરાગ્ય કહેવાની ઇચ્છાથી કહી બતાવેલી છે તેને પારમાર્થિક છે એમ માનવું નહીં. અર્થાત આ બધી વાર્તાઓ તને જ્ઞાન અને વૈરાગ્ય થાય તેવા આશયથી કહી બતાવેલી છે. તે બધી સત્ય હોય એમ માનવા જેવું નથી. ૧૭.

## પુરાણોનાં નામ.

**ब्राह्मं पाद्मं वैष्णवंच शैवं लैङ्गं सगारुडम् ।**
**नारदीयं भागवत माग्नेयं स्कान्दसंज्ञितम् ॥ १८ ॥**
**भविष्यं ब्रह्मवैवर्तं मार्कण्डेयं सवामनम ।**
**वाराहं मात्स्यं कौर्मंच ब्रह्माण्डाख्यमितित्रिषट् ॥ १९ ॥**

બ્રહ્મ પુરાણ, પદ્મ પુરાણ, વિષ્ણુ પુરાણ, શિવ પુરાણ, લિંગ પુરાણ, ગરૂડ પુરાણ, નારદ પુરાણ, ભાગવત પુરાણ, અગ્નિ પુરાણ, સ્કન્દ પુરાણ, ભવિષ્ય પુરાણ, બ્રહ્મવૈવર્ત પુરાણ,

માર્કંડેય પુરાણ, વામન પુરાણ, વરાહ પુરાણ, મત્સ્ય પુરાણ, કૂર્મ પુરાણ, અને બ્રહ્માંડ પુરાણ. એ પ્રમાણે અઢાર પુરાણો છે. ૧૮–૧૯.

अहंब्रह्म परंधाम ब्रह्माहं परमं पदम ॥ २० ॥

હું બ્રહ્મ અગર પરમધામ છું. અને હુંજ અગર પરમપદ છું. ૨૦.





# अथ नीतिशास्त्र सारः

## मंगलम् ॥ १ ॥

जयति गणेशो देवो हर्ता विघ्नस्य सकलभक्तानाम् ।
अनुरक्तानां लोके सिद्धिप्रद एष विख्यातः ॥ १ ॥

તમામ ભકતોના વિઘ્નને દૂર કરનાર ગણપતિદેવ સર્વ પ્રકારના ઉત્કર્ષથી વર્તન કરે છે, એ દેવ આ સંસારમાં પોતાના ઉપર અનુરાગ રાખનારા લોકોને સિદ્ધિ આપનારો છે, એ પ્રમાણે પ્રસિદ્ધ છે. ૧.

न वयं गिरिजां न गिरीशपदं विनमे गणये न सुरेन्द्रपदम् ।
मदयुक्त गजाननसेवनतः कलये किल सर्वविधं स्वशिवम् ।२।

અમે પાર્વતીને અગર મહાદેવના પદને નમન કરતા નથી, તેમ ઈન્દ્રપદની પણ ગણતરી કરતા નથી, પરંતુ મદયુક્ત ગણપતિની સેવા કરીને તમામ પ્રકારે પોતાના કલ્યાણની ઈચ્છા કરીએ છીએ. ૨.

या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता
या वीणा वरदण्डमण्डितकरा या श्वेतपद्मासना ।

या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता
सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ॥३॥

જે દેવી, મોગરો, ચન્દ્રમા, હીમ અને હારના જેવી ધોળા વર્ણવાળી છે, ધોળા વસ્ત્રોને ધારણ કરનારી છે, વીણા અને શ્રેષ્ઠ દંડથી જેનો હાથ શોભી રહ્યો છે, ધોળા પદ્મના ઉપર જેનું આસન છે, અને બ્રહ્મા-વિષ્ણુ અને મહાદેવ વિગેરે તમામ દેવતાઓ જેનું વંદન કરે છે એવી, સમગ્ર અજ્ઞાનને દૂર કરનારી, તે ભગવતી સરસ્વતી મારૂં રક્ષણ કરો. ૩.

शरणं करवाणि शर्मदं ते चरणं वाणि चराचरोप जीव्यम् ।
करुणामसृणैः कटाक्षपातैः कुरु मामम्ब कृतार्थसार्थवाहम् ॥४॥

હે સરસ્વતિ દેવી, ચરાચર પ્રાણીમાત્રના જીવનના આધારરૂપ તમારા ચરણકમળને હું મારા શરણરૂપ કરૂં છું. (તમારા ચરણના શરણે રહું છું) તેથી હે માતા તમો કરૂણાવાળી કટાક્ષ દ્રષ્ટિથી મને કૃતાર્થ પુરૂષોમાં અગ્રેસર કરો. ૪.

उपहरणं विभवानां संहरणं सकलदुरितजालस्य ।
उद्धरणं संसारा च्चरणं वः श्रेयसेऽस्तु विश्वपतेः ॥ ५ ॥

વિભવોને લાવી આપનાર, અને તમામ પાપના જાલનો સંહાર કરનાર, તથા સંસારમાંથી ઉદ્ધાર કરનાર વિશ્વપતિનું ચરણકમલ તમારા કલ્યાણને માટે થાઓ. ૫.

# राजनीतिः ॥ २ ॥

सर्वदेवमयो राजा मनुना संप्रकीर्तितः ।
तस्मात्तमेव सेवेत न व्यलीकेन कर्हिचित् ॥ १ ॥

મનુ ભગવાને રાજાને સર્વ દેવમય કહેલો છે, તેટલા માટે તેનીજ સેવા કરવી, પણ કોઈ દિવસ તેની આગળ અસત્ય વ્યવહાર કરવો નહીં. ૧.

सदानुरक्तप्रकृतिः प्रजापालनतत्परः ।
विनीतात्मा हि नृपति र्भूयसीं श्रिय मश्नुते ॥ २ ॥

જે રાજા ઉપર તેની પ્રજા નિરંતર પ્રેમ રાખતી હોય, અને જે રાજા પોતાની પ્રજાનું પાલન કરવા તત્પર રહેતો હોય, અને વિનયવાળો હોય, તે રાજા ઘણીજ લક્ષ્મીને પ્રાપ્ત કરે છે. ૨.

पात्रे त्यागी गुणे रागी भोगी परिजनैः सह ।
भावबोद्धा रणे योद्धा प्रभुः पंच गुणो भवेत् ॥ ३ ॥

પાત્રને દાન આપનાર, ગુણવાન ઉપર પ્રેમ રાખનાર, ઉપભોગ કરનાર, પોતાના પરિજનોનો ભાવ સમજનાર, અને સંગ્રામમાં યુદ્ધ કરનાર, એ પ્રમાણે રાજા પાંચ ગુણો-વાળો હોવો જોઈએ. ૩.

प्रभु र्विवेकी धनवांश्च दाता विद्वान्विरागी प्रमदा सुशीला ।
तुरंगमः शस्त्रनिपातधीरो भूमण्डलस्याभरणानि पञ्च ॥४॥

રાજા વિવેકવાળો હોય, ધનવાન દાન કરનારો હોય, વિદ્વાન પુરૂષ વિરાગી હોય, સ્ત્રી સારા સ્વભાવવાળી હોય,

અને ઘોડો શસ્ત્ર પડે તો પણ ધીરતાથી પાછો ન હઠે તેવો હોય, એ પાંચ આ પૃથ્વીમંડલના આભૂષણો છે. ૪.

**दुष्टस्य दंडः सुजनस्य पूजा न्यायेन कोशस्यच संप्रवृद्धिः ।**
**अपक्षपातोऽर्थिषु राष्ट्ररक्षा पञ्चैव यज्ञाः कथिता नृपाणाम् ।५।**

દુષ્ટનો દંડ કરવો, સુજનની પૂજા કરવી, ન્યાયથી પોતાના ભંડારની વૃદ્ધિ કરવી, યાચકોને વિષે પક્ષપાત ન કરવો, અને પોતાના રાજ્યનું રક્ષણ કરવું, એ પ્રમાણે રાજાઓના પંચમહાયજ્ઞો કહેલા છે. ૫.

**इन्द्रात्प्रभुत्वं ज्वलनात्प्रतापं क्रोधो यमा द्वैश्रवणाच्च वित्तम् ।**
**पराक्रमं राम जनार्दना भ्यामादाय राज्ञः क्रियते शरीरम् ।६।**

ઇન્દ્રની પાસેથી પ્રભુત્વ લેઇને, અગ્નિ પાસેથી પ્રતાપ લેઇને, યમરાજા પાસેથી ક્રોધ લેઇને, કુબેર પાસેથી દ્રવ્ય લેઇને, રામ અને જનાર્દન (કૃષ્ણ) પાસેથી પરાક્રમ લેઇને રાજાનું શરીર બનાવવામાં આવે છે. ૬.

**आक्षेपवचनं तस्य न वक्तव्यं कदाचन ।**
**अनुकूलं प्रियं चास्य वक्तव्यं जनसंसदि ॥ ७ ॥**

મનુષ્યના સમાજમાં તે રાજા ઉપર કોઇ પણ દિવસ આક્ષેપ વચન કહેવું નહીં, પરંતુ તેને અનુકુલ અને પ્રિય વચન બોલવું. ૭.

**उत्खातान्प्रतिरोपयन्कुसुमितांश्चिन्वंल्लघून्वर्धय**
**न्नत्युच्चान्नमयन्नतान्समुदयन्विश्लेषयन्संहतान् ।**
**क्षुद्रान्कण्टकिनो बहिर्नियमयन्म्लाना न्पुनः सेचय**
**न्मालाकार इव प्रयोगनिपुणोराजा चिरं जीवति ॥ ८ ॥**

ઉખાડી નાંખેલાઓને ફરીથી રોપનાર, પુષ્પોવાળાઓને વિણનાર, નીચાઓને ઉંચા વધારનાર, અત્યન્ત ઉંચા વધેલાને નીચા નમાવનાર, નમી ગયેલાનો સારી રીતે ઉદય કરનાર, એકઠા મળેલાને છુટા પાડનાર, ક્ષુદ્ર (હલકા) અને કાંટાવાળાઓને બહાર કાઢી નાખનાર, કરમાઈ જનારાને સિંચન કરનાર, માળીની માફક પ્રયોગ કરવામાં ચતુર રાજા ઘણા કાલ સુધી જીવે છે. ૮.

**सभासदः । धर्मशास्त्रार्थ कुशलाः कुलीनाः सत्यवादिनः ।**
**समाः शत्रौच मित्रेच नृपतेः स्युः सभासदः ॥ ९ ॥**

રાજાની સભામાં બેસનારા સભાસદો. ધર્મશાસ્ત્રના અર્થ જાણવામાં કુશળ હોય, સારા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા હોય, સત્ય બોલનારા હોય, અને શત્રુ તથા મિત્ર ઉપર સમદ્રષ્ટિ રાખનાર હોય, તેવા જોઇએ. ૯.

**श्रुत्यध्ययनसंपन्ना धर्मज्ञाः सत्यवादिनः ।**
**राज्ञा सभासदः कार्या रिपौ मित्रे च ये समाः ॥ १० ॥**

રાજાએ સભાસદો કરવા તે પણ, જેઓ વેદશાસ્ત્રનું અધ્યયન કરેલું હોય તેવા, ધર્મને જાણનાર. સત્યવાદી. તથા શત્રુ અગર મિત્ર ઉપર ન્યાય દ્રષ્ટિએ જોનાર હોય તેવા કરવા. ૧૦.

**पुरोहितः ॥ वेदवेदांगतत्वज्ञो जपहोमपरायणः ।**
**आशीर्वादपरो नित्य मेष राजपुरोहितः ॥ ११ ॥**

વેદ અને વ્યાકરણાદિ વેદના અંગોના તત્વને જાણ-

નાર, જપ તથા હોમ કરવામાં પરાયણ, અને હંમેશાં આશીર્વાદ આપનાર એવો રાજાનો પુરોહિત હોવો જોઇએ. ૧૧.

धर्माध्यक्षः ॥ कुलशीलगुणोपेतः सर्वधर्मपरायणः ।
प्रवीणः प्रेषणाध्यक्षो धर्माध्यक्षो विधीयते ॥ १२ ॥

સારા કુળમાં ઉત્પન્ન થયેલો, સારા સ્વભાવવાળો, તથા ગુણવાન, તમામ ધર્મને જાણનાર, પ્રવીણ અને પ્રેષણાધ્યક્ષ એવો ધર્માધ્યક્ષ કરવો. ૧૨.

वैद्यः ॥ आयुर्वेदकृताभ्यासः सर्वेषां प्रियदर्शनः ।
आर्यशीलगुणोपेत एष वैद्यो विधीयते ॥ १३ ॥

આયુર્વેદમાં જેણે અભ્યાસ કર્યો હોય, દરેક માણસોને પ્રિય દેખાતો હોય, આર્યોના સ્વભાવ તથા ગુણવાળો હોય તેવો રાજાએ વૈદ્ય કરવો જોઇએ. ૧૩.

मन्त्री ॥ मन्त्रतन्त्रार्पितप्रीति र्देशकालोचितस्थितः ।
यश्च राज्ञि भवेद्भक्तः सोऽमात्यः पृथिवीपतेः ॥ १४ ॥

મન્ત્રતન્ત્રમાં પ્રેમ રાખનાર, દેશકાલને ઘટે તેવી સ્થિતિવાળો, અને રાજાને વિષે ભક્તિ રાખનાર જે પુરૂષ હોય તેવો પુરૂષ રાજાને અમાત્ય કરવાને યોગ્ય છે. ૧૪.

प्राप्तार्थग्रहणं द्रव्यपरिवर्तोऽनुराधनम् ।
उपेक्षा बुद्धिहीनत्वं भोगोऽमात्यस्य दूषणम् ॥ १५ ॥

લાંચ લેવી, રાજાના દ્રવ્યથી વ્યાપાર કરવો, રાજ્યમાં દ્રવ્ય આવતું હોય તેને રોકવું, ઉપેક્ષા બુદ્ધિ રાખવી, હલકી વૃત્તિ રાખવી, તથા રાજ્યના દ્રવ્યથી ભોગ ભોગવવા એ અમાત્યના દૂષણો છે. ૧૫.

मूर्खं व्यसनिनं लुब्ध ममगल्भं भयाकुलम् ।
क्रूरमन्याकर्त्तारं नाधिकृत्ये नियोजयेत् ॥ १६ ॥

મૂર્ખ, વ્યસની, લોભી, અચતુર, ભયાકુલ, ક્રૂર અને અન્યાય કરનારને કોઇ પણ રાજ્યના અધિકારમાં જોડવો નહીં. ૧૬.

पृष्टो ब्रूते न सत्यं यः परिणामे सुखावहम् ।
मन्त्री चेत्प्रियवक्तास्यात्केवलं स रिपुः स्मृतः ॥ १७ ॥

જે મન્ત્રી, રાજા પૂછે ત્યારે સત્ય અને પરિણામે સુખકારક વચનો કહે નહીં, પરન્તુ રાજાને રાજી રાખવા તેને પ્રિય લાગે તેવાજ વચનો બોલતો હોય તેને મન્ત્રી નહીં પણ શત્રુજ જાણવો. ૧૭.

शास्त्रज्ञः कपटानुसारकुशलो वक्ता नच क्रोधन
स्तुल्यो मित्रपरस्वकेषु चरितं दृष्ट्वैव दत्तोत्तरः ।
क्लीबान्पालयिताशठान्व्यथयिता धर्म्येऽतिलोभान्वितो
द्विर्भावे परतत्त्ववद्धहृदयो राज्ञश्च कोपापहः ॥ १८ ॥

રાજાએ, શાસ્ત્રને જાણનાર, કપટ કરનારાઓને યોગ્ય બદલો આપવામાં કુશળ, વક્તા, ક્રોધ ન કરે તેવો, મિત્ર અને શત્રુઓ ઉપર ન્યાય કરતી વખતે સમદ્રષ્ટિ રાખનાર, જેનું જેવું આચરણ હોય તેને તેવો ઉત્તર આપનાર, કલીબ (નપુંસક) પુરૂષોનું પાલન કરનાર, શઠપુરૂષોને દુઃખ આપનાર, ધર્મમાં અત્યન્ત લોભ રાખનાર, દ્વિર્ભાવ (બન્નેની તકરાર) માં તત્વને શોધી કાઢનાર, અને રાજાનો ક્રોધ દૂર કરનાર, મન્ત્રી રાખવો જોઇએ. ૧૮.

अधीतव्यवहारज्ञं मौलं ख्यातं विपश्चितम् ।
अर्थस्योत्पादकं चैव विदध्यान्मन्त्रिणं नृपः ॥ १९ ॥

વ્યવહારનું અધ્યયન કરનાર તથા વ્યવહારને જાણનાર, પરંપરાથી ચાલુ આવતા કુટુંબનો, પ્રસિદ્ધ, વિદ્વાન, અને દ્રવ્યને ઉત્પન્ન કરવામાં ચતુર પુરૂષને, રાજાએ મન્ત્રીપદ આપવું. ૧૯.

स्वदेशजं कुलाचारं विशुद्ध मथवा शुचिम् ।
मन्त्रज्ञ मव्यसनिनं व्यभिचारविवर्जितम् ॥ २० ॥

પોતાના દેશમાં ઉત્પન્ન થયેલો હોય, સારા કુલમાં ઉત્પન્ન થયેલો, સારા આચારવાળો, શુદ્ધ, પવિત્ર, વિચાર-શક્તિવાળો, વ્યસન વગરનો, તથા વ્યભિચાર ન કરનારો, પુરૂષ હોય તેને રાજાએ મન્ત્રીપદ આપવું. ૨૦.

अन्तः सारैरकुटिलै रच्छिद्रैः सुपरीक्षितैः ।
मन्त्रिभिर्धार्यते राज्यं सुस्तंभैरिव मन्दिरम् ॥ २१ ॥

અંદરથી પોલાણ ન હોય તેવા મજબુત, છિદ્ર વગરના, અને સારી પરીક્ષા કરીને આણેલા થાંભલાઓથી જેમ મન્દીર (મકાન) સ્થીર રહી શકે છે; તેમ વિશ્વાસુ, અકુટિલ, છિદ્રરહિત (અપવાદ વિનાના) અને સારી પરીક્ષા કરીને આણેલા મન્ત્રીઓથી રાજ્ય સ્થીર રહી શકે છે. ૨૧.

सेनापतिः ॥ समस्तनीतिशास्त्रज्ञो वाहने पूजितश्रमः ।
शौर्यवीर्यगुणोपेतः सेनाध्यक्षो विधीयते ॥ २२ ॥

સંપૂર્ણ નીતિશાસ્ત્રને જાણનાર, વાહનમાં જેણે શ્રમ કર્યો હોય તેવો (ઘોડા વિગેરે વાહનમાં બેસવાને ચતુર ),

શૌર્ય, વીર્ય, અને સારા ગુણોવાળા પુરૂષને સેનાધ્યક્ષ કરવો. ૨૨.

शूरोऽर्थशास्त्रनिपुणः कृतशास्त्रकर्मा संग्रामकेलिचतुरश्चतुरंगयुक्तः।
भर्तुर्निदेशवशगोऽभिमतश्च तन्त्रे सेनापति नॅरपते विजयागमाय
॥ २३ ॥

શૂરવીર, અર્થશાસ્ત્રમાં નિપુણ, યુદ્ધશાસ્ત્રના કર્મને જાણનાર, સંગ્રામરૂપી રમતમાં ચતુર, ઘોડા ઉપર બેસવામાં ચતુર, સ્વામીની આજ્ઞાને વશ રહેનાર, અને તન્ત્રમાં અભિમત એવો સેનાપતિ રાજાનો વિજય કરનારો થાય છે. ૨૩.

गजाः ॥ यतः सत्यं ततो धर्मो यतो धर्मस्ततो धनम् ।
यतो रूपं ततः शीलं यतो नागस्ततो जयः ॥ २४ ॥

જ્યાં સત્ય છે, ત્યાંજ ધર્મ છે, અને જ્યાં ધર્મ છે ત્યાંજ ધન હોય છે, જ્યાં રૂપ છે ત્યાં સારૂં વર્તન હોય છે, અને જ્યાં હાથીઓ હોય છે ત્યાંજ જય પ્રાપ્ત થાય છે. ૨૪.

रक्षन्ति पक्षं मुदिताः स्वकीयं मथ्नन्ति सैन्यं कुपिताः परेषाम् ।
प्राणै रपीच्छन्ति हितं प्रभूणां गजैः समानं क्वबलं बलीयः।२५।

રાજા તરફથી સંતોષથી આનંદમાં રહેનારા (અથવા રાજાના ઉપર પ્રેમથી વર્તનારા) હાથીઓ પોતાના રાજ્યનું રક્ષણ કરે છે, તેમ કોપાયમાન થાય છે ત્યારે શત્રુઓના સૈન્યનો સંહાર કરે છે, તેમ પોતાના પ્રાણ જાય તો પણ રાજાનું હિત કરવાની ઇચ્છા કરે છે, એવું હાથીના જેવું બીજું બલવાન સૈન્ય કયાં હોય છે. ૨૫.

तुरगाः ॥ अश्वा यस्य जयस्तस्य यस्याश्वास्तस्य मेदनी ।
अश्वा यस्य यशस्तस्य यस्याश्वास्तस्य काञ्चनम् ॥ २६ ॥

જે રાજાની પાસે અધિક ઘોડાઓ હોય છે, તેજ રાજાનો જય થાય છે, અને તેનેજ પૃથ્વી પ્રાપ્ત થાય છે, તેનેજ જય મલે છે, અને તેનેજ સોનું પ્રાપ્ત થાય છે. ૨૬.

खड्गः ॥ खड्गाल्लक्ष्मीस्तथा राज्यं यशः खड्गादवाप्यते ।
खड्गाद्वैरिविनाशंच यत्नात्तमभिदध्महे ॥ २७ ॥

ખડ્ગથી લક્ષ્મી તથા રાજ્ય પ્રાપ્ત થાય છે, અને ખડ્ગથીજ યશ મેળવી શકાય છે, તેમ ખડ્ગથીજ શત્રુઓનો નાશ કરી શકાય છે, તેટલા માટે પ્રયત્નથી પણ રાજાએ ખડ્ગ ધારણ કરવું જોઈએ. ૨૭.

सैन्यम् ॥ प्रथमं युद्धकारित्वं समस्तबलपालनम् ।
दिङ्मार्गे योधशोधित्वं पत्तिकर्म प्रचक्षते ॥ २८ ॥

પ્રથમ તો સારી રીતે યુદ્ધ કરતાં આવડતું હોય તેવું, તેમ પોતાના સમસ્ત સૈન્યનું રક્ષણ કરનાર, અને દિશાઓના અનેક રસ્તાઓ જાણીને, શત્રુનું સૈન્ય કયા માર્ગે આવે છે, અગર નાશી ગયેલા શત્રુઓ કયા માર્ગે થઈને નાશી ગયા છે તે શોધી કાઢવું, એ પ્રમાણે પાયદળ સૈન્યનું કર્તવ્ય રહેલું છે. ૨૮.

स्वभावशूर मस्त्रज्ञ मविरक्तं जितश्रमम् ।
प्रसिद्धक्षत्रियप्रायं बलं श्रेष्ठतमं विदुः ॥ २९ ॥

સ્વાભાવિક રીતે શૂર, અસ્ત્રવિદ્યાને જાણનાર, રાજા ઉપર

પ્રેમ રાખનાર, પરિશ્રમને ન ગણનાર, અને જેમાં ઘણે ભાગે પ્રસિદ્ધ ક્ષત્રિઓ વધારે હોય તેવું સૈન્ય ઘણુંજ શ્રેષ્ઠ કહેવાય છે. ૨૯.

दुर्गः ॥ न गजानां सहस्रेण न लक्षेण च वाजिनाम् ।
तथा सिध्यन्ति कार्याणि यथा दुर्गप्रभावतः ॥ ३० ॥

જે કાર્ય કિલ્લાના પ્રભાવથી સિદ્ધ થાય છે, તે કાર્ય હજારો હાથીઓથી અગર લાખો ઘોડાઓથી સિદ્ધ થતું નથી. ૩૦.

शतमेकोऽपि संधत्ते प्राकारस्थो धनुर्धरः ।
तस्माद्दुर्गं प्रशंसन्ति नीतिशास्त्रविदो जनाः ॥ ३१ ॥

ધનુષ ધારણ કરી યુદ્ધ કરનાર એકજ પુરૂષ, કિલ્લામાં રહીને સેંકડો યોદ્ધાઓ સાથે યુદ્ધ કરી શકે છે, તેટલા માટે નીતિશાસ્ત્રને જાણનારા મહાત્માઓએ દુર્ગ (કિલ્લા) ની પ્રશંસા કરેલી છે. ૩૧.

दुर्गाणि राज्ञा कार्याणि सजलानि दृढानिच ।
द्रव्यमन्नंच तेष्वेव स्थापनीयं प्रयत्नतः ॥ ३२ ॥

રાજાએ, આજુબાજુએ મોટી જલથી ભરેલી ખાઇઓ-વાળા અનેક કિલ્લાઓ કરાવવા અને તે ઘણાજ મજબુત કરાવવા તથા તેજ કિલ્લાઓમાં પ્રયત્ન કરીને પણ દ્રવ્ય તથા અન્ન ભરી રાખવું. ૩૨.

दूतः ॥ मेधावी वाक्पटुः प्राज्ञः परचित्तोपलक्षकः ।
धीरो यथोक्तवादीच एष दूतो विधीयते ॥ ३३ ॥

રાજાએ, બુદ્ધિશાળી, વાણી બોલવામાં ચતુર, ડહાપણુ વાળો, પારકાના ચિત્તને ઓળખી જનાર, ધીર, અને જેટલું કહ્યું હોય તેટલુંજ બોલનારા પુરૂષને દૂતનું કામ કરવા રાખવો જોઇએ, અર્થાત્ ઉપર કહેલા ગુણોવાળો દૂત કરવો. ૩૩

**भक्तो गुणी शुचिर्दक्षः प्रगल्भोऽव्यसनो क्षमी ।**
**ब्राह्मणः परमर्मज्ञो दूतः स्यात्प्रतिभानवान् ॥ ३४ ॥**

રાજાએ, ભક્ત, ગુણવાન, પવિત્ર, દક્ષ, પ્રૌઢ, વ્યસન-વિનાનો, ક્ષમારાખનાર, પારકાના મર્મને જાણનાર, અને સારી પ્રતિભાવાળો ( હાજર જવાબી ) એવા બ્રાહ્મણને દૂત કર્મ કરવા રાખવો જોઈએ. ૩૪

**भाण्डागारी ॥ प्रवीणो वाक्पटु र्धीमान्स्वामिभक्तःश्च नित्यशः ।**
**अलुब्धः सत्यवादीच भाण्डागारी स इष्यते ॥ ३५ ॥**

રાજાએ, પ્રવીણ, વાણી બોલવામાં ચતુર, બુદ્ધિશાળી, નિરંતર સ્વામીની ભક્તિ કરનાર, સત્યવાદી, અને લોભ ન કરનાર, એવા ગુણોવાળો ભાંડાગારી ( તિજોરીદાર ) કરવો જોઈએ. ૩૫

**लेखकः ॥ सकृदुक्तगृहितार्थो लघुहस्तो जितेन्द्रियः ।**
**शब्दशास्त्रपरिज्ञाता एष लेखक इष्यते ॥ ३६ ॥**

રાજાએ, એકજ વખત કહેવાથી અર્થને ગ્રહણ કરનાર, જલદીથી સારી રીતે લખી શકે તેવો, જીતેન્દ્રિય, અને શબ્દ-શાસ્ત્ર ( વ્યાકરણશાસ્ત્ર ) ને જાણનાર પુરૂષને લેખક તરીકે રાખવો તે યોગ્ય છે. ૩૬

प्रतिहारी ॥ इङ्गिताकारतत्त्वज्ञो बलवान्प्रियदर्शनः ।
समयज्ञः स्वामिभक्तः प्रतीहारी स इष्यते ॥ ३७ ॥

રાજાએ અન્યની ચેષ્ટા તથા આકૃતિ ઉપરથી તેના હૃદયના વિચારોને જાણી શકે તેવો, બલવાન, સારા દેખાવવાળો, સમયને ઓળખનાર, તથા સ્વામી ઉપર ભક્તિ રાખનાર, પુરૂષને પ્રતિહારી કરવો એ યોગ્ય છે. ૩૭

सूपकारः ॥ पुत्रपौत्रगुणोपेतः शास्त्रज्ञो मिष्टपाचकः ।
शूरश्च कठिनश्चैव सूपकारः स इष्यते ॥ ३८ ॥

રાજાએ પુત્ર પૌત્રાદિકની પરંપરાથી સારા ગુણોવાળો હોય, પાકશાસ્ત્રને જાણનાર હોય, અને ઇચ્છેલી રસોઈ બનાવી શકતો હોય, શૂર હોય, અને કઠીન હોય, તેવા પુરૂષને રસોઇઆ તરીકે રાખવો તે યોગ્ય છે. ૩૮

चाराः ॥ भवेत्स्वपरराष्ट्राणां कार्याकार्यावलोकने ।
चारचक्षुर्महीभर्तु र्यस्य नास्त्यन्ध एव सः ॥ ३९ ॥

રાજાઓ ચારચક્ષુ ( નોકરોરૂપી દૃષ્ટિવાળા ) હોય છે. એટલે પોતાના રાજ્યમાં અગર પારકા રાજ્યમાં શું શું કાર્યો થાય છે તે જોવાને માટે પોતાના ચારો ( ફરનારા નોકરો ) એજ દૃષ્ટિરૂપ છે; માટે જે રાજા પાસે તેવી ચારોરૂપી દૃષ્ટિ નથી તે રાજા આંધળા જેવો છે. ૩૯

अन्तःपुरवर्गाः ॥ काणाः कुब्जाश्च पण्ढाश्च तथा वृद्धाश्च पंगवः ।
एते चान्तःपुरे नित्यं नियोक्तव्याः क्षमाभृता ॥ ४० ॥

રાજાએ, કાણા, કુબ્જા, પણ્ઢ, વૃદ્ધ તથા લંગડા હોય તેવા પુરૂષોને રણુવાસમાં રાખવા જોઇએ. ૪૦.

स्त्रियः ॥ पक्वान्नमिव राजेन्द्र सर्वसाधारणाः स्त्रियः ।
परोक्षे च समक्षे च रक्षितव्याः प्रयत्नतः ॥ ४१ ॥

કોઈ મહાત્માએ રાજાને કહ્યું છે કે હે રાજન્ ! પરોક્ષમાં, અગર સમક્ષમાં, સાધારણ રીતે તમામ સ્ત્રીયોનું પ્રયત્ન કરીને પણ રાંધેલા અન્નની માફક રક્ષણ કરવું જોઇએ. નહીં તો તરતજ તે સ્ત્રીયો વિકારવાળી બને છે. ૪૧.

सूक्ष्मेभ्योऽपि प्रसंगेभ्यो रक्ष्या नार्यो हि सर्वदा ।
द्वयोर्हि कुलयोः शोकमावहेयु ररक्षिताः ॥ ४२ ॥

સૂક્ષ્મ પ્રસંગોથી પણ હંમેશાં સ્ત્રીઓનું રક્ષણ કરવું જોઇએ, અને જો તે પ્રમાણે રક્ષણ કરવામાં ન આવે તો શ્વસુરપક્ષને તથા પિતૃપક્ષને એ બન્ને પક્ષને શોક વેઠવો પડે છે. ૪૨.

महिषी ॥ महिष्या हृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥ ४३ ॥

રાજાની રાણીએ, નિરંતર આનંદમાં રહેવું, પોતાને રહેવાના સ્થાનકમાં તમામ વસ્તુઓને વ્યવસ્થિત રાખવી તથા વ્યવહારમાં દક્ષતા રાખવી તેમ ખર્ચ કરતી વખતે બહુ છુટો હાથ ન મૂકવો. ૪૩.

भृत्याः ॥ योऽनाहूतः समभ्येति द्वारे तिष्ठति सर्वदा ।
पृष्टः सत्यं मितं ब्रूते स भृत्योऽर्हो महीभृजाम् ॥ ४४ ।

જે બોલાવ્યા વિના પણ સામો આવીને ઉભો રહે, અને પૂછવામાં આવે ત્યારે સત્ય અને ખપ જેટલુંજ બોલે

તેવા સ્વભાવવાળા પુરૂષને રાજાએ પોતાના નોકર તરીકે રાખવો તે યોગ્ય છે. ૪૪.

सारासारपरिच्छेत्ता स्वामी भृत्यस्य दुर्लभः ।
अनुकूलः शुचिर्दक्षः प्रभो र्भृत्यो हि दुर्लभः ॥ ४५ ॥

નોકરને, સારાસારને સમજીને કદર કરે તેવો સ્વામી મલવો એ ઘણોજ દુર્લભ છે, તથા સ્વામીને પોતાને અનુ-કુલ, પવિત્ર, અને ડહાપણવાળો, નોકર મલવો તે પણ ઘણોજ દુર્લભ છે. ૪૫.

सालसं मुखरं क्रूरं स्तब्धं व्यसनिनं शठम् ।
असंतुष्ट मभक्तं च त्यजेद् भृत्यं नराधिपः ॥ ४६ ॥

રાજાએ, આળસુ, બહુ બોલનાર, ક્રૂર, સ્તબ્ધ, વ્યસની, શઠ, અસંતોષી, અને અભક્ત નોકરનો ત્યાગ કરવો. ૪૬.

स्नानम् ॥ स्नानं नाम मनःप्रसादजननं दुःस्वप्नविध्वंसनं
शौचस्यायतनं मलापहरणं संवर्धनं तेजसः ।
रूपोद्द्योतकरं गदप्रशमनं कामाग्निसंदीपनं
नारीणांच मनोहरं श्रमहरं स्नाने दशैते गुणाः ॥ ४७ ॥

સ્નાન કરવાથી મન પ્રસન્ન થાય છે, દુઃસ્વપ્નનો નાશ થાય છે, પવિત્રતા થાય છે, મલ દૂર થાય છે, તેજની વૃદ્ધિ થાય છે, સ્વરૂપનો પ્રકાશ થાય છે, રોગની શાન્તિ થાય છે, સ્ત્રીઓના કામાગ્નિને સંદીપ્ત કરે છે, મનોહર છે, શ્રમને દૂર કરે છે, એ પ્રમાણે સ્નાનમાં દશ ગુણો રહેલા છે. ૪૭

ताम्बूलम् ॥ ताम्बूलं मूखरोगनाशि निपुणं संवर्धनं तेजसो
नित्यं जाठरवन्हिवृद्धिजननं दुर्गन्धदोषापहम् ।
वक्त्रालंकरणं महर्षजननं विद्वन्नृपाग्रे रणे
कामस्यायतनं समुद्भवकरं लक्ष्म्याः सुखस्यास्पदम् ॥४८॥

નાગરવેલનું પાન ચાવવાથી મુખના રોગો નાશ થાય છે, નિપુણતા પ્રાપ્ત થાય છે, તેજની વૃદ્ધિ થાય છે, નિરંતર જઠરાગ્નિની વૃદ્ધિ થાય છે. દુર્ગન્ધરૂપી દોષનો નાશ થાય છે, મુખને અલંકારરૂપે છે, વિદ્વાનોની સભામાં રાજાની આગળ અને યુદ્ધમાં હર્ષ આપે છે, કામને ઉત્પન્ન કરે છે, લક્ષ્મી પ્રાપ્ત થાય છે, અને સુખ મલે છે. ૪૮.

शस्त्र धारणम् ॥ दुष्टाविनीतशत्रूणां भयकृद्बन्धुसंनिभम् ।
शस्त्रधारण मौजस्यं रक्षो विद्युद्ग्रहापहम् ॥ ४९ ॥

ધારણ કરેલું શસ્ત્ર, દુષ્ટ અવિનયવાળા અને શત્રુઓને ભય કરનારૂં છે, પોતાના બંધુની માફક સહાય કરનારૂં છે, ઓજસ્‌ને વધારનારૂં છે, તેમ રાક્ષસ તથા વિદ્યુત્ વિગેરે ગ્રહને શાન્ત કરનારૂં છે. ૪૯.

छत्र धारणम् ॥ वर्षानिलरजोघर्महिमादीनां निवारणम् ।
राज्यलक्ष्म्या गृहं धन्यं चक्षुष्यं छत्रधारणम् ॥ ५० ॥

ધારણ કરવામાં આવેલું છત્ર; વરસાદ, વાયુ, રજ, તાપ અને હિમ વિગેરેને નિવારણ કરે છે, રાજ્યલક્ષ્મીનું સ્થાનક છે, ધન્ય છે, અને નેત્રને હિતકારક છે. ૫૦.

चामरम् ॥ चामरं श्रीकरं दिव्यं राज्यशोभाकरं परम् ।
सिंहासनम् ॥ सिंहासनं सुखैश्वर्यकरं लोकानुरञ्जनम् ॥५१॥

ચામર; લક્ષ્મી આપનાર છે, દિવ્ય છે, રાજ્યની શોભામાં વૃદ્ધિ કરનાર છે, અને સિંહાસન સુખ તથા ઐશ્વર્યની વૃદ્ધિ કરનારૂં છે તથા લોકોને અનુરંજન (પ્રેમ ઉત્પન્ન) કરનાર છે. ૫૧.

**माला धारणम् ॥ सुमनोवररत्नानांधारणं दिव्यरूप**
**कृत् ॥ ५२ ॥**

પુષ્પો તથા શ્રેષ્ઠ રત્નોની માળા ધારણ કરવાથી દિવ્ય-સ્વરૂપ થાય છે. ૫૨.

**चन्दन लेपः॥ पापलक्ष्मीप्रशमनं चन्दनाद्यनुलेपनम् ॥ ५३ ॥**

ચન્દનનો લેપ પાપલક્ષ્મીને (અલક્ષ્મીને) શાન્ત કરનારો છે. ૫૩.

**मृगया ॥ मेदश्छेदकृशोदरं लघु भवत्युत्थायोग्यं वपुः**
**सत्त्वानामपि लक्ष्यते विकृतिमच्चित्तं भयक्रोधयोः ।**
**उत्कर्षः स च धन्विनां यदिषवः सिध्यन्ति लक्ष्ये चले मिथ्यै**
**व व्यसनं वदन्ति मृगया मीदृग्विनोदः कुतः ॥ ५४ ॥**

રાજાઓને મૃગયા રમવાથી શરીરમાં થતા મેદનો નાશ થાય છે અને શરીર હલકું થાય છે તેમ જલદીથી ઉભા થઇ શકાય છે, તેમ વગડાના પ્રાણીઓનું ભય તથા ક્રોધના વિકારવાળું અન્તઃકરણ ઓળખી શકાય છે, અને તે બધા કરતાં ધનુષધારીઓને ચલાયમાન લક્ષ્યમાં બરાબર બાણથી વેધ કરવો એ મોટો ઉત્કર્ષ છે, માટે મૃગયા કરવી એ રાજાઓને એક જાતનું વ્યસન છે એમ કહેવું એ મિથ્યા છે કારણકે આવો વિનોદ બીજે ક્યાંથી પ્રાપ્ત થાય છે. ૫૪.

कटकप्रयाणम् ॥ वाजी चारुगतिः शशांकधवलं छत्रं प्रिया पृष्ठतः प्रोतुंगस्तनमण्डला विजयिनो भृत्याः पुरः पञ्चषा । ताम्बूलं मधुरं सखा सुचतुरः संपद्यते चेत्पथि प्राहुस्तत्कटक प्रयाण मितरत्प्राणप्रयाणं बुधाः ॥ ५५ ॥

પ્રયાણ કરતી વખતે માર્ગમાં પોતાની સાથે સુંદર-ગતિવાળો અશ્વ હોય ચન્દ્રના જેવું ધોળું છત્ર હોય, પોતાની પાછળ ઉત્તુંગ (નીચે લટકતા ન હોય અને પુષ્ટ હોય એવા) સ્તનમંડલવાળી સ્ત્રી હોય, વિજય મેળવી શકે તેવા પાંચ છ, નોકરો આગળ હોય, મધુર તામ્બૂલનું ચર્વણ કર્યું હોય અને સારો ચતુર મિત્ર સાથે હોય તો તેનું નામ પંડિતોએ કટક પ્રયાણ કહેલું છે; અને તે સિવાયનું પ્રાણ પ્રયાણ કહેલું છે. ૫૫.

उपवनानि । नवंवयो हारि वपुर्वरांगनाः सखा कला वित्कल वल्लकीस्वनः । धनं हि सर्वं विफलं सुखैषिणो विना विहारोपवनानि भूपतेः ॥ ५६ ॥

સુખની ઇચ્છા રાખનારા રાજાને નવું વય હોય, સુંદર શરીર હોય, સુંદર સ્ત્રી હોય, સારી કલાકુશલતાવાળો મિત્ર હોય, મધુર મધુર વીણાનો નાદ થતો હોય અને પુષ્કળ ધન હોય છતાં વિહાર કરવાને ઉપવનો ન બનાવેલા હોય તો તે તમામ મિથ્યા છે. ૫૬.

पूंसां सर्वसुखैकसाधनफलाः सौन्दर्यगर्वोद्धुरक्रीडालोल विलासिनीजनमनःस्फीतप्रमोदावहाः ।

गुञ्जद्भृंगविनिद्रपंकजभरस्कारोल्लसद्दीर्घिकायुक्ताः
सन्ति गृहेषु यस्य विपुलारामाः स पृथ्वीपतिः ॥ ५७ ॥

જેના મકાનો આગળ, પુરૂષોને સર્વ પ્રકારના સુખ-સાધનના ફલરૂપ, સુંદરતાના મદના ગર્વથી ક્રીડા કરનાર ચપલ સ્ત્રીઓના મનને અત્યન્ત પ્રેમ ઉત્પન્ન કરનાર, ગુંજારવ કરનાર ભમરાવાળા ખીલેલા કમળોયુક્ત વાપીકાઓ-વાળા મોટા મોટા બગીચાઓ હોય છે તેજ પૃથ્વીપતિ કહેવાય છે. ૫૭.

तरवः ॥ बहुभिर्बत किंजातैः पुत्रै धर्मार्थवर्जितैः ।
वरमेकः पथि तरुर्यत्र विश्रमते जनः ॥ ५८ ॥

ધર્મ ન કરનારા તથા દ્રવ્ય સંપાદન કરનારા ઘણા પુત્રો ઉત્પન્ન થયા હોય તેથી શું ફલ છે; તેના કરતાં તો માર્ગમાં ઉગેલું એકલું વૃક્ષ હોય તે શ્રેષ્ઠ છે કારણ કે જ્યાં વટેમાર્ગુ વિશ્રામ લે છે. ૫૮.

दशकूपसमा वापी दशवापी समो ह्रदः ।
दशह्रदसमः पुत्रो दशपुत्रसमो द्रुमः ॥ ५९ ॥

વિશ્રામ આપવાના વિષયમાં, દશકૂવાના જેટલી એક વાવ છે. દશવાવના સરખો એકહ્રદ ( પાણીનો ઉંડો ધરો ) છે, દશહ્રદના સરખો એક પુત્ર છે, અને દશ પુત્રના સરખું એક વૃક્ષ ગણાય છે. ૫૯.

नीतिः ॥ सुलभाः पुरुषा राजन्सततं प्रियवादिनः ।
अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥ ६० ॥

હે રાજન્ ! હંમેશાં મીઠું લાગે તેવું બોલનારા પુરૂષો ઘણા સુલભ છે, પણ અપ્રિય લાગે તેવું હોય છતાં પરિણામે પથ્યકારક હોય તેવું બોલનાર તથા સાંભળનાર બન્ને દુર્લભ છે. ૬૦.

**यः कुलाभिजनाचारै रतिशुद्धः प्रतापवान् ।**
**धार्मिको नीतिकुशलः स स्वामी युज्यते भुवि ॥ ६१ ॥**

જે પોતાના કુલના શ્રેષ્ઠ આચારથી શુદ્ધ હોય, પ્રતાપી હોય, ધાર્મિક હોય, અને નીતિશાસ્ત્રમાં કુશલ હોય તેજ પૃથ્વીમાં સ્વામી થવાને યોગ્ય છે. ૬૧.

**आत्मानं प्रथमं राजा विनयेनोपपादयेत् ।**
**ततोऽमात्यांस्ततो भृत्यांस्ततः पुत्रांस्ततः प्रजाः ॥ ६२ ॥**

પ્રથમ તો રાજાએ પોતેજ વિનયવાળા થવું, ત્યાર પછી નોકરોને વિનયવાળા કરવા અને ત્યાર પછી પોતાના પુત્રોને વિનયવાળા બનાવવા અને ત્યારબાદ પોતાની પ્રજાને વિનયવાળી કરવી. ૬૨.

**राज्ञि धर्मिणि धर्मिष्ठाः पापे पापाः समेसमाः ।**
**लोकास्तमनुवर्तन्ते यथा राजा तथा प्रजाः ॥ ६३ ॥**

જે રાજા ધર્મિષ્ઠ હોય છે તેની પ્રજા પણ ધર્મિષ્ઠ હોય છે, અને જે રાજા પાપી હોય છે તેની પ્રજા પણ પાપી હોય છે, તેમ રાજા સમ હોય છે તો પ્રજા પણ સમજ હોય છે, એટલે લોકો રાજાનું અનુકરણ કરે છે માટે જેવો રાજા તેવીજ પ્રજા હોય છે. ૬૩.

नृपाणां च नराणां च केवलं तुल्यमूर्तिता।
आधिक्यं तु क्षमा धैर्यमाज्ञा दानं पराक्रमः ॥ ६४ ॥

રાજાઓ અને બીજા સામાન્ય મનુષ્યો તે બધાયના શરીરની આકૃતિઓ તો એક સરખીજ હોય છે, પણ રાજાઓમાં અધિકતા એટલીજ છે કે, તેઓએ ક્ષમા રાખવી ધૈર્ય રાખવું તથા દાન કરવું અને પરાક્રમ કરવું. ૬૪.

यानि मिथ्याभिभूतानानां पतन्त्यश्रूणि रोदताम् ।
तानि संतापकान्घ्नन्ति सपुत्रपशुबान्धवान् ॥ ६५ ॥

વિના કારણે ત્રાસ આપવામાં આવેલા મનુષ્યોને રડતી વખતે જેટલાં આંસુઓ પૃથ્વીપર પડે છે, તે આંસુઓ સંતાપ પમાડનાર પુરૂષના તેટલા પુત્ર પશુ તથા બંધુઓનો નાશ કરે છે. ૬૫.

राजानो यं प्रशंसन्ति यं प्रशंसन्ति वै द्विजाः ।
साधवो यं प्रशंसन्ति स पार्थ पुरुपोत्तमः ॥ ६६ ॥

હે અર્જુન! જે પુરૂષની રાજાઓ પ્રશંસા કરે છે, બ્રાહ્મણો પ્રસંશા કરે છે, અને સાધુઓ પ્રસંશા કરે છે. તેજ પુરૂષોત્તમ ( પુરૂષોમાં શ્રેષ્ઠ ) કહેવાય છે. ૬૬.

यो यत्र कुशलः कार्ये तं तत्र विनियोजयेत ।
कर्मस्वदृष्टकर्मा यः शास्त्रज्ञोऽपि विमुह्यति ॥ ६७ ॥

જે માણસથી જે કાર્ય બની શકે તેવું હોય તેજ માણસનો તે કાર્ય કરવા માટે નિયોગ કરવો, કારણકે શાસ્ત્રને જાણનાર વિદ્વાન પુરૂષ પણ જે કાર્ય કોઈ દિવસ

ન જોયું હોય તેવું કાર્ય કરવામાં પ્રવૃત્તિ કરે તો તે પણ તે કાર્યમાં મોહ પામે છે. ૬૭.

**षट्कर्णोभिद्यते मन्त्रश्चतुःकर्णः स्थिरो भवेत् ।**
**द्विकर्णस्य तु मन्त्रस्य ब्रह्माप्यन्तं न गच्छति ॥ ६८ ॥**

ષટ્કર્ણ (ત્રણ માણસોએ એકઠા બેસીને કરેલો) વિચાર, ભેદ પામે છે, (જાહેર થઇ જાય છે,) ચતુષ્કર્ણ (બે માણસોએ એકઠા બેસીને કરેલો) વિચાર, સ્થીર થાય છે, અને દ્વિકર્ણ (એકલા માણસે) કરેલા વિચારનો અન્ત તો બ્રહ્મા પણ જાણી શકતા નથી. ૬૮.

**चक्रं सेव्यं नृपः सेव्यो न सेव्यः केवलो नृपः ।**
**पश्य चक्रस्य माहात्म्यं मृत्पिण्डः पात्रतां गतः ॥ ६९ ॥**

ચક્રની પણ સેવા કરવી અને રાજાની પણ સેવા કરવી, કેવળ રાજાની સેવા ન કરવી કારણકે ચક્રનું માહાત્મ્ય જુઓ કે જેથી માટીનો પિંડ પણ પાત્રપણાને પામે છે. ૬૯.

**राज्ञि मातरि देव्यांच कुमारे मुख्यमन्त्रिणि ।**
**पुरोहिते प्रतीहारे समं वर्तेत राजवत् ॥ ७० ॥**

રાજમાતા, પટ્ટરાણી, રાજકુમાર, મુખ્યમન્ત્રી પુરોહિત, તથા પ્રતિહારી એટલાઓ સાથે રાજાની સાથે જેવું વર્તન રાખતા હોય તેવું વર્તન રાખવું. ૭૦.

**पानमक्षा स्तथा नार्यो मृगया गीतवादिते ।**
**एतानि युक्त्या सेवेत प्रसंगो ह्यत्र दोषवान् ॥ ७१ ॥**

મદ્યપાન, પાસાની રમત, સ્ત્રીઓ, મૃગયા, ગીત અને

વાજીન્ત્ર એટલી વસ્તુઓનું યુક્તિથી સેવન કરવું એમાં અતિ પ્રસંગ રાખવો એ દોષયુક્ત છે. ૭૧.

आयाच्चतुर्थभागेन व्ययकर्म प्रवर्तयेत् ।
प्रभूततैलदीपो हि चिरं भद्राणि पश्यति ॥ ७२ ॥

આવક કરતાં ચોથા ભાગનું ખર્ચ કરવું, કારણકે ઘણા તેલનો દીવો ઘણા કાળ સુધી ભદ્રોને જુએ છે. ૭૨.

अर्थानामर्जनं कार्यं वर्धनं रक्षणं तथा ।
भक्ष्यमाणो निरादायः सुमेरुरपि हीयते ॥ ७३ ॥

દ્રવ્યને પ્રાપ્ત કરવું, વધારવું તથા રક્ષણ કરવું, કારણકે આવક વગર કેવળ ખાઇ જવામાં આવતો મેરૂપર્વત પણ ક્ષીણ થઇ જાય છે. ૭૩.

संभोजनं संकथनं संप्रश्नोऽथ समागमः ।
ज्ञातिभिः सहकार्याणि न विरोधः कदाचन ॥ ७४ ॥

પોતાની જ્ઞાતિના મનુષ્યો સાથે, ભોજન કરવું, વાર્તાઓ કરવી, પ્રશ્ન પૂછવા, અને સમાગમ કરવો, પણ તેઓની સાથે કોઇ પણ દિવસ વિરોધ કરવો નહીં. ૭૪.

अबुद्धिमाश्रितानांच क्षन्तव्य मपराधिनाम् ।
नहि सर्वत्र पाण्डित्यं सुलभं पुरुषे क्वचित् ॥ ७५ ॥

બુદ્ધિહીન પુરૂષોએ કરેલા અપરાધને સહન કરવો અને તેમના ઉપર ક્ષમા રાખવી, કારણકે તમામ પુરૂષોને વિષે પાંડિત્ય સુલભ હોતું નથી. ૭૫.

असत्प्रलापः पारुष्यं पैशुन्य मनृतं तथा ।
चत्वारि वाचा राजेन्द्र नजल्पेन्नैव चिन्तयेत् ॥ ७६ ॥

હે રાજેન્દ્ર! દુષ્ટ ભાષણ પરૂષતા, ચાડીઆપણું, તથા અસત્ય, એ ચાર, કોઇ પણ દિવસ બોલવું નહીં તથા તેઓનું ચિન્તન પણ કરવું નહીં. ૭૬.

जातमात्रं न यः शत्रुं व्याधिंवा प्रशमं नयेत् ।
अतिपुष्टांगयुक्तोऽपि स पश्चात्तेन हन्यते ॥ ७७ ॥

જે માણસ શત્રુ અગર વ્યાધિને ઉત્પન્ન થતા બરોબર શાન્ત કરતો નથી તો તે ઘણો પુષ્ટ શરીરવાળો મનુષ્ય પણ પાછળથી તે વ્યાધિ અગર શત્રુથી નાશ પામે છે તેટલા માટે શત્રુ તથા વ્યાધિને ઉત્પન્ન થતા બરોબર શાન્ત પમાડવા. ૭૭.

आकारै रिंगितैर्गत्या चेष्टया भाषणेन च ।
नेत्रवक्त्रविकाराभ्यां ज्ञायतेऽन्तर्गतं मनः ॥ ७८ ॥

આકાર, ઇંગિત, ગતિ, ચેષ્ટા, ભાષણ અને નેત્ર તથા મુખના વિકારોથી મનુષ્યનું અન્તર્ગત મન જણાય છે. ૭૮.

साम्नादानेन भेदेन समस्तै रथवा पृथक् ।
साधितुं प्रयतेतारीन्न युद्धेन कदाचन ॥ ७९ ॥

સામ, દાન, અને ભેદ એ ત્રણ પ્રકારે; અગર એકેક પ્રકારથી શત્રુને સાધવાને માટે પ્રયાસ કરવો પરંતુ યુદ્ધથી કોઇ પણ રીતે વશ કરવા પ્રયત્ન કરવો નહીં. ૭૯.

धान्यानां संग्रहो राजन्नुत्तमः सर्व संग्रहात् ।
निक्षिप्तं हि मुखे रत्नं न कुर्यात्प्राणधारणम् ॥ ८० ॥

હે રાજન ! અનાજનો સંગ્રહ કરવો એ તમામ સંગ્રહ કરતાં ઘણોજ ઉત્તમ છે, કારણકે મોંઢામાં નાખેલું રત્ન કોઈ પણ દિવસ પ્રાણનો બચાવ કરી શકતું નથી. ૮૦.

अविद्वानपि भूपालो विद्यावृद्धोपसेवया ।
परां श्रिय मवाप्नोति जलासन्नतरु र्यथा ॥ ८१ ॥

રાજા પોતે અવિદ્વાન હોય તો પણ વિદ્યા વૃદ્ધ પુરૂષોની સેવા કરવાથી જલની પાસે ઉગેલા વૃક્ષની માફક અત્યન્ત લક્ષ્મીને પ્રાપ્ત કરે છે. ૮૧.

पानंस्त्री मृगया द्यूत मर्थ दुषणमेव च ।
वाग्दण्डयोश्च पारुष्यं व्यसनानि महीभूजाम ॥ ८२ ॥

મદ્યપાન, સ્ત્રી, મૃગયા, જુગાર, અર્થદોષ, વાણીની પરૂષતા તથા દંડની પરૂષતા એ રાજાઓને વ્યસનો કહેલાં છે. ૮૨.

सत्यं शौर्यं दया त्यागो नृपस्यैते महागुणाः ।
एभिर्मुक्तो महीपालः प्राप्नोति खलु वाच्यताम ॥ ८३ ॥

સત્ય, પવિત્રતા, દયા, તથા દાન કરવું, એ રાજાઓના મહાગુણો છે, અને જે રાજા એટલાથી રહિત હોય તે નિંદાને પાત્ર છે. ૮૩.

यो येन प्रतिबुद्धः स्यात्सह तेनोदयी व्ययी ।
सविश्वस्तो नियोक्तव्यः प्राणेषु च धनेषुच ॥ ८४ ॥

જે પુરૂષ જેનાથી બોધ પામ્યો હોય તેની સાથેજ ઉદયવાળો થાય છે, અને તેની સાથે વિનાશ પામે છે, તેમ

તેના ઉપરજ વિશ્વાસ રાખવો, અને ધન તથા પ્રાણુમાં (શારીરિક બાબતોમાં) તેનોજ નિયોગ કરવો. ૮૪.

धूर्तः स्त्रीवा शिशुर्यस्य मन्त्रिणः स्युर्महोपतेः ।
अनीतिपवनक्षिप्तः कार्याब्धौ स निमज्जति ॥ ८५ ॥

જે રાજાને ધૂર્ત સ્ત્રી, અથવા બાળક મન્ત્રિઓ હોય છે, તે રાજા અનીતિરૂપી પવનના ઝપાટાથી કાર્યરૂપી સમુદ્રમાં ડુબી જાય છે, અર્થાત્ તે રાજાનું કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી. ૮૫.

हर्षक्रोधौ समौ यस्य शास्त्रार्थे प्रयतः सदा ।
नित्यं भृत्यानपेक्षाच तस्यस्याद्धनदा धरा ॥ ८६ ॥

જે રાજાને હર્ષ તથા ક્રોધ સરખા હોય છે. અને શાસ્ત્રાર્થમાં પ્રયાસ કરતો રહે છે, તેમ પોતાના નોકરોની બેદરકારી ન કરતાં બરાબર તપાસ રાખે છે, તે રાજાને પૃથ્વી ધન આપનારી થાય છે. ૮૬.

दाता क्षमी गुणग्राही स्वामी दुःखेन लभ्यते ।
शुचिर्दक्षोऽनुरक्तश्च जाने भृत्योऽपि दुर्लभः ॥ ८७ ॥

દાન કરનાર, ક્ષમા રાખનાર, અને ગુણગ્રાહી, એવો રાજા દુર્લભ છે, અને પવિત્ર, દક્ષ, અને પ્રેમ રાખનાર નોકર પણ દુર્લભ છે. ૮૭.

आहवेषु चये शूराः स्वाम्यर्थे त्यक्तजीविताः ।
भर्तृभक्ताः कृतज्ञाश्च ते नराः स्वर्गगामिनः ॥ ८८ ॥

જે પુરૂષો યુદ્ધમાં શૂરવીર હોય, સ્વામીની ભક્તિ કર-

નાર હોય, કાર્યને જાણનાર હોય અને પોતાના સ્વામીને માટે પ્રાણ અર્પણ કરનાર હોય છે, તે પુરૂષોની સ્વર્ગમાં ગતિ થાય છે. ૮૮.

**कृतकृत्यस्य भृत्यस्य कृतं नैव प्रणाशयेत् ।**
**फलेन मनसा वाचा दृष्ट्या चैनं प्रहर्षयेत् ॥ ८९ ॥**

બરાબર કામ કરનાર નોકરે કરેલા કાર્યનો નાશ ન કરવો, પરંતુ મન, વાણી, દ્રષ્ટિ અને કરેલા કાર્યનું ફલ આપી તેને રાજી કરવો. ૮૯.

**विद्यावतां महेच्छानां शिल्पविक्रमशालिनाम् ।**
**सेवावृत्तिविदां चैव नाश्रयः पार्थिवं विना ॥ ९० ॥**

વિદ્યાવાળા, મોટી ઇચ્છાઓ કરનારા, શિલ્પશાસ્ત્રમાં કુશળ, તથા પરાક્રમી, અને સેવાવૃત્તિને જાણનારા પુરૂષોને રાજા સિવાય અન્યનો આશ્રય થઈ શકતો નથી. અર્થાત્ તેવાઓની રાજાના આશ્રયથીજ ઉન્નતિ થાય છે.

**अप्राप्तकालं वचनं बृहस्पतिरपि ब्रुवन् ।**
**लभते बुद्ध्यवज्ञानमपमानंच पुष्कलम् ॥ ९१ ॥**

બૃહસ્પતિ પણ, સમય વગરનું વચન બોલે છે તો તે પણ બુદ્ધિ વગરનો ગણાય છે અને તેનું અપમાન થાય છે. ૯૧.

**प्रजानां धर्मषड्भागो राज्ञो भवति रक्षितुः ।**
**अधर्मादपि षड्भागो जायते यो न रक्षति ॥ ९२ ॥**

જે પ્રજાઓનું રક્ષણ કરે છે, તે રાજાને પ્રજાઓએ

કરેલા ધર્મનો છઠો ભાગ પ્રાપ્ત થાય છે, અને જે રાજા પ્રજાઓનું રક્ષણ કરતો નથી તે રાજાને પ્રજાઓએ કરેલા અધર્મનો છઠો ભાગ પ્રાપ્ત થાય છે. ૯૨.

**निर्विषोऽपि यथासर्पः फटाटोपै भयंकरः ।**
**तथाडम्बरवान्राजा न परैः परिभूयते ॥ ९३ ॥**

વિષ વિનાનો પણ સર્પ ફટાટોપથી ભયંકર દેખાય છે, તેવીજ રીતે આડંબર રાખનાર રાજા શત્રુઓથી પરાજય પામતો નથી. ૯૩.

**संधिविग्रहयानानि संस्थितिः संश्रयस्तथा ।**
**द्वैधीभावश्च भूपानां षड्गुणाः परिकीर्तिताः ॥ ९४ ॥**

સંધિ, વિગ્રહ, યાન, સંસ્થિતિ, સંશ્રય, અને દ્વૈધિભાવ એ પ્રમાણે રાજાઓના છ ગુણો કહેલા છે. ૯૪.

**सामदाने भेददण्डा वित्युपायचतुष्टयम् ।**
**हस्त्यश्वरथपादातं सेनांगं स्याच्चतुष्टयम् ॥ ९५ ॥**

સામ, દાન, ભેદ અને દંડ એ ચાર ઉપાયો, કહેલા છે, તથા હાથી, ઘોડા, રથ અને પાયદલ એ ચાર, સેનાઓનું અંગ કહેલું છે. ૯૫.

**क्षत्रियस्योरसि क्षत्रं पृष्टे ब्रह्म व्यवस्थित् ।**
**तेन पृष्ठं न दातव्यं पृष्ठदो ब्रह्महा भवेत् ॥ ९६ ॥**

ક્ષત્રિયની છાતિના ભાગ ઉપર ક્ષત્ર ( ક્ષત્રિય ધર્મ ) રહેલું છે, અને પીઠ ઉપર બ્રહ્મ ( બ્રાહ્મણત્વ ) રહેલું છે, તેટલા માટે યુદ્ધમાં પીઠ બતાવવી નહીં કારણકે પીઠ બતાવનાર ક્ષત્રિય બ્રહ્મઘાતી કહેવાય છે. ૯૬.

रक्षाधिकारादीशत्वा दूतानुग्रहकारणात् ।
यदेव कुरुते राजा तत्प्रमाणमिति स्थितिः ॥ ९७ ॥

રાજાને રક્ષણ કરવાનો અધિકાર હોવાથી, સ્વામીપણું હોવાથી અને દૂતોના ઉપર અનુગ્રહ કરવાના કારણથી તે જે પ્રમાણે કરે છે, તે પ્રમાણભૂત ગણાય છે એવી સ્થિતિ છે. ૯૭.

जृम्भा निष्ठीवनं कार्यं कोपं पर्यंकिकाश्रयम् ।
भृकुटिं वातमुद्रांच तत्समीपे विवर्जयेत् ॥ ९८ ॥

રાજાની સમીપમાં, બગાસું, નિષ્ઠીવન, ( છીંક ) કાર્ય, કોપ, પલંગ ઉપર બેસવું; શ્રમ, ભ્રકુટિ, તથા વાતમુદ્રા ( અપાનને બહાર કાઢવાની ક્રિયા ) એટલા વાંનાંનો ત્યાગ કરવો. ૯૮.

यत्रात्मीयो जनो नास्ति भेदस्तत्र न विद्यते ।
कुठारैर्दण्डनिर्मुक्तैर्भिद्यन्ते तरवः कथम् ॥ ९९ ॥

જ્યાં પોતાની જાતના માણસો હોતા નથી ત્યાં ભેદ પણ હોતો નથી. અર્થાત્ જ્યાં એક જાતના માણસો ભેગા થાય ત્યાંજ ભેદ થાય છે; નહિ તો લાકડાના દંડમાં મૂક્યા સિવાયના કુથારથી ઝાડોનો ભેદ કયી રીતે કરી શકાય. અર્થાત્ જ્યારે કુઠાર લાકડાની સાથે મળેલો હોય છે તોજ ઝાડનો ભેદ કરી શકે છે, એકલો ભેદ કરી શકતો નથી. ૯૯

मन्त्राणां बालिशैः सार्धं स्त्रीणां युवतिभिः समम् ।
पुरः स्तुति रसाधूना मेता राज्ञां विभूतयः ॥ १०० ॥

મૂર્ખ બુદ્ધિવાળાઓ સાથે મંત્રોનું ( ગુપ્ત વિચારોનું )

વખાણ કરવું તથા યુવતિઓની આગળ સ્ત્રીઓનું વખાણ કરવું એ દુષ્ટ રાજાઓની વિભૂતિઓ છે. ૧૦૦.

**नापरीक्ष्य नयेद्दण्डं नच मन्त्रं प्रकाशयेत् ।**
**विसृजेन्नैव लुब्धेभ्यो विश्वसेन्नापकारिषु ॥ १०१ ॥**

બરાબર તપાસ કર્યા સિવાય કોઇનો દંડ કરવો નહીં, તેમ ગુપ્ત વાર્તાનો પ્રકાશ કરવો નહીં, તેમ લોભીઆઓને ધન આપવું નહીં, તેમ અપકાર કરનારાઓ ઉપર વિશ્વાસ રાખવો નહીં. ૧૦૧.

**स्वजातीयं विना वैरी न जय्यःस्यात्कदाचन ।**
**विना वज्रमणिं मुक्तामणि र्भेद्यः कथं भवेत् ॥ १०२ ॥**

જે જાતનો શત્રુ હોય તે જાતના માણસ સિવાય તેનો જય કરી શકાતો નથી; જેમકે વજ્રમણી સિવાય મુક્તામણી કેવી રીતે ભેદી શકાય છે, કોઈ પણ દિવસ ભેદી શકાતો નથી. ૧૦૨.

**न सा सभा यत्र न सन्ति वृद्धा वृद्धा न ते ये न विदन्ति धर्मम्।**
**धर्मः स नो यत्र न सत्यमस्ति सत्यं न तद्यच्छल मभ्युपैति ॥१०३॥**

જ્યાં વૃદ્ધ પુરૂષો હોતા નથી તે સભા નથી, જેઓ ધર્મને જાણુતા નથી તે વૃદ્ધો કહેવાતા નથી, જ્યાં સત્ય નથી તે ધર્મ નથી. અને જે કપટવાળું છે તે સત્ય નથી. ૧૦૩.

**उपेक्षितः क्षीणबलोऽपि शत्रुः प्रमाददोषात्पुरुषैर्मदान्धैः ।**
**साध्योऽपि भूत्वा प्रथमं ततोऽसावसाध्यतां व्याधिरिव**
**प्रयाति ॥ १०४ ॥**

શત્રુ ક્ષીણ બળવાળો હોય છતાં તેની, મદાન્ધ પુરૂષો પ્રમાદને લીધે જો ઉપેક્ષા ( બેદરકારી ) કરે છે તો તે શત્રુ પ્રથમ તો સાધ્ય થાય છે, પણ વ્યાધિની માફક પાછળથી અસાધ્ય થઈ જાય છે. ૧૦૪.

आज्ञाकीर्तिः पालनं ब्राह्मणानां दानं भोगो मित्रसंरक्षणं च ।
येषा मेते षड्गुणा न प्रवृत्ताः कोऽर्थस्तेषां पार्थिवोपाश्रयेण ।१०५।

રાજાનો આશ્રય કરવાથી; આજ્ઞા કરવાપણું, કીર્તિ, બ્રાહ્મણોનું પાલન, દાન, ભોગ તથા મિત્રોનું રક્ષણ. એ પ્રમાણે છ ગુણો પ્રાપ્ત થતા નથી તો તે રાજાનો આશ્રય કરવાનું શું ફલ છે. ૧૦૫.

स किंसखा साधु न शास्ति योऽधिपं हितान्न यः संशृणुते स किंप्रभुः ।
सदानुकूलेषुहि कुर्वते रतिं नृपेष्वमात्येषु च सर्वसंपदः ॥१०६॥

જે મન્ત્રી રાજાને સારી શિખામણ આપતો નથી તે દુષ્ટ મન્ત્રી ગણાય છે; અને જે રાજા હિતકારક વચનો સાંભળતો નથી તે રાજા દુષ્ટરાજા કહેવાય છે, અને રાજા તથા તેના અમાત્યો પરસ્પરને અનુકુલતાથી રહેતા હોય છે તો તેમના રાજ્યમાં સર્વ સંપત્તિઓ પ્રેમથી રહે છે. ૧૦૬.

नराधिपा नीचजनानुवर्तिनो बुधोपदिष्टेनन यान्ति ये पथा ।
विशन्त्यतो दुर्गममार्गनिर्गमं समस्तसंबाधमनर्थपञ्जरम् ॥१०७॥

જે રાજાઓ નીચ પુરૂષોનું અનુવર્તન કરે છે, અને સારા પંડિતોએ બતાવેલા માર્ગે ગમન કરતા નથી, તે

રાજાઓ બહાર ન નીકળી શકાય તેવા, સમસ્ત પીડાઓ-વાળા અનર્થરૂપી પાંજરામાં ફસાઈ જાય છે. ૧૦૭.

**व्रजन्ति ते मूढधियः पराभवं भवन्ति मायाविषु ये न मायिनः ।**
**प्रविश्य हि घ्नन्ति शठास्तथाविधा नसंवृतांगान्निशिता इवेषवः१०८**

જે મૂર્ખાઓ, કપટીઓને વિષે કપટ કરતા નથી તે પુરૂષો પરાજયને પામે છે, અને ભોળા હૃદયવાળા તે પુરૂષોના પેટમાં પેસી જઈને શઠ પુરૂષો, તીક્ષ્ણ બાણો જેણે બખતર ન પહેર્યું હોય તેને વીંધી નાખે છે તેમ તેઓને વીંધી નાખે છે. ૧૦૮.

**क्रतौ विवाहे व्यसने रिपुक्षये यशस्करे कर्मणि मित्रसंग्रहे ।**
**प्रियासु नारीष्वधनेषु बन्धुषु धनव्ययस्तेषु न गण्यते बुधैः ॥१०९॥**

યજ્ઞમાં, વિવાહમાં, દુઃખ વખતે શત્રુનો નાશ કરવામાં જેમાં કીર્તિ પ્રાપ્ત થતી હોય તેવા કામમાં, મિત્રનો સંગ્રહ કરવામાં, પ્રિય સ્ત્રિયોને વિષે, અને નિર્ધન બંધુઓને વિષે, ધનનું ખર્ચ કરવામાં આવે છે, તેને પંડિતોએ વ્યય ગણેલો નથી. ૧૦૯.

**परंविनीत्व मुपैति सेवया महीपतीनां विनयो हि भूषणम् ।**
**प्रवृत्तदानो मृदुसंचरत्करः करीव भद्रो विनयेन शोभते ॥११०॥**

સેવા કરવાથી અત્યન્ત વિનયપણું પ્રાપ્ત થાય છે, અને રાજાઓને વિનય પ્રાપ્ત થવો એ આભૂષણ છે, દાન કરતી વખતે સંકલ્પના જલથી જેનો હાથ ભીંજાયેલો રહે છે, એવો રાજા, મદ ઝરવાને લીધે ભીંજાયેલી સુંઢવાળા હાથીની માફક વિનયથી શોભે છે. ૧૧૦.

आसन्नमेव नृपतिर्भजते मनुष्यं विद्याविहीन मकुलीनम
संगतं वा ।
प्रायेण भूमिपतयः प्रमदा लताश्च यः पार्श्वतो भवति तं परि
वेष्टयन्ति ॥ १११ ॥

રાજા, પોતાની પાસે રહેનારો માણુસ, વિદ્યાહીન હોય, અકુલીન હોય, સંબંધ વિનાનો હોય તો પણુ તેનેજ ભજે છે ( અર્થાત્ તેનેજ સારો લાભ આપે છે ) કારણુ કે ઘણે ભાગે રાજાઓ, તથા લતાઓ જે પોતાની પાસે હોય તેનેજ વિંટાઈ વળે છે. ૧૧૧.

सत्यानृताच परुषा प्रियवादिनी च हिंस्रा दयालुरपि चार्थ
परा वदान्या ।
नित्यव्यया प्रचुरनित्यधनागमा च वेश्याङ्गनेव नृपनी
ति रनेकरूपा ॥ ११२ ॥

સત્ય અને અસત્ય, કઠોર ભાષણુ કરનાર તથા પ્રિય ભાષણુ કરનાર, હિંસા કરનાર અને દયાળુ, અર્થપર અને વદાન્ય, નિત્ય અત્યન્ત વ્યય કરનાર, અને અત્યન્ત ધનની પ્રાપ્તિવાળી, રાજનીતિ, વેશ્યા સ્ત્રીની માફક અનેક સ્વરૂપ ધારણુ કરનારી છે. ૧૧૨.

नरपतिहितकर्त्ता द्वेष्यतां याति लोके जनपदहितकर्त्ता
त्यज्यते पार्थिवेन ।
इति महति विरोधे विद्यमाने समाने नृपतिजनपदानां
दुर्लभः कार्यकर्त्ता ॥ ११३ ॥

પ્રધાન, રાજાનું હિત કરનાર હોય છે તો લોકો તેના ઉપર દ્વેષ કરે છે; અને પ્રજાનું હિત કરનારા હોય છે તો રાજા તેને કાઢી મૂકે છે; આ પ્રમાણે એક સરખો મોટો વિરોધ ચાલુ આવેલો છે, તેમાં રાજા અને પ્રજા બન્નેનું કાર્ય કરનાર દુર્લભ હોય છે. ૧૧૩.

**कोऽहं कौ देशकालौ समविषमगुणाः केऽरयः के सहायाः**
**का शक्तिः कोऽभ्युपायः फलमिह च कियत्कीदृशी दैवसंपत् ।**
**संपत्तौ को निबन्धः प्रविदितवचनस्योत्तरं किंनु मे स्यादित्ये**
**वं कार्यसिद्धा ववहितमनसो हस्तगाः संपदःस्युः ॥ ११४ ॥**

હું કોણ છું, આ દેશકાલ કેવા છે, સમ અગર વિસમ ગુણવાળા શત્રુઓ કોણ છે, આપણને સહાય કરનાર કોણ છે, આપણી શક્તિ કેવી છે, આપણી પાસે ઉપાય શું છે; આ કામમાં કેટલું ફલ મલશે, દૈવીસંપત્ કેવી છે, સંપત્તિમાં શો નિબંધ છે, સારી રીતે જાણેલું છે વચન જેણે એવા મને શું ઉત્તર મલે છે, એ પ્રમાણે દરેક કાર્યોની સિદ્ધિમાં, સ્થીર મનથી વિચાર કરનારને સંપત્તિઓ હાથમાં આવેલીજ હોય છે. ૧૧૪.

—•—

# विवेकमणि ॥ ३ ॥

दाक्षिण्यं स्वजने दया परिजने शाठ्यंसदा दुर्जने ।
प्रीतिः साधुजने नयो नृपजने विद्वज्जने चार्जवम् ।
शौर्यं शत्रुजने क्षमा गुरुजने कान्ताजने धृष्ठता ।
ये चैवं पुरुषाः कलासु कुशलास्तेष्वेव लोकस्थितिः ॥ १ ॥

સ્વજનોમાં ડહાપણથી વર્તન કરવું, પરિજનો ઉપર દયા કરવી, દુર્જનોમાં શઠતા રાખવી, સાધુજનો ઉપર પ્રેમ રાખવો, રાજકીય માણસો સાથે નીતિથી રહેવું, વિદ્વજ્જનો સાથે સરલતા રાખવી, શત્રુઓને વિષે શૂરતા રાખવી ગુરૂજનોમાં ક્ષમા રાખવી, સ્રીજનોમાં ધૃષ્ટતા રાખવી, એ પ્રમાણે જે પુરૂષો કલાકુશલતાવાળા હોય છે, તે પુરૂષોને વિષેજ આલોકની સ્થિતિ છે. ૧.

क्षान्तिश्चेत्कवचेन किं किमरिभिः क्रोधोऽस्ति चेद्देहिनां ।
ज्ञातिश्चेदनलेन किं यदि सुहृद्दिव्यौषधैः किं फलम् ।
किंसर्पैर्यदि दुर्जनाः किमुधनैर्विद्यानवद्या यदि ।
व्रीडाचेत्किमु भूषणैः सुकविता यद्यस्ति राज्येन किम् ॥ २ ॥

જો પોતાની પાસે સહનશીલતા હોય તો કવચ રાખવાની શી જરૂર છે; ક્રોધ હોય તો શત્રુઓની શી જરૂર છે, જ્ઞાતિ છે તો પછી અગ્નિની શી જરૂર છે, જો સારો મિત્ર છે તો દિવ્ય ઔષધિથી શું ફલ છે, જો દુર્જનો છે તો સર્પોથી શું પ્રયોજન છે. નિર્દોષવિદ્યા છે તો ધનથી શું

વિશેષ છે, લજ્જા હોય છે તો આભૂષણથી શું વિશેષ છે, અને સારી કવિતા કરતાં આવડતી હોય તો રાજ્યથી શું વિશેષ છે. ૨.

दौर्मन्त्र्यान्नृपति र्विनश्यति यतिः संगात्सुतो लालनात् ।
विप्रोऽनध्ययनात्कुलं कुतनयाच्छीलं खलोपासनात् ।
ह्रीर्मद्या दनवेक्षणादपि कृषिः स्नेहः प्रवासाश्रयात् ।
मैत्री चाप्रणयात्समृद्धि रनयात्त्यागा त्प्रमादाद्धनम् ॥ ३ ॥

દુષ્ટ મન્ત્રીથી રાજા નાશ પામે છે, સંગ કરવાથી યતિ નાશ પામે છે, બહુ લાલન કરવાથી પુત્ર વિનાશ પામે છે, અભ્યાસ ન કરવાથી બ્રાહ્મણ નાશ પામે છે, દુષ્ટ પુત્ર ઉત્પન્ન થવાથી કુલનો વિનાશ થાય છે, ખલની ઉપાસના કરવાથી શીયળ નાશ પામે છે, મદ્યપાન કરવાથી લજ્જા નષ્ટ થાય છે, તપાસ ન રાખવાથી ખેતી નાશ પામે છે, પ્રવાસ વેઠવાથી સ્નેહ નાશ પામે છે, અપ્રેમથી મૈત્રી નષ્ટ થાય છે, અનીતિથી સમૃદ્ધિ નષ્ટ થાય છે, અને ત્યાગ તથા પ્રમાદથી ધનનો નાશ થાય છે. ૩.

लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति पापेन किम् ।
सत्यं चेत्तपसाच किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम् ।
सौजन्यं यदि किं बलेन महिमा यद्यस्ति किं मण्डनैः ।
सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥ ४ ॥

લોભ હોય તો, અવગુણથી શું વિશેષ છે, ચાડીયાપણું હોય તો, પાપથી શું વિશેષ છે, સત્ય હોય તો તપશ્ચર્યાથી શું વિશેષ છે, જો પોતાનું મન પવિત્ર હોય તો તીર્થમાં

જવાથી શું વિશેષ છે, સુજનતા હોય તો બલથી શું વિશેષ છે, મહિમા હોય તો, આભૂષણોથી શું વિશેષ છે, સદ્વિદ્યા હોય તો ધનથી શું વિશેષ છે, અને અપયશ હોય તો મૃત્યુથી શું વિશેષ છે. ૪.

**प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं ।**
**काले शक्त्या प्रदानं युवतिजनकथा मूकभावः परेषाम् ।**
**तृष्णास्रोतोविभंगो गुरुषुच विनयः सर्वभूतानुकम्पा ।**
**सामान्यं सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः ॥५॥**

પ્રાણાઘાતથી નિવૃત્તિ કરવી એટલે કોઈનું મૃત્યુ થાય તેવો વ્યાપાર કરવો નહીં, પરધનનું હરણ કરવા નિયમ રાખવો એટલે પરધનની ચોરી કરવી નહીં, સમય ઉપર યથાશક્તિ દાન કરવું, પરસ્ત્રીઓની વાર્તાઓમાં મુંગા રહેવું અર્થાત્ પરસ્ત્રી સંબંધી ચર્ચા કરવી નહીં, તૃષ્ણારૂપી પ્રવાહનો ભંગ કરવો ( તૃષ્ણાનો ત્યાગ કરવો ) ગુરૂ (વડીલોને) વિષે વિનયથી વર્તવું, અને તમામ પ્રાણીઓ ઉપર દયા રાખવી, એ પ્રમાણે તમામ શાસ્ત્રોમાં સામાન્ય ઉપદેશ કહેલો છે અને એજ કલ્યાણનો માર્ગ છે. ૫.

**ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो ।**
**ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः ।**
**अक्रोधस्तपशः क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता ।**
**सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम् ॥ ६ ॥**

ઐશ્વર્યનું આભૂષણ સુજનતા છે, વાણીનો નિયમ રાખવો એ શૂરતાનું ભૂષણ છે, શાન્તિ રાખવી એ જ્ઞાનનું ભૂષણ છે,

વિનયી થવું એ શાસ્ત્રનું ભૂષણ છે, દ્રવ્યનું ભૂષણ પાત્રને દાન આપવું તે છે, તપનું ફલ ક્રોધ ન કરવો તે છે, પ્રભુત્વનું ભૂષણ ક્ષમા છે, ધર્મનું નિષ્કપટીપણું છે, અને તમામ માણસોને તમામનું કારણભૂત સારો સ્વભાવ રાખવો એ આભૂષણરૂપ છે. ૬.

नैवाकृतिः फलति नैव कुलं न शीलं ।
विद्यापि नैव नच यत्नकृतापि सेवा ।
भाग्यानि पूर्वतपसा खलु संचितानि ।
काले फलन्ति पुरुषस्य यथैव वृक्षाः ॥ ७ ॥

શરીરની આકૃતિ સુંદર હોય તેથી સારૂં ફલ મલતું નથી, સારા કુલમાં ઉત્પન્ન થવાથી, સારા સ્વભાવથી, વિદ્યાભ્યાસ કરવાથી, અને મહા યત્નથી સેવા કરેલી હોય તેથી પણ સારાં ફલ મલતાં નથી, પરંતુ પૂર્વજન્મના તપથી સંચિત કરેલાં ભાગ્યોજ, વૃક્ષની માફક સમય આવે પુરૂષને સારૂં ફલ આપે છે. ૭.

वने रणे शत्रुजलाग्निमध्ये । महार्णवे पर्वतमस्तकेवा ।
सुप्तं प्रमत्तं विषमस्थितंवा । रक्षन्ति पुण्यानि पुराकृतानि ॥८॥

વનમાં, યુદ્ધમાં, શત્રુઓ જલ અગર અગ્નિમાં, મોટા સમુદ્રમાં, અથવા પર્વતની ટોચ ઉપર, સૂતેલા અથવા મદોન્મત્ત દશામાં રહેલા અગર વિષમ પ્રદેશમાં રહેલા પુરૂષનું પૂર્વજન્મમાં કરેલાં પુણ્યો રક્ષણ કરે છે. ૮.

रागस्यागारमेकं नरकशतमहादुःखसंप्राप्तिहेतु ।
मोहस्योत्पत्तिबीजं जलधरपटलं ज्ञानताराधिपस्य ।

कन्दर्पस्यैकमित्रं प्रकटितविविधस्पष्टदोषप्रबन्धं ।
लोकेऽस्मिन्नह्यनर्थव्रजकुलभवनं यौवना दन्यदस्ति ॥ ९ ॥

રાગનું સ્થાનક, સેંકડો મહાદુઃખને પ્રાપ્ત થવાનું કારણ, મોહની ઉત્પત્તિનું બીજ, જ્ઞાનરૂપી ચન્દ્રમાને ઢાંકી દેનાર મેઘમંડલ જેવું, કામદેવનો એક મિત્ર, અનેક પ્રકારના દોષપ્રબંધને પ્રકટ કરનાર, અને આ સંસારમાં અનર્થોના સ્થાનકરૂપે રહેલું, યૌવનથી બીજું કોઈ પણ નથી. અર્થાત તે સર્વનું કારણ યુવાવસ્થા છે, માટે તેને સાચવવી એજ પરમપુરૂષાર્થ છે. ૯.

यावत्स्वस्थ मिदं शरीर मरुजं यावज्जरा दूरतो ।
यावच्चेन्द्रियशक्ति रप्रतिहता यावत्क्षयो नायुषः ।
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान् ।
संदीप्ते भवनेतु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥ १० ॥

જ્યાં સુધી આ શરીર નીરોગી અને સ્વસ્થ હોય, જ્યાં સુધી વૃદ્ધાવસ્થા દૂર હોય, જ્યાં સુધી ઇન્દ્રિઓની શક્તિઓ નાશ પામી ન હોય, જ્યાં સુધી આયુષ્ય ક્ષીણ ન થયું હોય, ત્યાં સુધીમાં વિદ્વાન પુરૂષે આત્મશ્રેયમાં પ્રયત્ન કરી લેવો, કારણ કે પાછળથી ઘરમાં આગ લાગ્યા પછી કુવો ખોદવાનો પ્રયાસ કરવો તે મિથ્યા છે. ૧૦.

अर्थागमो नित्य मरोगिता च प्रियाच भार्या प्रियवादिनीच ।
वश्यश्च पुत्रोऽर्थकरीच विद्या षड्जीवलोकस्य सुखानि राजन् ॥ ११ ॥

હે રાજન્ દ્રવ્યની આવક હોય, હંમેશાં શરીર ની-

રોગી રહેતું હોય, પ્રિય બોલનારી અને પ્રેમ રાખનારી સ્ત્રી હોય, પોતાની આજ્ઞા પાળનાર પુત્ર હોય, અને દ્રવ્ય મેળવી શકાય તેવો વિદ્યાભ્યાસ કર્યો હોય, એ છ પ્રકારનાં આ સંસારમાં સુખ કહેલાં છે. ૧૧.

**आरोग्य मानृण्य मविप्रवासः सद्भिर्मनुष्यैः सह संप्रयोगः ।**
**स्वप्रत्ययावृत्ति रभीतवासः षड्जीवलोकस्य सुखा**
**नि राजन् ॥ १२ ॥**

હે રાજન ! નિરંતર શરીર નીરોગી રહેતું હોય, માથે ઋણ હોય નહીં, બહુ લાંબો પ્રવાસ ન કરવો પડતો હોય અને સારા મનુષ્યો સાથે સહવાસ હોય, પોતાને યોગ્ય આજીવિકા હોય, તથા નિર્ભય-સ્થાનકમાં રહેવાનું હોય એ પ્રમાણે આ મનુષ્યલોકમાં છ સુખો કહેલા છે ૧૨.

**अनर्थकं विप्रवासं गृहेभ्यः पापैः संधिं परदाराभिमर्शम् ।**
**दंभं स्तैन्यं पैशुनं मद्यपानं न सेवते यश्चसुखी सदैव ॥१३॥**

જેથી અનર્થ થાય તેવો પોતાનું રહેઠાણ છોડી પ્રવાસ કરવો, પાપીઓની સાથે સલાહસંપ કરવો, પરસ્ત્રીની સાથે પ્રેમ બાંધવો, દંભ, ચોરી, પિશુનતા, અને મદ્યપાન એટલાનો જે પુરૂષ ત્યાગ કરે છે તે હંમેશાં સુખીજ છે. ૧૩.

**प्राप्यापदं न व्यथते कदाचि दुद्योगम न्विच्छति चाप्रमत्तः ।**
**दुःखंच काले सहते महात्मा धुरंधरस्तस्य जिताः सपत्नाः॥१४॥**

જે માણસ પોતાના માથે આપત્તિ આવે છતાં કોઈ પણ દિવસ ગભરામણ ન કરતાં સાવધાનતાથી ઉદ્યોગની

શોધ કર્યા કરે છે, અને સમય આવે દુઃખને સહન કરે છે, તે ધુરંધર મહાત્મા કહેવાય છે, અને તેનાથી શત્રુઓ જીતાયલાજ છે. અર્થાત્ તે પુરૂષને શત્રુઓ અડચણ કરી શકતા નથી. ૧૪.

देशाचारान्समयाञ्जातिधर्मान्बुभूषते यः स परावरज्ञः ।
स यत्र तत्राभिगतः सदैव महाजनस्याधिपत्यं करोति ॥१५॥

જે માણસ, દેશાચાર, સમય, અને જાતિધર્મને સારી રીતે જાણનારો હોય છે, તે પુરૂષ ભૂતભવિષ્યને જાણનારો છે, અને તે જે દેશમાં જઇને રહે છે, તે દેશમાં ઘણા માણસોનો અધિપતિ થઇને રહે છે. ૧૫.

दंभं मोहं मत्सरं पापकृत्यं राजद्विष्टं पैशुनं पूगवैरम् ।
मत्तोन्मत्तैर्दुर्जनैश्चापि वादं यः प्रज्ञावान्वर्जयेत्स प्रधानः ॥१६॥

બુદ્ધિશાળી પુરૂષે, દંભ, મોહ, મત્સર, પાપકર્મ, રાજ્યદ્વેષ, ચાડી, મિથ્યાવૈર, અને મદોન્મત્ત દુર્જનો સાથે વાદવિવાદ, એટલાઓનો ત્યાગ કરવો જોઇએ, તેથી તે પ્રધાન પુરૂષ ગણાય છે. ૧૬.

दानं मोहं दैवतं मंगलानि प्रायश्चित्तान्विविधाँल्लोकवादान् ।
एतानि यः कुरुते नैत्यकानि तस्योत्थानं देवता राधयंति ॥१७॥

જે પુરૂષ, દાન, મોહ, દૈવત, મંગલ, પ્રાયશ્ચિત્ત, અને અનેક પ્રકારના લોકવાદો, તેને નિરંતર સેવે છે તે પુરૂષની ચઢતી થાય તેવી દેવતાઓ ઇચ્છા કરે છે. ૧૭.

समैर्विवाहं कुरुते न हीनैः समैः सख्यं व्यवहारं कथांच ।
गुणैर्विशिष्टांश्च पुरोदधाति विपश्चितस्तस्य नयाः सुनीताः॥१८॥

પોતાની સરખી યોગ્યતાવાળાઓ સાથેજ વિવાહ કરવો, હીનપુરૂષો સાથે વિવાહનો સંબંધ બાંધવો નહીં, તેમ પોતાની સમાન યોગ્યતાવાળા સાથેજ મૈત્રી કરવી, વ્યવહાર અને કથાઓ (વાર્તાઓ) પણ તેવા પુરૂષની સાથેજ કરવી, તેમ વિશેષ ગુણવાળાઓને અગ્રેસર કરવા. અર્થાત્ તેઓની સાથે નમ્રતા રાખવી એ પ્રમાણે વિદ્વાન પુરૂષની સારી નીતિ કહેલી છે. ૧૮.

**अष्टौगुणाः पुरुषं दीपयन्ति प्रज्ञाच कौल्यंच दमः श्रुतंच ।**
**पराक्रमश्चा बहुभाषिताच दानं यथाशक्ति कृतज्ञताच ॥ १९ ॥**

પ્રજ્ઞા, સારા કુલમાં ઉત્પત્તિ, દમ, શાસ્ત્ર, પરાક્રમ, સ્વલ્પભાષીપણું, યથાશક્તિ દાન અને કૃતજ્ઞતા એ આઠ ગુણો પુરૂષને શોભાવે છે. ૧૯.

**नैनंछंदांसि वृजिना त्तारयन्ति मायाविनं मायया वर्तमानम् ।**
**नीडं शकुन्ता इव जातपक्षाश्छन्दांस्येनंप्रजहत्यन्तकाले ॥२०॥**

જે પુરૂષ કપટી હોય અને કપટથી વર્તન કરતો હોય, તે પુરૂષ વેદ ભણ્યો હોય છતાં વેદ, તેને પાપમાંથી બચાવતા નથી, પરંતુ પાંખો આવ્યા પછી પક્ષીઓ માળાનો ત્યાગ કરે છે તેવી રીતે વેદો અંતકાલે તે પુરૂષનો ત્યાગ કરે છે. ૨૦.

**मद्यपानं कलहं पूगवैरं भार्यापत्यो रन्तरं ज्ञातिभेदम् ।**
**राजद्विष्टं स्त्रीपूंसयोर्विवादं वर्ज्यान्याहुर्यश्च पंथाः प्रदुष्टः ॥२१॥**

મદ્યપાન, કલહ, મિથ્યાવૈર, સ્ત્રી-પુરૂષને વિખુટા કરવા; જાતિભેદ કરવો, રાજાનો દ્વેષ થાય તેવું કામ કરવું; સ્ત્રી-

પુરૂષોનો વિવાદ, અને દુષ્ટ માર્ગ. એટલાઓનો ત્યાગ કરવાને પ્રાચીન મુનિઓએ કહેલું છે. ૨૧.

**सामुद्रिकं वणिजं चोरपूर्वं शलाकधूर्तं च चिकित्सकं च ।**
**अरिंच मित्रंच कुशीलवंच नैतान्साक्ष्येत्वधिकुर्वीतसप्त ॥२२॥**

સામુદ્રિક (હસ્તરેષા જોનાર) વણિક; પ્રથમ જેણે ચોરી કરેલી હોય તેવો પુરૂષ, શલાકધૂર્ત. ચિકિત્સક, શત્રુ, મિત્ર, અને કુશીલવ (નટ વિગેરે) એ સાત પ્રકારના પુરૂષોને સાક્ષીમાં લેવા નહીં. ૨૨.

**जरा रूपं हरतिहि धैर्य माशा मृत्युः प्राणान्धर्मचर्या मसूया ।**
**क्रोधःश्रियं शीलमनार्यसेवा ह्रियं कामः सर्वमेवाभिमानः॥२३॥**

વૃદ્ધાવસ્થા, રૂપનો નાશ કરે છે; આશાઓ, ધીરજનો નાશ કરે છે; મૃત્યુ, પ્રાણનો નાશ કરે છે; ઇર્ષ્યા; ધર્મ-ચર્યાનો નાશ કરે છે; ક્રોધ, લક્ષ્મીનો નાશ કરે છે; દુર્જનની સેવા, સદ્વર્તનનો નાશ કરે છે; કામ, લજ્જાનો નાશ કરે છે; અને અભિમાન; તે તમામનો નાશ કરે છે. ૨૩.

**गुणा दश स्नानशीलं भजन्ते बलं रूपं स्वरवर्णप्रशुद्धिः ।**
**स्पर्शश्च गन्धश्च विशुद्धताच श्रीःसौकुमार्यं प्रवराश्च नार्यः॥२४॥**

બલ, રૂપ, સ્વરશુદ્ધિ તથા વર્ણશુદ્ધિ, સ્પર્શશુદ્ધિ, ગંધ, વિશુદ્ધતા, લક્ષ્મી, (શોભા) સુકોમલતા અને શ્રેષ્ઠ સ્ત્રીઓ એ પ્રમાણે દશગુણો સ્નાન કરનારને પ્રાપ્ત થાય છે. ૨૪.

**उत्पाद्य पुत्राननृणांश्च कृत्वा वृत्तिंच तेभ्यो नुविधाय कांचित् ।**
**स्थाने कुमारीः प्रतिपाद्य सर्वा अरण्यसंस्थोऽथ मुनिर्बुभूषेत्।२५**

પુત્રોને ઉત્પન્ન કરીને, તથા તેમને દેવામાંથી મુક્ત કરી, અને તેમને માટે કાંઇક આજીવિકાનું સાધન તૈયાર કરી, તથા પુત્રીઓ હોય, તેઓને યોગ્ય સ્થાનકે પરણાવીને જે પુરૂષ વનમાં જઇ મુનિવ્રત ધારણ કરે છે, તેજ શોભાને પ્રાપ્ત કરનારો છે. ૨૫.

प्रज्ञावृद्धं धर्मवृद्धं स्वबन्धुं विद्यावृद्धं वयसाचापि वृद्धम् ।
कार्याकार्ये पूजयित्वा प्रसाद्य यः सम्पृच्छेन्न स मुह्येत्कदाचित् ॥
॥ २६ ॥

જે પુરૂષ, પ્રજ્ઞાવૃદ્ધ, ધર્મવૃદ્ધ, સ્વબન્ધુ, વિદ્યાવૃદ્ધ અને વયોવૃદ્ધ હોય તેનું પૂજન કરી તેને પ્રસન્ન કરી પછીથી કાર્યાકાર્યમાં તેની સારી રીતે સલાહ લે છે, તે પુરૂષ કોઇ દિવસ મોહ પામતો નથી. ૨૬.

षड्दोषा पुरुषेणेह हातव्या भूतिमिच्छता ।
निद्रातंद्रीभयं क्रोधः आलस्यं दीर्घसूत्रता ॥ २७ ॥

ચઢતીની ઇચ્છા રાખનાર પુરૂષે નિદ્રા, તન્દ્રા ભય, ક્રોધ, આલસ અને દીર્ઘસૂત્રતા એ છ દોષોનો ત્યાગ કરવો. ૨૭.

गुरुरात्मवतां शास्ता शास्ता राजा दुरात्मनाम् ।
अथप्रच्छन्नपापानां शास्ता वैवस्वतो यमः ॥ २८ ॥

આત્મજ્ઞાનીઓને શિક્ષા આપનાર પોતાના ગુરૂ છે; દુષ્ટ પુરૂષોને શિક્ષા કરનાર રાજા છે; અને ગુપ્ત પાપ કરનારાઓને શિક્ષા કરનાર સૂર્યપુત્ર યમરાજા છે. ૨૮.

सुवर्णपुष्पां पृथिवीं चिन्वंति पुरुषास्त्रयः ।
शूरश्च कृतविद्यश्च यश्च जानाति सेवितुम् ॥ २९ ॥

જે પુરૂષ શૂરો હોય, જે કુશલવિદ્યાવાળો હોય, અને જે સેવા કરવાને જાણતો હોય, તે ત્રણ પુરૂષો સોનાના પુષ્પોવાળી આ પૃથ્વી ઉપરથી સુવર્ણ પુષ્પને વીણી શકે છે બીજાઓના હાથમાં આવતાં નથી. ૨૯.



## विचारमणि ॥ ४ ॥

न द्विषन्ति न याचन्ते परनिन्दां न कुर्वते ।
अनाहूता नचायान्ति तेनाश्मानोऽपि देवताः ॥ १ ॥

દ્વેષ કરતા નથી, યાચના કરતા નથી; અને વગર બોલાવ્યે આવતા નથી; તેથી પત્થરાઓ પણ દેવરૂપે મનાય છે. ૧.

पठतो नास्ति मूर्खत्वं जपतो नास्ति पातकम् ।
मौनिनः कलहो नास्ति न भयं चास्ति जाग्रतः ॥ २ ॥

નિરંતર અભ્યાસ ચાલુ રાખનારને મૂર્ખત્વ રહેતું નથી, જપ કરનારને પાતક રહેતું નથી, મૌન રાખનારને કલહ થતો નથી; અને જાગતા રહેનારને ભય થતું નથી. ૨.

चिन्तनीया हि विपदामादावेव प्रतिक्रियाः ।
न कूपखननं युक्तं प्रदीप्ते वन्हिना गृहे ॥ ३ ॥

વિપત્તિ આવતા અગાઉજ તેના ઉપાયોનું ચિન્તન કરવું, કારણ અગ્નિથી ઘર સળગ્યા પછી કૂવો ખોદવા બેસવું એ યોગ્ય ગણાતું નથી. ૩.

स्त्री विनश्यति रूपेण ब्राह्मणो राजसेवया ।
गावो दूरप्रचारेण हिरण्यं लोभलिप्सया ॥ ४ ॥

સારા સ્વરૂપથી સ્ત્રી નાશ પામે છે, રાજાની સેવા કરવાથી બ્રાહ્મણ નાશ પામે છે, ઘણે દૂર ફરવાથી ગાયો નાશ પામે છે; લોભ તથા લાલચથી સુવર્ણનો નાશ થાય છે. ૪.

अतिदाना द्बलिर्बद्धो ह्यतिमानात्सुयोधनः ।
विनष्टो रावणो लौल्यादतिसर्वत्र वर्जयेत् ॥ ५ ॥

અતિ દાન કરવાથી બલિરાજા બંધનમાં આવ્યો, અત્યન્ત ગર્વ કરવાથી દુર્યોધન નાશ પામ્યો, અને અતિ ચપલતાથી રાવણ નાશ પામ્યો. એટલા માટે અતિનો સર્વત્ર ત્યાગ કરવો. ૫.

जानंति पशवो गन्धा द्वेदाज्जानंति पंडिताः ।
चाराज्जानंति राजानश्चक्षुर्भ्या मितरे जनाः ॥ ६ ॥

પશુઓ ગંધથી કોઇ પણ વસ્તુને ઓળખી શકે છે, પંડિતો વેદથી જાણે છે, રાજાઓ પોતાના ચાકર મારફતે જાણે છે. અને તે સિવાયના બીજા મનુષ્યો બે નેત્રોથી જાણી શકે છે. ૬.

अर्थनाशं मनस्तापं गृहे दुश्चरितानिच ।
वञ्चनं चापमानंच मतिमान्न प्रकाशयेत् ॥ ७ ॥

દ્રવ્યનાશ, મનનો પરિતાપ પોતાના ઘરનાં દુરાચરણો, વચન તથા અપમાન એટલાઓનો બુદ્ધિશાળી પુરૂષે બીજાઓને પ્રકાશ કરવો નહીં. ૭.

धनिकः श्रोत्रियो राजानदी वैद्यस्तु पंचमः ।
पञ्च यत्र न विद्यंते न तत्र दिवसं वसेत् ॥ ८ ॥

ધનવાન, શ્રોત્રિય બ્રાહ્મણ, રાજા, નદી અને પાંચમો વૈદ્ય, એ પાંચ જે ગામમાં ન રહેતા હોય ત્યાં એક દિવસ પણ રહેવું નહીં. ૮.

यत्र विद्यागमो नास्ति यत्र नास्ति धनागमः ।
यत्र चात्मसुखं नास्ति न तत्र दिवसं वसेत् ॥ ९ ॥

જ્યાં નવી વિદ્યાની પ્રાપ્તિ થઇ શકે તેમ ન હોય, જ્યાં ધનની આવક થઇ શકતી ન હોય, અને જ્યાં પોતાને સુખ ન પડતું હોય ત્યાં પણ એકે દિવસ રહેવું નહીં. ૯.

यस्मिन्देशे न संमानो न प्रीति र्नच बान्धवाः ।
नच विद्यागमः कश्चिन्न तत्र दिवसं वसेत् ॥ १० ॥

જે દેશમાં સારૂં માન ન મલતું હોય, કોઇ પણ માણસનો પ્રેમ ન હોય, બંધુઓ ન હોય, અને કોઈ પણ પ્રકારથી વિદ્યાની પ્રાપ્તિ થતી ન હોય, તે દેશમાં એક પણ દિવસ રહેવું નહીં. ૧૦.

अनायके न वस्तव्यं नवसेद्बहुनायके ।
स्त्रीनायके न वस्तव्यं नवसेद्बालनायके ॥ ११ ॥

જે ગામમાં કોઇ નાયકજ ન હોય તે ગામમાં રહેવું નહીં, અને જ્યાં ઘણા નાયકો હોય ત્યાં પણ રહેવું નહીં; જ્યાં સ્ત્રીનાયક હોય ત્યાં રહેવું નહીં, તેમ જ્યાં બાળક નાયક હોય ત્યાં પણ રહેવું નહીં. ૧૧.

सर्वथा संत्यजेद्वादं न कंचिन्मर्मणि स्पृशेत् ।
सर्वान्परित्यजेदर्थान्स्वाध्यायस्य विरोधतः ॥ १२ ॥

વાદનો સર્વથા ત્યાગજ કરવો, કોઈ પણ માણસને મર્મઘાત થાય તેવું તુચ્છ વચન બોલવું નહીં, તેમ જેટલા અર્થો સ્વાધ્યાયમાં વિરોધ કરતા હોય તે તમામ અર્થોનો ત્યાગ કરવો. ૧૨.

परदारा नगन्तव्याः सर्ववर्णेषु कर्हिचित् ।
नहीदृशमनायुष्यं त्रिषु लोकेषु विद्यते ॥ १३ ॥

તમામ વર્ણોમાં, કોઈ પણ દિવસ પરસ્ત્રીનું ગમન કરવાની ઇચ્છા કરવી નહીં, કારણ કે પરસ્ત્રી ગમન જેવું આયુષ્યને ક્ષીણ કરનારૂં ત્રણે જગતમાં બીજું કોઇ પણ નથી. ૧૨.

मात्रा स्वस्रा दुहित्रा वा नैकशय्याशनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ १४ ॥

માતા, બેન, તથા પોતાની પુત્રી, એટલાઓની સાથે એક આસનમાં અગર એક પથારીમાં બેસવું નહીં, કારણકે ઇન્દ્રિઓનો સમુદાય ઘણોજ બલવાન છે અને તે વિદ્વાનને પણ આકર્ષણ કરે છે. ૧૪.

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः ।
महान्ति पातकान्याहुस्तत्संसर्गीच पञ्चमः ॥ १५ ॥

બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી, અને ગુરૂસ્ત્રીનું ગમન. એ ચારને મહાપાપ કહેલાં છે, તથા તેઓનો સંસર્ગ કરનાર પાંચમો પણ મહાપાપી છે. ૧૫.

स्त्रीबालस्वामिमित्रघ्नो गोघ्नो विश्वासघातकः ।
सुरापो ब्रह्महा चोरो यान्त्येते सर्वनारकान् ॥ १६ ॥

સ્ત્રીહત્યા કરનાર, બાલહત્યા કરનાર, સ્વામીહત્યા કરનાર મિત્રહત્યા કરનાર, ગોહત્યા કરનાર, તથા વિશ્વાસઘાત કરનાર, સુરાપાન કરનાર, બ્રહ્મહત્યા કરનાર, અને ચોર. એટલા પુરૂષો તમામ પ્રકારના નરકોમાં જાય છે. ૧૬.

अकृतज्ञ मकार्यंच दीर्घरोष मनार्जवम् ।
चतुर्विधा हि चाण्डाला जन्मना सह पञ्चमः ॥ १७ ॥

અકૃતજ્ઞ, અકાર્ય કરનાર, ઘણા દિવસ રોષ રાખનાર; તથા કુટિલ એ ચાર પ્રકારના ચાંડાલો કહેલા છે અને પાંચમો જન્મ ચાંડાલ છે. ૧૭.

विवादो धनसंबन्धो याचनं स्त्रीषु संगतिः ।
आदानमग्रतः स्थायि मैत्रीभंगस्य हेतवः ॥ १८ ॥

વિવાદ, ધનસંબંધ, યાચના, સ્ત્રીસંગમ, આદાન અને આગળ પડવાપણું એ મૈત્રીભંગના હેતુઓ છે. ૧૮.

ययोरेव समं वित्तं ययोरेव समं कुलम् ।
तयोर्मैत्री विवाहश्च नतु पुष्टविपुष्टयोः ॥ १९ ॥

જે બન્ને પુરૂષોનું વિત્ત એકસરખું હોય, જેઓનું કુલ એકસરખું હોય, તે બન્ને જણાઓની મૈત્રી તથા વિવાહ કરવો એ યોગ્ય છે, પરંતુ ચઢતા ઉતરતાઓની મૈત્રી તથા વિવાહ યોગ્ય નથી. ૧૯.

दाने तपसि शौर्येच यस्य न प्रथितं यशः ।
विद्याया मर्थलाभे वा तस्य जन्म निरर्थम् ॥ २० ॥

દાન, તપ, શૌર્ય, વિદ્યા અને અર્થલાભ એટલાઓમાં જેની કીતિ ફેલાયેલી નથી તેનું જન્મ નિરર્થક છે. ૨૨.

उत्तमाआत्मना ख्याताःपितुः ख्याताश्चमध्यमाः ।
अधमामातुलात्ख्याताः श्वशुराच्चाधमाधमाः ॥ २१ ॥

પોતાના પરાક્રમથી પ્રસિદ્ધિમાં આવનારાઓ ઉત્તમ છે, પિતાના નામથી પ્રસિદ્ધ થનારા મધ્યમ છે, મામાના નામથી પ્રસિદ્ધિમાં આવનારા અધમ છે; અને શ્વસૂરના નામથી ખ્યાતિ પામનારા અધમમાં પણ અધમ છે. ૨૧.

ऋणशेषश्चाग्निशेषः शत्रुशेषस्तथैवच ।
पुनः पुनः प्रवर्तन्तेतस्माच्छेषं न रक्षयेत् ॥२२॥

ઋણશેષ ( દેવું આપતાં બાકી રહ્યું હોય તે ) અગ્નિશેષ ( અગ્નિ શાન્ત પાડતાં જરા પણ તણખા બાકી રહ્યા હોય તે ) અને શત્રુશેષ. એ ત્રણ શેષને રાખવા નહીં, કારણકે તેઓ વારંવાર પ્રવૃત્ત થાય છે. ૨૨.

सा भार्या या प्रियं ब्रूते स पुत्रो यत्र निर्वृतिः ।
तन्मित्रं यत्र विश्वासः स देशो यत्र जीव्यते ॥ २३ ॥

જે પ્રિય ભાષણ કરનારી છે તેજ સ્ત્રી છે, જેને માથે ગૃહકાર્ય નાખીને નિરાંતે રહી શકાય તેજ પુત્ર છે, જેને વિષે વિશ્વાસ રાખી શકાય તેજ મિત્ર છે, અને જ્યાં આજીવિકા નિભાવી શકાય તેજ દેશ છે. ૨૩.

नदीनां नखिनां चैव शृंगीणां शस्त्रपाणिनाम् ।
विश्वासोनैव कर्तव्यः स्त्रीषु राजकुलेषु च ॥ २४ ॥

નદીઓ, નખવાળા પ્રાણીઓ, શિંગડાંવાળા. અને જેઓના હાથમાં શસ્ત્ર હોય તેવાઓનો તથા સ્ત્રીઓ અને રાજાઓનો વિશ્વાસ કરવો નહીં. ૨૪.

चिन्ता जरा मनुष्याणांमनध्वा वाजिनां जरा ।
असंभोगोजरास्त्रीणां वस्त्राणामातपो जरा ॥ २५ ॥

મનુષ્યોને ચિન્તા કરવી એ વૃદ્ધાવસ્થા છે, ઘોડાઓને બાંધી રાખવા એ તેમની વૃદ્ધાવસ્થા છે, સ્ત્રીઓનો સંભોગ ન કરવો તે તેઓની વૃદ્ધાવસ્થા છે, અને વસ્ત્રોને તાપમાં નાખી મૂકવા તે તેમની વૃદ્ધાવસ્થા છે. ૨૫.

प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यन्ति जन्तवः।
तस्मात्तदेव वक्तव्यं वचने का दरिद्रता ॥ २६ ॥

પ્રિય વાક્ય બોલવાથી તમામ પ્રાણીઓ પ્રસન્ન થાય છે, માટે તેવુંજ વચન બોલવું કેમકે વચન મીઠાં બોલવાથી શી દારિદ્રતા આવે છે. ૨૬.

पञ्चभिःसह गन्तव्यं स्थातव्यं पञ्चभिःसह ।
पञ्चभिः सहवक्तव्यं नदुःखं पञ्चभिःसह ॥ २७ ॥

પાંચ માણસોની સાથે ચાલવું, પાંચ માણસોની સાથે રહેવું, અને પાંચ માણસોની સાથે વાર્તાઓ કરવી. એ પ્રમાણે પાંચ માણસોની સાથે વ્યવહાર કરવાથી દુઃખ આવતું નથી. ૨૭.

विद्याभ्यासो विचारश्चसमयोरेव शोभते ।
विवाहश्चविवादश्च समयोरेव शोभते ॥ २८ ॥

વિદ્યાભ્યાસ તથા વિચાર એ બન્ને સરખી યોગ્યતાવાળાઓનોજ શોભે છે, તેમ વિવાહ અને વિવાદ એ પણ બન્ને સરખી યોગ્યતાવાળાઓનોજ શોભે છે. ૨૮.

**सर्वनाशे समुत्पन्ने ह्यर्धं त्यजति पंडितः ।**
**अर्धेन कुरुते कार्यं सर्वनाशो न जायते ॥ २९ ॥**

જ્યાં સર્વનો નાશ થવા બેઠો હોય ત્યાં પંડિત પુરૂષ અર્ધાનો ત્યાગ કરે છે, અને અર્ધાથી કાર્ય કરે છે, કારણકે તેમ કરવાથી સર્વ નાશ થતાં અટકી જાય છે. ૨૯.

**मूर्खशिष्योपदेशेन दुष्टस्त्रीभरणेनच ।**
**द्विषतां संप्रयोगेण पण्डितोऽप्यवसीदति ॥ ३० ॥**

મૂર્ખ શિષ્યને ઉપદેશ કરવાથી, દુષ્ટ સ્રીનું પોષણ કરવાથી, અને શત્રુઓની સાથે સહવાસ કરવાથી પંડિત પુરૂષ પણ દુઃખી થાય છે. ૩૦.

**आत्मबुद्धिः सुखायैव गुरुबुद्धिर्विशेषतः ।**
**परबुद्धिर्विनाशाय स्त्रीबुद्धिः प्रलयावहा ॥ ३१ ॥**

પોતાની બુદ્ધિજ સુખ આપનારી છે, ગુરૂબુદ્ધિ વિશેષ સુખ આપનારી છે, પરન્તુ પરબુદ્ધિ વિનાશ કરનારી છે, અને સ્રીબુદ્ધિ તો પ્રલય કરનારી છે. ૩૧.

**लुब्धमर्थेन गृह्णीयात्क्रुद्धमञ्जलिकर्मणा ।**
**मूर्खं छन्दानुवृत्याच तत्त्वार्थेन च पंडितम् ॥ ३२ ॥**

લોભી માણુસને દ્રવ્ય આપી પોતાને વશ કરવો, ક્રોધીને બે હાથ જોડી પ્રસન્ન કરવો; અને પંડિતને તત્વાર્થથી પ્રસન્ન કરવો. ૩૨.

खरंश्वानं गजंमत्तं रण्डांच बहुभाषिणीम् ।
राजपुत्रं कुमित्रंच दूरतः परिवर्जयेत् ॥ ३३ ॥

ખર, શ્વાન, મદોન્મત્ત હાથી, બહુ ભાષણ કરનારી રંડા. રાજપુત્ર અને કુમિત્ર. એટલાઓનો દૂરથીજ ત્યાગ કરવો. ૩૩.

दूरस्थं जलमध्यस्थं धावन्तं धनगर्वितम् ।
क्रोधवन्तं मदोन्मत्तं नमस्कारोऽपिवर्जयेत् ॥ ३४ ॥

દૂર રહેલાને, જલના મધ્યમાં રહેલાને, દોડનારને, ધનના ગર્વવાળાને, ક્રોધીને, તથા મદોન્મત્તને નમસ્કાર પણ ન કરવા. ૩૪.

दुष्टा भार्या शठं मित्रंभृत्यश्चोत्तरदायकः ।
ससर्पे च गृहे वासो मृत्युरेव न संशयः ॥३५॥

દુષ્ટ સ્ત્રી, શઠમિત્ર, સામો ઉત્તર આપનાર નોકર, અને સર્પવાળા ઘરમાં રહેવું; એ મૃત્યુનુંજ કારણ છે, તેમાં સંશય નથી. ૩૫.

हस्तादपि नदातव्यं गृहादपि न दीयते ।
परोपकरणार्थाय वचने किंदरिद्रा ॥ ३६ ॥

હાથે કરીને આપવાનું નથી, ઘરમાંથી પણ આપવું પડતું નથી, ફક્ત વચનથી પરોપકાર થતો હોય તો તેવું બોલવામાં શી દારિદ્રતા છે. ૩૬.

भोज्यंभोजनशक्तिश्च रतिशक्ति वेरस्त्रियः ।
विभवोदानशक्तिश्च नाल्पस्य तपसः फलम् ॥ ३७ ॥

ભોજ્ય (ભોજન કરવાના પદાર્થો) ભોજન કરવાની શક્તિ, મૈથુન કરવાની શક્તિ, સુંદર સ્ત્રીઓ વૈભવ, અને દાન કરવાની શક્તિ એ અલ્પ તપનાં ફલ નથી. ૩૭.

**जीवन्तोऽपि मृताः पञ्च व्यासेन परिकीर्तिताः ।**
**दरिद्रो व्याधितो मूर्खःप्रवासी नित्यसेवकः ॥ ३८ ॥**

દરિદ્ર, રોગી, મૂર્ખ, નિત્ય પ્રવાસ કરનાર, અને નિત્ય ચાકરી કરી ઉદર પોષણ કરનાર એ પાંચ મનુષ્યોને જીવતા છતાં મરણ પામેલા જેવાજ છે એમ વ્યાસ ભગવાને કહેલું છે. ૩૮.

**अत्यासन्ना विनाशाय दूरतश्च फलप्रदाः ।**
**मध्यभावेन सेव्यंते राजा वन्हिर्गुरुस्त्रियः ॥ ३९ ॥**

રાજા, અગ્નિ, ગુરૂ, અને સ્ત્રિઓ. બહુજ પાસે રહેવાથી વિનાશ કરે છે, દૂરથી ફલ આપે છે; અને મધ્યભાવે રહેવાથી સેવા કરી શકાય છે. ૩૯.

**शनैः पन्था शनैः कन्था शनैः पर्वतमस्तके ।**
**शनैर्विद्या शनैर्वित्तं पञ्चैतानि शनैः शनैः ॥ ४० ॥**

ધીમે ધીમે ચાલતાં માર્ગનો અંત આવે છે, ધીમે ધીમે કન્થા તૈયાર થાય છે, પર્વતની ટોચ ઉપર પણ ધીમે ધીમે ચઢી શકાય છે, વિદ્યાભ્યાસ ધીમે ધીમે થઇ શકે છે, અને દ્રવ્ય પણ ધીમે ધીમે મેળવી શકાય છે. એ પ્રમાણે પાંચ વસ્તુઓ ધીમે ધીમે થઇ શકે છે. ૪૦.

**ब्राह्मणा गणका वेश्याः सारमेयाश्च कुक्कुटाः ।**
**दृष्टेष्वन्येषु कुप्यन्ति न जाने तस्य कारणम् ॥ ४१ ॥**

બ્રાહ્મણો, ગણિકાઓ, વેશ્યાઓ, કુતરાં, તથા કુકડાં. એ પોતાની જાતના બીજાઓને જોઈને તરતજ કોપાયમાન થાય છે, તેનું શું કારણ હશે તે હું જાણી શકતો નથી. ૪૧

धिग्गृहं गृहिणीशून्यं धिक्कलत्रमपुत्रकम् ।
धिक्पुत्रमविनीतं च धिग्ज्योतिष मजातकम् ॥ ४२ ॥

સ્ત્રી સિવાયના ગૃહને ધિક્કાર છે, પુત્ર સિવાયની સ્ત્રીને ધિક્કાર છે, વિનય વિનાના પુત્રને ધિક્કાર છે, અને જાતક સિવાયના જ્યોષિને ધિક્કાર છે. ૪૨.

जले तैलं खले गुह्यं पात्रेदानं मनागपि ।
प्राज्ञे शास्त्रंस्त्रयं याति विस्तारं वस्तुशक्तितः ॥ ४३ ॥

પાણીમાં નાખેલું તેલ, દુષ્ટ માણસને કહેલી ગુપ્ત વાર્તા, પાત્રને આપેલું દાન, અને બુદ્ધિશાળીને ભણાવેલું શાસ્ત્ર એ સ્વલ્પ હોય છતાં વસ્તુની શક્તિથી ઘણું વિસ્તારવાળું બને છે. ૪૩.

उद्योगः कलहः कण्डूर्धूतं मद्यं परस्त्रियः ।
आहारो मैथुनं निद्रा सेवनात्तु विवर्धते ॥ ४४ ॥

ઉદ્યોગ, કલહ, ખરજ, દ્યૂત, મદ્યપાન, પરસ્ત્રિઓ, આહાર, મૈથુન અને નિદ્રા. એટલી વસ્તુઓ સેવન કરવાથી વૃદ્ધિને પામે છે. ૪૪.

चक्षुःपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतां वदेद्वाणीं मनःपूतं समाचरेत् ॥ ४५ ॥

દ્રષ્ટિથી પવિત્ર જણાતી (સ્વચ્છ જણાતી) જગાએ

પગ મૂકવા, વસ્ત્રથી પવિત્ર (ગાળેલું) પાણી પીવું, સત્યથી પવિત્ર વાણી બોલવી, અને મનથી પવિત્ર (સારી રીતે વિચાર કરેલું) વર્તન કરવું. ૪૫.

**उदारस्य तृणं वित्तं शूरस्य मरणं तृणम् ।**
**विरक्तस्य तृणं भार्या निस्पृहस्य तृणं जगत् ॥ ४६ ॥**

ઉદાર પુરૂષને દ્રવ્ય, તૃણ સમાન છે; શૂર પુરૂષને મરણ પામવું એ તૃણ સમાન છે; વિરક્ત પુરૂષને સ્ત્રી તૃણ સમાન છે, અને નિસ્પૃહને જગત્ તૃણ સમાન છે. ૪૬.

**क्षांतितुल्यं तपोनास्ति न तोषात्परमं सुखम् ।**
**नास्ति तृष्णापरो व्याधिर्नचधर्मो दयापरः ॥ ४७ ॥**

ક્ષાન્તિ સમાન તપ નથી, સંતોષ કરતાં બીજું સુખ નથી, તૃષ્ણા જેવો બીજો વ્યાધિ નથી અને દયા રાખવી તેના સમાન બીજો ધર્મ નથી. ૪૭.

**जलबिन्दुनिपातेन क्रमशः पूर्यते घटः ।**
**सहेतुः सर्वविद्यानां धर्मस्य च धनस्य च ॥ ४८ ॥**

એક એક બિન્દુ નાખવાથી; કલશ, અનુક્રમે ભરાઈ જાય છે, એજ તમામ વિદ્યાઓ, ધર્મ, અને ધનનો હેતુ છે; અર્થાત થોડે થોડે વિદ્યા, ધર્મ, અને ધન. અનુક્રમે પ્રાપ્ત થાય છે. ૪૮.

**लुब्धानां याचकः शत्रुश्चौराणां चन्द्रमा रिपुः ।**
**जारस्त्रीणां पतिः शत्रुर्मूर्खाणां बोधको रिपुः ॥ ४९ ॥**

લોભીઓને યાચક શત્રુ જેવો છે; ચોરી કરનારાઓને

ચન્દ્રમા શત્રુ છે; જારકર્મ કરનારી સ્ત્રીઓને પોતાનો પતિ શત્રુરૂપે છે, મૂર્ખાઓને બોધ આપનાર શત્રુ જેવો છે. ૪૯.

अमन्त्रमक्षरं नास्ति नास्तिमूलमनौषधम् ।
अयोग्यः पुरुषो नास्ति योजक स्तत्रदुर्लभः ॥ ५० ॥

મન્ત્ર વિનાનો એક પણ અક્ષર નથી, ઔષધમાં ઉપયોગ ન આવે તેવાં એક પણ મૂલીયાં નથી, અને કોઈ પણ પુરૂષ અયોગ્ય નથી. પરંતુ તેમાં યોજના કરનાર દુર્લભ છે. ૫૦.

चत्वारो धनदायादा धर्माग्निनृपतस्कराः ।
तेषां ज्येष्ठावमानेन त्रयः कुप्यन्ति बान्धवाः ॥ ५१ ॥

એકઠા કરેલા ધનના, ધર્મ, અગ્નિ, રાજા, અને ચોર. એ ચાર જણાઓ ભાગીદાર છે; તેમાંથી ધર્મ ન કરવાથી એટલે મોટા ભાગીદારનું અપમાન કરવાથી બીજા ત્રણ ભાગીદારો કોપાયમાન થાય છે. ૫૧.

जननी जन्मभूमिश्च जान्हवी च जनार्दनः ।
जनकः पंचमश्चैव जकाराः पञ्च दुर्लभाः ॥ ५२ ॥

જનની (માતા) જન્મભૂમિ. જાન્હવી (ગંગા નદી) જનાર્દન (વાસુદેવ) અને જનક (પિતા) એ પાંચ જકારો દુર્લભ છે. ૫૨.

एकस्य कर्म संवीक्ष्य करोत्यन्योऽपि गर्हितम् ।
गतानुगतिकोलोको न लोकः पारमार्थिकः ॥ ५३ ॥

એક માણસ ખોટું કામ કરતો હોય તેનું જોઇને

બીજો માણસ પણ તેવું નિંદિત કાર્ય કરે છે, કારણકે લોકો ગતાનુગતિક (એક જાય તેની પાછળ જનાર) હોય છે, પારમાર્થિક હોતા નથી. ૫૩.

मनोमधुकरो मेघोमानिनी मदनोमरुत् ।
मामदोमर्कटो मत्स्योमकारादश चंचला ॥ ५४ ॥

મન, મધુકર (ભ્રમર) મેઘ, માનિની, મદન, (કામદેવ) મરૂત્ (વાયુ) મા-(લક્ષ્મીનો) મદ, મર્કટ (વાનર), અને મત્સ્ય. એ દશમકારો ઘણા ચંચળ છે. ૫૪.

आयुर्वित्तं गृहच्छिद्रं मन्त्रमौषधमैथुने ।
दानं मानापमानौ च नव गोप्यानि कारयेत् ॥ ५५ ॥

આયુષ્ય, દ્રવ્ય, ઘરનું છિદ્ર, મન્ત્ર, ઔષધ, મૈથુન, દાન, માન અને અપમાન, એ નવને ગુપ્ત રાખવા જોઇએ. ૫૫

पात्रे त्यागी गुणेरागी भोगीपरिजनैः सह ।
शास्त्रे बोद्धा रणे योद्धा पुरुषः पञ्चलक्षणः ॥ ५६ ॥

પાત્રને દાન આપવું, ગુણને વિષે પ્રેમ રાખવો, પરિવારની સાથે ભોગ ભોગવવા, શાસ્ત્રનો બોધ મેળવવો, અને સંગ્રામમાં યુદ્ધ કરવું, એ પ્રમાણે પુરૂષનાં પાંચ લક્ષણો છે. ૫૬.

द्यूतं पुस्तकवाद्ये च नाटकेषु च सक्तिता ।
स्त्रियस्तन्द्री च निद्रा च विद्या विघ्नकराणि षट् ॥ ५७ ॥

દ્યૂત, પુસ્તક, વાદિત્ર, નાટકો જોવાની આસક્તિ, સ્ત્રિઓ, તન્દ્રા અને નિન્દ્રા. એ છ વિદ્યાભ્યાસમાં વિઘ્ન કરનાર છે. ૫૭.

अतिथिर्बालको भृत्यो जननी जनकस्तथा ।
पञ्चैते गृहिणः पोष्या इतरे च स्वशक्तितः ॥ ५८ ॥

ગૃહસ્થાશ્રમિએ, અતિથિ, બાળક, માતા, પિતા, અને નોકર એ પાંચ જણાઓનું સુખદુઃખ વેઠીને પણ પોષણ કરવું. અને તે સિવાયનાઓનું પોતાની શક્તિથી પોષણ કરવું. ૫૮.

एकस्तपो द्विरध्यायी त्रिभिर्गीतं चतुः पथम् ।
सप्तपञ्च कृषीणां च संग्रामो बहुभिर्जनैः ॥ ५९ ॥

એકલા માણસથી તપ થઈ શકે છે; બે જણાઓથી અભ્યાસ કરી શકાય છે; ત્રણ માણસોથી ગાયન કરી શકાય છે; ચાર માણસોથી એક ગામથી બીજે ગામ જતાં આનંદથી જવાય છે; અને પાંચ-સાત માણસોથી ખેતી કરી શકાય છે, તેમ ઘણા માણસોથી સંગ્રામ કરી શકાય છે. ૫૯.

दातृत्वं प्रियवक्तृत्वं धीरत्वमुचितज्ञता ।
अभ्यासेन न लभ्येयुश्चत्वारः सहजागुणाः ॥ ६० ॥

દાન કરવાપણું, પ્રિય બોલવાપણું, ધીરપણું, અને ઉચિતજ્ઞતા, એ ચારગુણો સ્વાભાવિકજ હોય છે અભ્યાસથી મેળવી શકાતા નથી. ૬૦.

लोभमूलानि पापानि रसमूलानि व्याधयः ।
स्नेहमूलानि दुःखानि त्रीणि त्यक्त्वा सुखी भव ॥ ६१ ॥

પાપનું મૂલ લોભ છે; વ્યાધિનું મૂલ જીહ્વાનો રસાસ્વાદ છે; અને દુઃખનું મૂલ સ્નેહ છે. માટે એ ત્રણનો ત્યાગ કરીને સુખી થા. ૬૧.

अन्नं दाना त्परं दानं विद्यादान मतःपरम् ।
अन्नेन क्षणिका तृप्तिर्यावज्जीवं च विद्यया ॥ ६२ ॥

બીજા દાનો કરતાં અન્નદાન શ્રેષ્ટ છે, અને અન્નદાન કરતાં વિદ્યાદાન ઘણુંજ શ્રેષ્ઠ છે; કારણકે અન્નથી ક્ષણ-વારની તૃપ્તિ થાય છે, અને વિદ્યાથી જીવતાં સુધીની તૃપ્તિ થાય છે. ૬૨.

लेखनी पुस्तकं रामा परहस्ते गता गता ।
कदाचित्पुन रायाता भ्रष्टा मुष्टाच चुम्बिता ॥ ६३ ॥

લખવાની કલમ, પુસ્તક અને સ્ત્રી, એટલી વસ્તુઓ પારકા હાથમાં જઇને પાછી આવતી નથી; કદાચિત્ પાછી આવે છે તો, કલમ ભ્રષ્ટ થાય છે; (ભાગી જાય છે,) પુસ્તક ચોરાઈ જાય છે (તૂટક પડે છે) અને સ્ત્રીચુંબિત થાય છે. ૬૩.

पूर्वदत्तेषुया विद्या पूर्वदत्तेषु यद्धनम् ।
पूर्वदत्तेषु या भार्याअग्रे धावति धावति ॥ ६४ ॥

પૂર્વજન્મમાં આપેલી જે વિદ્યાઓ હોય તે, પૂર્વજન્મ-માં આપેલું જે ધન હોય તે, તથા પૂર્વજન્મમાં આપેલી ભાર્યા, એ. આ જન્મમાં આગળથી મલી આવે છે. ૬૪.

क्षमा तुल्यं तपो नास्ति न संतोषात्परं सुखम् ।
न दयासदृशं ज्ञानं नास्ति प्राणसमं भयम् ॥ ६५ ॥

ક્ષમા સમાન તપ નથી, સંતોષ સમાન સુખ નથી, દયા સમાન જ્ઞાન નથી, અને પ્રાણ સમાન ભય નથી. ૬૫.

**श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा त्यजति दुर्मतिम् ।**
**श्रुत्वा ज्ञान मवाप्नोति श्रुत्वा मोक्षं चविन्दति ॥ ६६ ॥**

શાસ્ત્ર શ્રવણુ કરવાથી ધર્મ જાણવામાં આવે છે; શાસ્ત્ર શ્રવણુ કરવાથી દુષ્ટ બુદ્ધિનો ત્યાગ કરે છે; શાસ્ત્ર શ્રવણુ કરવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે અને શાસ્ત્ર શ્રવણુ કરવાથી મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે. ૬૬.

**मौनं कालविलंबश्च प्रयाणं भूमिदर्शनम् ।**
**भ्रुकुट्यन्यमुखी वार्ता नकारः षड्विधः स्मृतः ॥ ६७ ॥**

મૌન, કાલવિલંબ, પ્રયાણુ, પૃથ્વી સામું જોવું, ભ્રકુટી ચઢાવવી, અને બીજાના સંબંધી વાર્તા કરવી એ પ્રમાણે છ પ્રકારના નકાર છે; અર્થાત્ કોઈને ના પાડવાનાં એ છ ચિન્હો છે. ૬૭.

**उत्तमं प्रणिपातेन शूरं भेदेन योजयेत् ।**
**नीच मल्पप्रदानेन इष्टं धर्मेण योजयेत् ॥ ६८ ॥**

ઉત્તમ પુરૂષને નમસ્કાર કરવા, શૂર પુરૂષને ભેટ કરીને જુદો પાડવો, નીચ પુરૂષને સ્વલ્પ દાનથી રાજી કરવા અને પોતાની ઇષ્ટ વસ્તુને ધર્મની સાથે જોડવી. ૬૮.

**आज्ञाभंगो नरेन्द्राणां विप्राणां मानखंडनम् ।**
**पृथक्शय्या च नारीणा मशस्त्रवध उच्यते ॥ ६९ ॥**

રાજાઓની આજ્ઞાનો ભંગ કરવો, બ્રાહ્મણોનું માન ખંડિત કરવું; અને સ્ત્રીઓની પૃથક્ શય્યા કરવી એ શસ્ત્ર સિવાયનો વધ કર્યો જેવું છે. ૬૯.

प्रस्तावसदृशं वाक्यं सद्भावसदृशं प्रियम् ।
आत्मशक्तिसमं कोपं कुर्वाणो न विनश्यति ॥ ७० ॥

જેવો પ્રસંગ ચાલતો હોય તેવું વાક્ય બોલનાર, સદ્ભાવના સરખું પ્રેમ રાખનાર, અને પોતાની શક્તિ પ્રમાણે ક્રોધ કરનાર પુરૂષ વિનાશ પામતો નથી. ૭૦.

पठकः पाठकश्चैव ये चान्ये शास्त्रपाठकाः ।
सर्वे व्यसनिनो ज्ञेया यः क्रियावान्स पण्डितः ॥ ७१ ॥

ભણનાર, ભણાવનાર, અને તે સિવાયના બીજા શાસ્ત્રનું પઠન કરનાર, એ બધા એક જાતના વ્યસનીઓ છે; પણ જેઓ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ક્રિયા કરનાર છે; તેઓજ પંડિત છે. ૭૧.

मातृवत्परदाराणि परद्रव्याणि लोष्टवत् ।
आत्मवत्सर्वभूतानि यः पश्यति स पश्यति ॥ ७२ ॥

પરસ્ત્રીઓ ઉપર માતા જેવો ભાવ રાખનાર, પરદ્રવ્ય ઉપર માટીના ઢેફા જેવો ભાવ રાખનાર, અને તમામ પ્રાણીઓ ઉપર પોતાના આત્મા જેવો ભાવ રાખનાર પુરૂષજ નેત્રનું ફલ મેળવનાર કહેલો છે. ૭૨.

गुरुशुश्रूषया विद्या पुष्कलेन धनेनवा ।
अथवा विद्यया विद्या चतुर्थं नोपलभ्यते ॥ ७३ ॥

વિદ્યાભ્યાસ કરવાના ત્રણ ઉપાયો છે. ૧ ગુરૂની સેવા કરીને વિદ્યા મેળવવી, ૨ પુષ્કળ ધન આપીને વિદ્યા પ્રાપ્ત કરવી, ૩ અથવા એક વિદ્યા આપી બીજી વિદ્યા લેવી; ચોથો ઉપાય કોઈ જગાએ જણાતો નથી. ૭૩.

**यौवनं धनसंपत्तिः प्रभुत्व मविवेकता ।**
**एकैक मप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥ ७४ ॥**

યૌવન, ધનસંપત્તિ, અધિકાર, અને અવિવેકીપણું, એ ચારમાંનું એકેક પણ અનર્થ કરનાર છે, તો જ્યાં એ ચાર એકઠા થયા હોય ત્યાં તો કહેવાનુંજ શું રહ્યું. ૭૪.

**वचस्तत्रैव वक्तव्यं यत्रोक्तं सफलं भवेत् ।**
**स्थायी भवति चात्यन्तं रंगः शुक्लपटे यथा ॥ ७५ ॥**

જ્યાં કહેવામાં આવેલું સફળ થાય ત્યાંજ વચન કહેવું; બીજી જગાએ કહેવું નહિ. કારણકે સ્વચ્છ ધોળા વસ્ત્ર ઉપરજ લાલ રંગ ચઢી શકે છે; મલીન વસ્ત્ર ઉપર ચઢી શકતો નથી. ૭૫.

**पिंडे पिंडे मतिर्भिन्ना कुंडे कुंडे नवं पयः ।**
**जातौ जातौ नवाचारा नवा वाणी मुखे मुखे ॥ ७६ ॥**

દરેક મનુષ્યના શરીરમાં જુદી જુદી બુદ્ધિ હોય છે; દરેક કુંડોમાં નવું નવું પાણી હોય છે; દરેક જાતિઓમાં નવા નવા આચારો હોય છે, અને દરેકના મુખમાં જુદી જુદી વાણી હોય છે. ૭૬.

**पुस्तकेषु च या विद्या परहस्तेषु यद्धनम् ।**
**संग्रामे च गृहे सैन्यं त्रिस्त्रः पुंसां विडंबनात् ॥ ७७ ॥**

પુસ્તકોમાં રહેલી વિદ્યા, પરહસ્તમાં ગયેલું ધન; અને યુદ્ધ કરવા ગયા હોય છતાં પોતાને ઘેર સૈન્ય રહી ગયું હોય. એ ત્રણ, પુરૂષોને વિડંબન છે. ૭૭.

**गते शोको न कर्तव्यो भविष्यं नैव चिंतयेत् ।**
**वर्तमानेन कालेन वर्तयन्ति विचक्षणाः ॥ ७८ ॥**

ગઇ વસ્તુનો શોક ન કરવો, તેમ ભવિષ્યની ચિન્તા ન કરવી, પરંતુ વિચક્ષણ પુરૂષો વર્તમાનકાલ પ્રમાણે વર્તે છે તે પ્રમાણે વર્તવું. ૭૮.

**नच पश्यति जन्मांधः कामान्धो नैव पश्यति ।**
**न पश्यति मदोन्मत्तो ह्यर्थी दोषं न पश्यति ॥ ७९ ॥**

જે મનુષ્ય જન્મથી આંધળો હોય છે તે જોઇ શકતો નથી, તેમ કામથી આંધળો થયેલો જોઈ શકતો નથી, તેમ મદથી ઉન્મત્ત થયેલો જોઈ શકતો નથી; અને યાચક દોષને જોઇ શકતો નથી. ૭૯.

**ऋणकर्ता पिता शत्रु र्माता च व्यभिचारिणी ।**
**अविनीता रिपुर्भार्या पुत्रः शत्रु रपंडितः ॥ ८० ॥**

દેવું કરનાર પિતા શત્રુ છે, વ્યભિચાર કરનાર માતા શત્રુ છે, વિનય વિનાની સ્ત્રી શત્રુ જેવી છે; અને મૂર્ખ રહેલો પુત્ર શત્રુ રૂપેજ છે. ૮૦.

**नास्ति कामसमो व्याधि र्नास्ति मोहसमो रिपुः ।**
**नास्ति क्रोधसमो वन्हि र्नास्ति ज्ञानात्परं सुखम ॥ ८१ ॥**

કામના સમાન અન્ય વ્યાધિ નથી, મોહ સમાન અન્ય શત્રુ નથી, ક્રોધ સમાન અન્ય અગ્નિ નથી અને જ્ઞાનથી અન્ય સુખ નથી. ૮૧.

**विद्या मित्रं प्रवासेषु भार्या मित्रं गृहेषुच ।**
**व्याधितस्यौषधं मित्रं धर्मो मित्रं मृतस्यच ॥ ८२ ॥**

પ્રવાસમાં વિદ્યા મિત્રરૂપે છે, ઘરમાં પોતાની ભાર્યા મિત્રરૂપે છે, વ્યાધિથી પીડાતાને ઔષધ મિત્રરૂપે છે અને મરણ પામેલાને ધર્મ મિત્રરૂપે છે. ૮૨.

**सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ।**
**सत्येन वायवो वान्ति सर्वं सत्ये प्रतिष्ठितं ॥ ८३ ॥**

સત્યથી પૃથ્વી ધારણ કરી રખાય છે, સત્યથીજ સૂર્ય તપે છે; અને સત્યથીજ વાયુઓ વાય છે, એ પ્રમાણે સત્યમાંજ સર્વ સમાયલું છે. ૮૩.

**ददाति प्रतिगृण्हाति गुह्यमाख्याति पृच्छति ।**
**भुंक्ते भोजयते चैव षड्विधं प्रीतिलक्षणम् ॥ ८४ ॥**

આપવું, લેવું, ગુપ્ત વાત કહેવી, અને ગુપ્ત વાર્તાઓ પૂછવી, જમવું, અને જમાડવું, એ પ્રમાણે છ પ્રકારનું પ્રેમનું લક્ષણ છે. ૮૪.

**क्रोधो मूल मनर्थानां क्रोधः संसारबन्धनम् ।**
**धर्मक्षयकरः क्रोधस्तस्मात्क्रोधं विवर्जयेत् ॥ ८५ ॥**

અનર્થોનું મૂલ ક્રોધ છે, સંસારમાં બંધન કરનાર ક્રોધ છે; અને ધર્મનો ક્ષય કરનાર પણ ક્રોધ છે, તેટલા માટે ક્રોધનો ત્યાગ કરવો. ૮૫.

**लालयेत्पञ्च वर्षाणि दशवर्षाणि ताडयेत् ।**
**प्राप्ते षोडशवर्षाणि पुत्रे मित्र वदाचरेत् ॥ ८६ ॥**

પુત્ર પાંચ વર્ષનો હોય ત્યાં સુધી તેનું લાલન કરવું, અને દશ વર્ષનો થાય ત્યાં સુધી તેનું તાડન કરવું, પણ

સોળ વર્ષનો થાય એટલે તો તેની સાથે મિત્રના જેવો વ્યવહાર રાખવો. ૮૬.

अनर्घ्यमपि माणिक्यं हेमाश्रय मपेक्षते ।
अनाश्रया न शोभन्ते पंडिता वनिता लताः ॥ ८७ ॥

માણેક અમૂલ્ય હોય છે, તો પણ સોનાનો આશ્રય કરવાની જરૂર પડે છે, તે પ્રમાણે પંડિતો, વનિતાઓ, અને લતાઓ આશ્રય સિવાય શોભતાં નથી. ૮૭.

न विश्वसे दमित्रस्य मित्रस्यापि न विश्वसेत् ।
कदाचित्कुपिते मित्रे सर्वं गुह्यं प्रकाशयेत् ॥ ८८ ॥

અમિત્ર (શત્રુ) નો વિશ્વાસ ન રાખવો તેમ મિત્રનો પણ વિશ્વાસ ન રાખવો, કારણ કે કોઈ દિવસ મિત્ર પણ કોપાયમાન થાય તો પોતાની ગુપ્ત વાર્તાઓને પ્રકાશિત કરી નાખે. ૮૮.

राजपत्नी गुरोः पत्नी भ्रातृपत्नी तथैवच ।
पत्नीमाता स्वमाता च पञ्चैता मातरः स्मृताः ॥ ८९ ॥

રાજપત્ની, ગુરૂપત્ની, મોટા ભાઈની સ્ત્રી, પોતાની સ્ત્રીની માતા, અને પોતાની માતા, એ પ્રમાણે પાંચ માતાઓ, સ્મૃતિકારોએ કહેલી છે. ૮૯.

चापल्यं लोलुपं कोपं मिथ्यापैशुनतत्परम् ।
द्वेषं परगृहे वासं त्यजेदेतानि बुद्धिमान् ॥ ९० ॥

બુદ્ધિમાન પુરૂષે ચપલતા, લોલુપતા, ક્રોધ, મિથ્યા ચાડી કરવાપણું, દ્વેષ તથા પરગૃહનો વાસ. એટલાઓનો ત્યાગ કરવો. ૯૦.

इक्षुदण्डास्तिलाः शूद्राः कामिनी हेम मेदिनी ।
दधिचन्दनताम्बूलमर्दनं गुणवर्धनम् ॥ ९१ ॥

શેરડીના દંડ, તલ, શૂદ્રો, સ્ત્રી, સુવર્ણ, પૃથ્વી, દહિં, સુખડ; અને તામ્બૂલ એટલાઓનું મર્દન કરવું એ તેઓના ગુણમાં વધારો કરનારૂં છે. ૯૧.

मक्षिका मारुतो योगी धेनु रग्निर्महानदो ।
पन्था नावा धनं धान्यं विप्रो रत्नं सदा शुचिः ॥ ९२ ॥

મક્ષિકાઓ, પવન, યોગી, ગાયો, અગ્નિ, મહા નદી, માર્ગ, નૌકા, ધન, અને ધાન્ય, બ્રાહ્મણ તથા રત્ન એટલી વસ્તુઓ હમેશાં પવિત્રજ ગણાય છે. ૯૨.

संतोषस्त्रिषु कर्तव्यः स्वदारे भोजने धने ।
त्रिषु चैव न कर्तव्यो दाने तपसि पाठने ॥ ९३ ॥

પોતાની સ્ત્રી, ભોજન અને ધન. એ ત્રણ વસ્તુઓમાં સંતોષ રાખવો, અને દાન કરવામાં, તપશ્ચર્યામાં, તથા અભ્યાસ કરાવવામાં એ ત્રણમાં સંતોષ ન રાખવો. ૯૩.

न पुत्रात्परमो लाभो न भार्यायाः परं सुखम् ।
न धर्मात्परमं मित्रं नानृतात् पातकं परम् ॥ ९४ ॥

પુત્ર થાય તેના કરતાં વિશેષ લાભ મળેલો ગણાતો નથી, સ્ત્રીથી બીજું સુખ નથી, ધર્મથી અન્ય મિત્ર નથી, અને જુઠું બોલવું એથી વિશેષ પ્રાયશ્ચિત્ત નથી. ૯૪.

लालने बहवो दोषास्ताडने बहवो गुणाः ।
तस्मात्पुत्रंच शिष्यंच ताडयेन्नतु लालयेत् ॥ ९५ ॥

લાલન કરવામાં ઘણા દોષો રહેલા છે, અને તાડન કરવામાં ઘણા ગુણો રહેલા છે, તેટલા માટે પોતાના પુત્રને અને શિષ્યને તાડન કરવું પણ લાલન કરવું નહીં. ૯૫.

**आपदर्थे धनं रक्षेद्दारान्रक्षे द्धनैरपि ।**
**आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥ ९६ ॥**

કોઈ વખત આપત્તિ આવશે એમ સમજી ધનનો સંગ્રહ કરવો; અને ધનનો નાશ થાય છતાં પોતાની સ્ત્રીનું રક્ષણ કરવું, અને ધન તથા સ્ત્રી. તે બધા કરતાં પોતાના આત્માનું નિરંતર રક્ષણ કરવું. ૯૬.

**परदारं परद्रव्यं परिवादं परस्यच ।**
**परिहासं गुरोः स्थाने चापल्यं च विवर्जयेत् ॥ ९७ ॥**

પરસ્ત્રી, પરદ્રવ્ય, અન્યની નિન્દા, મશ્કરી, તથા ગુરૂની સાંનિધ્યમાં ચપલતા એટલાઓનો ત્યાગ કરવો. ૯૭.

**यावत्स्वस्थ मिदं देहं यावन्मृत्युश्च दूरतः ।**
**तावदात्महितं कुर्यात्प्राणान्ते किं करिष्यसि ॥ ९८ ॥**

જ્યાં સુધી પોતાનું આ શરીર સ્વસ્થ હોય, જ્યાં સુધી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત ન થઈ હોય ત્યાં સુધીમાં આત્માનું હિત કરી લેવું; કારણકે પ્રાણાન્ત થયા પછી શું કરી શકાશે. ૯૮.

**यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते ।**
**ध्रुवाणि तस्य नश्यंति अध्रुवं नष्टमेवच ॥ ९९ ॥**

જે માણસ નિશ્ચલ વસ્તુઓનો ત્યાગ કરીને અનિશ્ચિત

વસ્તુઓનું સેવન કરે છે; તે પુરૂષની નિશ્ચલ વસ્તુઓ નાશ પામે છે, અને અનિશ્ચલ તો નષ્ટજ ગણાય છે. ૯૯.

घृतकुंभसमा नारी तप्तांगारसमः पुमान् ।
तस्माद्घृतंच वन्हिच नैकत्र स्थापयेद्बुधः ॥ १०० ॥

સ્ત્રી, ઘીના કુંભ સરખી છે; અને પુરૂષ તપેલા અંગારા સમાન છે; તેટલા માટે અગ્નિ અને ઘૃત એ બન્ને એક જગાએ ડાહ્યા માણસે રાખવાં નહીં. ૧૦૦.

आहारो द्विगुणः स्त्रीणां बुद्धिस्तासां चतुर्गुणा ।
षड्गुणो व्यवसायश्च कामश्चाष्टगुणः स्मृतः ॥ १०१ ॥

સ્ત્રીઓનો આહાર પુરૂષ કરતાં બમણો હોય છે, છલ કરવાની બુદ્ધિ ચારગણી હોય છે; છગણો વ્યવસાય હોય છે, અને કામ આઠગણો હોય છે. ૧૦૧.

प्रथमे नार्जिता विद्या द्वितीये नार्जितं धनम् ।
तृतीये नार्जितं पुण्यं चतुर्थे किं करिष्यति ॥ १०२ ॥

પહેલી વયમાં વિદ્યા પ્રાપ્ત ન કરી, બીજી વયમાં ધન પ્રાપ્ત ન કર્યું, ત્રીજી વયમાં પુણ્ય પ્રાપ્ત ન કર્યું; પછી ચોથી વયમાં શું કરવાના હતા. ૧૦૨.

अजरामरवत्प्राज्ञो विद्यामर्थंच चिन्तयेत् ।
गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥ १०३ ॥

ડાહ્યા પુરૂષે પોતે કોઈ વખત વૃદ્ધજ થવાનો નથી અને મરણ પામનારો નથી એવું સમજીને વિદ્યા તથા દ્રવ્યને એકઠાં કરવાં, તેમ આજેજ મૃત્યુએ આવીને પોતાના કેશ પકડ્યા છે એમ સમજીને ધર્મ કરવો. ૧૦૩.

आयुः कर्मच वित्तंच विद्या निधनमेव च ।
पंचैतान्यपि सृज्यन्ते गर्भस्थस्यैव देहिनः ॥ १०४ ॥

આયુષ્ય, કર્મ, દ્રવ્ય, વિદ્યા, અને મરણ. એ પાંચ બાબતો મનુષ્ય, ગર્ભમાં રહેલો હોય ત્યાંજ નિર્માણ થઈ જાય છે. ૧૦૪.

तृणानि भूमिरुदकं वाक्चतुर्थी च सूनृता ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥ १०५ ॥

તૃણ, ( બેસવાને સાદડી ) ભૂમિ, જલ, અને ચોથી સારી મધુરવાણી. એટલી વસ્તુઓ પણ કોઇ દિવસ સજ્જનોના ઘરમાંથી ઉચ્છેદ પામતી નથી. ૧૦૫.

लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं त्यागशीलता ।
पंच यत्र न विद्यन्ते न कुर्यात्तत्र संस्थितिम् ॥ १०६ ॥

લોકયાત્રા, ભય, લજ્જા, દાક્ષિણ્ય, અને દાન કરવાના સ્વભાવવાળાપણું એ પાંચ વસ્તુઓ જ્યાં ન હોય ત્યાં નિવાસ કરવો નહીં. ૧૦૬.

अमृतं शिशिरे वन्हि रमृतं प्रियदर्शनम् ।
अमृतं राजसंमान ममृतं क्षीरभोजनम् ॥ १०७ ॥

શિશિર ઋતુમાં, અગ્નિ અમૃત સમાન છે; પ્રેમીજનનું દર્શન થવું એ અમૃત સમાન છે, અને ક્ષીર ભોજન કરવામાં આવે એ પણ અમૃત સમાન છે. ૧૦૭.

यस्य न ज्ञायते वीर्यं न कुलं न विचेष्टितम् ।
न तेन संगतिं कुर्या दित्युवाच बृहस्पतिः ॥ १०८ ॥

જેનું પરાક્રમ ન જાણવામાં હોય, જેનું કુલ ન જાણુવામાં હોય, અને જેનો આચાર જાણવામાં ન હોય, તેની સાથે કોઈ દિવસ સંગતિ કરવી નહીં, એ પ્રમાણે બૃહસ્પતિએ કહેલું છે. ૧૦૮.

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रश्चस्थाविरे भावे नस्त्री स्वातन्त्र्य मर्हति ॥ १०९ ॥

સ્ત્રી કુમાર અવસ્થામાં હોય ત્યારે તેનો પિતા રક્ષણ કરે છે; યુવાન અવસ્થામાં આવે ત્યારે તેનો સ્વામી રક્ષણ કરનાર છે, અને વૃદ્ધાવસ્થામાં આવે ત્યારે તેનો પુત્ર રક્ષણ કરનાર છે, પરંતુ સ્ત્રી કોઇ પણ વખત સ્વતન્ત્ર રહેવાને લાયક નથી. ૧૦૯.

पानं दुर्जनसंसर्गः पत्याच विरहोऽटनम् ।
स्वप्नमन्यगृहे वासो नारीणां दूषणानि षट् ॥ ११० ॥

મદ્યપાન કરવું, દુર્જનનો સમાગમ, પતિની સાથે વિરહ, અટન, સ્વપ્ન અને પરગૃહે વાસ. એ છ, નારીઓનાં દૂષણો છે. ૧૧૦.

यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।
तथा वेदं विना विप्रस्त्रयस्ते नामधारकाः ॥ १११ ॥

લાકડાનો બનાવેલો હાથી, ચામડાનો બનાવેલો મૃગ, અને વેદ ન ભણ્યો હોય તેવો બ્રાહ્મણ. એ ત્રણ જણાઓ ફક્ત નામધારકજ છે. ૧૧૧.

नापृष्टः कस्यचिद्ब्रूयान्न चान्यायेन पृच्छतः ।
जानन्नपि हि मेधावी जडवल्लोक आचरेत् ॥ ११२ ॥

બુદ્ધિશાળી પુરૂષે, પોતે કોઇ વાત જાણતો હોય છતાં પૂછ્યા સિવાય કહેવી નહીં, તેમ અન્યાયથી પૂછનારને પણ કહેવી નહીં, પરંતુ જડની માફક લોકોમાં પોતાનો આચાર રાખવો. ૧૧૨.

**सावित्रीमात्रसारोऽपि वरं विप्रः सुयन्त्रितः ।**
**नायन्त्रितश्चतुर्वेदः सर्वाशी सर्वविक्रयी ॥ ११३ ॥**

શુદ્ધ નિયમ પાળનાર બ્રાહ્મણ, માત્ર ગાયત્રી એકલીજ જાણતો હોય તો પણ તે શ્રેષ્ઠ છે, પરંતુ ચાર વેદ જાણતો હોય છતાં સારા નિયમો ન પાળતાં સર્વ પદાર્થોનું ભક્ષણ કરનાર તથા સર્વ વસ્તુઓનો વિક્રય કરનાર બ્રાહ્મણ શ્રેષ્ઠ નથી. ૧૧૩.

**यं माता पितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।**
**न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतै रपि ॥ ११४ ॥**

માણસ ગર્ભમાં આવ્યો હોય ત્યાંથી તે મોટી વયનો થાય ત્યાં સુધી પોતાનાં માતપિતા તેને માટે જે ક્લેશ સહન કરે છે; તે ક્લેશનો બદલો સેંકડો વર્ષોએ પણ આપી શકાય તેમ નથી. ૧૧૪.

**तयोर्नित्यं प्रियं कुर्यादाचार्यस्य च सर्वदा ।**
**तेषु हि त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥ ११५ ॥**

તેટલા માટે હંમેશાં તે બન્ને માત-પિતાનું તથા પોતાના ગુરૂનું પ્રિય થાય તેવું આચરણ કર્યા કરવું, કારણકે તે ત્રણ પ્રસન્ન હોય છે તો તમામ પ્રકારનું તપ તેટલાથીજ સમાપ્ત થાય છે. ૧૧૫.

यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।
यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥ ११६ ॥

જે જે કામ પરાધિન હોય તે તે કામનો પ્રયત્ને કરીને પણ ત્યાગ કરવો; અને જે જે કામ પોતાને વશ હોય તેનો પ્રયત્ને કરીને પણ સંગ્રહ કરવો. ૧૧૬.

यत्कर्म कुर्वतोऽस्य स्यात्परितोषोऽन्तरात्मनः ।
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥ ११७ ॥

જે કર્મ કરવાથી અન્તરાત્માને સંતોષ થાય તે કર્મ પ્રયત્ન કરીને પણ કરવું, પરંતુ તેનાથી વિપરીત કર્મનો ત્યાગ કરવો ૧૧૭.

विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितम् ।
अमित्रादपि सद्वृत्त ममेध्यादपि कांचनम् ॥ ११८ ॥

વિષમાંથી પણ અમૃત પ્રાપ્ત થતું હોય તો ગ્રહણ કરવું. બાળક પાસેથી પણ સુભાષિત ગ્રહણ કરવું, શત્રુ પાસેથી પણ સદ્વર્તન ગ્રહણ કરવું અને અપવિત્ર વસ્તુમાંથી પણ સુવર્ણ ગ્રહણ કરવું, ૧૧૮.

स्त्री रत्नं दुष्कुलादपि मनसैव कृतं पापं न शरीरकृतं कृतम् ।
येनैवालिंगिता कान्ता तेनैवालिंगिता सुता ॥ ११९ ॥

તેમ દુષ્કુલથકી પણ સ્ત્રીરૂપી રત્નનું ગ્રહણ કરવું. મનથી કરવામાં આવેલું જે પાપ છે તેજ પાપ છે; શરીરથી કર્યું હોય તેટલુંજ પાપ ગણાતું નથી, જે પુરૂષે સ્ત્રીનું આલિંગન કર્યું છે. તે પુરૂષે મનથી પુત્રીનું પણ આલિંગન કરેલું હોય છે. ૧૧૯.

सिद्धमन्त्रौषधं धर्मं गृहच्छिद्रं च मैथुनं ।
कुभुक्तिं कुश्रुतिं चैव वचनं न प्रकाशयेत् ॥ १२० ॥

સિદ્ધમન્ત્રૌષધ-ધર્મ, ગૃહચ્છિદ્ર, મૈથુન, કુભોજન, કુશ્રુતિ ( ખોટું શ્રવણ ) અને વચન એટલાઓનો પ્રકાશ કરવો નહીં. ૧૨૦.

देवे तीर्थे द्विजे मन्त्रे दैवज्ञे भेषजे गुरौ ।
यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥ १२१ ॥

દેવ, તીર્થ, બ્રાહ્મણ, મંત્ર, જયોતિષી, અને ગુરૂ એટલાઓને વિષે જેવી ભાવના હોય છે તેવીજ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ૧૨૧.

अतिपरिचयादवज्ञा संततगमनादनादरो भवति ।
लोकः प्रयागवासी कूपे स्नानं समाचरति ॥ १२२ ॥

અતિ પરિચય કરવાથી અપમાન થાય છે; નિરંતર ગમન કરવાથી અનાદર થાય છે, જેમકે પ્રયાગમાં રહેનારા લોકો કૂવામાં સ્નાન કરે છે. ૧૨૨.

अतिपरिचयादवज्ञा इति यद्वाक्यं मृषैव तद्भाति ।
अतिपरिचितेऽप्यनादौ संसारेऽस्मिन्न जायतेऽवज्ञा ॥१२३॥

અતિ પરિચયથી અપમાન થાય છે એવું જે વાક્ય છે, તે મિથ્યા હોય એમ જણાય છે, કારણકે અનાદિ કાલથી ચાલુ આવેલા સંસારનો અતિ પરિચય છે છતાં તેનો અનાદર થતો નથી. ૧૨૩.

अवसरपठिता वाणी गुणगणरहितापि शोभते पुंसाम् ।
रतिसमये युवतीनां भूषाहानि र्विभूषणं भवति ॥ १२४ ॥

વખતસર બોલવામાં આવેલી પુરૂષોની વાણી, ગુણ-ગણથી રહિત હોય છતાં પણ શોભે છે, જેમકે રતિ-સમયમાં સ્ત્રીઓનાં આભૂષણ તૂટી જાય છતાં તે ભૂષણરૂપેજ ગણાય છે. ૧૨૪.

यः पठति लिखति पश्यति परिपृच्छति पंडितानुपासयति ।
तस्य दिवाकरकिरणै र्नलिनीदलमिव विकास्यते बुद्धिः ।१२५।

જે પુરૂષ ભણે છે, લખે છે, જુએ છે, પૂછે છે અને પંડિતોની સેવા કરે છે. તેની બુદ્ધિ સૂર્યના કિરણોથી નલિનીદલ ( પદ્મપત્ર ) ની માફક વિકાસ પામે છે. ૧૨૫.

दधि मधुरं मधु मधुरं द्राक्षा मधुरा सुधापि मधुरैव ।
तस्य तदेव हि मधुरं यस्य मनो यत्र संलग्नम् ॥ १२६ ॥

દહિ મધુર છે, મધ મધુર છે, દ્રાક્ષ મધુર છે, અને અમૃત પણ મધુર છે, પરંતુ જેનું મન જ્યાં લાગ્યું હોય તેને તો તેજ વસ્તુ મધુર લાગે છે. ૧૨૬.

विरला जानंति गुणान्विरलाः कुर्वन्ति निर्धने स्नेहान् ।
विरलाः परकार्यरताः परदुःखेनापि दुःखिता विरलाः ॥१२७॥

વિરલ પુરૂષો ગુણોને જાણી શકે છે; નિર્ધન મનુષ્યની સાથે વિરલ પુરૂષોજ સ્નેહ કરે છે, પરકાર્ય પણ વિરલ પુરૂષોજ કરે છે. અને પરદુઃખે દુઃખીઆ થનારા પણ વિરલ પુરૂષોજ હોય છે. ૧૨૭.

आलस्यं स्त्रीसेवा सरोगता जन्मभूमिवात्सल्यम ।
संतोषो भीरुत्वं षड्व्याघाता महत्वस्य ॥ १२८ ॥

આળસ, સ્ત્રીસેવા, રોગવાળા બનવું તે, જન્મભૂમિનું વાત્સલ્ય, સંતોષ, અને ભીરૂત્વ (બીકણપણું) એ છ મહત્વનો વ્યાઘાત (નાશ) કરનાર છે. ૧૨૮.

एकोदेवः केशवो वा शिवोवा एकं.मित्रं भूपति र्वा यति र्वा ।
एका भार्या सुन्दरीवा दरीवा एकोवासः पत्तनेवा वनेवा ।१२९।

કેશવ અથવા શિવ, એમાંથી એકજ દેવ છે, રાજા અથવા યતિ એમાંનો એકજ મિત્ર કરવો, સુંદરી અથવા ગુફા એમાંની એકજ સ્ત્રી સાથે સહવાસ કરવો, અને નગરમાં અગર વનમાં, એમાંથી એકજ જગાએ નિવાસ કરવો. ૧૨૯.

चित्तायत्तं धातुबद्धं शरीरं नष्टे चित्ते धातवो यान्ति नाशम् ।
तस्माच्चित्तं सर्वदा रक्षणीयं स्वस्थे चित्ते बुद्धयः संभवन्ति ।१३०।

શરીર ચિત્તને આધિન અને ધાતુથી બંધાયેલું છે, અને ચિત્તનો નાશ થાય છે એટલે ધાતુઓ પણ નષ્ટ થઈ જાય છે; તેટલા માટે નિરંતર ચિત્તનું રક્ષણ કરવું કેમકે ચિત્તનું રક્ષણ કરવાથી નવા નવા પ્રકારની બુદ્ધિઓ ઉત્પન્ન થાય છે. ૧૩૦.

विवाहकाले ऋतुसंप्रयोगे प्राणात्यये सर्वधनापहारे ।
विप्रस्य चार्थेऽप्यनृतं वदेयुः पंचानृतान्याहु रपातकानि ॥१३१॥

વિવાહ વખતે, ઋતુપ્રયોગ સમયે, પ્રાણનો નાશ થતો હોય તે વખતે, સર્વ ધન જતું હોય તે વખતે, અને

બ્રાહ્મણોને માટે અસત્ય બોલવું, કારણકે એ પાંચ વખતે અસત્ય બોલવું તેને પ્રાયશ્ચિત્ત કહેલું નથી. ૧૩૧.

स्त्रीषु नर्मविवाहे च वृत्त्यर्थे प्राणसंकटे ।
गोब्राह्मणार्थे हिंसायां नानृतं स्याज्जुगुप्सितम् ॥ १३२ ॥

સ્ત્રીઓને વિષે, મશ્કરીમાં, વિવાહમાં આજીવિકાને માટે, પ્રાણ સંકટમાં, ગાયો તથા બ્રાહ્મણોને માટે, અને હિંસા થતી અટકાવવામાં અસત્ય બોલવું એ પાપ ગણાતું નથી. ૧૩૨.

स्वर्गच्युतानामिह भूमिलोके चत्वारि चिन्हानि वसन्ति देहे ।
दानप्रसंगो मधुराच वाणी सुरार्चनं ब्राह्मणतर्पणंच ॥१३३॥

સ્વર્ગમાંથી આ પૃથ્વીમાં અવતાર લીધેલા મનુષ્યોનાં ચાર ચિન્હો છે; જેમકે, દાનપ્રસંગ, મધુર વાણી, દેવતાઓનું પૂજન તથા બ્રાહ્મણોને તૃપ્ત કરવા. ૧૩૩.

देशाटनं पंडितमित्रता च वारांगना राजसभाप्रवेशः ।
अनेकशास्त्रार्थविलोकनं च चातुर्यमूलानि भवन्ति पञ्च ॥१३४॥

દેશાટન કરવું, પંડિતોની સાથે મિત્રતા કરવી, ગણિકાઓ સાથે સમાગમ કરવો, રાજાની સભામાં પ્રવેશ કરવો, અને અનેક શાસ્ત્રોના અર્થનું અવલોકન કરવું. એ પાંચ ચતુરાઇનાં મૂલ હોય છે. ૧૩૪.

अक्रोधवैराग्यजितेन्द्रियत्वं क्षमादया शान्तिजनप्रियत्वम् ।
निर्लोभदाताभयशोकहीनं ज्ञानस्य चिन्हं दशलक्षणानि ॥१३॥

ક્રોધ ન કરવો, વૈરાગ્ય ધારણ કરવું, જીતેન્દ્રિયપણું, ક્ષમા, દયા, શાન્તિ, માણસોને પ્રિય થવું, નિર્લોભ, દાન

કરવું, નિર્ભય બનવું; અને શોક ન કરવો. એ પ્રમાણે જ્ઞાનનાં દશ લક્ષણો છે. ૧૩૫.

**ये शान्तदान्ताः श्रुतिपूर्णकर्णा जितेन्द्रियाः स्त्रीविषये निवृत्ताः ।**
**प्रतिग्रहे संकुचिताभिहस्तास्ते ब्राह्मणास्तारयितुं समर्थाः ॥१३६॥**

જે બ્રાહ્મણો; શાન્ત, દાન્ત, શાસ્ત્ર શ્રવણ કરીને જેમના કર્ણ પૂર્ણ થયેલા છે તેવા, જીતેન્દ્રિયો, સ્ત્રી-વિષયમાં નિવૃત્ત અને પ્રતિગ્રહ કરવામાં જેમના હાથ સંકોચ પામતા હોય, તેવા બ્રાહ્મણો જગતને તારવાને માટે સમર્થ છે. ૧૩૬.

**कुग्रामवासः कुजनस्य सेवा कुभोजनं क्रोधमुखी च भार्या ।**
**मूर्खश्च पुत्रो विधवा च कन्या विनाग्निना संदहते शरीरम् ।१३७**

કુગ્રામમાં વાસ કરવો, દુર્જનની સેવા કરવી, કુભોજન કરવું, ક્રોધી મુખવાળી સ્ત્રી, મૂર્ખ પુત્ર અને વિધવા પુત્રી, એટલી વસ્તુઓ અગ્નિ વિના શરીરને બાળી મૂકે છે. ૧૩૭.

**अनेकशास्त्रं बहुवेदितव्यमल्पश्चकालो बहवश्च विघ्नाः ।**
**यत्सारभूतं तदुपासितव्यं हंसोयथा क्षीरमिवाम्बुमध्यात् ॥१३८॥**

શાસ્ત્રો અનેક છે, અને તેમાં જાણવાનું પણ ઘણુંજ છે, પરંતુ સમય સ્વલ્પ છે, અને તેમાં પણ વિઘ્નો ઘણાં આવે છે, માટે જે સારભૂત હોય તેટલાની ઉપાસના કરવી, ( અર્થાત્ તેમાંથી સાર ગ્રહણ કરવો ) જેમ હંસ પાણીમાં મળેલા દૂધને પૃથક્ રીતે ગ્રહણ કરે છે તેમ. ૧૩૮.

**यतीव्रती चापि पतिव्रताश्च वीराश्च शूराश्च दयापराश्च ।**
**त्यागी च भोगी च बहुश्रुताश्च सुसंगमात्रेण दहन्ति पापम् ॥१३९**

યતી, વ્રતી, પતિવ્રતા સ્ત્રિઓ, વીર પુરૂષો, શૂરા પુરૂષો,

દયાળુ પુરૂષો, ત્યાગી, ભોગી, અને બહુશ્રુત એટલા મનુષ્યો સારો સંગ કરવા માત્રથીજ પાપને બાળી મૂકે છે. ૧૩૯.

**नरस्यचिन्हं नरकागतस्य विरोधिता बन्धुजनेषु नित्यम् ।**
**सरोगता नीचजनेषु सेवा ह्यतीवदोषः कटुका च वाणी॥१४०॥**

નરકમાંથી આવેલા જીવના ચિન્હો ! હંમેશાં બંધુ-જનોમાં વિરોધ કરવાપણું, રોગી રહેવાપણું, નીચ જનોની સેવા કરવી, અત્યંત દોષ; અને કડવી વાણી બોલવી તે. પ્રમાણે છે. ૧૪૦.

**पुराणमित्येव न साधु सर्वं न चापि काव्यं नवमित्यवद्यम् ।**
**सन्तः परीक्ष्यान्यतरद्भजन्ते मूढः परप्रत्ययनेयबुद्धिः ॥१४१॥**

જુનું કાવ્ય છે, એટલા માટે તે શ્રેષ્ઠ છે એવો સ્વાભાવિક રીતે સર્વત્ર નિયમ નથી તેમ નવું કાવ્ય છે માટે તે દોષવાળું હશે તેવું પણ માનવાનું નથી, પરંતુ સજ્જનો તો પરીક્ષા કરીને જે શ્રેષ્ઠ હોય તેનો સંગ્રહ કરે છે, અને મૂર્ખાઓ તો બીજાના કહેવા પ્રમાણે માને છે. ૧૪૧.

**वनेषुदोषाः प्रभवन्ति रागिणां गृहेषु पंचेन्द्रियनिग्रहस्तपः ।**
**अकुत्सिते कर्मणि यः प्रवर्तते निवृत्तरागस्य गृहं तपोवनम्॥१४२॥**

રાગી પુરૂષોને વનમાં પણ દોષો બાધ કરે છે, અને વિરાગી પુરૂષ તો ગૃહવાસમાં પણ પાંચ ઇન્દ્રિઓનો નિગ્રહ કરવો તેરૂપી તપ કરે છે; જે વિરાગી પુરૂષ નિર્દોષ કર્મમાં પ્રવૃત્તિ રાખે છે તેને તો ગૃહ પણ તપોવનજ છે. ૧૪૨.

**यथाचतुर्भिः कनकं परीक्ष्यते निघर्षणच्छेदनतापताडनैः ।**
**तथाचतुर्भिः पुरुषः परीक्ष्यते श्रुतेन शीलेन कुलेन कर्मणा॥१४३**

સુવર્ણની પરીક્ષા જેમ ઘસવાથી, કાપવાથી, તપાવવાથી અને તાડન કરવાથી એ પ્રમાણે ચાર પ્રકારથી કરવામાં આવે છે; તેવી રીતે શાસ્ત્રજ્ઞાન, શીલ, કુલ, અને કર્મથી પુરૂષની પરીક્ષા થાય છે. ૧૪૩.

**मातासमं नास्ति शरीरपोषणं चिन्तासमं नास्ति शरीरशोषणम्।**
**भार्यासमंनास्ति शरीरतोषणं विद्यासमंनास्ति शरीरभूषणम्१४४**

માતા સમાન શરીરને પોષણ કરનાર અન્ય કોઈ પણ નથી; ચિન્તા સમાન શરીરને શોષણ કરનાર અન્ય કાંઈ પણ હોતું નથી. પોતાની સ્ત્રી સમાન સંતોષ આપનાર કોઈ નથી, અને વિદ્યા સમાન શરીરને બીજું આભૂષણ નથી. ૧૪૪

**सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम् ।**
**वृणुतेहि विमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेव संपदः ॥१४५॥**

કોઈ પણ કામ સહસા કરવું નહીં; કેમકે અવિવેક પરમ આપત્તિઓનું સ્થાનક છે; વળી વિચાર કરીને વર્તન કરનાર પુરૂષને ગુણનો લોભ રાખનારી સંપત્તિઓ પોતેજ વરે છે. ૧૪૫.

**वैद्या वदन्ति कफपित्तमरुद्विकाराञ्ज्योतिर्विदो ग्रहगतिं परिवर्तयन्ति ।**
**भूताभिषंग इति भूतविदो वदन्ति प्राचीनकर्म बलवन्मुनयो वदन्ति ॥ १४६ ॥**

વૈદ્યો, કફ-પિત્ત, અને વાયુના વિકારોને કારણરૂપે માને છે; જ્યોતિર્વિદો, ગ્રહગતિના પરિવર્તનને કારણરૂપે માને છે, અને ભૂતના મન્ત્રો જાણનારાઓ, ભૂત વળગ્યું

એમ કહે છે; અને મુનિઓ તો પૂર્વજન્મના કર્મને રોગોત્પત્તિ થવામાં કારણરૂપે માને છે. ૧૪૬.

**शास्त्रं सुनिश्चलधिया परिचिन्तनीयं सेव्यो नृपोऽपि सततं परिसेवनीयः ।**
**अंके स्थितापि युवतिः परिरक्षणीया शास्त्रे नृपे च युवतौ च कुतः स्थिरत्वम् ॥ १४७ ॥**

સારી નિશ્ચલ બુદ્ધિથી શાસ્ત્રનું ચિન્તન કરવું; સેવેલા રાજાનું પણ નિરંતર સેવન કરવું, અને પોતાના ખોળામાં બેઠેલી સ્ત્રીનું પણ રક્ષણ કરવું, કારણકે શાસ્ત્ર રાજા અને યુવતિને વિષે સ્થિરતા ક્યાંથી હોય. ૧૪૭.

**कलारत्नं गीतं गगनतलरत्नं दिनमणिः सभारत्नं विद्वाञ्श्रवणपटुरत्नं हरिकथा ।**
**निशारत्नं चंद्रः शयनतलरत्नं शशिमुखी महीरत्नं श्रीमाञ्जयति रघुनाथो नृपवरः ॥ १४८ ॥**

ગીત, એ કલાઓમાં રત્ન છે; ગગનતલનું રત્ન સૂર્ય છે, સભાનું રત્ન વિદ્વાન્ પુરૂષ છે, શ્રવણ કરવાના વિષયોમાં હરિકથા રત્નરૂપે છે, રાત્રિનું રત્ન ચન્દ્રમા છે, પથારીનું રત્ન ચન્દ્રમુખી સ્ત્રી છે; અને પૃથ્વીતલના રત્નરૂપે શ્રીમાન્ નૃપવર રઘુનાથજી સર્વોત્કર્ષથી વર્તે છે. ૧૪૮.

**विद्यातीर्थे जगति विबुधाः साधवः सत्यतीर्थे गंगातीर्थे मलिन मनसो योगिनो ध्यानतीर्थे ।**
**धारातीर्थे धरणिपतयो दानतीर्थे धनाढ्या लज्जातीर्थे कुल युवतयः पातकं क्षालयन्ति ॥ १४९ ॥**

જગતમાં પંડિતો વિદ્યારૂપી તીર્થમાં પોતાના પાપને ધોઈ નાખે છે, સાધુઓ સત્યરૂપી તીર્થમાં પોતાના પાપનું ક્ષાલન કરે છે, મલીન મનવાળા પુરૂષો ગંગાતીર્થમાં પાપને ધૂવે છે, ધનાઢ્ય પુરૂષો દાનરૂપી તીર્થમાં પાપને ધૂવે છે, પૃથ્વીપતિ રાજાઓ, ધારારૂપી તીર્થમાં પોતાના પાપનું પ્રક્ષાલન કરે છે; અને સારા કુલની સ્ત્રીઓ લજ્જારૂપી તીર્થમાં પોતાના પાપનું પ્રક્ષાલન કરે છે. ૧૪૯.

**राजा धर्म विना द्विजः शुचिविना ज्ञानंविना योगिनःकान्ता**
**सत्य विना हयोगति विना भूषा च ज्योतिर्विना ।**
**योधं शौर्य विना तपोव्रत विना छन्दोविना गायनं भ्राता**
**स्नेह विना नरो हरि विना मुंचंति शीघ्रं बुधाः ॥१५०॥**

પંડિતો ધર્મ વિનાના રાજાને, પવિત્રતા સિવાયના બ્રાહ્મણને, જ્ઞાન વિનાના યોગીઓને, સત્ય વિનાની સ્ત્રીને, ગતિ વિનાના ઘોડાને, તેજ વિનાના આભૂષણને, શૌર્ય વિનાના યોદ્ધાઓને, વ્રત વિનાના તપને, છન્દ વિનાના ગાયનને સ્નેહ વગરના ભાઇને અને હરિભજન ન કરનાર માણસનો જલદીથી ત્યાગ કરે છે. ૧૫૦.

**मानुष्ये सति दुर्लभा पुरुषता पुंस्त्वे पुनर्विप्रता विप्रत्वे बहु-**
**विद्यतातिगुणता विद्यावतोऽर्थज्ञता ।**
**अर्थज्ञस्य विचित्रवाक्यपटुता तत्रापि लोकज्ञता लोकज्ञस्य**
**समस्तशास्त्रविदुषो धर्मे मतिर्दुर्लभा ॥ १५१ ॥**

મનુષ્ય જન્મ પ્રાપ્ત થયો હોય છતાં, પુરૂષપણું પ્રાપ્ત થવું એ દુર્લભ છે; પુરૂષપણામાં પણ બ્રાહ્મણત્વ દુર્લભ છે,

બ્રાહ્મણપણામાં ઘણી વિદ્યાઓ પ્રાપ્ત કરવાપણું, તેમાં પણ અર્થજ્ઞાન મેળવવાપણું અર્થજ્ઞાનવાળાને પણ વિચિત્ર વાકયોનું ચાતુર્ય અને તેમાં પણ લોકોને સમજવાપણું અને સમસ્ત શાસ્ત્રને જાણી લોકોને સમજાવવાપણું હોય છતાં ધર્મમાં બુદ્ધિ થવી એ ઘણીજ દુર્લભ છે. ૧૫૧.

---

## सतीचरित ॥ ५ ॥

यस्य भार्या शुचिर्दक्षा भर्तार मनुगामिनी ।
नित्यं मधुरवक्री च सा रमा न रमा रमा ॥ १ ॥

જે પુરૂષની સ્ત્રી પવિત્ર હોય, દક્ષ હોય, પોતાના સ્વામીના વચનને અનુસરનારી હોય, અને હંમેશાં મધુર ભાષણ કરનારી હોય, તેજ લક્ષ્મી છે; બીજી લક્ષ્મી નથી. ૧.

नित्यं स्नाता सुगन्धा च नित्यं च प्रियवादिनी ।
अल्पभुङ्मितवक्री च देवता सा न मानुषी ॥ २ ॥

નિત્ય સ્નાન કરનારી, સુગંધવાળી, નિત્ય પ્રિય ભાષણ કરનારી, થોડું ભોજન કરનારી, અને મિતભાષણ કરનારી જે સ્ત્રી હોય છે; તેને દેવતા જાણવી; મનુષ્ય જાણવી નહીં ૨.

श्वश्रू श्वशुरयोः पादौ तोषयन्ति पतिव्रता ।
माता पितृपरा नित्यं या नारी सा पतिव्रता ॥ ३ ॥

જે સ્ત્રી સાસુ–સસરાના ચરણકમલની સેવા કરીને તેમને સંતોષ આપનારી હોય, તેમ માત–પિતાની ભક્તિ કરનારી હોય, તે સ્ત્રી પતિવ્રતા કહેવાય છે. ૩.

सदा प्रहृष्टया भाव्यं गृहकार्ये च दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥ ४ ॥

સ્ત્રીએ હંમેશાં આનંદમાં રહેવું, ઘરના કાર્યમાં દક્ષ રહેવું, પોતાના ઘરની રકમો વ્યવસ્થિત રાખવી, અને ખર્ચમાં છુટો હાથ ન રાખવો. ૪.

कार्येषु मन्त्री करणेषु दासी भोज्येषु माता शयनेषु रम्भा ।
धर्मानुकूला क्षमया धरित्री भार्या च षाड्गुण्यवतीह दुर्लभा ।५।

કાર્યમાં મન્ત્રી સમાન સેવા કરવામાં, દાસી સમાન, ભોજનમાં માતા સમાન, શયનમાં રંભા સમાન, ધર્મમાં અનુકૂલ, અને ક્ષમા રાખવામાં પૃથ્વી સમાન. એવા છ ગુણોવાળી સ્ત્રી મલવી દુર્લભ છે. ૫.

अभ्युत्थान मुपागते गृहपतौ तद्भाषणे नम्रता तत्पादार्पित दृष्टि रासनविधिस्तत्पादचर्या स्वयम् ।
सुप्ते तत्र शयीत तत्प्रथमतो जह्याच्च शय्यामिति प्राच्यैः पुत्रि निवेदितः कुलवधूसिद्धान्तधर्मागमः ॥ ६ ॥

સ્ત્રીએ પોતાનો સ્વામી બહારથી ઘરમાં આવે ત્યારે ઉભા થવું, તેની સાથે નમ્રતાથી ભાષણ કરવું, તેના પગ સામી દ્રષ્ટિ રાખવી, તેના સામુંજ બેસવું, સ્વામીની સેવા પોતેજ કરવી, તેમના સૂઈ ગયા પછી સૂઈ રહેવું, પણ તેમના સૂતા પહેલાં કોઈ દિવસ સૂવું નહીં. એ પ્રમાણે કોઇ પિતા તેની પુત્રીને કહે છે કે, હે પુત્રિ ! પ્રાચીન ઋષિઓએ સારા કુલની સ્ત્રીનો ધર્મશાસ્ત્રથી સિદ્ધાન્ત કહેલો છે. ૬.

साध्वी शीलवती दयावसुमती दाक्षिण्यलज्जावती तन्वी
व्याजपराङ्मुखी स्मितवती मुग्धा प्रियालापिनी ।
देवब्राह्मणबन्धुसज्जनरता यस्यास्ति भार्या गृहे तस्या-
र्थागमकाममोक्षफलदां कुर्वन्ति पुण्यप्रियाः ॥ ७ ॥

જે પુરૂષને ઘેર તેની સ્ત્રી, સાધ્વી હોય, પૃથ્વીના સમાન દયાવાળી હોય, ડહાપણ અને લજ્જાવાળી હોય; સુંદર સ્વરૂપવાળી હોય, કપટ કરવામાં પરાઙ્મુખવાળી હોય, હાસ્ય કરનારી હોય, ચતુર હોય, પ્રિય ભાષણ કરનારી હોય, દેવ, બ્રાહ્મણ, બંધુઓ, તથા સજ્જનો ઉપર પ્રેમ રાખનારી હોય, તે પુરૂષને, પુણ્ય જેમને પ્રિય છે એવા દેવતાઓ, ધર્મ અર્થ, કામ, અને મોક્ષ. એ ચારે પુરૂષાર્થની સિદ્ધિઓ કરે છે. ૭.

---

## सतीसुधा ॥ ६ ॥

---

सोमः शौचं ददौ तासां गन्धर्वाश्च शुभांगिरम् ।
अग्निः सर्वांगकान्तित्वं तस्मादिष्टतमाः स्त्रियः ॥ १ ॥

ચન્દ્રમાએ તે સ્ત્રીઓને પવિત્રતા આપેલી છે, ગંધર્વોએ શુભ વાણી આપેલી છે, અગ્નિએ સર્વે અંગોની કાન્તિ આપી છે; તેટલા માટે સ્ત્રીઓ તમામ પુરૂષોને પ્રીતિ ઉત્પન્ન કરે છે. ૧.

स्त्रियः पवित्र मतुलं नैता दुष्यन्ति कर्हिचित् ।
मासि मासि रजोयासां दुष्कृतान्यपहन्ति च ॥ २ ॥

સ્ત્રીઓની પવિત્રતા અતુલ છે, એટલા માટે તેઓ કોઇ પણ દિવસ દૂષિત થતી નથી, કારણકે મહિને મહિને રજોદર્શન તે સ્ત્રીઓના પાપનું પ્રક્ષાલન કરી નાખે છે. ૨.

**आस्यं सहास्यं नयनं सलास्यं सिन्दूरबिन्दूदयशोभि भालम् ।**
**नवा च वेणी हरिणीदृशश्चे दन्यै रगण्यै रपिभुषणैः किम् ॥३॥**

જે સ્ત્રીનું મુખ હંમેશાં હસતુંજ રહેતું હોય, નેત્રો વિલાસવાળાં રહેતાં હોય, કપાળમા ચાંલ્લો કરેલો હોય, અને નવી વેણી હોય, તે સ્ત્રીને બીજાં અગણિત આભૂષણો પણ શું શોભા આપનાર છે. ૩.

**मात्सर्य मुत्सार्य विचार्यकार्य मार्याः समर्याद मिदं वदन्तु ।**
**सेव्या नितम्बा किमु भूधराणामुत स्मरस्मेरविलासिनीनाम ।४।**

હે આર્ય પુરૂષો ! તમો માત્સર્યનો ત્યાગ કરી; અને કાર્યનો વિચાર કરી, મર્યાદાપૂર્વક આટલું કહો કે, પર્વતોના નિતમ્બનું સેવન કરવું કે, કામદેવથી સુંદર દેખાતી સ્ત્રીઓના નિતંબોનું સેવન કરવું. ૪.

**स्मितेन भावेन च लज्जया भिया पराङ्मुखैरर्धकटाक्षविक्षणैः।**
**वचोभि रीर्ष्या कलहेन लीलया समस्त भावैः खलु बन्धुनं**
**स्त्रियः ॥ ५ ॥**

સ્મિત, ભાવ, લજ્જા, ભીતિ, પરાંગ્મુખ રહી અર્ધ-કટાક્ષથી જોવું, વચનો બોલવા, ઇર્ષ્યા, કલહ; અને લીલા. એ પ્રમાણે તમામ ભાવોથી પુરૂષોને સ્ત્રીઓનું બંધન થાય છે. ૫.

भ्रूचातुर्याकुंचिताक्षाः कटाक्षाः स्निग्धावाचो लज्जितांश्चैवहासाः
लीलामन्दं प्रस्थितं च स्थितं च स्त्रीणामेतद्‌भूषणं वायुधं च ।६।

ભ્રકુટિની ચતુરાઇથી અર્ધકટાક્ષ દ્રષ્ટિથી જોવું, સ્નેહ-યુક્ત વાણી બોલવી, લજ્જાયુક્ત હાસ્ય કરવું, લીલાયુક્ત મન્દ મન્દ ગમન કરવું તેમ ઉભા રહેવું, એ સ્ત્રીઓનું આભૂષણ છે તેમ પુરૂષોને જીતવાનું આયુધ પણ છે. ૬.

श्रुतं दृष्टं स्पृष्टं स्मृतमपिनृणां ह्लादजननं न रत्नं स्त्रीभ्योऽन्यत्क्व-
चिदपि कृतं लोकपतिना ।
तदर्थं धर्मार्थौ विभववरसौख्यानि च ततो गृहे लक्ष्म्या
मान्याः सततमबला मानविभवैः ॥ ७ ॥

સાંભળવામાં આવેલું, જોવામાં આવેલું, સ્પર્શ કરવામાં આવેલું, તથા સ્મરણ કરવામાં આવેલું; છતાં પણ પુરૂષોને આનંદ ઉત્પન્ન કરનાર રત્ન સ્ત્રીજ છે; તે સિવાય લોકપતિ બ્રહ્માએ બીજું કોઇ પણ તેવા ગુણવાળું ઉત્પન્ન કર્યું નથી, અને તેને માટેજ ધર્મ, અર્થ, વિભવ; અને શ્રેષ્ઠ સુખોની ઇચ્છા કરવામાં આવે છે; માટે માન, વિભવ, અને લક્ષ્મીથી સ્ત્રીઓને રાજી રાખવી જોઇએ. ૭.

भवन्तो वेदान्त प्रणिहित धिया मत्र गुरवो विदग्धालापानां
वयमपि कवीना मनुचराः ।
तथाप्येतद्ब्रूमो नहि परहितात्पुण्य मधिकं नचा स्मिन्संसारे
कुवलयदृशो रन्यमपरम् ॥ ८ ॥

સ્ત્રીઓ જ્ઞાનિ પુરૂષોને કહે છે કે ! તમે વેદાન્તમાં પોતાની બુદ્ધિને પરોવનારાઓના ગુરૂ છો, અને અમે વિદગ્ધ

( ચતુર ) આલાપ કરનાર કવિઓના અનુચર છીએ; તો પણ તમારી આગળ આટલું તો બોલીશું કે, આ સંસારમાં પરહિત કરવું એથી અધિક પુણ્ય એકે નથી; અને તેવું પરહિત કરનાર સ્ત્રીઓ સિવાય બીજું કોઈ પણ નથી. ૮.

**किमिह बहुभिरुक्तैर्युक्तिशून्यैः प्रलापैर्द्वयमिह पुरुषाणां सर्वदा सेवनीयम ।**
**अभिनयमदलीलालालसं सुन्दरीणां स्तनभरपरिखिन्नंयौवनं वा वनं वा ॥ ९ ॥**

આ સંસારમાં યુક્તિ સિવાયના ઘણા આલાપ કરવાથી શું ફલ છે; ફક્ત પુરૂષોને આ સંસારમાં બેજ વસ્તુઓની સેવા કરવી યોગ્ય છે, એક તો નવા મદની લીલાથી લાલસ, અને સ્તનના ભારથી ખિન્ન થયેલું સુંદર સ્ત્રીઓનું યૌવન, અને તે પ્રાપ્ત ન થાય તો પછીથી બીજું વન. ૯.

**विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशनास्तेऽपि स्त्रीमुख-पंकजं सुललितं दृष्ट्वैव मोहंगताः ।**
**शाल्यन्नं सघृतं पयोदधियुतं भुंजंति ये मानवास्तेषा मिन्द्रिय निग्रहो यदि भवेद्विन्ध्यस्तरेत्सागरे ॥ १० ॥**

વિશ્વામિત્ર અને પરાશર, વિગેરે મહર્ષિઓ, વાયુ, પાંદડાં અને પાણીનું ભક્ષણ કરીને રહી શકતા હતા, છતાં તેઓ પણ સુંદર એવા સ્ત્રીઓના મુખરૂપી કમલને જોઇનેજ મોહ પામ્યા હતા; તો જે માણસો ઘી, દૂધ, અને દધિથી યુક્ત ડાંગરના ભાતનું ભક્ષણ કરે છે; તે પુરૂષો સ્ત્રીઓને

જોવા છતાં પોતાની ઇન્દ્રિઓનો નિગ્રહ કરી શકે તો વિંધ્યાચલ સમુદ્રમાં તરી શકે તેમ મનાય. ૧૦.

## स्त्रीस्वभाव ॥ ७ ॥

अनृतं साहसं माया मूर्खत्वमति लोभता ।
अशौचं निर्दयत्वं च स्त्रीणां दोषाः स्वभावजाः ॥ १ ॥

અનૃત (જુઠું બોલવું) સાહસ કરવું, માયા (કપટ કરવું) અતિલોભ, અપવિત્રતા અને નિર્દયપણું. એટલા દોષો સ્ત્રીઓને સ્વાભાવિકજ હોય છે. ૧.

स्त्रियो ह्यकरुणाः क्रूराः दुर्मषाः प्रियसाहसाः ।
घ्नत्यल्पार्थेऽपि विश्रब्धं पतिं भ्रातरमप्युत ॥ २ ॥

સ્ત્રીઓ, નિર્દય, ક્રૂર. ઇર્ષ્યાખોર. અને સાહસ કરનારી હોય છે; કે જેઓ જૂજ બાબતને માટે પણ વિશ્વાસ રાખનાર પોતાના પતિને અગર ભાઇને પણ મારી નાખે છે. ૨.

दर्शनाद्ग्रसते चित्त स्पर्शनाद्हसते धनम् ।
संगमाद्हसते सत्त्वं नारी प्रत्यक्षराक्षसी ॥ ३ ॥

સ્ત્રી-દર્શન કરવા માત્રથીજ ચિત્તનું હરણ કરે છે, સ્પર્શ કરવાથી ધનનું હરણ કરે છે; અને સંગમ કરવાથી સત્વનું હરણ કરે છે; એ પ્રમાણે સ્ત્રી પ્રત્યક્ષ રાક્ષસી છે. ૩.

स्थानं नास्ति क्षणो नास्ति नास्ति प्रार्थयिता नरः ।
तेन नारद नारीणां सतीत्व मुपजायते ॥ ४ ॥

હે નારદ ! જે સ્ત્રીઓને બેસવાને કોઈ સ્થાનક ન હોય, નવરા બેસવાને ક્ષણ પણ હોય નહીં, અને પ્રાર્થના કરનાર કોઈ પુરૂષ ન હોય, તોજ તે સ્ત્રીઓનું સતીત્વ સચવાઈ રહે છે. ૪.

**उशना वेद यच्छास्त्रं यच्चवेद बृहस्पतिः ।**
**स्त्रीबुध्या न विशिष्येत तस्माद्रक्ष्याः कथं हि ताः ॥ ५ ॥**

જે નીતિશાસ્ત્રને શુક્રાચાર્ય જાણે છે; અને જે નીતિ-શાસ્ત્રને બૃહસ્પતિ જાણે છે, તે બધાય શાસ્ત્રો સ્ત્રીબુદ્ધિથી વિશેષ નથી; તેટલા માટે સ્ત્રીઓનું રક્ષણ કેવી રીતે કરી શકાય. ૫.

**या भार्या दुष्टचरिता सततं कलहप्रिया ।**
**भार्या रूपेण सा ज्ञेया विदग्धैर्दारुणा जरा ॥ ६ ॥**

જે સ્ત્રી દુષ્ટ આચરણ કરનારી હોય. અને નિરંતર ક્લેશ કરાવનારી હોય તો ચતુર પુરૂષોએ તે સ્ત્રીને ભાર્યારૂપેજ (વૃદ્ધાવસ્થા) જાણવી. ૬.

**भोजनाच्छादने दद्यादृतुकाले च संगमम् ।**
**भूषणाद्यं च नारीणां न ताभिर्मन्त्रयेत्सुधीः ॥ ७ ॥**

સ્ત્રીઓને ભોજન આપવું, વસ્ત્રો આપવા. તથા ઋતુ-કાલે સંગમ કરવો, અને આભૂષણો વિગેરે આપવા, પણ તેની સાથે બુદ્ધિશાળી પુરૂષે ગુપ્ત વિચારો કરવા નહીં. ૭.

**यत्र स्त्री यत्र कीतवो बालो यत्र प्रशासिता ।**
**राजन्निर्मूलतां याति तद्गृहं भार्गवोऽब्रवीत् ॥ ८ ॥**

હે રાજન્! જે ઘરમાં, સ્ત્રી પ્રધાન હોય, કપટ રહેલું હોય, અગર બાળક આજ્ઞાકારક હોય તે ઘર થોડા વખતમાંજ નષ્ટ થઈ જાય છે, એમ શુક્રાચાર્ય કહે છે. ૮.

**उत्तमानामपि स्त्रीणां विश्वासो नैव विद्यते ।**
**राजप्रियाः कैरविण्यो रमन्ते मधुपैः सह ॥ ९ ॥**

ઉત્તમ સ્ત્રીઓનો પણ વિશ્વાસ રાખી શકાતો નથી; જેમકે દાખલા તરીકે, રાજાની પ્રિયાઓ, પોયણીઓ, ભમરાની સાથે રમે છે. ૯.

**न लज्जा न विनीतत्वं न दाक्षिण्यं न भीरुता ।**
**प्रार्थनाऽभाव एवैकः सतीत्वे कारणं स्त्रियः ॥ १० ॥**

સ્ત્રીઓને સતીત્વમાં કારણ લજ્જા પણ નથી, વિનીતપણું પણ નથી, દાક્ષિણ્ય પણ નથી, તેમ ભીરૂત્વ ( બીકણપણું ) પણ નથી; પરંતુ પ્રાર્થનાનો અભાવ એ એકજ કારણ છે. ૧૦

**माद्यति प्रमदां दृष्ट्वा सुरां पीत्वा न माद्यति ।**
**यस्माद्दृष्टिमदा नारी तस्मात्तां परिवर्जयेत् ॥ ११ ॥**

પુરૂષ સ્ત્રીને જોઈને જેટલો ઉન્માદવાળો બને છે, તેટલો મદિરાપાન કરીને ઉન્માદવાળો બનતો નથી. કારણકે સ્ત્રીઓની દ્રષ્ટિમાં મદ રહેલો છે; તેથી તેઓનો ત્યાગ કરવો. ૧૧.

**अविद्वांसमलं लोके विद्वांसमपि वा पुनः ।**
**प्रमदा ह्युत्पथं नेतुं कामक्रोधवशानुगम् ॥ १२ ॥**

સ્ત્રીઓ વિદ્વાન હોય, અગર અવિદ્વાન્ હોય પણ તેઓ પ્રમદા કામ-ક્રોધને વશ કરી, અવળે રસ્તે જનાર બનાવી દે છે. ૧૨.

स्त्रियो हि मूलं निधनस्य पुंसः स्त्रियोहि मूलं व्यसनस्य पुंसः ।
स्त्रियोहि मूलं नरकस्य पुंसः स्त्रियोहि मूलं कलहस्य पुंसः॥१३॥

પુરૂષને મૃત્યુનું મૂળ સ્રીઓ છે; વ્યસનમૂળ પણ સ્રીઓ છે, નરકનું મૂળ પણ સ્રીઓ છે, અને ક્લેશનું મૂળ પણ સ્રીઓ છે. ૧૩.

नाति प्रसंगः प्रमदासु कार्यौनेच्छेद्बलं स्त्रीषु विवर्धमानम् ।
अतिप्रसक्तैः पुरुषैर्यतस्ताः क्रीडन्ति काकैरिव लूनपक्षैः॥१४॥

સ્રીઓને વિષે અતિ પ્રસંગ કરવો નહીં, અને તેઓનું બલ વધતું જોઇને આનંદ પામવું નહીં, કારણકે તે સ્રીઓ જે પુરૂષો અતિ પ્રસંગ રાખનારા છે તેઓની સાથે પાંખો વિનાના કાગડાઓની માફક ક્રિડા કરે છે. ૧૪.

कुर्वन्ति तावत्प्रथमं प्रियाणि यावन्न जानाति नरं प्रसक्तम् ।
ज्ञात्वाथ तं मन्मथपाशबद्धं ग्रस्तामिषं मीनमिवोद्धरन्ति ॥१५॥

સ્રીઓ જ્યાં સુધી પુરૂષને પોતાને વશ થયેલો નથી જાણુતી ત્યાં સુધી તેને પ્રેમ થાય તેવું વર્તન રાખે છે; અને જ્યાં કામને વશ થયો છે, એમ જણાય કે તરતજ જેનું માંસ ખાઇ જવામાં આવેલું છે એવા મત્સ્યની માફક તેનો ત્યાગ કરે છે. ૧૫.

संमोहयन्ति मदयन्ति विडम्बयन्ति निर्भर्त्सयन्ति रमयन्ति विषादयन्ति ।
एताः प्रविश्य सदयं हृदयं नराणां किं नाम वामनयना न समाचरन्ति ॥ १६ ॥

સ્રીઓ પુરૂષને મોહ પમાડે છે, મદોન્મત્ત બનાવે છે,

દુઃખી કરે છે, તિરસ્કાર કરે છે, અને રમાડે છે, ખેદ કરાવે છે. અને તે ઉપરાંત તે સ્રીઓ સરલ એવા પુરૂષેના હૃદયમાં પ્રવેશ કરીને શું શું આચરણ નથી કરતી. ૧૬.

स्वातन्त्र्यं पितृमन्दिरे च वसति र्यात्रोत्सवे संगति र्गोष्ठिः
पुरुषसंनिधाननियमौ वासो विदेशे तथा ।
संसर्गः सह पुंश्चलीभिरसकृद्वृत्ते र्निजायाः क्षतिः प्रत्युर्वा-
र्धकमीप्सितं प्रवसनं नाशस्य हेतुः स्त्रियः ॥ १७ ॥

પોતાના પિતાને ઘેર સ્વતન્ત્રતાથી રહેવું, મેળાવડાઓમાં જવું, પુરૂષની સાથે ગોષ્ઠિઓ કરવી, વિદેશમાં વાસ કરવો, વ્યભિચારિણી સ્રીઓ સાથે સહવાસ કરવો, પોતાના સદ્વર્તનનો વારંવાર ક્ષય કરવો, પતિની વૃદ્ધતા, અને પોતાની ઇચ્છા પ્રમાણેનો પ્રવાસ; એટલાં કારણો સ્રીઓને નાશ પમાડનારાં છે. ૧૭.

भर्ता यद्यपि नीतिशास्त्रनिपुणो विद्वान्कुलीनो युवा दाता
कर्णसमः प्रसिद्धविभवः शृंगारदीक्षागुरुः ।
स्वप्राणाधिककल्पिता स्ववनिता स्नेहेन संलालिता तं
कान्तं प्रविहाय सैव युवती जारं पतिं वाञ्छति ॥ १८ ॥

પોતાનો સ્વામી જોકે નીતિશાસ્રમાં કુશલ હોય, વિદ્વાન્ હોય, કુલીન હોય, કર્ણ સમાન દાન કરનાર હોય, પ્રસિદ્ધ વૈભવવાળો હોય, યુવાન હોય, શૃંગારદીક્ષાનો ગુરૂ હોય, અને પોતાને પ્રાણ કરતાં પણ અધિક પ્રેમથી રાખતો હોય, અને લાલન કરતો હોય છતાં, તેવા પતિનો પણ ત્યાગ કરીને તેજ યુવતી જારપતિની ઇચ્છા કરે છે. ૧૮.

आवर्तः संशयाना मविनयभवनं पत्तनं साहसानां दोषाणां
संनिधानं कपटशतमयं क्षेत्रमप्रत्ययानाम् ।
दुर्ग्राह्यं यन्महद्भिर्नरवरवृषभैः सर्वमायाकरण्डं स्त्रीयन्त्रं केन
लोके विषममृतमयं धर्मनाशाय सृष्टम् ॥ १९ ॥

સંશયોનો આવર્ત, અવિનયનું સ્થાનક, સાહસનું નગર, દોષોને રહેવાનું સ્થાનક, સેંકડો કપટમય અવિશ્વાસનું ક્ષેત્ર, મોટા શ્રેષ્ઠ પુરૂષોથી પણ ગ્રહણ ન કરી શકાય તેવા માયાના કંડીયારૂપ સ્ત્રીયન્ત્ર કે જે, અમૃતમય દેખાય છે છતાં વિષસ્વરૂપી છે, તેને ધર્મનો નાશ કરવા માટે આ જગતમાં કોણે ઉત્પન્ન કર્યું છે. ૧૯.

विवादशीलां स्वयमर्थचोरिणीं परानुकूलां बहुपाकपाकिनीम् ।
आक्रोशिनीं दुर्विषहप्रकोपिनीं त्यजन्ति भार्यां दशपुत्र मातरम् ॥ २० ॥

જે સ્ત્રી, વિવાદ કરવાના સ્વભાવવાળી હોય, પોતેજ ઇચ્છામાં આવે તેવું વર્તન કરનારી હોય, પરને અનુકુલ રહેનારી હોય, ઘણા પ્રકારના પાક બનાવવામાં ચતુર હોય, આક્રોશ કરનારી હોય, અને ન સહન થાય તેટલો કોપ કરનારી હોય; તો તે સ્ત્રીને તેનો સ્વામી દશ પુત્રોની માતા હોય છતાં ત્યાગ કરે છે. ૨૦.

वेश्यासौ मदनज्वालारूपेन्धनसमेधिता ।
कामिभिर्यत्र हूयन्ते यौवनानि धनानि च ॥ २१ ॥

વેશ્યા એ, એક કામદેવની જ્વાલા છે, અને પોતાના

સ્વરૂપરૂપી ઇન્ધનથી વૃદ્ધિ પામેલી છે, જેમાં કામીપુરૂષો પોતાનું યૌવન તથા ધનને હોમી નાખે છે. ૨૧.

एता हसन्ति च रुदन्ति च वित्तहेतो र्विश्वासयन्ति पुरुषं न च विश्वसन्ति ।
तस्मान्नरेण कुलशीलसमन्वितेन वेश्याः श्मशानघटीका इव वर्जनीयाः ॥ २२ ॥

એ વેશ્યાઓ, દ્રવ્ય લેવાને માટે કોઈ વખત હસે છે, અને કોઈ વખત રડે છે; તેમ પુરૂષને વિશ્વાસવાળો બનાવે છે; અને પુરૂષ ઉપર વિશ્વાસ રાખતી નથી; તેટલા માટે સારા કુલ અને સારા સ્વભાવવાળા પુરૂષે શ્મશાનઘટિકાની માફક તે વેશ્યાઓનો ત્યાગ કરવો. ૨૨.

## सज्जन ॥ ८ ॥

गंगा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं तापं च दैन्यं च हन्ति सन्तो महात्मनः ॥ १ ॥

ગંગા નદી પાપને દૂર કરે છે, ચન્દ્રમા તાપને દૂર કરે છે, અને કલ્પવૃક્ષ દીનતાને દૂર કરે છે; પરંતુ સન્ત મહાત્માઓ તો પાપ, તાપ, અને દીનતા એ સર્વને દૂર કરે છે. ૧.

परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम् ।
धर्मे स्वीय मनुष्ठानं कस्यचित्सुमहात्मनः ॥ २ ॥

પારકાને ઉપદેશ કરતી વખતે તમામ મનુષ્યોમાં પંડિતપણું રહેલું છે; પણ પોતાને ધર્મનું અનુષ્ઠાન કરવાપણું તો કોઈ મહાત્મામાંજ હોય છે. ૨.

**यथाचित्तं तथावाचो यथावाचस्तथाक्रियाः ।**
**चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता ॥ ३ ॥**

જેવું ચિત્ત હોય છે, તેવીજ વાણી હોય છે, અને જેવી વાણી હોય તેવીજ ક્રિયા કરે છે, એ પ્રમાણે સજ્જનોની ચિત્ત, વાણી અને ક્રિયા. એ ત્રણેમાં એકરૂપતા હોય છે. ૩.

**विवेकः सहसंपत्त्या विनयो विद्यया सह ।**
**प्रभुत्वं प्रश्रयोपेतं चिन्हमेतन्महात्मनाम् ॥ ४ ॥**

સંપત્તિની સાથે વિવેક, વિદ્યાની સાથે વિનય, અને પ્રભુત્વની સાથે બીજાઓને આશ્રય આપવાપણું; એ ત્રણ ચિન્હો મહાત્માઓનાં હોય છે. ૪.

**भक्तिर्भवे न विभवे व्यसनं शास्त्रे न युवतिकामास्त्रे ।**
**चिन्ता यशसि न वपुषि प्रायः परिदृश्यते महताम् ॥ ५ ॥**

મહાત્માઓને શંકરને વિષે ભક્તિ હોય છે; પણ સંસારમાં આસક્તિ હોતી નથી, શાસ્ત્રમાં વ્યસન હોય છે, પણ સ્ત્રીઓ અને કામશાસ્ત્રનું વ્યસન હોતું નથી, અને ઘણું કરીને યશ મેળવવાની ચિન્તા હોય છે. પણ પોતાના શરીરની ચિન્તા હોતી નથી. ૫.

**वनेऽपि सिंहा मृगमांसभक्षिणो बुभुक्षिता नैव तृणे चरन्ति ।**
**एवं कुलीना व्यसनाभिभूता न नीचकर्माणि समाचरन्ति॥६॥**

વનમાં રહેનારા અને મૃગમાંસનું ભક્ષણ કરનાર સિંહો ભુખ્યા થાય છે, ત્યારે મૃગમાંસ ન મલે ત્યારે તૃણનું ભક્ષણ કરતા નથી, તેમ કુલીન પુરૂષો દુઃખમાં આવી પડે તો પણ નીચ કર્મ કરતા નથી. ૬.

**पिबन्ति नद्यः स्वयमेव नाम्भः स्वयं न खादन्ति फलानि वृक्षाः।**
**नादन्ति सस्यं खलु वारिवाहाः परोपकाराय सतां विभूतयः।७।**

નદીઓ પોતાનું જલ પોતે પાન કરી જતી નથી, વૃક્ષો પોતાનાં ફલને ભક્ષણ કરી જતાં નથી, અને મેઘો અનાજને પોતે ખાઈ જતા નથી. એ પ્રમાણે સજ્જનોની વિભૂતિઓ પરોપકાર કરવા માટે હોય છે. ૭.

**श्लाघ्यः सएको भुवि मानवानां स उत्तमः सत्पुरुष स धन्यः ।**
**यस्यार्थिनो वा शरणागतावा नाशाभिभंगाद्विमुखाः प्रयान्ति।८।**

જેની પાસે આવેલા યાચકો, અગર શરણે આવેલા પુરૂષો, આશાભંગ થઇ પાછા જતા નથી, પૃથ્વીમાં તેજ પુરૂષ ઉત્તમ છે, તેનેજ ધન્ય છે, અને તેનું એકલાનુંજ વખાણ કરવા જેવું છે. ૮.

**दानाय लक्ष्मीः सुकृताय विद्या चिन्ता परब्रह्मविनिश्चयाय ।**
**परोपकाराय वचांसि यस्य वन्द्य स्त्रिलोकीतिलकः सएव।९।**

જેની લક્ષ્મી દાન કરવાના ઉપયોગમાં આવે છે, વિદ્યા સારાં કૃત્ય કરવાના ઉપયોગમાં આવે છે, પરબ્રહ્મનો નિશ્ચય કરવાને ચિન્તા હોય છે, અને વચનો પરોપકાર કરવાને માટે નિકળે છે, તેજ પુરૂષ ત્રણ લોકમાં તિલક સમાન છે, અને વન્દ્ય છે. ૯.

विपदि धैर्य मथाभ्युदये क्षमा सदसि वाक्पटुता युधि विक्रमम्।
यशसि चाभिरुचि र्व्यसनं श्रुतौ प्रकृतिसिद्ध मिदं हि
महात्मनाम् ॥ १० ॥

વિપત્તિમાં ધીરજ રાખવી, અભ્યુદયમાં ક્ષમા રાખવી, સભામાં વાણીની ચતુરાઇ, યુદ્ધમાં પરાક્રમ, કીર્તિ મેળવવામાં પ્રેમ, અને શાસ્ત્રોનું અધ્યયન કરવામાં વ્યસન, એ લક્ષણો મહાત્માઓને પ્રકૃતિથી સિદ્ધજ હોય છે. ૧૦.

यः प्रीणयेत्सुचरितैः पितरं सपुत्रो यद्भर्तुरेव हित मिच्छति
तत्कलत्रम् ।
तन्मित्र मापदि सुखेच समक्रियं यद्देतत्त्रयं जगति पुण्यकृतो
लभन्ते ॥ ११ ॥

જે પોતાના પિતાને સારા ચરિત્રોથી પ્રસન્ન કરે છે તેજ પુત્ર છે, જે પોતાના સ્વામીનું હિત ઇચ્છે છે તેજ સ્ત્રી છે, અને આપત્તિમાં અગર સુખમાં એક સરખી રીતે રહેનારો હોય તેજ મિત્ર છે; અને એ ત્રણ જગતમાં પૂર્વ-જન્મમાં જેણે પુણ્ય કર્યું હોય તેનેજ પ્રાપ્ત થાય છે. ૧૧.

दाता न दापयति दापयिता न दत्ते यो दानदापनपरो
मधुरं न वक्ति ।
दानं च दापन मथो मधुरा च वाणी त्रीण्यप्यमूनि खलु
सत्पुरुषे वसन्ति ॥ १२ ॥

પોતે દાન કરનાર પુરૂષ બીજા પાસે અપાવતો નથી, બીજા પાસે અપાવનાર પોતે આપતો નથી. અને જે પોતે આપે છે તથા અપાવે છે તો તે મધુર વચન બોલી શકતો

નથી, પણ એ ત્રણે લક્ષણો સત્પુરૂષને વિષે હોય છે. ૧૨.

सौजन्यधन्यजनुषः पुरुषाः परेषां दोषानपास्य गुणमेव गवेशयन्ति त्यक्त्वा ।
भुजंगमविषानि पटीरगर्भात्सौरभ्यमेव पवनाः परिशीलयन्ति ॥ १३ ॥

સજ્જનો અને ધન્ય પુરૂષો, બીજાઓના દોષોનો ત્યાગ કરીને, તેઓના ગુણોની શોધ કરે છે; જેમકે પવનો સર્પના વિષનો ત્યાગ કરીને પટીરગર્ભમાંથી સુગંધીને ગ્રહણ કરે છે. ૧૩.

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा स्त्रिभुवनमुपकार श्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥ १४ ॥

મન, વચન, અને કાયામાં પુણ્યરૂપી અમૃતથી પૂર્ણ થયેલા, ત્રણ ભુવનને ઉપકારથી પ્રસન્ન કરનારા, અને બીજાઓના પરમાણુ જેવા સૂક્ષ્મ ગુણોને પણ પર્વતના જેટલા માનીને પોતાના હૃદયમાં આનંદ પામનારા કોઇકજ સંતો હોય છે. ૧૪.

घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारुगन्धं छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुकाण्डम् ।
दग्धं दग्धं पुनरपि पुनः काञ्चनं कान्तवर्णं न प्राणान्ते प्रकृति विकृति र्जायते चोत्तमानाम् ॥ १५ ॥

ચન્દન કાષ્ઠને વારંવાર ઘસવામાં આવે છે તો પણ તેનો સુગંધ તેવોને તેવોજ રહે છે, શેરડીના દંડને વારંવાર છોલવામાં આવે છે તો પણ તેનો સ્વાદ તેવોને તેવોજ રહે છે; સુવર્ણને વારંવાર અગ્નિમાં તપાવવામાં આવે છે તો પણ સુંદર વર્ણવાળું રહે છે, અને એ ઉપર નિશ્ચય થાય છે કે, ઉત્તમ વસ્તુઓની પ્રાણાન્તે પણ વિકૃતિ થતી નથી. ૧૫.

करेश्लाघ्यस्त्यागः शिरसि गुरुपादप्रणयिता मुखे सत्यावाणी
विजयिभुजयोर्वीर्य मतुलम् ।
हृदि स्वस्था वृत्तिः श्रुतमधिगतैकव्रतफलं विनाप्यैश्वर्येण
प्रकृतिमहतां मण्डन मिदम् ॥ १६ ॥

હાથમાં વખાણવા લાયક ત્યાગ, મસ્તકમાં ગુરૂના ચરણમાં પ્રણામ કરવાપણું, મુખમાં સત્યવાણી, વિજયવાળા હાથમાં અતુલ પરાક્રમ, હૃદયમાં સ્વસ્થવૃત્તિ, પ્રાપ્ત કરેલા વ્રતનું શાસ્ત્રરૂપી ફલ. એ પ્રમાણે ઐશ્વર્ય સિવાય પણ મહાત્માઓને સ્વાભાવિક આભૂષણો હોય છે. ૧૬.

वाञ्छा सज्जनसंगमे परगुणे प्रीति र्गुरौ नम्रता विद्यायां
व्यसनं स्वयोषिति रतिर्लोकापवादाद्भयम् ।
भक्तिः शूलिनि शक्ति रात्मदमने संसर्गमुक्तिः खलैश्चैते
येषु वसन्ति निर्मलगुणास्तेभ्यो महद्भ्यो नमः ॥ १७ ॥

સજ્જનોનો સમાગમ કરવામાં ઇચ્છા, બીજાના ગુણોમાં પ્રીતિ, ગુરૂને વિષે ભક્તિ, વિદ્યાને વિષે વ્યસન, પોતાની સ્રીને વિષે સંતોષ, લોકાપવાદથી ભય, મહાદેવને વિષે ભક્તિ, આત્મદમન કરવાની શક્તિ, અને દુષ્ટ માણસોના

સંસર્ગથી મુક્તિ; એ પ્રમાણે નિર્મલ ગુણો જે મહાત્માઓમાં રહેલા છે, તેઓને નમસ્કાર કરીએ છીએ. ૧૭.

धर्मे तत्परता मुखे मधुरता दाने समुत्साहिता मित्रेऽवंचकता
गुरौ विनयिता चित्तेतिगम्भीरता ।
आचारे शुचिता गुणे रसिकता शास्त्रेऽति विज्ञानिता रूपे
सुन्दरता हरौ भजनिता सत्स्वेव संदृश्यते ॥ १८ ॥

ધર્મમાં તત્પરતા, મુખમાં મધુરતા, દાન કરવામાં ઉત્સાહ, મિત્રને વિષે ઠગાઇ ન કરવી તે, ગુરૂને વિષે વિનય, ચિત્તમાં અતિ ગંભિરતા, આચારમાં પવિત્રતા, ગુણોને વિષે રસિકતા, શાસ્ત્રમાં અત્યન્ત જ્ઞાનિપણું, રૂપમાં સુંદરતા, અને મહાદેવને વિષે ભક્તિ, એવા ગુણો સજ્જનને વિષેજ જોવામાં આવે છે. ૧૮.

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं मानोन्नतिं दिशति
पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं सत्संगतिः कथय किंन
करोति पुंसाम् ॥ १९ ॥

બુદ્ધિની મૂર્ખતાને દૂર કરે છે, વાણીને વિષે સત્યનું સિંચન કરે છે, માનની ઉન્નતિ આપે છે, પાપને દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન કરે છે, અને દિશાઓમાં કીર્તિને વિસ્તારે છે; એ પ્રમાણે પુરૂષોને સજ્જનોનો સમાગમ શું શું ફલ નથી આપી શકતો. અર્થાત્ સર્વ સારાં ફલો આપે છે. ૧૯.

तृष्णां छिन्द्धि भज क्षमां जहि मदं पापे रतिं माकृथाः
सत्यं ब्रूह्यनुयाहि साधु पदवीं सेवस्व विद्वज्जनम् ।
मान्यान्मानय विद्विषोऽप्यनुनय प्रख्यापय प्रश्रयं कीर्तिं
पालय दुःखिते कुरु दया मेतत्सतां चेष्टितम् ॥ २० ॥

તૃષ્ણાનો ત્યાગ કરવો, ક્ષમા રાખવી, મદનો ત્યાગ કરવો, પાપમાં બુદ્ધિ ન કરવી, સત્ય બોલવું, સાધુજનોની પદવીનું અનુગમન કરવું, વિદ્વાનોની સેવા કરવી, માન આપવા યોગ્યને માન આપવું, શત્રુ ઉપર પણ પ્રેમ રાખવો, આશ્રયનો ફેલાવો કરવો, કીર્તિનું પાલન કરવું, અને દુઃખિઆ ઉપર દયા કરવી. એ પ્રમાણે સજ્જનોનાં આચરણો હોય છે. ૨૦.

सद्भिरेव सहासीत सद्भिः कुर्वीत संगतिम् ।
सद्भिर्विवादं मैत्रींच नासद्भिः किंचिदाचरेत् ॥ २१ ॥

સજ્જનોની સાથે બેસવું, સજ્જનો સાથેજ સંગત કરવી, અને વિવાદ કરવો પડે તો તે પણ સજ્જનો સાથે કરવો, અને મૈત્રી પણ સજ્જનો સાથે કરવી પરંતુ અસજ્જનો સાથે કાંઈ પણ કરવું નહીં. ૨૧.

महानुभावसंसर्गः कस्य नोन्नतिकारकः ।
रथ्याम्बु जान्हवीसंगात्त्रिदशैरपि वन्द्यते ॥ २२ ॥

મહાત્માઓનો સમાગમ કોની ઉન્નતિ કરનારો થતો નથી. અર્થાત્ સર્વની ઉન્નતિ કરે છે; જેમકે, રસ્તાઓમાંનું પાણી ગંગાજીના સંગથી દેવતાઓથી પણ વંદન કરાય છે. ૨૨.

साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः ।
कालेन फलते तीर्थं सद्यः साधुसमागमः ॥ २३ ॥

સજ્જનોનું દર્શનજ પુણ્યકારક છે, કારણકે સજ્જનો તીર્થભૂતજ ગણાય છે; અને તીર્થ તો કેટલાક સમયે ફલ આપે છે, પણ સાધુસમાગમ તો તુરતજ ફલ આપે છે. ૨૩.

संगः सर्वात्मना त्याज्यः स चेत्त्यक्तुं नशक्यते ।
स सद्भिः सहः कर्तव्यः सन्तः संगारिभेषजम् ॥ २४ ॥

સર્વ પ્રકારે સંગનો ત્યાગ કરવો જોઈએ, પણ સર્વ પ્રકારે ત્યાગ ન થઈ શકે તો સજ્જનો સાથે સમાગમ કરવો. કારણકે, સત્સમાગમ દુર્જનોના સમાગમરૂપી શત્રુને દૂર કરનાર ઔષધી જેવો છે. ૨૪.

---

## दुर्जन ॥ १ ॥

खलः सर्षपमात्राणि परच्छिद्राणि पश्यति ।
आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यति ॥ १ ॥

દુર્જન માણસ, પારકાઓનાં છિદ્રો સર્ષપના જેટલાં ઝીણાં હોય તેને પણ જોઇ શકે છે; અને પોતાનાં છિદ્ર બીલાના જેવડા મોટાં હોય અને પોતે જોતો હોય છતાં ન જોતો હોય તેમ વર્તે છે. ૧.

दुर्जनः परिहर्तव्यो विद्ययालंकृतोऽपिसन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥ २ ॥

વિદ્યાથી સુશોભિત હોય છતાં દુર્જનનો ત્યાગ કરવો; કેમકે સર્પ મણીથી સુશોભિત હોય છે તેથી શું ભયંકર ગણાતો નથી. ? ૨.

उपकारोऽपि नीचानामपकाराय जायते ।
पयः पानं भुजंगानां केवलं विषवर्धनम् ॥ ३ ॥

નીચ માણસો ઉપર કરેલો ઉપકાર પણ અપકારને માટેજ થાય છે; જેમકે સર્પને દૂધપાન કરાવવું તે કેવલ વિષનેજ વધારનારૂં થાય છે. ૩.

दुर्जनः प्रियवादीच नैतद्विश्वासकारणम् ।
मधु तिष्ठति जिह्वाग्रे हृदि हालाहलं विषम् ॥ ४ ॥

દુર્જન માણસ, મીઠાં વચનો બોલતો હોય તેથી તેના ઉપર વિશ્વાસ કરવો નહીં; કારણકે તેની જીહ્વામાંજ મધ હોય છે, અને હૃદયમાં તો હલાહલ વિષજ ભરેલું છે. ૪.

मनस्यन्य द्वचस्यन्यत्कार्यं चान्य दुरात्मनाम् ।
मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम् ॥ ५ ॥

દુર્જન માણસોના મનમાં જુદું હોય છે; વચનમાં જુદું હોય છે, અને કાર્ય પણ જુદું કરે છે; અને સજ્જનોને તો મન, વાણી, અને કાર્ય. તેમાં એકતાજ રહેલી છે. ૫.

न देवाय न धर्माय न बन्धुभ्यो न चार्थिने ।
दुर्जनस्यार्जितं वित्तं भुज्यते राजतस्करैः ॥ ६ ॥

દુર્જન માણસે એકઠું કરેલું ધન, દેવકાર્યમાં ઉપયોગી થતું નથી, ધર્મકાર્યમાં ઉપયોગી થતું નથી, બંધુઓને પણ

ઉપયોગી થતું નથી, કેવલ રાજા અથવા ચોરોનાજ ઉપભોગમાં આવે છે. ૬.

मुखं पद्मदलाकारं वाचा चन्दन शीतला ।
हृदयं क्रोधसंयुक्तं त्रिविधं धूर्तलक्षणम् ॥ ७ ॥

મોઢું પદ્મપત્રના જેવું હોય, વાણી ચન્દનના જેવી શીતળ હોય, અને હૃદય ક્રોધવાળું હોય. એ પ્રમાણે ત્રણ પ્રકારનાં ધૂર્તનાં લક્ષણો છે. ૭.

मृगमीनसज्जनानां तृणजलसंतोषविहितवृत्तीनाम ।
लुब्धक धीवर पिशुना निष्कारण मेव वैरिणो जगति ॥८॥

મૃગલાં, માછલાં, અને સજ્જનો, તૃણ, જલ; અને સંતોષથી પોતાનું ગુજરાન નભાવે છે; છતાં પણ જગતમાં લુબ્ધક, પારધી. અને પીશુન (ચાડીઆ) પુરૂષો નિષ્કારણ તેમના શત્રુઓ થાય છે. ૮.

विद्या विवादाय धनंमदाय शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य साधोर्विपरीत मेतज्ज्ञानाय दानाय च रक्षणाय ॥९॥

દુષ્ટ માણસની વિદ્યા, વિવાદને માટે ઉપયોગમાં આવે છે; ધન ગર્વ કરવાને માટે છે, શક્તિ અન્ય પુરૂષોને પીડા કરવા માટે હોય છે; અને સજ્જનોને તેથી વિપરીત હોય છે; જેમકે વિદ્યા જ્ઞાનને માટે છે, ધન દાનને માટે અને શક્તિ બીજાઓનું રક્ષણ કરવા માટે હોય છે. ૯.

अकरुणत्व मकारणविग्रहः परधने परयोषिति च स्पृहा ।
सुजनबन्धुजनेष्वसहिष्णुता प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम्
॥ १० ॥

નિર્દયપણું વિના કારણે તકરાર કરવી, પરધન અને પરસ્ત્રીમાં સ્પૃહા કરવી, અને સુજન તથા પોતાના કુટુમ્બીઓના ઉત્કર્ષને સહન કરવાપણું; એવો સ્વભાવ દુર્જનોનો પ્રકૃતિસિદ્ધજ હોય છે. ૧૦.

**जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दम्भः शुचौ कैतवं शूरे**
**निर्घृणता मुनौ विमतिता दैन्यं प्रियालापिनि ।**
**तेजस्विन्यवलिप्तता मुखरतावक्तर्य शक्तिः स्थिरे तत्को नाम**
**गुणो भवेत्स गुणिनां यो दुर्जनै र्नाङ्कितः ॥ ११ ॥**

દુર્જન પુરૂષો, લજ્જાવાળા પુરૂષોમાં જડતા ગણે છે; વ્રતની રૂચીમાં દંભ માને છે, સામાન્ય પવિત્રતામાં કપટ માને છે, શૂરતામાં નિર્દયપણું માને છે; મુનિને વિષે વિપરીત બુદ્ધિપણું માને છે, પ્રિય વચન બોલનારને વિષે દીનતા ગણે છે, તેજસ્વીને વિષે અવલીપ્તપણું (ઉદ્ધતપણું) માને છે, વક્તાને વિષે મૂરખતા (બહુ બોલવાપણું) ગણે છે, સ્થિર પુરૂષને વિષે અશક્તિ માને છે. એ પ્રમાણે સજ્જનોમાં એવો કયો ગુણ છે; કે જેની ટીકા દુર્જનો નથી કરતા. ૧૧.

**अहो दुर्जन संसर्गान्मानहानिः पदे पदे ।**
**पावको लोहसंगेन मुद्गरै रभिहन्यते ॥ १२ ॥**

આશ્ચર્ય થાય છે કે, દુર્જનનો સંસર્ગ કરવાથી પગલે પગલે માન હાનિ થાય છે, જેમકે અગ્નિ પણ લોઢાનો સંસર્ગ થવાથી મુદ્દરોથી હણાય છે. ૧૨.



# मूर्ख ॥ १० ॥

यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोतिकिम् ।
लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति ॥ १ ॥

જેને સ્વયં બુદ્ધિજ ન હોય તે પુરૂષને શાસ્ત્ર શું કરી શકે છે; જેમકે જે પુરૂષને નેત્રોજ ન હોય તેને દર્પણ શું કરી શકે છે. ૧.

मूर्खस्य पंच चिन्हानि गर्वी दुर्वचनी तथा ।
हठी चाप्रियवादी च परोक्तं नैव मन्यते ॥ २ ॥

મૂર્ખ માણસનાં પાંચ ચિન્હો છે; જેવાં કે, ૧ ગર્વ કરવો, ૨ દુર્વચન બોલવાં, ૩ હઠ કરવી, ૪ અપ્રિય વચનો બોલવાં અને ૫ કોઈનું કહેલું માનવું નહીં. ૨.

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शांतये ।
पयःपानं भुजंगानां केवलं विषवर्धनम् ॥ ३ ॥

મૂર્ખ માણસને આપેલો ઉપદેશ તેને કોપ કરવામાં કારણભૂત થાય છે, પણ શાન્તિને માટે કારણભૂત થતો નથી, જેમકે સર્પોને કરાવેલું દુગ્ધપાન તે કેવળ વિષનેજ વધારનારૂં છે. ૩.

यस्य नास्ति विवेकस्तु केवलं यो बहुश्रुतः ।
न स जानाति शास्त्रार्थान्दर्वी पाकरसानिव ॥ ४ ॥

જે પુરૂષ, કેવળ બહુ શ્રુત હોય પણ વિવેક નથી હોતો તે પુરૂષ જેમ કડછી રસોઇના રસને જાણી શકતી નથી તેમ શાસ્ત્રના અર્થને સમજી શકતો નથી. ૪.

माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः ।
न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥ ५ ॥

જેણે પોતાના બાળકને ભણાવ્યો નહીં, તે માતા શત્રુ જેવી છે; અને પિતા પણ વૈરી છે; કારણ કે તે બાળક મોટો થયા પછી હંસોમાં જેમ કાગડો શોભી શકતો નથી તેમ તે સભામાં શોભતો નથી. ૫.

---

## गृहस्थ ॥ ११ ॥

सानन्दं सदनं सुताश्च सुधियः कान्ता नदुर्भाषिणी सन्मित्रं
सधनं स्वयोषिति रतिश्चाज्ञापराः सेवकाः ।
आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे साधोः
संगमुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः ॥१॥

પોતાના ઘરમાં નિત્ય આનંદ થતો હોય, પુત્રો સારી બુદ્ધિવાળા હોય, સ્ત્રી કોઈ પણ દિવસ દુર્વચનો બોલનારી ન હોય, મિત્રો પણ સારા સ્વભાવના અને ધનવાન હોય, પોતાની સ્ત્રીને વિષેજ પ્રેમ હોય; અતિથિનો સત્કાર કરવામાં આવતો હોય, નિરંતર શિવપૂજન થતું હોય, પોતાને ઘેર નિરંતર મિષ્ટાન્ન પાન કરવામાં આવતું હોય, અને સજ્જનોનો સમાગમ થતો હોય એ ગૃહસ્થાશ્રમને ધન્યવાદ છે. ૧.

मानुष्यं वरवंशजन्म विभवो दीर्घायुरारोग्यता सन्मित्रं
सुसुतः सती प्रियतमा भक्तिश्चनारायणे ।

विद्वत्त्वं सुजनत्वमिन्द्रियजयः सत्पात्रदाने रतिस्ते पुण्येन विना
त्रयोदश गुणाः संसारिणां दुर्लभाः ॥ २ ॥

મનુષ્યપણું, શ્રેષ્ઠ વંશમાં જન્મ, વિભવ, દીર્ઘાયુ, આરોગ્યતા, સન્મિત્ર, સારા પુત્રો, પતિવ્રતા-સ્ત્રી, નારાયણની ભક્તિ. વિદ્વત્તા, સુજનતા, ઇન્દ્રિઓનો જય, અને સત્પાત્રમાં દાન કરવું, એ પ્રમાણે સંસારીઓને ૧૩) ગુણો પૂર્વના પુણ્ય સિવાય દુર્લભ છે. ૨.

न्यायार्जितधनस्तत्त्वज्ञाननिष्ठोऽतिथिप्रियः ।
शास्त्रवित्सत्यवादी च गृहस्थोऽपि विमुच्यते ॥ ३ ॥

ન્યાયથી ધનને પ્રાપ્ત કરનાર, તત્વજ્ઞાનમાં નિષ્ઠાવાળો, અતિથિઓ ઉપર પ્રેમ રાખનાર-શાસ્ત્રને જાણનાર, અને સત્ય બોલનાર ગૃહસ્થાશ્રમી પણ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. ૩.

---

## स्थान ॥ १२ ॥

---

राजा कुलवधू र्विप्रा मन्त्रिणश्च पयोधराः ।
स्थानभ्रष्टा न शोभन्ते दन्ताः केशा नखा नराः ॥ १ ॥

રાજા, કુલવધૂ, વિપ્રો, મંત્રિઓ, મેઘો, દાંત, કેશ, અને નખો, તથા પુરૂષો, સ્થાનભ્રષ્ટ થયા હોય તો-તેઓ શોભતા નથી. ૧.

अश्वः शस्त्रं शास्त्रं वीणा वाणी नरश्च नारीच ।
पुरुषविशेषं प्राप्ता भवन्ति योग्या अयोग्याश्च ॥ २ ॥

અશ્વ, શાસ્ત્ર, શસ્ત્ર, વીણા, વાણી, પુરૂષ, અને સ્ત્રી, એટલાઓ, યોગ્ય પુરૂષને પ્રાપ્ત થાય તો યોગ્ય ગણાય છે, અને અયોગ્ય પુરૂષને પ્રાપ્ત થાય તો અયોગ્ય ગણાય છે. ૨.

**आश्रयवशेन सततं गुरुता लघुताच जायते पुंसाम् ।**
**स्थानं प्रधानं न बलं प्रधानं स्थाने स्थितः कापुरुषोऽपि-**
**शूरः ॥ ३ ॥**

પુરૂષોને જેવો આશ્રય મલે તે પ્રમાણે, લઘુતા અગર ગુરૂતા પ્રાપ્ત થાય છે, મનુષ્યોને સ્થાનજ પ્રધાન છે, બલ પ્રધાન નથી, કારણ કે પોતાના સ્થાને રહેલો બાયલો પુરૂષ પણ શૂરવીર છે. ૩.

---

## विद्या ॥ १३ ॥

**सुभाषितेन गीतेन युवतीनांच लीलया ।**
**मनो न भिद्यते यस्य स योगी ह्यथवा पशुः ॥ १ ॥**

સારા ભાષણથી-ગાયનથી-અને યુવતીઓની લીલાથી જે પુરૂષનું મન ભેદાતું નથી તે યોગી છે, અથવા પશુ છે, એમ જાણવું. ૧.

**पृथिव्यां त्रीणि रत्नानि जलमन्नं सुभाषितम् ।**
**मूढैः पाषाणखण्डेषु रत्नसंज्ञा विधीयते ॥ २ ॥**

મૂર્ખ પુરૂષોએ પત્થરોના કકડાઓમાં રત્નની સંજ્ઞા કરેલી છે; પરંતુ ખરી રીતે તો પૃથ્વીમાં ત્રણજ રત્નો છે. ૧ જલ, ૨ અન્ન, અને ૩ સારૂં ભાષણ. ૨.

अनेकसंशयोच्छेदि परोक्षार्थस्य दर्शकम् ।
सर्वस्य लोचनं शास्त्रं यस्य नास्त्यन्ध एव सः ॥ ३ ॥

અનેક સંશયોને ઉચ્છેદ કરનાર, અને પરોક્ષ અર્થને દેખાડનાર, એવું શાસ્ત્રજ તમામ મનુષ્યોને નેત્રરૂપે છે; અને જેને તે શાસ્ત્રરૂપી નેત્ર નથી હોતું તે આંધળોજ છે. ૩.

सर्वद्रव्येषु विद्यैव द्रव्यमाहुरनुत्तमम् ।
अहार्यत्वादनर्घ्यत्वादक्षयत्वाच्च सर्वदा ॥ ४ ॥

કોઇથી હરણ ન કરી શકાય તેવું હોવાથી, અમૂલ્ય હોવાથી, અને જેનો ક્ષય ન થતો હોવ થી, તમામ પ્રકારના દ્રવ્યોમાં, હંમેશાં અતિ ઉત્તમ દ્રવ્ય વિદ્યાજ છે. ૪.

न चोरहार्यं न च राजहार्यं न भ्रातृभाज्यं न च भारकारि ।
व्यये कृते वर्धत एव नित्यं विद्याधनं सर्वधनप्रधानम् ॥५॥

વિદ્યારૂપી ધન એવું છે કે જેને ચોર હરણ કરી શકતા નથી, રાજા પણ હરણ કરી શકતો નથી, પોતાના ભાઇઓ ભાગ પડાવી શકતા નથી, અને પોતાને પણ ભાર કરી શકતું નથી, તેમ વ્યય કરવા છતાં નિરંતર વૃદ્ધિ પામે છે, માટે વિદ્યારૂપી ધન સર્વ ધનમાં પ્રધાનભૂત છે. ૫.

मातेव रक्षति पितेव हिते नियुंक्ते कान्तेव चापि रमयत्य-
पनीय खेदम् ।
लक्ष्मीं तनोति वितनोति च दिक्षु कीर्तिं किं किं न साध-
यति कल्पलतेव विद्या ॥ ६ ॥

માતાની માફક રક્ષણ કરે છે; પિતાની માફક હિતમાર્ગમાં જોડે છે, સ્ત્રીની માફક ખેદ દૂર કરીને આનંદ આપે છે, લક્ષ્મીને વધારે છે, અને તમામ દિશાઓમાં કીર્તિને ફેલાવે છે, એ પ્રમાણે કલ્પલતાની માફક વિદ્યા શું શું કાર્ય સિદ્ધ કરતી નથી; અર્થાત્ વિદ્યાથી સર્વ કાર્ય સિદ્ધ કરી શકાય છે. ૬

**विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं विद्याभोग**
**करी यशःसुखकरी विद्या गुरूणां गुरुः ।**
**विद्या वन्धुजनो विदेशगमने विद्यापरं दैवतं विद्या राजसु**
**पूज्यते नहिधनं विद्याविहीनः पशुः ॥ ७ ॥**

વિદ્યાજ માણસને અધિકરૂપ છે, ગુપ્ત ધન છે, ભોગ–કીર્તિ–અને સુખ કરનારી પણ વિદ્યાજ છે, તેમ ગુરૂની પણ ગુરૂ વિદ્યા છે, વિદેશ ગમન કરવામાં બન્ધુરૂપે છે, અને પરમ દૈવત છે, અને વિદ્યાજ રાજાઓમાં પૂજાય છે, માટે ખરૂં ધન વિદ્યાજ છે, અને તે સિવાયનો માણસ પશુ જેવો છે. ૭.

**विद्या नाम नरस्य कीर्ति रतुला भाग्याश्रये चाश्रयो धेनुः**
**कामदुघा रतिश्च विरहे नेत्रं तृतीयं च सा ।**
**सत्कारायतनं कुलस्य महिमा रत्नैर्विना भूषणं तस्मादन्य-**
**मुपेक्ष्य सर्वविषमं विद्याधिकारं विना ॥ ८ ॥**

વિદ્યાજ, માણસની કીર્તિને વધારનારી છે, ભાગ્યોદય કરનારી છે, કામધેનું ગાય જેવી છે, સ્ત્રીના વિરહમાં આનંદ આપનારી છે, ત્રીજા નેત્રરૂપે છે, સત્કારનું સ્થાનક

છે, કુળનો મહિમા વધારનાર છે, અને રત્નો સિવાય પણ આભૂષણો જેવી છે, માટે બીજા બધાની ઉપેક્ષા કરીને વિદ્યારૂપી ધન પ્રાપ્ત કરવું, કારણ કે વિદ્યારૂપીઅધિકાર સિવાયના તમામ અધિકાર નકામા છે. ૮.

**येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।**
**ते मृत्युलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥९॥**

જે મનુષ્યોની પાસે, વિદ્યા નથી, તપ નથી, દાન નથી, જ્ઞાન નથી, શીલ નથી, સારા ગુણ નથી, અને ધર્મ પણ નથી, તે મનુષ્યો પૃથ્વીમાં ભારરૂપે છે, અને મનુષ્યના સ્વરૂપે મૃગલાંજ છે; અર્થાત્ પશુઓ છે. ૯.

**साहित्यसंगीतकलाविहीनः साक्षात्पशुः पुच्छ विषाणहीनः।**
**तृणं न खादन्नपि जीवमानस्तद्भागधेयं परमं पशूनाम्॥१०॥**

જે પુરૂષ; સાહિત્યકલા, અને સંગીત-કલાથી હીન છે, તે પુરૂષ પુચ્છ અને શિંગડાં સિવાયનો પશુજ છે; અને પશુ જાતિનું એજ પરમ ભાગ્ય છે કે આવો પશુ તૃણનું ભક્ષણ ન કરવા છતાં જીવતો રહે છે. ૧૦.

**केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्वला नस्नानं न**
**विलेपनं न कुसमं नालंकृता मूर्धजाः ।**
**वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते क्षीयन्तेऽ-**
**खिलभूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥ ११ ॥**

પુરૂષને કેયૂરો ( બાજુ બંધ નામનું ઘરેણું ) શોભા આપતું નથી, ચન્દ્રના જેવા ઉજ્વલ હાર શોભા આપતા

નથી. સ્નાન શોભા આપતું નથી, વિલેપન શોભા આપતું નથી, પુષ્પ માલાઓ શોભા આપતી નથી, અને સારા અલંકૃત કરેલા વાળ શોભા આપતા નથી, પણ એક વાણીજ કે જે સારી સંસ્કાર વાળી હોય તેજ પુરૂષને શોભાવે છે; કારણ કે તમામ આભૂષણો ક્ષીણ થઇ જાય છે પણ વાણીરૂપી ભૂષણ તે તો ભૂષણજ છે તે કોઈ દિવસ ક્ષીણ થઈ શકતું નથી. ૧૧.

**यद्यपि बहुनाधीषे तथापि पठ पुत्र व्याकरणम् स्वजनः-**
**श्वजनो माभूत्सकलं शकलं सकृच्छकृत् ॥ १२ ॥**

હે પુત્ર! જો કે તું વધારે અભ્યાસ ન કરી શકે તોપણ વ્યાકરણ શાસ્ત્રને તો અવશ્ય ભણ. કારણ કે સ્વજન (પોતાનો માણસ) તેને બદલે શ્વજન (કુતરાંનો સમુદાય) એવું ન બોલાય તેમ. સકલ (બધું) એને બદલે શકલ (કકડો) એવું ન બોલાય, તથા સકૃત્ (એક વખત) એને બદલે શકૃત્ (વિષ્ટા) એવું અશુદ્ધ ન બોલાઈ જાય. ૧૨.

**शब्दशास्त्रमनधीत्य यः पुमान्वक्तुमिच्छति वचः सभान्तरे ।**
**बद्धुमिच्छति वने मदोत्कटं हस्तिनं कमलनालतन्तुना ॥१३॥**

જે પુરૂષ વ્યાકરણ શાસ્ત્રને ભણ્યા સિવાય, સભામાં બોલવાની ઇચ્છા કરે છે. તે માણસ વગડામાં મદોન્મત્ત હાથીને કમલનાલના તંતુથી બાંધવાની ઇચ્છા કરે તેવું છે. ૧૩.

---

# कवि ॥ १४ ॥

---

क्षमी दाता गुणग्राही स्वामी पुण्येन लभ्यते ।
अनुकूलः शुचिर्दक्षः कविर्विद्वान्सुदुर्लभः ॥ १ ॥

ક્ષમા રાખનાર, દાતા, અને ગુણગ્રાહી, એવા ગુણ-વાળો, સ્વામી મલવો એ દુર્લભ છે; અને અનુકુળ, પવિત્ર, દક્ષ, અને વિદ્વાન એવો કવિ મલવો એ પણ દુર્લભ છે. ૧.

ते धन्यास्ते महात्मानो तेषांलोके स्थिरंयशः ।
यैर्निबद्धानि काव्यानि येच काव्येषु कीर्तिताः ॥ २ ॥

તેઓનેજ ધન્ય છે, તેઓજ મહાત્માઓ છે, અને લોકોમાં તેઓનીજ કીર્તિ સ્થિર છે; કે જેઓએ કાવ્ય રચનાઓ કરેલી છે, અને જેઓનું કાવ્યોમાં કીર્તન કરેલું છે. ૨.

कविःकरोति काव्यानि स्वादु जानंति पंण्डिताः ।
सुन्दर्या अपि लावण्यं पतिर्जानाति नो पिता ॥ ३ ॥

કવિ, કાવ્ય રચના કરે છે, પણ તેઓનો રસ તો પંડીતોજ જાણી શકે છે; જેમકે સુંદરીનું લાવણ્ય તો તેનો પતિજ જાણે છે, પણ પિતા જાણી શકતો નથી. ૩.

---

# काव्य ॥ १५ ॥

धर्मार्थकाममोक्षेषु वैचक्षण्यं कलासुच ।
करोति कीर्तिं प्रीतिं च साधुकाव्यनिषेवणम् ॥ १ ॥

સારા કાવ્યનું સેવન કરવાથી, ધર્મ, અર્થ. કામ. મોક્ષ અને કલાઓને વિષે વિચક્ષણતા પ્રાપ્ત થાય છે; તેમ કીર્તિ અને પ્રીતિને ઉત્પન્ન કરે છે. ૧.

सा कविता सा वनिता यस्याः श्रवणेन दर्शनेनापि ।
कविहृदयं विटहृदयं सरलं तरलं च सत्वरं भवति ॥ २ ॥

તેજ કવિતા અને તેજ સ્ત્રી છે; કે જેના શ્રવણ કરવા માત્રથીજ અને દર્શન કરવા માત્રથીજ તુરત કવિ હૃદય સરળતાવાળું અને વિટનું હૃદય ચંચળતાવાળુ બની જાય છે. ૨.

सदृशं त्रिषुलिंगेषु सर्वासुच विभक्तिषु ।
वचनेषु च सर्वेषु यन्नव्येति तदव्ययम् ॥ ३ ॥

ત્રણે લિંગમાં ( પુલ્લિંગ–સ્ત્રીલીંગ–અને નપુંસકલીંગ ) સર્વ વિભક્તિઓમાં ( પ્રથમાથી સપ્તમી અને સંબોધન પર્યન્ત ) અને સર્વ વચનોમાં ( એક દ્વિ અને બહુ-વચનમાં ) જે શબ્દના રૂપમાં કાંઇ પણ ફેરફાર થતો નથી તે શબ્દનું નામ અવ્યય કહેવાય છે. ૩

यल्लिंगं यद्वचनं याच विभक्तिर्विशेष्यस्य ।
तल्लिंगं तद्वचनं सा च विभक्तिर्विशेषणस्यापि ॥ ४ ॥

વિશેષ્ય વાચક શબ્દનું જે લિંગ હોય, જે વચન હોય, અને જે વિભક્તિ હોય, તેજ પ્રમાણે વિશેષણનું પણ તેજ લિંગ તેજ વચન અને તેજ વિભક્તિ આવે છે. ૪.

**वृद्धिक्षयभयजीवितमरणं लज्जासत्तास्थितिजागरणम् ।**
**शयनक्रीडारुचिदीप्त्यर्थं धातुगणं तमकर्मकमाहुः ॥ ५ ॥**

વૃદ્ધિ-ક્ષય-ભય-જીવિત-મરણ-લજ્જા-સત્તા, સ્થિતિ જાગરણ, શયન, ક્રીડા, રૂચિ, અને દિપ્તિ એવા જેના અર્થ થતા હોય તેવા ધાતુગણને અકર્મક ( કર્મ સિવા-યનો ) કહેલો છે. ૫.

**प्रातः स्नात्वादेवपूजां च कृत्वा दृष्ट्वा सूर्यं भूमिदेवांश्चनत्वा ।**
**दत्वा दानं भोजनं भोजयित्वा स्वस्थो भूत्वा चिन्तयेद्वासुदेवम् ॥६॥**

દરેક પુરૂષે-પ્રાતઃકાલમાં સ્નાન કરી, દેવપૂજા કરી, બ્રાહ્મણોને નમસ્કાર કરી, દાન આપી, અતિથિને ભોજન આપી તથા પોતે ભોજન કરી, સ્વસ્થ થઇને વાસુદેવનું ચિન્તન કરવું. ૬.

**संश्रुत्य संचिन्त्य गुरोर्वचांसि संदृश्य संगृह्य च शास्त्रसारम् ।**
**आलोक्य लोकं सुविचार्य तत्वम् श्रीकान्तदास्यं रुचि-**
**मातनोति ॥ ७ ॥**

ગુરૂનાં વચનોને સાંભળીને, તથા વિચારીને, અને શાસ્ત્રના સારને જોઇને તથા ગ્રહણ કરીને, તથા લોકોનું આલોકન કરીને અને તત્વજ્ઞાનનો સારો વિચાર કરી. કરવામાં આવેલું શ્રીપતિનું દાસત્વ, રૂચિને ઉત્પન્ન કરે છે. ૭.

श्रोतुं कर्णौ वक्तुमास्यं सुहास्यम् घ्रातुं घ्राणं पादयुग्मं विहर्तुम् ।
द्रष्टुं नेत्रं पाणियुग्मं प्रदातुम् ध्यातुं चित्तं येन दत्तं स पातु ॥ ८ ॥

જેણે સાંભળવાને માટે કાન આપ્યા છે, બોલવાને માટે સારા હાસ્યયુક્ત મુખ આપેલું છે, સુગંધ લેવાને નાસિકા આપેલી છે, અને ચાલવાને માટે પગ આપેલા છે, જોવાને માટે નેત્રો આપેલા છે, દાન કરવાને માટે હાથ આપ્યા છે, અને ધ્યાન કરવાને માટે ચિત્ત આપેલું છે, તેજ મારૂં રક્ષણ કરો, ૮.

आत्मा वा अरेद्रष्टव्यः श्रोतव्यो ।
मन्तव्यो निदिध्यासितव्यः ॥ ९ ॥

આત્માને જોવો; સાંભળવો, માનવો, અને નિદિધ્યાસ કરવો; ૯.

दातव्यं भोक्तव्यं सति विभवे संग्रहो न कर्तव्यः ।
पश्यामि मधुकरीणां संचितमर्थं हरन्त्यन्ये ॥ १० ॥

વિભવ હોયતો, દાન કરવું, અને પોતે પણ ભોગ ભોગવવા, કારણકે હું જોઈ શકું છું કે, ભમરીઓએ સંચિત કરેલા દ્રવ્યનો ઉપભોગ બીજાઓ કરે છે. ૧૦.

कस्यकिञ्चिदमपिनो हरणीयं मर्मवाक्यमपिनोच्चरणीयम् ।
श्रीपतेः पदयुगं स्मरणीयं लीलया भवजलं तरणीयम् ॥११॥

કોઇ પણ માણસનું કાંઈ પણ હરણ કરવું નહીં; મર્મ વાકય પણ ઉચ્ચારવું નહીં; લક્ષ્મીપતિના ચરણ

યુગલનું સ્મરણ કરવું, અને લીલાથી સંસારરૂપી જલને તરી જવું. ૧૧.

**गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् ।**
**नेयं सज्जनसंगे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥१२॥**

ગીતા તથા સહસ્ર નામનું ગાયન કરવું; લક્ષ્મીપતિના સ્વરૂપનું નિરંતર ધ્યાન ધરવું, પોતાના ચિત્તને સજ્જનોના સમાગમમાં લેઈ જવું, અને દીન જનોને વિત્ત આપવું. ૧૨.

**रलयो डलयोश्चैव शषयोर्बवयोस्तथा ।**
**वदन्त्येषां च सावर्ण्य मलंकारविदो जनाः ॥ १३ ॥**

ર અને લનું, ડ અને લનું શ અને ષનું તેમજ બ અને વનું; અલંકારને જાણનારા વિદ્વાન લોકો સાવર્ણ્યને કહે છે. ૧૩.

---

## पंडित ॥ ९६ ॥

**पण्डिते हि गुणाः सर्वे मूर्खे दोषाश्च केवलाः ।**
**तस्मान्मूर्खसहस्रेभ्यः प्राज्ञएको विशिष्यते ॥ १ ॥**

તમામ ગુણો, પંડિતને વિષે તો ગુણરૂપેજ છે; અને મૂર્ખને વિષે દોષ રૂપે રહે છે; તેટલા માટે હજારો મૂર્ખાઓ કરતાં, એકજ પંડિત વિશેષ શ્રેષ્ઠ છે. ૧.

**गीतशास्त्रविनोदेन कालोगच्छति धीमताम् ।**
**व्यसनेन तु मूर्खाणां निद्रया कलहेन वा ॥ २ ॥**

ગીત-અને શાસ્ત્રના વિનોદથી બુદ્ધિશાળી પુરૂષોને સમય વ્યતિત થાય છે, અને મૂર્ખાઓનો સમય તો વ્યસનથી, નિદ્રાથી અગર કલેશથી જાય છે. ૨.

यत्र विद्वज्जनो नास्ति श्लाघ्यस्तत्राल्पधीरपि ।
निरस्तपादपे देशे एरण्डोऽपिद्रुमायते ॥ ३ ॥

જ્યાં વિદ્વાન માણસ હોતો નથી ત્યાં, ઓછી બુદ્ધિ-વાળો પણ વખાણાય છે; જેમકે જે પ્રદેશમાં એક પણ વૃક્ષ નથી હોતું ત્યાં એરંડો પણ ઝાડમાં ગણાય છે. ૩.

विद्वानेव विजानाति विद्वज्जनपरिश्रमम् ।
नहि वन्ध्या विजानाति गुर्वीं प्रसववेदनाम् ॥ ४ ॥

વિદ્વાન પુરૂષજ વિદ્વાન પુરૂષે પ્રાપ્ત કરેલી વિદ્યાના પરિશ્રમને જાણી શકે છે; જેમકે પ્રસવ સમયની મોટી વેદનાને વાંઝણી સ્ત્રી કોઈપણ દિવસ જાણી શકથી નથી, ૪.

विद्वत्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन ।
स्वदेशे पूज्यते राजा विद्वान्सर्वत्र पूज्यते ॥ ५ ॥

વિદ્વાનપણું અને રાજાપણું એ બન્ને કોઇપણ દિવસ એક સરખા ગણી શકાય તેમ નથી, કારણ કે રાજા તો પોતાનાજ દેશમાં પુજાય છે, અને વિદ્વાનતો સર્વ દેશમાં પૂજાય છે; ૫.

सत्यं तपोज्ञानमहिंसता च विद्वत्प्रणामं च सुशीलता च ।
एतानि यो धारयते स विद्वान्न केवलं यः पठते स विद्वान् ॥६॥

સત્ય, તપ, જ્ઞાન, અહિંસા વિદ્વાનોને પ્રણામ, અને

સુશીલતા, એટલાઓને જે ધારણ કરે છે, તેજ વિદ્વાન છે. પરંતુ જે કેવલ અધ્યયનજ કરે છે, તે વિદ્વાન ગણાતો નથી ૬.

**शास्त्राण्यधीत्यापि भवन्ति मूर्खा यस्तु क्रियावान्पुरुषः स एव ।**
**सुचिन्तितं चौषधमातुराणां न नाम मात्रेण करोत्यरोगम् ॥ ७ ॥**

ઘણા માણસો શાસ્ત્રોનું અધ્યયન કરીને પણ મૂર્ખાજ રહે છે, પણ જે ક્રિયાવાળો પુરૂષ છે, તેજ વિદ્વાન છે; જેમકે, સારૂં ચિન્તિત કરેલું ઔષધાલય, નામ માત્રથી રોગીને રોગ મુક્ત કરી શકતું નથી ૭.

**गुरोरधीताखिलवैद्यविद्यः पीयूषपाणिः कुशलः क्रियासु ।**
**गतस्पृहो धैर्यधरः कृपालुः शुद्धोऽधिकारी भिषगीदृशः स्यात् ॥ ८ ॥**

ગુરૂની પાસેથી જેણે તમામ વૈદ્ય વિદ્યાઓ જાણી હોય, હાથમાં અમૃત રહ્યું હોય તેવો હોય, તમામ ક્રિયાઓમાં કુશળ હોય, નિસ્પૃહી હોય, ધીરજવાળો હોય, કૃપાળુ હોય, અને શુદ્ધ હોય, આવા સ્વભાવવાળોજ વૈદ્ય અધિકારી છે; ૮.

**इदमेव हि पांडित्यं चातुर्यं मिदमेवहि ।**
**इदमेवसुबुद्धित्वं आयादल्पतरो व्ययः ॥ ९ ॥**

આવક કરતાં ખર્ચ ઓછું કરવું, એજ પાંડિત્ય છે. એજ ચાતુર્ય છે, અને એજ સુબુદ્ધિ પણું છે, ૯.

---

# उद्यम ॥ १७ ॥

उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः ।
षडेते यत्र वर्तन्ते तत्र देवः सहायकृत् ॥ १ ॥

ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ, અને પરાક્રમ, એ પ્રમાણે જે પુરૂષને વિષે એ છ ગુણો રહેલા હોય છે, તે પુરૂષને દેવતાઓ પણ સહાય કરે છે ૧.

आलस्यंहि मनुष्याणां शरीरस्थो महान्रिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वायं नावसीदति ॥ २ ॥

આળસ આવવું; એ માણસોના શરીરમાં રહેલો, મોટો શત્રુ છે, અને ઉદ્યમ સરખો બીજો બંધુ નથી, કે, જે ઉદ્યમ કરીને માણસ દુઃખી થતો નથી. ૨.

उद्योगिनं पुरुषसिंह मुपैति लक्ष्मीर्दैवं प्रधानमिति कापुरुषा वदन्ति ।
दैवं विहाय कुरु पौरुषमात्मशक्त्या यत्ने कृते यदि न सिद्ध्यति कोऽत्रदोषः ॥ ३ ॥

ઉદ્યોગ કરનાર સિંહ જેવા પુરૂષને લક્ષ્મી પોતેજ આવી મળે છે, અને દૈવજ પ્રધાન છે, એ પ્રમાણે તો બાયલા પુરૂષો કહે છે; માટે દૈવનો આશ્રય કરવો છોડી દઈને પોતાની શક્તિ પ્રમાણે પુરૂષાર્થ કરો; અને પુરૂષાર્થ કરવા છતાં પણ જો કાર્ય સિદ્ધ ન થાય તો તેમાં કોનો દોષ છે. ૩.

पूर्वजन्मकृतं कर्म तद्दैव मिति कथ्यते ।
तस्मात्पुरुषकारेण विना दैवं न सिद्ध्यति ॥ ४ ॥

પૂર્વ જન્મમાં જે કર્મ કરેલું છે, તેજ દૈવ કહેવાય છે, તેટલા માટે પુરૂષાર્થ સિવાય દૈવ સિદ્ધ થતું નથી. ૪.

यथा ह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् ।
एवं पुरुषकारेण विना दैवं न सिद्ध्यति ॥ ५ ॥

એક ચક્રથી જેમ રથની ગતિ થઇ શકતી નથી તેમ પુરૂષાર્થ સિવાય દૈવ સિદ્ધ થતું નથી. ૫.

## दैव ॥ १८ ॥

दैवं फलति सर्वत्र न विद्या नच पौरुषम् ।
पाषाणस्य कुतो विद्या येन देवत्व मागतः ॥ १ ॥

તમામ જગાએ દૈવજ ફળ આપે છે, વિદ્યા પણ ફલ આપી શકતી નથી, તેમ પુરૂષાર્થ પણ ફલ આપી શકતું નથી; જેમકે પાષાણમાં વિદ્યા કયાં છે કે જેથી તે દેવત્વને પામ્યો છે. ૧.

यथा धेनुसहस्रेषु वत्सो विन्दति मातरम् ।
तथा पूर्वकृतं कर्म कर्तारमनुगच्छति ॥ २ ॥

જેમ હજારો ગાયોના ટોળામાંથી વાછરડું પોતાની માતાને ઓળખી લે છે; તેમ પૂર્વ જન્મમાં કરેલું કર્મ કરનારનેજ અનુસરે છે. ૨.

रोगशोकपरीतापबन्धनव्यसनानिच ।
आत्मापराधवृक्षाणां फलान्येतानि देहिनाम् ॥ ३ ॥

મનુષ્યોએ, પોતે કરેલા અપરાધ રૂપી વૃક્ષોનાં, ફળો રોગ, શોક, પરિતાપ, બંધન અને વ્યસનો રૂપે પ્રાપ્ત થાય છે. ૩.

हरिणापि हरेणापि ब्रह्मणा त्रिदशैरपि ।
ललाटलिखिता रेखा न शक्या परिमार्जितुम् ॥ ४ ॥

હરિ ( વિષ્ણુ ) હર ( શંકર ) બ્રહ્મા અને દેવતાઓ એ બધાએ પણ લલાટમાં લખેલી રેખાને ભુંસી નાખવાને સમર્થ થવાતું નથી. ૪.

तादृशी जायते बुद्धि र्व्यवसायोऽपि तादृशः ।
सहायास्तादृशाश्चैव यादृशी भवितव्यता ॥ ५ ॥

ભવિષ્યમાં જેવું થવાનું હોય છે, તેવીજ માણસની બુદ્ધિ થાય છે, વ્યવસાય પણ તેવોજ થાય છે, સહાયો પણ તેવાજ થાય છે. ૫.

भवितव्यं भवत्येव नारीकेलफलाम्बुवत् ।
गन्तव्यं गतमित्याहु र्गजभुक्तकपित्थवत् ॥ ६ ॥

નાળીકેળના ફલમાં રહેલા પાણીની માફક થવા કાળ હોય છે તે થયા સિવાય રહેતું નથી, અને હાથીએ ખાધેલા કોંઠાની માફક જવાકાળ હોય છે તે ગયા સિવાય રહેતું નથી. ૬.

अवश्यं भाविभावानां प्रतीकारो भवेद्यदि ।
तदा दुःखैर्न लिप्येरन्नलरामयुधिष्ठिराः ॥ ७ ॥

અવશ્ય બનવા યોગ્ય બનાવોનો જો પ્રતિકાર થઈ શકતો હોય તો, નળ, રામ. અને યુધિષ્ઠિર દુઃખથી લેપાયજ નહીં. ૭.

किंकरोति नरःप्राज्ञः प्रेर्यमाणः स्वकर्मणा ।
प्रागेव हि मनुष्याणां बुद्धिः कर्मानुसारिणी ॥ ८ ॥

પોતાના કર્મથી પ્રેરણા કરાયેલો ડાહ્યો માણસ પણ શું કરી શકે, કારણકે માણસની બુદ્ધિ પ્રથમથીજ પૂર્વ-જન્મના કર્મોને અનુસરનારી છે. ૮.

सुखस्य दुःखस्य न कोऽपि दाता परोददातीति कुबुद्धिरेषा ।
अहंकरोमीति वृथाभिमानः स्वकर्मसूत्रग्रथितो हि लोकः ।९।

સુખ અગર દુઃખને આપનાર કોઇ પણ નથી, અને બીજો કોઇ સુખદુઃખ આપે છે એમ માનવું એ કુબુદ્ધિ છે; અને હું કરૂં છું એમ કહેવું એ મિથ્યા અભિમાન છે, કારણ કે પોતાના કર્મરૂપી સૂત્રથી લોકો ગુંથાયેલા છે. ૯.

वने जने शत्रुजलाग्निमध्ये महार्णवे पर्वतमस्तके वा ।
सुप्तं प्रमत्तं विषमस्थितंवा रक्षन्ति पुण्यानि पुराकृतानि ॥१०॥

વનમાં, માણસોમાં, શત્રુ, જલ અને અગ્નિના મધ્યમાં, પર્વતની ટોચ ઉપર કોઈ પુરૂષ. સૂતો હોય, ઉન્મત્ત દશામાં હોય, અથવા વિષમ પ્રદેશમાં રહેલો હોય છતાં, પૂર્વજન્મમાં કરેલાં કર્મો રક્ષણ કરે છે. ૧૦.

**नैवाकृतिः फलति नैव कुलं न शीलं विद्यापि नैव न चयत्न कृतापि सेवा ।**
**भाग्यानि पूर्वतपसा किल संचितानि काले फलन्ति पुरुषस्य यथैव वृक्षाः ॥ ११ ॥**

પુરૂષને પોતાની આકૃતિ ફલ આપતી નથી, કુલ, ફલ આપતું નથી, શીલ, ફલ આપતું નથી, ઘણા પ્રયત્નોએ મેળવેલી વિદ્યા પણ ફલ આપતી નથી, પણ પૂર્વ તપથી સંચિત કરેલાં ભાગ્યો, સમય આવે ફળ આપે છે; ૧૧.

**भीमं वनं भवति तस्य पुरं प्रधानं सर्वोजनः सुजनता मुपयाति तस्य ।**
**कृत्स्ना च भूर्भवति सन्निधिरत्नपूर्णा यस्यास्ति पूर्वसुकृतं विपुलं नरस्य ॥ १२ ॥**

જે પુરૂષને પૂર્વજન્મનું અધિક પુણ્ય હોય છે, તે પુરૂષને ભયંકર વન પણ, શ્રેષ્ઠ નગર જેવું બને છે, બધાય માણસો સુજનતાવાળા થઇને રહે છે, અને સમગ્ર પૃથ્વી પણ જ્યાં તે પુરૂષ હોય તેની સાન્નિધ્યમાંજ રત્નોપૂર્ણ થઇને રહેલી હોય છે. ૧૨.

**विवाहोऽर्थश्च मरणं अन्नं जननमेवच कंठे बध्वा दृढं सूत्रं यत्रस्थं तत्र नीयते ॥ १३ ॥**

વિવાહ, અર્થ, મરણ, અન્ન અને જન્મ એટલા પુરૂષને કંઠે દ્રઢ સૂત્ર બાંધીને જ્યાં સંબંધ હોય છે ત્યાં લેઈ જાય છે. ૧૩.

# दान ॥ १९ ॥

---

दानेन श्लाघ्यतां यान्ति पशुपाषाणपादपाः ।
दानमेव गुणः श्लाघ्य किमन्यैर्गुणकोटिभिः ॥ १ ॥

પશુઓ, પાષાણો, અને વૃક્ષો, એ દાન કરવાથીજ, વખાણને પ્રાપ્ત કરનારા થયેલા છે, માટે દાન કરવું, એજ ગુણ વખાણવા લાયક છે; અને તે સિવાયના કરોડો ગુણો હોય પણ તેઓ કંઈ કામના નથી. ૧.

दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य ।
यो न ददाति न भुंक्ते तस्य तृतीया गतिर्भवति ॥ २ ॥

દરેક માણસના દ્રવ્યની, દાન, ભોગ, અને નાશ, એ પ્રમાણે ત્રણ ગતિઓ થાય છે; પણ જે પુરૂષ, દાન કરતો નથી તેમ ઉપભોગ પણ કરતો નથી તેના દ્રવ્યની નાશ પામવું એવી ત્રીજી ગતિ થાય છે. ૨.

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रेच तद्दानं सात्विकं विदुः ॥ ३ ॥

આપવા યોગ્ય જે દાન હોય, તે દાન, સારા પ્રદેશમાં, પુણ્યકાલમાં, અને પાત્રને વિષે આપવામાં આવ્યું હોય તો તે દાન સાત્વિક કહેવાય છે. ૩.

दातव्यं भोक्तव्यं सति विभवे संग्रहो न कर्तव्यः ।
पश्यामि मधुकरीणां संचितमर्थं हरन्त्यन्ये ॥ ४ ॥

જો પોતાની પાસે વૈભવ હોય તો, દાન કરવું, અને

ઉપભોગ કરવો, પણ સંગ્રહ કરી રાખવો નહીં, કારણ કે હું જોઇ શકું છું કે, ભમરીઓએ સંગ્રહ કરેલા પદાર્થને અન્યજનો ઉપભોગ કરે છે. ૪.

दानेन भूतानि वशीभवन्ति दानेन वैराण्यपि यान्ति नाशम् ।
परोपि बन्धुत्व मुपैति दानै र्दानं हि सर्वव्यसनानि हन्ति ॥५॥

દાન કરવાથી પ્રાણીઓ વશ થાય છે, દાન કરવાથી વૈર પણ નાશ પામે છે, શત્રુજન પણ દાનથી બંધુપણાને પામે છે, અને દાનજ તમામ દુઃખોનો નાશ કરે છે. ૫.

दानेन भोगी भवति मेधावी वृद्धसेवया ।
अहिंसया च दीर्घायु रिति प्राहुर्मनीषिणः ॥ ६ ॥

માણસ દાન કરવાથી, ભોગી થાય છે, વૃદ્ધોની સેવા કરવાથી બુદ્ધિશાળી બને છે, અને અહિંસાથી દીર્ઘ આયુષ્યવાળો બને છે, એ પ્રમાણે બુદ્ધિશાળી પુરૂષો કહે છે. ૬.

सुपात्रदानाच्च भवेद्धनाढ्यो धनप्रभावेण करोति पुण्यम् ।
पुण्यप्रभावात्सुरलोकवासी पुनर्धनाढ्यः पुनरेव भोगी ॥७॥

મનુષ્ય, સુપાત્રને દાન કરવાથી ધનાઢય થાય છે, અને ધનના પ્રભાવથી પુણ્ય કરે છે, અને પુણ્યના પ્રભાવથી સ્વર્ગ લોકમાં જાય છે, વળી જ્યારે પૃથ્વી ઉપર જન્મ ધારણ કરે છે ત્યારે પણ ધનાઢય થાય છે, અને ભોગ ભોગવનારો થાય છે. ૭.

---

# कलि ॥ २० ॥

सीदन्ति संतो विलसन्त्यसन्तः पुत्राम्रियन्ते जनकश्चिरायुः।
परेषु मैत्री स्वजनेषु वैरं पश्यन्तु लोकाः कलिकौतुकानि।१।

હે લોકો! તમો કલિયુગના કૌતુકોતો જુઓ, કે જેમાં સજ્જનો ક્લેશ ભોગવે છે, અને દુર્જનો વિલાસ કરે છે, પુત્રો મરી જાય છે, અને બાળકોના પિતા લાંબા આયુષ્યને ભોગવે છે; સ્વજનોમાં વેર થાય છે; અને અન્યજનો સાથે મૈત્રી થાય છે. ૧.

निर्वीर्या पृथिवी निरोषधिरसा नीचा महत्त्वंगता भूपाला-
निजकर्मधर्मरहिता विप्राः कुमार्गे रताः।
भार्या भर्तृविरोधिनी पररता पुत्राः पितुर्द्वेषिणो हा कष्टं खलु
वर्तते कलियुगे धन्या नराः सज्जनाः ॥ २ ॥

પૃથ્વી નિર્વીર્ય થઈ ગઈ છે, તેમ ઔષધિઓ રસ વિનાની થઈ છે, નીચ પુરૂષો મોટી પદવીને પ્રાપ્ત કરે છે, અને રાજાઓ પોતાના કર્મ તથા ધર્મથી રહિત થઈ ગયા છે, બ્રાહ્મણો કુકર્મમાં પ્રેમ રાખનારા થયા છે; સ્ત્રી પોતાના સ્વામીનો વિરોધ કરે છે, અને પુત્રો અન્યના ઉપર પ્રેમ રાખનારા થઈને પોતાના પિતા ઉપર દ્વેષ કરે છે; એ પ્રમાણે કલિયુગમાં કષ્ટ આવી રહેલું છે તેમાં કોઇક જ સજ્જન પુરૂષો હોય છે તેઓને ધન્ય છે. ૨.

धर्मः प्रव्रजितस्तपः प्रचलितं सत्यं च दूरे गतं पृथ्वी मन्द
फला नराः कपटिनश्चित्तं च शाठ्यार्जितम्।

राजानोऽर्थपरा न रक्षणपराः पुत्राः पितुर्द्वेषिणः साधुः
सीदति दुर्जनः प्रभवति प्राप्ते कलौ दुर्युगे ॥ ३ ॥

કલિ નામનો દુષ્ટ યુગ પ્રાપ્ત થયો છે કે જેમાં, ધર્મ તો સંન્યાસી થઈને ચાલ્યો ગયો, તપ પણ જતું રહ્યું, સત્ય પણ દૂર નાશી ગયું, પૃથ્વી મંદ ફલ આપનારી થઇ, માણસો કપટી થઈ ગયા, અન્તઃકરણ શઠતાવાળાં થયાં, રાજાઓ પ્રજાનું રક્ષણ કરવું છોડી દેઇને કેવળ દ્રવ્યજ એકઠું કરનારા થયા, પુત્રો પોતાના પિતા ઉપર દ્વેષ કરનારા થયા, સાધુઓ ક્લેશ ભોગવનારા થયા, અને દુર્જનો બળ-વાળા થયા. ૩.

राक्षसाः कलिमाश्रित्य जायन्ते ब्रह्मयोनिषु ।
ब्राह्मणानेव बाधन्ते तत्रापि श्रोत्रियान्कृशान् ॥ ४ ॥

રાક્ષસો; કલિયુગનો આશ્રય કરીને બ્રાહ્મણની જાતિમાં ઉત્પન્ન થાય છે; અને બ્રાહ્મણોનેજ પીડા કરે છે, અને તેમાં પણ બીચારા શ્રોત્રીય બ્રાહ્મણોને અધિક પીડે છે. ૪.

कुशलाः शब्दवार्तायां वृत्तिहीना सुरागिणः ।
कलौ वेदान्तिनो भान्ति फाल्गुने बालका इव ॥ ५ ॥

સારા સારા શબ્દોથી વાર્તાઓ કરનારા, સારી વૃત્તિઓથી હીન, અને ઘણો રાગ રાખનારા, વેદાન્તીઓ કલિયુગમાં, ફાગણ માસમાં બાળકોની માફક ઘણાજ વધી ગયા છે. ૫.

वागुच्चारोत्सवं मात्रं तत्क्रियां कर्तुमक्षमाः ।
कलौ वेदान्तिनो भान्ति फाल्गुने बालका इव ॥ ६ ॥

કલિયુગને વિષે, વેદાન્તિઓ, વાણીનો ઉચ્ચાર કરવા માત્રનો ઉત્સવ કરવામાં પ્રવૃત્ત હોય છે, પણ ફાલ્ગુન માસમાં બાળકોની માફક તે પ્રમાણે ક્રિયા કરવામાં કુશલતાવાળા હોતા નથી. ૬.

**परान्नेन मुखं दग्धं हस्तौ दग्धौ प्रतिग्रहात् ।**
**परस्त्रीभिर्मनो दग्धं कुतः शापः कलौ युगे ॥ ७ ॥**

કલિયુગને વિષે, બ્રાહ્મણોનું મુખ પરાન્ન જમીને દગ્ધ થયેલું છે, પ્રતિગ્રહ કરીને હાથ દગ્ધ થઈ ગયા છે, અને પરસ્ત્રીઓનું ચિન્તન કરવાથી મન દગ્ધ થયું છે, તેથી તેઓનો શાપ બીજાઓને કેવી રીતે લાગી શકે. ૭.

**नदेवे देवत्वं कपटपटवस्तापसजना जनो मिथ्यावादो विरलतर वृष्टि र्जलधरः।**
**प्रसंगो नीचाना मवनिपतयो दुष्टमनसो जना भ्रष्टा नष्टा अहह कलिकालः प्रभवति ॥ ८ ॥**

અહો! આશ્ચર્ય થાય છે કે કલિયુગનો કાળ ઘણોજ બલવાન થઈ ગયો છે, કે જેમાં, દેવતાઓમાં દેવત્વ રહ્યું નથી, તપસ્વીઓ કપટ કરવામાં ચતુર થઈ ગયા છે, તમામ માણસો મિથ્યા ભાષણ કરનારા થઇ ગયા છે, મેઘ પણ આછો આછો વરસાદ કરનારા થઈ ગયા છે, નીચ માણસોનો પ્રસંગ પગલે પગલે થયા કરે છે, રાજાઓ દુષ્ટ મનવાળા થઇ ગયા છે, માણસો પણ નષ્ટ ભ્રષ્ટ થઇ ગયા છે. ૮.

---

# लक्ष्मी ॥ २१ ॥

अत्यार्यं मतिदातार मतिशूर मतिव्रतम् ।
प्रज्ञाभिमानिनं चैव श्रीर्भयान्नोपसर्पति ॥ १ ॥

અત્યન્ત આર્ય, અત્યન્ત દાન કરનાર, અત્યન્ત શૂર, અત્યન્ત વ્રત કરનાર, અને બુદ્ધિનો અભિમાન રાખનાર (મારા જેવો કોઇ બુદ્ધિમાન નથી એ પ્રમાણે) એટલાઓની પાસે ભયથી લક્ષ્મી જતી નથી. ૧.

समायाति यदालक्ष्मी नारिकेलफलाम्बुवत् ।
विनिर्याति यदालक्ष्मी गजभुक्तकपित्थवत् ॥ २ ॥

જ્યારે લક્ષ્મી આવે છે, ત્યારે નાળીએરના ફલમાં રહેલા પાણીની માફક આવે છે; અને જ્યારે લક્ષ્મી જતી રહે છે ત્યારે હાથીએ ખાધેલા કાંઠાની માફક જતી રહે છે. ૨.

उत्साहसंपन्नमदीर्घसुत्रं क्रियाविधिज्ञं व्यसनेष्वसक्तम् ।
शूरं कृतज्ञं दृढसौहृदं च लक्ष्मीः स्वयं याति निवासहेतोः॥३॥

જે પુરૂષ ઉત્સાહવાળો હોય, દીર્ઘસૂત્રી ન હોય, ક્રિયાઓના વિધિને જાણનાર હોય, વ્યસનોમાં આસક્તિ ન રાખનાર હોય; શૂર, કૃતજ્ઞ, અને દ્રઢ મૈત્રી રાખનાર હોય તેવા પુરૂષની પાસે નિવાસ કરવાના હેતુથી લક્ષ્મી પોતેજ આવે છે. ૩.

यत्राभ्यागतदानमानचरणप्रक्षालनं भोजनं सत्सेवा पितृदेवतार्चनविधिः सत्यं गवां पालनम् ।

धान्यानामपि संग्रहोन कलहश्चित्तानुरूपा प्रिया हृष्टा प्राहहरिं
वसामि कमला तस्मिन्गृहे निश्चला ॥ ४ ॥

લક્ષ્મીજી ભગવાનના પ્રત્યે કહે છે કે, હે મહારાજ! જે ઘેર, અભ્યાગતોને દાન અને માન આપી તેમના પાદ-પ્રક્ષાલન કરી પૂજન કરવામાં આવે છે, સારૂં ભોજન કરાવવામાં આવે છે, સજ્જનોની સેવા કરવામાં આવે છે, પિતૃઓ તથા દેવતાઓને પૂજન કરવાના વિધિઓ ચાલુજ હોય છે, સત્ય હોય છે, ગાયોનું પાલન થતું હોય છે, ધાન્યનો સંગ્રહ કરવામાં આવતો હોય છે, અને પતિના ચિત્તને અનુકુલ રહેનારી સ્ત્રી હોય છે, તે ઘેર હું નિશ્ચલ થઈને રહું છું. ૪.

वरंवनं व्याघ्रगजेन्द्रसेवितं द्रुमालयं पत्रफलाम्बुभोजनम ।
तृणानि शय्या वसनंच वल्कलं न बन्धुमध्ये धनहीन
जीवनम ॥ ५ ॥

મોટા મોટા વ્યાઘ્ર અને હાથીઓથી સેવાયલું વન સારૂં, ઝાડ નીચે નિવાસ કરવો અને પત્ર–ફલ તથા પાણી પીને પોતાનો ઉદર નિર્વાહ કરવો તે સારો, તૃણોમાં સૂઈ રહેવું અને ઝાડની છાલો પહેરવી તે સારી છે, પણ બંધુઓમાં ધનહીન જીવન ગાળવું એ સારૂં નથી. ૫.

---

## मित्र ॥ २२ ॥

पापान्निवारयति योजयते हिताय गुह्यानि गूहति गुणान्प्रकटी करोति ।
आपद्गतं च न जहाति ददाति काले सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥ १ ॥

પાપ કરતાં અટકાવે છે, અને હિતકાર્યમાં જોડે છે, ગુપ્ત બાબતોને છુપાવે છે, અને ગુણોને પ્રકટ કરે છે, આપત્તિમાં આવી પડેલાને પણ છોડતો નથી અને સમય આવે કોઇ વસ્તુ આપે છે, એ પ્રમાણે સારા મિત્રનું લક્ષણ છે, એમ સજ્જનો કહે છે. ૧.

दर्शने स्पर्शने वापि श्रवणे भाषणेऽपिवा ।
यत्र द्रवत्यन्तरंगं स स्नेह इति कथ्यते ॥ २ ॥

દર્શન કરવામાં, સ્પર્શ કરવામાં, શ્રવણ કરવામાં, ભાષણ કરવામાં અથવા કોઇ પણ પ્રસંગમાં જેનું અન્તઃકરણ નમ્ર થાય છે, તેનું નામજ સ્નેહ છે. ૨.

शुचित्वं त्यागिता शौर्यं सामान्यं सुखदुःखयोः ।
दाक्षिण्यं चानुरक्तिश्च सत्यताच सुहृद्गुणाः ॥ ३ ॥

પવિત્રપણું, ત્યાગ કરવાપણું, અને શૂરતા, તેમ સુખ તથા દુઃખમાં બન્નેમાં સમતા, દાક્ષિણ્ય, અનુરાગ અને સત્યતા, એ મિત્રોના ગુણો છે. ૩.

औरसं कृतसंबंधं तथा वंशक्रमागतम् ।
रक्षितं व्यसनेभ्यश्च मित्रं ज्ञेयं चतुर्विधम् ॥ ४ ॥

૧ ઔરસ, ૨ જેની સાથે સંબંધ કર્યો હોય તે, તથા

વંશક્રમથી ચાલુ આવતો, અને દુઃખોમાંથી જેનો બચાવ કર્યો હોય તે, એ પ્રમાણે ચાર પ્રકારના મિત્રો જાણવા. ૪.

**स्वाभाविकं तु यन्मित्रं भाग्येनैवाभिजायते ।**
**तदकृत्रिमसौहार्द मापत्स्वपि न मुञ्चति ॥ ५ ॥**

જે સ્વાભાવિક મિત્ર છે, તે તો ભાગ્યથીજ પ્રાપ્ત થાય છે; કારણકે પ્રેમ રાખનાર મિત્ર આપત્તિના સમયમાં પણ ત્યાગ કરી દેતો નથી. ૫.

**उत्सवे व्यसने चैव दुर्भिक्षे राष्ट्रविप्लवे ।**
**राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः ॥ ६ ॥**

ઉત્સવમાં, વ્યસનમાં, દુષ્કાળમાં, રાજ્યની ફેરફારી વખતે, રાજ્યદ્વારમાં અને શ્મશાનમાં જે પુરૂષ સાથે રહે છે, તેજ બંધુ છે એમ જાણવું. ૬.

**परोक्षे कार्यहन्तारं प्रत्यक्षे प्रियवादिनम् ।**
**वर्जयेत्तादृशं मित्रं विषकुम्भं पयोमुखम् ॥ ७ ॥**

પરોક્ષમાં કાર્યનો નાશ કરનાર, અને પ્રત્યક્ષમાં પ્રિય બોલનાર એવા મિત્રનો મુખ આગળ દુધ હોય અને અંદર વિષ હોય તેવા કુંભની માફક ત્યાગ કરવો. ૭.

**रहस्यभेदो याञ्चा च नैष्ठुर्यं चलचित्तता ।**
**क्रोधो निःसत्यता द्यूतमेतन्मित्रस्य दूषणम् ॥ ८ ॥**

છાની બાબતોનો ભેદ કરવો, યાચ્ના કરવી, નિષ્ઠુરતા રાખવી, ચિત્તની ચંચલતા, ક્રોધ, અને અસત્ય ભાષણ કરવાપણું, તથા જુગાર રમવો એટલાં મિત્રોનાં દૂષણો છે. ૮.

---

# धीर ॥ २३ ॥

**अर्थः सुखं कीर्तिरपीह माभूदनर्थ एवास्तु तथापि धीराः।**
**निजप्रतिज्ञा मधिरूढमाना महोद्यमाः कर्म समारभन्ते ॥१॥**

આ સૃષ્ટિમાં, દ્રવ્ય–સુખ, અને કીર્તિ કદાચિત્ ભલે ન પણ પ્રાપ્ત થાય, પરંતુ ધીરપુરૂષો, પોતાની પ્રતિજ્ઞા પાલન કરવા માટે મોટો ઉદ્યમ કરે છે અને કર્મનો આરંભ કરે છે. ૧

**रत्नैर्महार्हैः स्तुतुषुर्नदेवा न भेजिरे भीमविषेण भीतिम्।**
**सुधांविना न प्रययुर्विरामं न निश्चितार्था द्विरमन्ति धीराः॥२॥**

દેવતાઓ મોટા મોટા કિંમતી રત્નોથી પ્રસન્ન થતા નથી તેમ ભયંકર વિષથી પણ બીક રાખતા નથી, પરંતુ અમૃત સિવાય વિરામ પામતા નથી. તેવીજ રીતે ધીર પુરૂષો પોતે જે વાતનો નિશ્ચય કર્યો હોય તેથી વિરામ પામતા નથી.૨.*

**निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु लक्ष्मीः समाविषतु गच्छतु वा यथेष्टम्।**
**अद्यैव वा मरणमस्तु युगान्तरे वा न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ ३ ॥**

નીતિશાસ્ત્રમાં નિપુણ પુરૂષો, ભલે નિંદા કરે અગર સ્તુતિ કરે, લક્ષ્મી પ્રાપ્ત થાય અગર પોતાની ઈચ્છા પ્રમાણે ચાલી જાય, આજેજ મરણ થાય અગર એક યુગ પછી મરણ થાય, પરંતુ ધીરપુરૂષો નીતિના માર્ગમાંથી એક પગલું પણ પાછા હઠતા નથી. ૩.

---

* આ ઉદાહરણ સમુદ્રમથન કરતી વખતે દેવતાઓએ રત્નો પ્રાપ્ત થતાં ખુશી ન થતાં અને વિષ પ્રાપ્ત થવા છતાં કલેશ ન પામતાં છેવટે અમૃતનું પાન કર્યું તે વિષયમાં બરાબર ઘટે છે.

## संतोष ॥ २४ ॥

संतोषामृततृप्तानां यत्सुखं शान्तचेतसाम् ।
कुतस्तद्धनलुब्धाना मितश्चेतश्च धावताम् ॥ १ ॥

સંતોષરૂપી અમૃતથી તૃપ્ત થયેલા અને શાન્ત ચિત્તવાળાઓને જે સુખ પ્રાપ્ત થાય છે, તે સુખ ધનનો લોભ રાખનાર અને આમ તેમ દોડનારાઓને ક્યાંથી પ્રાપ્ત થાય છે. ૧.

अकिंचनस्य दान्तस्य शान्तस्य समचेतसः ।
सदा संतुष्टमनसः सर्वाः सुखमया दिशः ॥ २ ॥

અકિંચન (નિર્ધન) દાન્ત, શાન્ત, સમદ્રષ્ટિ રાખનાર અને નિરંતર મનમાં સંતોષ રાખનાર પુરૂષને તમામ દિશાઓ સુખમયજ હોય છે. ૨.

आरोग्यं विद्वत्ता सज्जनमैत्री महाकुले जन्म ।
स्वाधीनताच पुंसां महदैश्वर्यं विनाप्यर्थे ॥ ३ ॥

આરોગ્ય, વિદ્વત્તા, સજ્જનો સાથે મૈત્રી, મહાકુલમાં જન્મ, અને માણુસોની સ્વાધીનતા. એ પ્રમાણેની સ્થીતિ તે દ્રવ્ય સિવાય પણ મોટું ઐશ્વર્ય ગણાય છે. ૩.

ते धन्याः पुण्यभाजस्ते तैस्तीर्णः क्लेशसागरः ।
जगत्संमोहजननी यैराशाशी विवर्जिता ॥ ४ ॥

તેઓનેજ ધન્યવાદ છે; તેઓજ પુણ્યશાળી છે, અને તેઓએજ કલેશરૂપી સમુદ્રને ઉલ્લંઘ્યો છે, કે જેઓએ વિશ્વને

પણ મોહ પમાડનાર આશાઓરૂપી વિષયલત્તાઓનો ત્યાગ કર્યો છે. ૪.

**सर्वत्र संपदस्तस्य संतुष्टं यस्य मानसम् ।**
**उपानद्गूढपादस्य ननुचर्मावृतैव भूः ॥ ५ ॥**

જેનું મન સંતોષી છે, તે પુરૂષને સર્વત્ર સંપત્તિઓજ છે; જેમકે ઉપાનહ (જોડાઓથી) જેમના પગ ઢાંકેલા છે તેને આખી પૃથ્વી ચામડાથી વિંટેલીજ છે. ૫.

---

## क्षमा ॥ २५ ॥

---

**क्षमा शस्त्रं करे यस्य दुर्जनः किंकरिष्यति ।**
**अतृणे पतितोवन्हिः स्वयमेवोपशाम्यति ॥ १ ॥**

જેના હાથમાં ક્ષમારૂપી શસ્ત્ર રહેલું છે; તેને દુર્જન માણસ શું કરી શકે છે, કારણકે જ્યાં તૃણ ન હોય તેવા સ્થાનમાં પડેલો અગ્નિ પોતેજ શાન્ત થઈ જાય છે. ૧.

**नरस्याभरणं रूपं रूपस्याभरणं गुणः ।**
**गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणं क्षमा ॥ २ ॥**

પુરૂષને રૂપ, આભૂષણરૂપ છે; રૂપનું આભૂષણ ગુણ છે, ગુણનું આભૂષણ જ્ઞાન છે, અને જ્ઞાનનું આભૂષણ ક્ષમા છે. ૨.

**क्षमा बलमशक्तानां शक्तानां भूषणं क्षमा ।**
**क्षमा वशीकृत्ति र्लोके क्षमया किं न सिध्यति ॥ ३ ॥**

અશક્ત માણસોનું બલ ક્ષમા છે; અને શક્તિવાળાઓને ક્ષમા આભૂષણરૂપે છે; અને ક્ષમાજ આખા જગતમાં વશી-

કરણરૂપે છે, તેમ ક્ષમાથી શું સિદ્ધ થતું નથી. અર્થાત્ બધું સિદ્ધ થાય છે. ૩.

**गोभिर्विप्रैश्च वेदैश्च सतीभिः सत्यवादिभिः ।**
**अलुब्धै र्दानशूरैश्च सप्तभि र्धार्यते मही ॥ ४ ॥**

ગાયો, બ્રાહ્મણો, વેદો, સતીઓ, સત્યવાદીઓ, લોભ વિનાના પુરૂષો, અને દાનશૂર પુરૂષો એ સાત જણાઓથી પૃથ્વી ધારણ કરી રખાય છે. ૪.

**क्षमातुल्यं तपो नास्ति न संतोषात्परं सुखम् ।**
**नच तृष्णापरो व्याधि र्नच धर्मो दयापरः ॥ ५ ॥**

ક્ષમા સરખું બીજું તપ નથી, સંતોષના જેવું બીજું સુખ નથી. તૃષ્ણા જેવો બીજોવ્યાધિ નથી, અને દયા જેવો બીજો ધર્મ નથી. ૫.

---

## तृष्णा ॥ २६ ॥

---

**भोगा न भुक्ता वयमेव भुक्ता स्तपो न तप्तं वयमेव तप्ताः ।**
**कालो न यातो वयमेव याता स्तृष्णा न जीर्णा वयमेव**
**जीर्णाः ॥ १ ॥**

ભોગો તો ભોગવી શકાયા નહીં, પણ અમેજ ભોગવાઇ ગયા, તપશ્ચર્યા તો કરી શકયા નહીં પણ અમેજ તપ્યા, કાળ વ્યતીત ન થયો પણ અમેજ વ્યતીત થયા, અને તૃષ્ણા જીર્ણ ન થઈ પણ અમેજ જીર્ણ થઇ ગયા. ૧.

वयमिह परितुष्टा वल्कलै स्त्वं दुकूलैः समइव परितोषो
निर्विशेषो विशेषः ।
स तु भवतु दरिद्रो यस्य तृष्णा विशाला मनसिच परितुष्टे-
कोऽर्थवान्को दरिद्रः ॥ २ ॥

આ સંસારમાં અમે વલ્કલ વસ્ત્રો પહેરીને સંતોષ માનીએ છીએ, અને તમે રેશમી વસ્ત્રો ધારણ કરો છો, પણ તેમાં સંતોષ હોય તો તે બન્ને એક સરખુંજ છે, કાંઈ પણ વિશેષ નથી, કોઈ માણસ પાસે ઘણું દ્રવ્ય હોય છતાં તેને અધિક તૃષ્ણા હોય તો દરિદ્રીજ છે, અને જેનું મન સંતોષી છે, તે દરિદ્ર હોય છતાં ધનવાન છે. ૨.

आशाया ये दासास्ते दासाः सर्वलोकस्य ।
आशा येषां दासी तेषां दासायते लोकः ॥ ३ ॥

જે પુરૂષો, આશાના દાસ છે, તે પુરૂષો તમામ જગતના દાસજ છે, અને જે પુરૂષોની આશાદાસી છે, તે પુરૂષોને આખું જગત દાસપણે વર્તે છે. ૩.

तेनाधीतं श्रुतं तेन तेन सर्वं मनुष्ठितम् ।
येनाशाः पृष्ठतः कृत्वा नैराश्य मवलंबितम् ॥ ४ ॥

જેણે આશાઓનો ત્યાગ કરીને નિરાશાનું અવલંબન કર્યું, તેજ પુરૂષે અધ્યયન કર્યું, તેણેજ શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત કર્યું; અને તેણેજ તમામ કાર્યો કર્યાં. ૪.

नजातु कामः कामाना मुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ ५ ॥

કામ, કામનો ઉપભોગ કરવાથી કોઈ પણ દિવસ શાન્ત થતો નથી, પણ ઘૃતથી અગ્નિની માફક વારંવાર વૃદ્ધિ પામે છે. ૫.

## लोभ ॥ २७ ॥

लोभात्क्रोधः प्रभवति लोभात्कामः प्रजायते ।
लोभान्मोहश्च नाशश्च लोभः पापस्य कारणम् ॥ १ ॥

લોભથી ક્રોધ થાય છે; લોભથી કામ ઉત્પન્ન થાય છે, લોભથી મોહ ઉત્પન્ન થાય છે અને નાશ પણ થાય છે, અને પાપનું કારણ પણ લોભજ છે. ૧.

## याचक ॥ २८ ॥

वेपथुर्मलिनं वक्त्रं दीना वाग्गद्गदः स्वरः ।
मरणे यानि चिन्हानि तानि चिन्हानि याचके ॥ १ ॥

વેપથુ (કંપ) મુખની મલીનતા, દીનવાણી, અને ગદગદ સ્વર. એ પ્રમાણે મરણમાં જેટલાં ચિન્હો છે, તેટલાંજ ચિન્હો યાચકને વિષે રહેલાં હોય છે. ૧.

देहीति वचनं श्रुत्वा हृदिस्थाः पञ्च देवताः ।
मुखान्निर्गत्य गच्छन्ति श्री, ह्री, धी, धृति कीर्तयः ॥ २ ॥

देहि ( આપો ) આ પ્રમાણેનું વચન સાંભળીનેજ તેવું વચન બોલનાર પુરૂષના હૃદયમાં રહેલા શ્રી-હ્રી-ધી-ધૃતિ, અને કીર્તિ. એ પાંચે દેવતાઓ, મુખમાંથી નિકળીને ચાલ્યા જાય છે. ૨.

**बोधयन्ति न याचन्ते भिक्षाद्वारा गृहे गृहे ।**
**दीयतां दीयतां नित्य मदातुः फल मीदृशम ॥ ३ ॥**

યાચકો, ભિક્ષા માગતા નથી પણ ભિક્ષા માગવાને બહાને ઘેરઘેર અને દ્વારેદ્વારમાં જઇને બોધ કરે છે કે, તમો નિત્ય દાન કરો દાન કરો, કારણકે દાન નહિ કરનારને આવું ફલ મળે છે. ( જેમકે પૂર્વમાં અમે દાન કરેલું નહિ તેથી જેમ ભટકવું પડે છે; તેવું તમારે પણ દાન નહીં કરો તો ભટકવું પડશે, એ પ્રમાણે ઉપદેશ કરે છે. ) ૩.

---

## परोपकार ॥ २९ ॥

---

**श्रोत्रं श्रुतेनैव न कुण्डलेन दानेन पाणिर्नतु कंकणेन ।**
**विभाति कायः करुणाकुलानां परोपकारैर्नतु चन्दनेन ॥१॥**

મનુષ્યના કાન શાસ્ત્રનું શ્રવણ કરવાથી શોભે છે; પણ કુંડલથી શોભતા નથી, હાથ દાન કરવાથી શોભે છે, પણ કંકણ પહેરવાથી શોભતા નથી, તેમજ દયાળુ પુરૂષોના દેહ પરોપકારથી શોભે છે પણ ચન્દન લગાડવાથી શોભતા નથી. ૧.

परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः ।
परोपकाराय दुहन्ति गावः परोपकारार्थ मिदं शरीरम् ॥२॥

વૃક્ષો, પરોપકારને માટેજ ફૂલ આપે છે; અને નદીઓ પરોપકારને માટેજ વહે છે, તેમ ગાયો પણ પરોપકારને માટેજ દુધ આપે છે. તેવીજ રીતે મનુષ્યોનું આ શરીર પણ પરોપકારને માટેજ છે. ૨.

## वैराग्य ॥ ३० ॥

भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं माने दैन्य-
भयं बले रिपुभयं रूपे जराया भयम् ।
शास्त्रे वादभयं गुणे खलभयं कार्ये कृतान्ताद्भयं सर्वं वस्तु
भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥ १ ॥

ભોગ ભોગવવામાં રોગનો ભય રહેલો છે; સારા કુલમાં ભ્રષ્ટ થવાનો ભય છે, દ્રવ્યમાં રાજાનો ભય રહેલો છે, માનમાં દીનતાનો ભય છે, બલમાં શત્રુનો ભય છે, સ્વરૂપમાં વૃદ્ધાવસ્થાનો ભય છે, શાસ્ત્રમાં વાદીનો ભય રહેલો છે, ગુણમાં ખલનો ભય રહેલો છે, અને દેહમાં યમરાજાનો ભય રહેલો છે, એ પ્રમાણે તમામ વસ્તુઓ ભયવાળી છે, તેમાં આ પૃથ્વીમાં માત્ર વૈરાગ્ય એકલુંજ ભયથી રહિત છે. ૧.

# अन्तिम उपदेश ॥ ३१ ॥

को देशः कानि मित्राणि कः कालः कौ व्ययागमौ ।
कश्चाहं का च मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः ॥ १ ॥

દેશ કોણુ છે, મિત્રો કોણુ છે, કાલ કયો છે, આવક જાવક શું છે! હું કોણુ છું, અને મારી શક્તિ શું છે; એ પ્રમાણે વારંવાર ચિન્તન કરવું. ૧.

पुत्रदारादिसंसारः पुंसां संमूढचेतसाम् ।
विदुषां शास्त्रसंसारः सद्योगाभ्यासविघ्नकृत् ॥ २ ॥

મોહિત અન્તઃકરણવાળા પુરૂષોનો સંસાર પુત્ર અને સ્ત્રી વિગેરે છે; અને વિદ્વાનોને તો તે યોગાભ્યાસમાં વિઘ્ન કરનારો છે માટે તેઓને તો શાસ્ત્રજ સંસારરૂપે છે. ૨.

केचिद्वदन्ति धनहीनजनो जघन्यः केचिद्वदन्ति गुणहीन जनो जघन्यः ।
व्यासो वदत्यखिलवेदविशेषविज्ञो नारायणस्मरणहीन जनो जघन्यः ॥ ३ ॥

કેટલાએક લોકો કહે છે કે, જે મનુષ્ય નિર્ધન હોય તેજ નિંદિત છે; અને કેટલાએક લોકો કહે છે કે ગુણુહીન પુરૂષ નિંદિત છે; પરંતુ વ્યાસ ભગવાન તો કહે છે કે, સંપૂર્ણ વેદને જાણુતો હોય છતાં નારાયણુનું સ્મરણુ ન કરતો હોય તે પુરૂષ નિંદિત છે. ૩.

आदित्यस्य गतागतै रहरहः संक्षीयते जीवितं व्यापारै र्बहु
कार्यभारगुरुभिः कालोऽपिन ज्ञायते ।
दृष्ट्वा जन्मजराविपत्तिमरणं त्रासश्चनोत्पद्यते पीत्वा मोहमयीं
प्रमादमदिरा मुन्मत्तभूतं जगत् ॥ ४ ॥

નિરંતર સૂર્યનો ઉદય તથા અસ્ત થયા કરે છે તેમાં આયુષ્ય ક્ષીણ થતું જાય છે; ઘણા કાર્યભારવાળા વ્યાપારો કરવામાં કેટલો સમયજતો રહ્યો તે પણ જણાતું નથી; તેમ જન્મ, વૃદ્ધાવસ્થા, વિપત્તિઓ અને મરણ; એ પ્રમાણે જોવામાં આવે છે તથાપિ ત્રાસ થતો નથી, કારણકે મોહ-રૂપી મદીરાનું પાન કરીને આખું જગત ઉન્મત્ત જેવું થઈ ગયું છે. ૪.

स्तनौ मांसग्रन्थी कनककलशा वित्युपमितौ मुखं श्लेष्मागारं
तदपिच शशांकेन तुलितम् ।
स्रवन्मूत्रक्लिन्नं करिवरकरस्पर्धि जघनं परं निंद्यंरूपं कविजन
विशेषै र्गुरु कृतम् ॥ ५ ॥

સ્તનો, એ માંસની ગાંઠો છે તેને સોનાના કલશની ઉપમા આપે છે; શ્લેષ્મને રહેવાના સ્થાનકમુખને ચન્દ્ર-માની સાથે સરખાવે છે, સ્રવતા મૂત્રથી ભીંજાયેલા જઘનને શ્રેષ્ઠહાથીની સૂંઢ સાથે સરખાવે છે, એ પ્રમાણે અત્યન્ત નિંદવા લાયક સ્રીના શરીરને કવિઓએજ અત્યન્ત શ્રેષ્ઠ છે એમ વર્ણવેલું છે, વાસ્તવિક રીતે તો તે નિંદાનેજ પાત્ર છે. ૫.

चेतोहरा युवतयः स्वजनोऽनुकूलः सद्बान्धवाः प्रणतिगर्भ
गिरश्च भृत्याः ।
गर्जन्ति दन्तिनिवहास्तरलास्तुरंगाः संमीलने नयनयोर्नहि
किंचिदस्ति ॥ ६ ॥

ચિત્તને હરણ કરે તેવી સ્ત્રીઓ હોય, પોતાને અનુકુલ રહેનારા મિત્રો હોય, સારા બંધુઓ હોય, વિનયવાળા નોકરો હોય, હાથીઓનો સમુદાય ગર્જના કરતો હોય, અને ચંચલ ઘોડાઓનો સમુદાય હોય; એ પ્રમાણે સમૃદ્ધિ હોય છતાં મનુષ્યનાં નેત્ર મીંચાઈ જાય તે વખતે એ સમૃદ્ધિઓમાંથી કાંઇ પણ ઉપયોગમાં આવતું નથી. ૬.

धैर्यं यस्य पिता क्षमाच जननी शान्तिश्चिरं गेहिनी सत्यं
सूनुरयं दयाच भगिनी भ्राता मनःसंयमः ।
शय्या भूमितलं दिशोऽपि वसनं ज्ञानामृतं भोजनमेते यस्य
कुटुम्बिनो वद सखे कस्माद्भयं योगिनः ॥ ७ ॥

જે યોગીને પિતારૂપે ધૈર્ય છે, માતારૂપે ક્ષમા છે, શાન્તિરૂપે સ્ત્રી છે, સત્યરૂપી પુત્ર છે, દયારૂપી બહેન છે, મનના સંયમરૂપે ભાઈ છે, ભૂમિતલ શય્યા છે, દિશાઓ વસ્ત્રરૂપે છે, અને જ્ઞાનામૃતરૂપી ભોજન છે; એ પ્રમાણે જેને કુટુંબિઓ છે તે યોગિને કોનાથી ભય થાય છે ? અર્થાત્ કોઇથી પણ ભય થતું નથી. ૭.

---